આ પુસ્તકના લેખક વસીલી આલેક્સાંદ્રોવિચ સુખોમ્લીન્સ્કી (૧૯૧૮-૧૯૭૦) નામાંકિત સોવિયેત કેળવણીકાર અને સોવિયેત સંઘની શિક્ષણ વિજ્ઞાન અકાદમીના કોરેસ્પોન્ડીંગ સભ્યા હતા. તેમને સમાજવાદી શ્રમવીરનો ઈલકાબ એનાયત થયો હતો.

સુખોમ્લીન્સ્કી શૈક્ષણિક પ્રવૃત્તિનાં ત્રીસ વર્ષોના પૂરા ગાળામાં બાળકોના ઉછેર તથા શિક્ષણના કાર્યમાં મશગૂલ રહ્યા હતા.

આ પુસ્તકમાં પ્રાથમિક શાળાની શૈક્ષણિક પ્રક્રિયાની છણાવટ કરવામાં આવી છે. શિક્ષકનું સર્જનાત્મક કાર્ય પ્રાથમિક શાળામાં સૌથી વધારે તેજસ્વી રીતે પ્રગટ થાય છે. લેખકે શિક્ષણના ક્ષેત્રની જુદીજુદી વૈજ્ઞાનિક-સૈદ્ધાંતિક સમસ્યાઓની છણાવટ અમલી ઉકેલોના, શાળાના સંચાલક તરીકે પોતાના અનુભવ ઉપર આધારિત ઉકેલોના, સંદર્ભમાં કરી છે. તેમણે નિર્દેશ કર્યો છે કે બાળકોની અંદર પ્રકૃતિ તરફનો પ્રેમ કેવી રીતે કેળવવો જોઈએ. તેમણે આસપાસના જગતને પારખવાની બાળકની શક્તિનું વિવરણ કર્યું છે. તેમણે બાળકોમાં અભ્યાસ અંગેની રુચિ તેમ જ શ્રમ, જનતા, અને માતૃભૂમિ અંગેનો પ્રેમ કેળવીને દરેક બાળકના વ્યક્તિત્વના ઘડતરમાં પોતે આપેલા ફાળાનું વિગતવાર વર્ણન કર્યું છે.

સુખોમ્લીન્સ્કીએ ભલાઈ, સહાનુભૂતિ, મિત્રતા, અને દેશભક્તના માનમોભાને પ્રથમ કક્ષાની લાગણીઓ ગણાવી છે, અને તેમને બાળકના અંતરમાં સીંચવાની આવશ્યકતાનો નિર્દેશ કર્યો છે.

શિક્ષકો, માતાપિતાઓ, અને અત્યંત બહોળા વાચક વર્ગને લક્ષમાં રાખીને પુસ્તક સરળ ભાષામાં લખવામાં આવ્યું છે.

વસીલી સુખોમ્લીન્સ્કી

# વસીલી સુખોમ્લીન્સ્કી



વસીલી સુખોમ્લીન્સ્કી

# દિલ મેં દીધું બાળકોને



પ્રગતિ પ્રકાશન
મોસ્કો

અનુવાદ – અતુલ સવાણી

**В. А. Сухомлинский**

СЕРДЦЕ ОТДАЮ ДЕТЯМ
*на языке гуджарати*

**Vasily Sukhomlinski**

To Children I Give My Heart
*in Gujarati*



સોવિયેત સંઘમાં મુદ્રિત

C 4303000000–581 / 014(01)–85 308–85

અનુક્રમણિકા

પ્રકાશકોનું કથન . . . . . . . . . . . . . . ૫
આમુખ . . . . . . . . . . . . . . ૧૦
**આનંદ વિદ્યાલય** . . . . . . . . . . . . . . ૧૩
શાળા સંચાલક . . . . . . . . . . . . ૧૩
પહેલું વર્ષ — બાળકોનું નિરીક્ષણ . . . . . . . . . . ૨૬
મારા વિદ્યાર્થીઓનાં માતાપિતા . . . . . . . . . . ૨૮
ખુલ્લી જગ્યામાં શાળા . . . . . . . . . . . . ૪૨
અમારો સ્વપ્નોનો ખૂણો . . . . . . . . . . . . ૬૦
પ્રકૃતિ — આરોગ્યનું ઝરણું . . . . . . . . . . ૬૮
દરેક બાળકમાં કલાકાર . . . . . . . . . . . . ૭૫
સજીવ અને સુંદરનું જતન . . . . . . . . . . . ૭૮
મહેનતની દુનિયામાં સફરો . . . . . . . . . . . ૮૬
પ્રકૃતિના સંગીતના સૂર . . . . . . . . . . . . ૮૮
શિયાળાની ખુશીઓ અને ફિકરો . . . . . . . . . . ૧૦૩
પહેલી વાર લાવરીનો તહેવાર . . . . . . . . . . ૧૦૬
બાળકો લખતાં અને વાંચતાં કેવી રીતે શીખ્યાં . . . . . ૧૦૭
જિંદગી તો સૌની સહિયારી, બાળકો! . . . . . . . ૧૨૦
અમારો સામૂહિક એકમ — હેતાળ કુટુંબ . . . . . . . ૧૨૮
અમે રહીએ આરોગ્યની વાડીમાં . . . . . . . . . ૧૩૧
અભ્યાસના પહેલા વર્ષની પૂર્વવેળાના વિચારો . . . . . ૧૩૩
**બાળપણનાં વર્ષો** . . . . . . . . . . . . . ૧૩૮
પ્રાથમિક શાળા એટલે શું? . . . . . . . . . . ૧૩૮
આરોગ્ય, આરોગ્ય, અને ફરી આરોગ્ય . . . . . . . ૧૪૩
અભ્યાસ — માનસિક જીવનનું એક અંગ . . . . . . . ૧૫૫
પ્રકૃતિના પુસ્તકનાં ત્રણ સો પાનાં . . . . . . . . ૧૭૬

વસ્તુઓના જગતમાંથી સમાજમાં, બધું ક્યાંથી આવે છે? . ૧૯૭
જીવનના ગણિતગ્રંથમાંથી એક હજાર દાખલાઓ . . . ૨૦૦
જગતમાં અમારા "પ્રવાસો" . . . . . . . . ૨૧૩
બાળકને બૌદ્ધિક શ્રમની અને અભ્યાસમાં સફળતાની ખુશી આપો . . . . . . . . . . . . . . ૨૨૨
વાર્તાઓનો ખંડ . . . . . . . . . . . . ૨૪૨
વાર્તાઓ ચાલુ—અમારો 'જાદુઈ ટાપુ' . . . . . ૨૫૩
ગીતો બાળકને જગતની સુંદરતા બતાવે છે . . . . . ૨૫૭
બાળકના આંતરિક જીવનમાં પુસ્તકની ભૂમિકા . . . . ૨૬૩
વતનની ભાષા . . . . . . . . . . . . ૨૭૨
સુંદરતાનો ખૂણો . . . . . . . . . . . ૨૯૬
જીવનમાં આદર્શોના સ્રોતો . . . . . . . . ૨૯૮
કોમ્યુનિસ્ટ પાર્ટી વિશે એક ખ્યાલ . . . . . . . ૩૦૭
બીજા લોકો અંગેની કાળજી વગરનો તો એક દિવસ પણ નહિ . . . . . . . . . . . . . . ૩૦૯
ઉમદા લાગણીઓથી ઓતપ્રોત મહેનત . . . . . ૩૨૩
નાનેરા લેનિનવાદીઓ—સ્વદેશના ભાવિ સ્વામીઓ . . ૩૪૮
બાળકો નાનેરા લેનિનવાદીઓની કતારોમાં . . . . ૩૬૫
લેનિનની જેમ સંઘર્ષ લડવો અને ફતેહ હાંસલ કરવી . . ૩૬૬
બહાદુર અને નીડર માનવીઓનો એકમ . . . . . ૩૭૨
ઉનાળાને વિદાય . . . . . . . . . . . ૩૮૧


## પ્રકાશકોનું કથન

વસીલી આલેક્સાંદ્રોવિચ સુખોમ્લીન્સ્કીએ (૧૯૧૮-૧૯૭૦) પોતાના ટૂંકા જીવનનાં પાંત્રીસ વર્ષો બાળકોના ઉછેર અને શિક્ષણમાં લગાવી દીધાં હતાં. તેમણે ઉક્રાઈનામાં મોટાં શહેરોથી દૂર આવેલા પાવલીશ ગામની શાળાનું સંચાલન ઓગણત્રીસ વર્ષો સુધી કર્યું હતું.

તમને શિક્ષણના ક્ષેત્રમાં કામગીરી બદલ સમાજવાદી શ્રમવીર તથા ઉક્રાઈની સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકના પ્રતિભાવાન શિક્ષકના ઈલકાબો એનાયત કરવામાં આવ્યા હતા અને સોવિયેત સંઘની શિક્ષણ વિજ્ઞાન અકાદમીના કોરેસ્પોન્ડીંગ સભ્ય તરીકે ચૂંટવામાં આવ્યા હતા.

વસીલી સુખોમ્લીન્સ્કીની કેળવણીકાર તરીકેની કામગીરીનું સારતત્ત્વ શું છે?

દુનિયાના ઘણા પ્રગતિશીલ કેળવણીકારો ઉછેર અને શિક્ષણને એક જ શૈક્ષણિક પ્રક્રિયામાં સંમિલિત કરી દેવાની કોશિશો લાંબા સમયથી કરતા રહ્યા છે. એ સ્વપ્ન સુખોમ્લીન્સ્કીના શૈક્ષણિક કાર્યમાં સાકાર થયું હતું. દરેક શાળાબાળકમાં આગવું વ્યક્તિત્વ પારખવું—તેમની શૈક્ષણિક પદ્ધતિનું સારતત્ત્વ એવું હતું, તેમની દૃષ્ટિમાં એ બાબત બાળકોને ઉછેરવાની તથા શિક્ષણ આપવાની આશા રાખતા કોઈ પણ માણસ માટે અનિવાર્ય આવશ્યકતાના સ્થાને હતી.

વસીલી સુખોમ્લીન્સ્કીએ સિદ્ધાંતમાં તેમ જ અમલમાં સાબિત કરી આપ્યું કે કોઈ પણ તંદુરસ્ત બાળક સાધારણ સાર્વજનિક શાળામાં, તેજસ્વી અને ઓછાં તેજસ્વી જૂથોમાં બાળકોના વિભાજન વગર, આધુનિક માધ્યમિક શિક્ષણ મેળવી શકે. એ શોધ નવી નહોતી. પરંતુ તેમણે એવો બુદ્ધિસંગત વચલો માર્ગ શોધી કાઢ્યો કે જે શિક્ષક માટે બાળકને રાષ્ટ્રીય શૈક્ષણિક કાર્યક્રમ જોડે બંધબેસતા જ્ઞાનની દુનિયામાં દોરી જવાનું શક્ય

બનાવે છે. સુખોમ્લીન્સ્કીની દૃષ્ટિમાં મુખ્ય બાબત બાળકના મનનાં શીખવાની, સ્વ-શિક્ષણની રુચિ તથા આત્મ-શિસ્ત વિકસાવવાની ઉત્સુકતા પેદા કરવાની છે.

સુખોમ્લીન્સ્કી પોતાના દરેક વિદ્યાર્થીનું બારીક નિરીક્ષણ કરતા, બીજા શિક્ષકો અને માતાપિતાઓ સાથે સલહમસલત કરતા, પોતાના વિચારોને ભૂતકાળના મહાન કેળવણીકારોના વિચારો સાથે તેમ જ લોક-શાણપ સાથે સરખાવી જોતા.

બાળકોને શીખવવું હોય તો તેમની ઉપર હેત રાખવું જોઈએ, એવા સંજોગોમાં જ બાળકને કામની, મિત્રતાની, અને માનવતાની ખુશી માણવામાં મદદ કરી શકાય. શિક્ષકે દરેક બાળકના હૃદયમાં પહોંચી જવું જોઈએ, તો જ તે બાળકોનાં દિલોમાં કુટુંબ, શાળા, કામ તથા જ્ઞાન, અને સ્વદેશ અંગેનો પ્રેમ કેળવી શકે. વસીલી સુખોમ્લીન્સ્કીએ શિક્ષણના ક્ષેત્રમાં કરેલી કામગીરીમાં ચોક્કસ એ પદ્ધતિ જ—બાળકના હૃદયમાં પહોંચી જવાની જહેમતો જ—પાયાના સ્થાને હતી.

પોતાના વિદ્યાર્થીઓમાં સર્વોત્તમને મોખરે આણી દેવું—તેમની કુદરતી શક્તિઓને વિકસાવવી, તેમના નૈતિક ગુણો કેળવવા, સામ્યવાદી આદર્શોને વફાદાર ઈમાનદાર ઇન્સાનોનો ઉછેર કરવો—સુખોમ્લીન્સ્કી એ બાબતને સોવિયેત શિક્ષકનું લક્ષ્ય ગણતા હતા.

સુખોમ્લીન્સ્કીની શૈક્ષણિક પદ્ધતિ ઇષ્ટ અને સત્યનું શિક્ષણ આપવાની, લાગણીઓ અને વિચારોનું જગત વિકસાવવાની, વ્યક્તિ અને નાગરિકનું ઘડતર કરવાની, પદ્ધતિ છે.

સુખોમ્લીન્સ્કીએ જીવનનાં અંતિમ વીસ વર્ષો દરમિયાન પોતાનાં નિરીક્ષણો અને ચિંતનોની યાદીઓ ટપકાવી લીધી હતી અને તેનો ઉપયોગ ઘણાં પુસ્તકો તથા લેખો લખવામાં કર્યો હતો. તેમની ખૂબ જાણીતી કૃતિઓ ‘દિલ મેં દીધું બાળકોને’, ‘નાગરિકનો ઉદય’, ‘પાવલીશની માધ્યમિક શાળા’, અને ‘સામૂહિક સંઘટનનું શાણપ સામર્થ્ય’ છે. તેમાં એ ઉત્કૃષ્ટ શિક્ષકના વિપુલ અનુભવનો સમન્વિત સાર અંકિત છે. સુખોમ્લીન્સ્કીએ પોતાની કૃતિઓને ‘માકારેન્કોના કાર્યના ફળ’ તરીકે ગણાવી છે. સોવિયેત કેળવણીકાર આન્તોન સેમ્યોનોવિચ માકારેન્કોના (૧૮૮૮-૧૯૩૯) શૈક્ષણિક અનુભવ તથા જીવનને તે અત્યંત મૂલ્યવાન ગણતા હતા.

માકારેન્કોની પદ્ધતિના પાયામાં વ્યક્તિ તરફ ઊંડા આદર અને નિષ્ઠાની ભાવના હતી. તે ચાલુ સદીના ત્રીજા દાયકામાં બાળકોના એક કામ-મથકના સંચાલક હતા. એ જમાનો સોવિયેત પ્રજાસત્તાક માટે ભારે મુશ્કેલીનો હતો. મોટી સંખ્યામાં બાળકો માતાપિતા અને કુટુંબની છત્રછાયા ખોઈ બેઠાં હતાં, બેઘર બની ગયાં હતાં. એવાં તરછોડેયેલાં બાળકોની વિપદાઓ હળવી બનાવવા માટે આવશ્યક હતું કે તેમને હૂંફના વાતાવરણમાં રાખવામાં આવે, તેમની કાળજી રાખવામાં આવે, તેમને નવા કુટુંબની ભેટ આપવામાં આવે. માકારેન્કોના સંચાલન હેઠળનાં બાળકો માટે સામૂહિક સંઘટન એવું કુટુંબ બની રહ્યું. એ બાળકોને નવેસરથી કેળવણી આપવા માટે, ઊંડાં મૂળિયાં ઘાલી ગયેલી ટેવોને ખતમ કરી નાખવા માટે, નવું વલણ તાકીદે જરૂરી હતું; અને માકારેન્કોએ એવું વલણ તેજસ્વી રીતે ઘડી કાઢ્યું. પરંતુ સુખોમ્લીન્સ્કીની દૃષ્ટિમાં માકારેન્કોની પદ્ધતિનું મુખ્ય તત્ત્વ “માનવતાના સ્થાયી અખૂટ ફૂંડાળાનું” હતું. “સર્વોત્તમ માનવીય આકાંક્ષાઓની મોહક સુંદરતાનું” હતું.

માકારેન્કોએ શિક્ષક અને બાળક વચ્ચે જે સંબંધો સ્થાપ્યા હતા અને સદ્ભાવના જે વાતાવરણનું સર્જન કર્યું હતું તેને, બરાબર તેને જ, દોહરાવવાની જહેમતો પાવલીશમાં વસીલી સુખોમ્લીન્સ્કીના સંચાલનમાં ચાલતી શાળામાં કરવામાં આવી હતી. એ બે શિક્ષકોએ શિક્ષણને દુનિયા સંબંધી સામાજિક દૃષ્ટિ સાથે, પોતાના દેશ અને જનતાની સંનિષ્ઠ સેવા કરતી વ્યક્તિની સુંદરતાની સમજણ સાથે, સાંકળી લીધું હતું. તેઓ માનતા હતા કે નાનેરા લોકોને જીવન જીવવાની કેળવણી આપવામાં, તેમને કેવળ ઇષ્ટ અને અનિષ્ટની સમજણ જ આપવા કરતાં ઘણું વધારે સામેલ હોય છે; એ તો તેમને સામાજિક અનિષ્ટ અને અન્યાય ન સાંખી લેવાની કેળવણી આપવાનું કાર્ય હોય છે.

વસીલી સુખોમ્લીન્સ્કીના શૈક્ષણિક વારસામાં નીચેની બાબત કેંદ્રસ્થાને છે: તેમણે શૈક્ષણિક પદ્ધતિની પસંદગી કરતી વેળા માકારેન્કોના સિદ્ધાંતો મુજબ કદમ ઉઠાવ્યું હતું. એ સિદ્ધાંતોનું સારતત્ત્વ એવું છે કે બીજી પદ્ધતિઓથી અળગી ઉપયોગમાં લેવાતી કોઈ પણ પદ્ધતિ કાં તો સકારાત્મક અથવા નકારાત્મક પરિણામો પેદા કરે. એટલે પદ્ધતિઓનું આખું સંકુલ, સંવાદી રીતે સંઘટિત સંકુલ, મહત્ત્વનું હોય છે.

સૌપ્રથમ અને સૌથી વધારે પ્રમાણમાં માકારેન્કોના નામ સાથે સંકળાયેલા સામૂહિક શિક્ષણના સિદ્ધાંતને વસીલી સુખોમ્લીન્સ્કીની અમલી કામગીરીઓમાં

પુષ્ટિ મળી. આધુનિક દુનિયામાં સામૂહિક સંઘટનની બહાર બાળકોનો ઉછેર અને કેળવણી અશક્ય બની રહે છે કારણ કે માત્ર એવું શિક્ષણ જ બાળકોને બીજા લોકો સાથેના સંપર્કોની ખુશીની કેળવણી આપે છે અને તેમને પોતાની શક્તિઓ પારખવાની તક પૂરી પાડે છે.

શિક્ષણના વિજ્ઞાનનો આધુનિક વિકાસ, શાળાઓની સુધારણા, અનિવાર્ય રીતે આવશ્યક બનાવે છે કે સાળા પ્રગતિશીલ કેળવણીકારોની શોધો અને સિદ્ધિઓ ઉપર તેમ જ તેમના વારસા ઉપર વધારે ધ્યાન આપવામાં આવે. સુખોમ્લીન્સ્કીના કાર્યનાં સરસ પરિણામો એ બાબતને પુષ્ટિ આપે છે. તેમનો બધા શૈક્ષણિક નિષ્કર્ષો એક જ પાયા ઉપર ખડા હોય છે, અને ઊગતી પેઢીનું ઘડતર નૈતિકતા તેમ જ નાગરિક ફરજની ઉદાત્ત ભાવનાના આધારે કરવાના લક્ષ્યની દિશામાં કાર્યરત હોય છે.

* * *

વસીલી સુખોમ્લીન્સ્કીનું અવસાન બહુ વહેલું થઈ ગયું હતું. માત્ર બાવન વરસની ઉંમરે તેમના દેહાંતમાં યુદ્ધનું માઠું પરિણામ અંકિત છે.

ફાસીવાદી જર્મની સામે મહાન દેશાભિમાની યુદ્ધ (૧૯૪૧-૪૫) શરૂ થયું ત્યારે એકવીસ વરસના, અને પોલતાવાના શિક્ષક તાલીમ વિદ્યાલયનો અભ્યાસ તાજેતરમાં જ પૂરો કરીને આરંભનાં ધોરણોના શિક્ષક તરીકે કામ કરવા લાગેલા સુખોમ્લીન્સ્કી સેનામાં સામેલ થઈ ગયા. તેમની પત્ની વેરા નાઝીઓના કબજામાં સપડાઈ ગયેલા પાવલીશ ગામમાં રહી ગઈ અને છાપામાર સિપાહીઓને મદદ કરતી રહી. એક વાર છાપામાર કામગીરી દરમિયાન તે જર્મન જાસૂસી સિપાહીઓના હાથમાં પકડાઈ ગઈ. તેણે ફાસીવાદી કારાવાસમાં પુત્રને જન્મ આપ્યો. ફાસીવાદીઓએ એ બહાદુર નારી ઉપર અત્યાચારો વરસાવ્યા, છાપામાર ટુકડીના આગેવાનોનાં નામોની માગણી કરી, પરંતુ તેણે પોતાના હોઠ સીવી રાખ્યા. દુશ્મનોએ તેના માત્ર થોડાક જ દિવસોના શિશુ પુત્રને તેની નજર સામે મારી નાખ્યો. વેરાને ફાંસીએ લટકાવી દેવામાં આવી... એ વખતે સુખોમ્લીન્સ્કી મોસ્કો નજીક ચડાઈખોરો સામે લડી રહ્યા હતા. તે સખત ઘવાઈ ગયા એટલે તેમને લડાઈના મેદાનમાંથી ખસેડી દેવામાં આવ્યા. તેમની છાતીમાં તોપના ગોળાઓની ઘાતક કટકીઓ ખૂંતી ગયેલી હતી. વળી તેમનાં પ્યારાં સ્વજનો મોતના ખપ્પરમાં હોમાઈ ગયાં હોવાની કારમી વેદના તેમના હૃદયને કોરી ખાતી હતી.



વસીલી સુખોમ્લીન્સ્કીનું જીવન છેક આખરી દિવસ — ૧૯૭૦ના સપ્ટેંબરની બીજી તારીખ — સુધી બાળકોને સમર્પિત રહ્યું હતું.

વર્ષો વીતી ગયાં, દેશે યુદ્ધના જખમોને રુઝાવી લીધા. નવી પેઢીઓ જન્મી. તેમને યુદ્ધ વિશેની જાણકારી માત્ર ઇતિહાસનાં પુસ્તકોમાંથી મળતી હતી. પાવલીશની શાળાનાં બાળકોને એ વખતે બિલકુલ ખ્યાલ નહોતો કે તેમને શિક્ષણ આપનારા, ખેતરોમાં અને વનોમાં ફેરવનારા, માનવીની છાતીમાં યુદ્ધના જખમોની નિશાનીઓ હજી તાજી છે, પીડાની આગ પેદા કરતી રહે છે.

દવાઓ તેમને મદદગાર બની શકે એમ નહોતી. સુખોમ્લીન્સ્કી શાળાવર્ષના આરંભમાં છેલ્લી વાર બાળકોની નવી પેઢી માટે પોતાની શાળાનાં બારણાં ખોલીને ફરજ બજાવતા બજાવતા અવસાન પામ્યા.

સુખોમ્લીન્સ્કીનો શૈક્ષણિક વારસો, કેળવણીકાર તરીકેનો તેમનો અનુભવ, કેવળ સોવિયેત સંઘમાં જ નહિ પરંતુ આખી દુનિયામાં શિક્ષકો અને માતાપિતાઓનું ધ્યાન નિરંતર વધારે ને વધારે પ્રમાણમાં આકર્ષે છે.

પ્રિય વાચકો અને સાથીઓ — શિક્ષકો, કેળવણીકારો, અને શાળાઓના સંચાલકો,

આ પુસ્તકમાં ઘણાં વર્ષોના શાળા કાર્યનું પરિણામ — મનન, ખેવના, ચિંતા, અને તણાવનું પરિણામ અંકિત છે. ગામની શાળામાં તેત્રીસ વર્ષ એકધારી કામગીરી મારે માટે ભારે સુખની બાબત રહી છે. મારું જીવન બાળકોને સમર્પિત રહ્યું છે. એટલે, ઘણો વિચાર કર્યા પછી મેં આ પુસ્તકને **દિલ મેં દીધું બાળકોને** નામ આપવાનું નક્કી કર્યું. મને લાગ્યું કે એવું નામ આપવાનો અધિકાર મેં હાંસલ કરી લીધો છે. હું બીજા કેળવણીકારોને, શાળાઓમાં હાલ તેમ જ અમારા પછી ભવિષ્યમાં કામ કરનારાઓને, જીવનના ઠીકઠીક લાંબા ગાળાની, લગભગ એક દાયકાની, વાત કરવા માગું છું. એ ગાળો એટલે નાનકડું બાળક — અમે શિક્ષકો ઘણી વાર તેને તોફાની બારકસ કહીએ છીએ — જ્યારે પહેલી વાર શાળામાં કદમ માંડે ત્યારથી લઈને જે ગંભીર ઘડીએ તરુણ અથવા તરુણી તરીકે માધ્યમિક શાળાના પૂરા અભ્યાસનું પ્રમાણપત્ર સંચાલકના હાથમાંથી મેળવે અને મહેનતની સ્વતંત્ર જિંદગી શરૂ કરે ત્યાર સુધીનો ગાળો. એ ગાળો વ્યક્તિના ઘડતરનો હોય છે, પરંતુ શિક્ષક અથવા શિક્ષિકા માટે તો જીવનનો ભારે મોટો હિસ્સો હોય છે. મારા જીવનમાં મુખ્ય બાબત કઈ રહી છે? તેનો જવાબ હું ખાસ વિચાર કર્યા વગર આપી શકું એમ છું: **બાળકો તરફ મારા પ્યારની.**

પ્રિય વાચકો, તમે મારા કાર્યની અમુક બાબતો જોડે કદાચ સહમત નહિ થાઓ, શક્ય છે કે તમને કશુંક અજબ અથવા આશ્ચર્યજનક લાગે, એટલે હું તમને પહેલેથી જ વિનંતિ કરી લઉં છું કે આ પુસ્તકને નાનાં તથા કિશોરાવસ્થાનાં બાળકો અને તરુણ નરનારીઓના ઉછેરમાં સર્વસામાન્ય સહાયક સાધન ગણી લેશો નહિ. શિક્ષણની ભાષામાં આ પુસ્તકમાં વર્ગની બહારના કેળવણી કાર્યની (અથવા શબ્દના સંકુચિત અર્થમાં બાળકોના ઉછેરના કર્તવ્યની) છણાવટ કરવામાં આવી છે. તેમાં અભ્યાસની સામગ્રીને અથવા વિજ્ઞાનનાં મૂળતત્ત્વો શીખવાની પ્રક્રિયાની બધી શૈક્ષણિક વિગતોને આવરી લેવાનો ઇરાદો મેં નથી રાખ્યો. નાજુક માનવીય સંબંધોની ભાષામાં આ પુસ્તક કેળવણીકારના હૃદયને સમર્પિત છે. મેં જણાવવાની કોશિશ કરી છે કે બાળકને આસપાસના જગતમાં કેવી રીતે દોરી જવું, શીખવામાં મદદ કેવી રીતે કરવી, અને એવી માનસિક મહેનતને વધારે સહેલી કેવી રીતે બનાવવી; તેના અંતરમાં ઉમદા લાગણીઓને કેવી રીતે જગાવીને સદ્ધર બનાવવી; માનવીય મોભાની ભાવના, માનવ હસ્તી ઇષ્ટ હોવાની નિષ્ઠા, કેવી રીતે સીંચવી; તેનામાં સોવિયેત સ્વદેશ તરફ પ્રેમ કેવી રીતે કેળવવો; બાળકની ગ્રહણશીલ બુદ્ધિ અને સંવેદનશીલ હૃદયમાં સામ્યવાદના ઉદાત્ત આદર્શો તરફ વફાદારીના પ્રથમ અંકુરો કેવી રીતે પેદા કરવા.

આ ઘડીએ તમે વાંચી રહ્યા છો એ પુસ્તક પ્રાથમિક ધોરણોમાં કેળવણીના કાર્યને સમર્પિત છે. બીજા શબ્દોમાં કહીએ તો તે બાળપણની દુનિયાને, સમર્પિત છે. અને બાળપણ, બાળકોની દુનિયા, તો ખાસ દુનિયા હોય છે. ઇષ્ટ અને અનિષ્ટ, ઈમાનદારી અને બેઈમાની, તથા માનવીય મોભા વિશે બાળકો પોતાના આગવા ખ્યાલો ધરાવતાં હોય છે. તેઓ સુંદરતાને પારખવાની પોતાની આગવી કસોટીઓ અને સમયને માપવાનીયે પોતાની આગવી રીત ધરાવતાં હોય છે. બાળપણમાં દિવસ જાણે વરસ જેવો અને વરસ જાણે અનંત કાળ જેવું હોય છે. જેનું નામ **બાળપણ** છે એ વાર્તા-મહેલમાં દાખલ થવા માટે મેં હંમેશાં પોતે જ અમુક પ્રમાણમાં બાળક બની જવાની કોશિશ કરી છે. એમ કરીએ તો જ બાળકો આપણને તેમના એ વાર્તા જગતમાં પરાણે ઘૂસી જનારા, અથવા બહારથી એ દુનિયાની રખેવાળી કરનારા પરંતુ અંદરના બનાવો અંગે ઉદાસીન રહેતા, માણસો ગણવાનું બંધ કરે.

આ પુસ્તકના વિષયવસ્તુ અને મારા અનુભવનાં રૂપલક્ષણો વિશે હું બીજી એક ચોખવટ પણ કરવા માગું છું. પ્રાથમિક શાળા સૌપ્રથમ તો એક શિક્ષકના સર્જનાત્મક શ્રમનું ક્ષેત્ર હોય છે. એટલે, શિક્ષકો તેમ જ માતાપિતાઓના સામૂહિક એકમના કાર્યનો ઉલ્લેખ મેં જાણીજોઈને નથી કર્યો. મેં એ બધું સામેલ કર્યું હોત તો પુસ્તક બેહદ લાંબું થઈ ગયું હોત.

બાળપણ વિશેના પુસ્તકમાં બાળકોનાં કુટુંબોનો ઉલ્લેખ ટાળવાનું દેખીતી રીતે જ અશક્ય છે. મેં કૌટુંબિક વાતાવરણનું પૂરું અને સાચું નિરૂપણ ન કર્યું હોત તો મારા કેળવણી કાર્યની આખી પદ્ધતિ ગૂંચવણનું કારણ બની રહી હોત. નાદેઝ્દા ક્રૂપ્સ્કાયા, આન્તોન માકારેન્કો, અને બીજા નામાંકિત કેળવણીકારોની જેમ મને પણ કેળવણીની મહાન શક્તિમાં ઊંડી નિષ્ઠા છે.



## શાળા સંચાલક

મને શિક્ષકની કામગીરીમાં દસ વરસ થઈ ગયાં હતાં ત્યારે પાવલીશની માધ્યમિક શાળાના સંચાલક તરીકે નીમવામાં આવ્યો. દસ વરસ દરમિયાન ઘાટ પામતી રહેલી મારી શૈક્ષણિક માન્યતાઓએ ત્યાં અંતિમ રૂપ ધારણ કર્યું. મારી મંછા એ માન્યતાઓને ત્યાં અમલમાં મૂકવાની હતી.

તેમને અમલમાં સિદ્ધ કરવાની મારી કોશિશો જેમ જેમ વધતી ગઈ તેમ તેમ મારા મનમાં વધારે ને વધારે સ્પષ્ટ બનતું ગયું કે આગેવાની પણ શૈક્ષણિક જહેમત હોય છે, તેમાં વૈચારિક તથા સંગઠનાત્મક સમસ્યાઓને વ્યક્તિગત ઉદાહરણ મારફત શાળાવ્યાપી આધારે ઉકેલવાની હોય છે. જો શિક્ષકોને જોવા મળતું હોય કે સંચાલક પોતે સારો શિક્ષક છે, અને બાળકોની કેળવણીના કર્તવ્યમાં સીધો ભાગ લે છે, તો શિક્ષણના ક્ષેત્રના સામૂહિક એકમના સંગઠક તરીકે તેની અસરકારકતા ખૂબ વધી જાય.

કેળવણીમાં સૌપ્રથમ તો શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે સતત સંપર્ક સામેલ હોય છે. મહાન રૂસી કેળવણીકાર કોન્સ્તાન્તીન ઉશીન્સ્કીએ (૧૮૨૪-૭૦)* શાળાના સંચાલકને મુખ્ય શિક્ષક તરીકે ગણાવ્યો હતો. પરંતુ મુખ્ય શિક્ષક તરીકેની એ ભૂમિકા તે કેવા સંજોગોમાં ભજવી શકે?

બાળકોને તેમના શિક્ષકો મારફત શિક્ષણ આપવું, શિક્ષકોને શિક્ષણના વિજ્ઞાન તથા કલાની તાલીમ આપવી—એ વાત મહત્ત્વની છે ખરી પરંતુ શાળાના સંચાલનની બહુમુખી પ્રક્રિયાના કેવળ એક પાસાને જ અંકિત કરે છે. મુખ્ય શિક્ષક જો માત્ર બીજાઓને શિક્ષણની કલા શીખવીને જ સંતોષ માની લે અને બાળકો સાથે સીધો સંપર્ક ન રાખે તો પોતે કેળવણીકાર ન રહે.

---

* પ્રગતિ પ્રકાશન તરફથી કોન્સ્તાન્તીન ઉશીન્સ્કીની ચૂંટેલી કૃતિઓ અંગ્રેજી ભાષામાં પ્રગટ થઈ ચૂકી છે.—સં.

સંચાલક તરીકે મારા કાર્યનાં આરંભનાં થોડાંક અઠવાડિયાંમાં જ મને ખાતરી થઈ ગઈ કે જો મારી પાસે બાળકોની જોડે રુચિઓ, શોખો, તથા આકાંક્ષાઓનું સહિયારું ભાથું નહિ હોય તો તેમનાં હૈયાં સુધી પહોંચવાનો માર્ગ મારે માટે બંધ જ રહેવાનો. બાળકોની ઉપર કોઈ જાતના સીધા શૈક્ષણિક પ્રભાવ વગર તો હું, સંચાલક તરીકે, શિક્ષક-કેળવણીકારનું એકદમ મહત્ત્વનું લક્ષણ—બાળકોના આંતરિક જગતમાં દાખલ થવાની શક્તિ—ખોઈ બેસીશ. મને વર્ગશિક્ષકોની ઈર્ષા થતી હતી કારણ કે તેઓ હંમેશાં બાળકોની ભેગા રહેતા હતા. વર્ગશિક્ષક તો વિદ્યાર્થીઓની જોડે ખુલ્લા દિલની વાતચીત કરે, તેમની સાથે વનમાં તથા ઝરણાને કાંઠે જાય, તેમને લઈને ખેતરોમાં કામ કરવા જાય. બાળકો પર્યટનોમાં જવાના તથા જાતે ખીર તથા માછલાં રાંધવાની કે ખુલ્લી જગ્યામાં પડાવ નાખીને રહેવાની તથા ટમટમતા તારલિયાઓને નીરખવાની મોજ માણવાના દિવસોની વાટ અધીરાઈથી જોતાં હોય છે. સંચાલક એવી બધી બાબતોથી વેગળો રહી જતો હોય છે. તેનું કામ તો બસ સંઘટનાનું, સલાહ આપવાનું, ખામીઓને પારખી તથા સુધારી લેવાનું, જે કંઈ સારું હોય તેને પ્રોત્સાહન આપવાનું, અને જે કંઈ અનિચ્છનીય હોય તેની મનાઈ કરવાનું જ હોય છે. એ બધું કર્યા વગર તો બેશક ચાલે જ નહિ, પરંતુ એટલું મારે માટે પૂરતું નહોતું.

કેળવણી કાર્યમાં સક્રિય ભાગ લેતા કેટલાય સરસ શાળા સંચાલકોને હું ઓળખું છું. તેઓ શૈક્ષણિક પ્રક્રિયાના અસલ ઉસ્તાદો છે, અને તેમનું અધ્યાપન શિક્ષકો માટે ઉદાહરણ બની રહે છે. તેઓ બાળવીર તથા તરુણ સામ્યવાદી સંસ્થાઓની પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લે છે. તેઓ સામાન્ય શિક્ષકોને, વર્ગશિક્ષકોને, તથા બાળવીર સંસ્થાના આગેવાનોને શીખવાનું કશુંક ભેટ ધરે છે. પરંતુ મને લાગ્યું કે સંચાલક પ્રાથમિક શાળાના કોઈ એક સામૂહિક એકમના જીવનમાં સીધો અને વિસ્તરતો ભાગ લેતો રહે તો જ કેળવણીકાર તરીકે કાબેલિયતની સર્વોચ્ચ કક્ષાએ પહોંચી શકે, અને મારી એ માન્યતા વર્ષોના અનુભવ દરમિયાન વધારે ને વધારે દૃઢ બનતી રહી છે. મને બાળકોના સંગાથમાં રહેવાની, તેમની ખુશીઓ તથા ગમગીનીઓમાં સહભાગી બનવાની, તેમની જોડે આત્મીયતા કેળવવાની, મંછા હતી. આત્મીયતાની એવી લાગણી શિક્ષકની મોટામાં મોટી ખુશીઓમાં સ્થાન ધરાવતી હોય છે. હું બાળકોના એક અથવા



બીજા સામૂહિક એકમના જીવનમાં સામેલ થવાના પ્રયત્નો અવારનવાર કરતો રહેતો: તેમની જોડે કામ કરવા અથવા શિબિર પ્રવાસોમાં અથવા પર્યટનોમાં જતો, એવી ખુશીઓના સર્જનમાં મદદ કરતો કે જેને દોહરાવવાનું અશક્ય હોય છે અને જેના વગર સુઘટિત કેળવણીની કલ્પના પણ અશક્ય હોય છે.

પરંતુ એવા સંબંધોમાં બાળકોને તેમ જ મને એક જાતની કૃત્રિમતા લાગતી. શૈક્ષણિક પરિસ્થિતિમાં એવી અસ્વાભાવિકતા જોઈને મને ગૂંચવણ થતી: બાળકો ભૂલી જ ન શકતાં કે હું તો માત્ર ટૂંકા ગાળા પૂરતો જ તેમની જોડે રહેતો હતો. અસલ બિરાદરીની ભાવના તો કેવળ એવા સંજોગોમાં જ પેદા થતી હોય છે કે જ્યારે શિક્ષક લાંબા ગાળાનો મિત્ર હોય, સહિયારી કામગીરીમાં સહભાગી તથા સાથી હોય. મને લાગ્યું કે એવી બિરાદરીની ભાવના મારે માટે જરૂરી હતી કારણ કે તેમાંથી સર્જનાત્મક આનંદ મળતો હતો એટલું જ નહિ પરંતુ તેની મારફત મારા સહયોગીઓને શિક્ષણની કલા તથા વિજ્ઞાન શીખવવાનો ઇરાદો પણ મારા મનમાં હતો. વિચારો, શૈક્ષણિક શોધો, ખુશીઓ, તથા ગમગીનીઓનું તેમ જ ભ્રમોના નિવારણનું મૂળ બાળકો સાથે સીધા રોજિંદા સંબંધોમાં હોય છે. અમારા કાર્યક્ષેત્રમાં એવા સંબંધો વગર સર્જનાત્મકતા અશક્ય બની રહે છે. મેં એવો નિષ્કર્ષ તારવ્યો કે મુખ્ય શિક્ષકે બાળકોના નાનકડા સામૂહિક એકમનો આગેવાન, એ બાળકોનો મિત્ર અને સાથી, બનવું જ જોઈએ. મારી એવી ખાતરી મેં પાવલીશ આવતાં પહેલાં કરેલી શૈક્ષણિક તારવણીઓ ઉપર આધારિત હતી.

મને શિક્ષણનાં આરંભનાં વર્ષો દરમિયાન જ સમજાઈ ગયું હતું કે ખરી શાળાનો અર્થ કેવળ એવી જગ્યા પૂરતો જ સીમિત નથી હોતો કે જ્યાં બાળકો જ્ઞાન તથા કુશળતાઓ હાંસલ કરતાં હોય. અભ્યાસની બાબત મહત્ત્વની છે ખરી, પરંતુ તે બાળકના જીવનમાં એકમાત્ર બાબત કોઈ રીતે નથી હોતી. આપણે જેને હવે શૈક્ષણિક-ઉછેરની પ્રક્રિયા ગણાવીએ છીએ તેમાં સામેલ બધી બાબતોનું હું જેમ જેમ વધારે બારીક પરીક્ષણ કરતો ગયો તેમ તેમ મને વધારે ખાતરી થતી ગઈ કે ખરી શાળા તો બાળકોના એવા સામૂહિક એકમના બહુમુખી માનસિક જીવનમાં જ અંકિત હોય છે કે જેમાં શિક્ષક અને વિદ્યાર્થી સંખ્યાબંધ રુચિઓ તથા શોખો થકી સંકળાયેલા હોય. વિદ્યાર્થીઓને માત્ર વર્ગો દરમિયાન જ, મેજની

એક બાજુએ શિક્ષક અને બીજી બાજુએ વિદ્યાર્થીઓ હોય એવી સ્થિતિમાં જ, મળતા માણસને બાળકના મનની ઓળખ કદી નથી મળતી. એને જેને બાળકોની ઓળખ ન હોય એ માણસ શિક્ષક ન બની શકે. એવા માણસો માટે બાળકોના વિચારો તથા લાગણીઓ તેમ જ આકાંક્ષાઓ સુધી પહોંચવાનું અશક્ય હોય છે: શિક્ષકનું મેજ ક્યારેક પથ્થરની એવી દીવાલ બની રહે છે, કે જેની પાછળથી શિક્ષક પોતાના "દુશ્મનોની" ઉપર, વિદ્યાર્થીઓની ઉપર, "હુમલા" કરતો રહે છે. પરંતુ વધારે વાર એવું બનતું હોય છે કે એ મેજ ઘેરામાં સપડાયેલા કિલ્લામાં પલટાઈ જાય છે, "દુશ્મન" અંતમાં કિલ્લાને હથિયાર હેઠાં મૂકી દેવાની હાલતમાં ધકેલી દે છે, અને અંદર પુરાઈ ગયેલા "કમાંડરને" જાણે પોતાના હાથ બંધાઈ ગયા હોવાની લાગણી થાય છે.

પોતાના વિષયની પૂરી જાણકારી ધરાવનારા શિક્ષકોની બાબતમાં પણ શિક્ષણ ક્યારેક માત્ર એટલા કારણસર ભીષણ સંગ્રામમાં પલટાઈ જાય છે કે શિક્ષક અથવા શિક્ષિકાને તેના વિદ્યાર્થીઓ જોડે સાંકળતી માનસિક કડીઓ બિલકુલ હોતી જ નથી, અને એટલે બાળકનું અંતર એકદમ બંધ રહે છે. કેટલીક શાળાઓમાં જોવા મળ્યું છે કે શિક્ષક અને વિદ્યાર્થીઓ વચ્ચે નબળા અથવા અશક્ય સંબંધોનું મુખ્ય કારણ પરસ્પર અવિશ્વાસ તથા શંકાકુશંકાઓનું હોય છે: બાળકની લાગણીઓના સંબંધમાં શિક્ષકના મનમાં કોઈ જાતની આત્મીયતા નથી હોતી. શિક્ષક અથવા શિક્ષિકાના દિલમાં બાળકોની ખુશીઓ તથા ગમગીનીઓના પડઘા નથી પડતા, તેના તરફથી પોતાને બાળકની સ્થિતિમાં કલ્પવાની માનસિક કોશિશ નથી કરવામાં આવતી.

નામાંકિત પોલૅંડી કેળવણીકાર યાનુશ કોર્ચાક (૧૮૭૮-૧૯૪૨) પોતાના એક પત્રમાં આપણને યાદ કરાવ્યું છે કે બાળકના સંબંધમાં મોટપનો દેખાવ કર્યા વગર તેના માનસિક જગતમાં પ્રવેશ મેળવવાનું જરૂરી હોય છે. એ ખ્યાલ બહુ બારીક છે અને તેનો મર્મ કેળવણીકારોએ બરાબર સમજી લેવો જોઈએ. અસલ કેળવણીકારે જગતના સંબંધમાં બાળકની અનુભૂતિઓને, આસપાસની વાસ્તવિકતાના સંબંધમાં તેની ભાવાત્મક તથા નૈતિક પ્રતિક્રિયાઓને, સમગ્ર ભેદમૂલક સ્પષ્ટતા અને સંવેદનશીલતા તેમ જ તાત્કાલિકતા સહિત, આદર્શીકરણ વગર કે બાળકમાં કોઈ જાતનાં અદ્ભુત લક્ષણોનું આરોપણ કર્યા વગર, આત્મસાત્ કરવી જોઈએ. બાળકના



માનસિક જગતના સ્તરે પહોંચી જવાના યાનુશ કોર્ચાકના સંકેતને, જગતના સંબંધમાં બાળકની પોતાની અનુભૂતિના—મનની તેમ જ હૃદયની અનુભૂતિના—બહુ નાજુક બોધ તથા સંવેદન તરીકે સમજવો જોઈએ.

હું દૃઢ માન્યતા ધરાવું છું કે માણસ અમુક શક્તિઓ વગર અસલ કેળવણીકાર ન જ બની શકે. તેમાં બાળકના માનસિક જગતમાં દાખલ થઈ જવાની શક્તિ મોખરે છે. પોતે પણ બાલ્યાવસ્થામાં રહી હોવાની વાત કદી ન ભૂલનારી વ્યક્તિ જ અસલ શિક્ષક અથવા શિક્ષિકા બની શકે. ઘણા શિક્ષકોની કમનસીબી એક મોટી વાતને ભૂલી જવાની હોય છે કે વિદ્યાર્થી સૌપ્રથમ તો જીવંત માનવ હસ્તી હોય છે, જ્ઞાન તથા સર્જનાત્મકતા તેમ જ માનવીય સંબંધોના જગતમાં પ્રવેશ કરતી માનવ હસ્તી હોય છે. (બાળકો, ખાસ કરીને કિશોરાવસ્થાનાં બાળકો, એવા શિક્ષકોને સૂકલ રોટી કહેતા હોય છે.)

શિક્ષણમાં અલગ કામગીરી કરતા બિનસંકળાયેલા ટુકડાઓ નથી હોતા. સામેલગીરો માટે વર્ગો જગતને જાણવાની પ્રક્રિયાનું મહત્ત્વનું અંગ બની રહે છે. બાળકોના માનસિક જીવનના આખા માળખાનો આધાર એ બાબત ઉપર હોય છે કે તેઓ જગત વિશે જાણકારી કેવી રીતે મેળવે છે અને કેવી જાતની માન્યતાઓ બાંધે છે. પરંતુ જગત વિશેનું જ્ઞાન કેવળ જ્ઞાનને આત્મસાત્ કરી લેવામાં જ નથી સમાઈ જતું. ઘણા શિક્ષકોની કમનસીબી એવી હોય છે કે તેઓ બાળકના માનસિક જગતની માપણી તથા મુલવણી માત્ર ધોરણો તથા માર્કના આધારે કરતા હોય છે, વિદ્યાર્થીઓના બે ભાગલા પાડી લેતા હોય છે—ભણવામાં હોશિયાર અને બાકીના.

પરંતુ માનવીના મનના અનેકાંગી જીવનની ખાલી એકાંગી સમજણ જ ધરાવતો શિક્ષક જો એવી વિકટ દશામાં જઈ પડતો હોય તો સંચાલકની બાબતમાં પણ શું એમ જ ન કહી શકાય? સંચાલક તો માત્ર શિક્ષકોના કામની દેખરેખ રાખતો હોય છે, "સામાન્ય સૂચનાઓ" આપતો હોય છે, અને પરવાનગી આપતો અથવા નકારતો હોય છે. તેની દશા તો વધારે વિકટ હોય છે. મને એવી ભૂમિકામાં બંધન લાગ્યું. હું વિદ્યાર્થીઓને લગતી ચકાસણી કરવા જાઉં અને તેમને તથા શિક્ષકને કોઈ બાબત અંગે ઉત્તેજિત થઈ ગયેલા જોઉં ત્યારે મારા મનમાં ઝંખનાભરી યાદો છલકાવા લાગતી. એવી વેળાએ માણસ વિદ્યાર્થીઓની નજીક જઈ પહોંચે તોયે



2-972

તેઓ તેને ધ્યાનમાં પણ ન લે. બાળકો શિક્ષકની જોડે સમૃદ્ધ માનસિક જીવન જીવતાં હોય છે, તેઓ પોતાનાં આગવાં રહસ્યો ધરાવતાં હોય છે. આપણને એવા શાળા સંચાલકોની જરૂર છે ખરી? ના. ૧૯૧૭ની મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પહેલાં રશિયાની શાળાઓમાં આગેવાનીનાં જે રૂપ અને પદ્ધતિ વિકસ્યાં-હતાં તે હવે કાલદોષ બની ગયેલાં છે. એ સમયે સંચાલક તાત્ત્વિક દૃષ્ટિએ શિક્ષકોના માથા ઉપર બેસાડી દેવામાં આવેલો નિરીક્ષક હતો, વહીવટદાર હતો, તેનું કામ ધ્યાન રાખવાનું હતું કે કેળવણીકાર કાર્યક્રમનો અમલ સરખી રીતે કરે છે કે નહિ, તેની ફરજ હતી કે કશું અજુગતું ક્યારેય બોલે નહિ અને ભૂલ કદી કરે નહિ.

વર્તમાન સમયની શાળામાં આગેવાનીનું સારતત્ત્વ એવી તકેદારીમાં સમાયેલું છે કે શિક્ષણના બહુ મુશ્કેલ કર્તવ્યની અંદર પ્રગતિશીલ શૈક્ષણિક વિચારોને મૂર્ત કરતો સર્વોત્તમ અનુભવ સાકાર થાય, બુદ્ધિ પામે, અને શિક્ષકોની નજરમાં વધારે ને વધારે દૃઢ બનતો જાય. એવા અનુભવને સાકાર કરનારી અને બીજા કેળવણીકારો માટે ઉદાહરણ બની રહેતું કાર્ય કરનારી વ્યક્તિ શાળાના સંચાલકની સ્થાને હોવી જોઈએ. એવા સંચાલક વગર, પોતે જ સરસ કેળવણીકાર હોય એવા સંચાલક વગર, વર્તમાન સમયની શાળાની કલ્પના અશક્ય છે. શિક્ષણ સૌપ્રથમ તો માનવીને પારખવાની તાલીમ હોય છે. બાળક વિશેની—તેના માનસિક વિકાસ, વિચારો, રુચિઓ, શોખો, શક્તિઓ, સહજવૃત્તિઓ, અને વલણોની—જાણકારી વગર શિક્ષણ જેવું કશું હોઈ શકે જ નહિ. જેવી રીતે હૉસ્પિટલનો મુખ્ય ડૉક્ટર પોતાના અલગ રોગીઓ વગર ખરો ડૉક્ટર ન હોઈ શકે, એવી જ રીતે શાળાનો સંચાલક પણ જો પોતાના અલગ વિદ્યાર્થીઓ ન ધરાવતો હોય તો બીજા શિક્ષકોની આગેવાની ન જ કરી શકે. તેના પોતાના વિદ્યાર્થીઓ એવા અર્થમાં હોવા જોઈએ કે શાળામાં બાળકના આરંભના દિવસોથી લઈને તેને પ્રમાણપત્ર મળે ત્યાં સુધી સંચાલક તેના વિકાસનું એક પછી એક પગથિયું તેની જોડે ચડતો જાય અને તેના માનસિક, નૈતિક, રસલક્ષી, ભાવાત્મક, તથા શારીરિક વિકાસની પ્રત્યક્ષ કાળજી રાખે. સંચાલકે બાળકની જોડે સહિયારી રુચિઓ પણ કેળવવી જોઈએ અને પોતાની માનસિક સમૃદ્ધિમાં બાળકને સહભાગી બનાવવું જોઈએ.

શાળામાં કેંદ્રસ્થાને કોણ હોય છે? સંચાલકે શૈક્ષણિક પ્રક્રિયાના કયા



ક્ષેત્રમાં બીજા શિક્ષકો માટે ઉદાહરણ બની રહેવું જોઈએ? શાળામાં બાળકોના પ્રાથમિક સામૂહિક એકમનો—વર્ગના સામૂહિક એકમનો—આગેવાન મુખ્ય વ્યક્તિના સ્થાને હોય છે: તે એકીવેળાએ શિક્ષક, બાળકોનો મિત્ર, અને તેમના અનેકાંગી માનસિક જીવનનો સંચાલક હોય છે. અભ્યાસ તો શિક્ષણ શબ્દના બહોળા અર્થમાં શિક્ષણના ફૂલની કેવળ એક પાંખડી જ હોય છે. જેવી રીતે ફૂલને સુંદરતા બક્ષતી અનેક પાંખડીઓમાં કોઈ મુખ્ય પાંખડી નથી હોતી, એવી જ રીતે શિક્ષણમાં મહત્ત્વની અને બિનમહત્ત્વની બાબતોનાં વિભાજનો નથી હોતાં. શિક્ષણમાં દરેક બાબત મહત્ત્વની હોય છે—વર્ગો, વિવિધ શાળેતર રુચિઓનો વિકાસ, અને સામૂહિક એકમની અંદર વિદ્યાર્થીઓના પરસ્પર સંબંધો.

હું શાળાના સંચાલકનું કામ છ વર્ષ કર્યા પછી વર્ગના સામૂહિક એકમનો શિક્ષક સમન્વક બન્યો. હું જણાવવા માગું છું કે એ કંઈ સંચાલક અને વિદ્યાર્થીઓ વચ્ચે સીધો માનસિક સંપર્ક સાધવાની એકમાત્ર રીત નથી. પરંતુ મારી વિશિષ્ટ પરિસ્થિતિમાં મને એ રીત વધારેમાં વધારે આશાસ્પદ લાગી. બાળકોના સામૂહિક એકમની સીધી જવાબદારી સંભાળવાની બાબતને હું સ્વાભાવિક સંજોગોમાં આયોજિત બહુ વિસ્તારિત પ્રયોગ તરીકે ગણતો હતો.

એ વર્ષો દરમિયાન મેં ચોક્કસ જે કંઈ કર્યું તેની છણાવટ કરતાં પહેલાં હું મહત્ત્વની એક પરિસ્થિતિની, અમલી કામગીરીના અંતસ્તત્ત્વ અને લક્ષ્યને એક રીતે પ્રકાશમાં આણતી પરિસ્થિતિની, લાક્ષણિકતાઓનો ઉલ્લેખ કરવા માગું છું. શાળા પૂર્વેનાં અને પ્રાથમિક વર્ષો વ્યક્તિત્વના ઘડતરમાં અસાધારણ મહત્ત્વની ભૂમિકા ભજવે છે. મહાન રૂસી લેખક અને કેળવણીકાર લેવ તોલ્સ્તોયે (૧૮૨૮-૧૯૧૦) જણાવ્યું છે કે બાળક બુદ્ધિ, લાગણીઓ, મનોબળ, તથા ચારિત્રના સંબંધમાં જન્મથી લઈને પાંચ વરસ સુધીના ગાળામાં બાકીની જિંદગી કરતાં ઘણું વધારે હાંસલ કરી લે છે. સોવિયેત કેળવણીકાર માકારેન્કોએ એ જ વાત દોહરાવી છે: માણસ પાંચ વરસની ઉંમર સુધીમાં જેવો બની જાય એવો જ પછી બની રહેવાનો.

અસાધારણ નૈતિક સુંદરતા ધરાવતી વ્યક્તિ યાનુશ કોર્ચાકે 'હું ફરી નાનો બની ગયો' નામે પુસ્તકમાં લખ્યું છે: કોઈ ન કહી શકે કે બાળક પાટિયા ઉપર નજર માંડીને જોતી વેળા, કે પછી બારીની બહાર નજર ઠેરવીને તાકતી વેળા, વધારે હાંસલ કરતું હોય છે. એ પળે તેને માટે

વધારે ઉપયોગી, વધારે મહત્ત્વનું, શું હોય છે — પાટિયા ઉપર નિચોવવામાં આવેલું તર્કસંગત જગત કે બારીના કાચની પાર તરતું જગત? વ્યક્તિના મનને બંધનમાં ન જકડી લેવું જોઈએ પરંતુ, એથી ઊલટું, દરેક બાળકના સ્વાભાવિક વિકાસના નિયમો ઉપર, તેની વિશિષ્ટતાઓ તથા આકાંક્ષાઓ તેમ જ માગણીઓ ઉપર, ધ્યાન આપવું જોઈએ.

રાખોડી પૂંઠાંની બાંધણીના એ નાનકડા પુસ્તકના શબ્દો મને આખી જિંદગી યાદ રહ્યા છે. યુદ્ધ પછી તરત જ્યારે મને લેખકનાં પરાક્રમી કૃત્યો વિશે સાંભળવા મળ્યું ત્યારે તેના શબ્દો મારે માટે જીવનભરનો આદેશ બની ગયા. યાનુશ કોર્ચાક વોર્સોમાં યહૂદીઓની વાડાબંધીના વિસ્તારમાં અનાથાલયનો સંચાલક હતો. હિટલરપંથીઓએ એ કમનસીબ બાળકોને ત્રેબલીન્કાની ભઠ્ઠીઓમાં બાળીને મારી નાખવાનો ફેંસલો કર્યો. કોર્ચાકને પસંદગી કરી લેવાનું કહેવામાં આવ્યું: કાં તો એ બાળકો વગરની જિંદગી, અથવા તેમના અંજામમાં ભાગીદારી. તેણે જરાય અચકાયા વગર મોતને પસંદ કરી લીધું. ગેસ્ટાપો તરફથી તેને જણાવવામાં આવ્યું: "અમે જાણીએ છીએ કે તમે કાબેલ ડૉક્ટર છો, તમારે ભઠ્ઠીમાં બળીને મરવાનું બિલકુલ જરૂરી નથી." તેણે જવાબ દીધો: "હું મારા અંતરાત્માની વિરુદ્ધ કૃત્ય નહિ કરું." આ બહાદુર ઇન્સાન પોતાને પ્યારાં બાળકોનાં મનમાં શાંતિ રેડવાની અને તેમને માથે ઝૂમી રહેલા મોતની ભયાનકતાને હળવી બનાવવાની કોશિશ કરતો કરતો તેમની ભેગો મોતના ખપ્પરમાં હોમાઈ ગયો. યાનુશ કોર્ચાકનું જીવન, અને વિસ્મયકારક નૈતિક શક્તિ તથા નિર્મળતા દાખવતું પરાક્રમ, મને પ્રેરણા આપે છે. હું તેની પાસેથી શીખ્યો છું કે બાળકોને પહેલાં દિલ આપો તો જ ખરી કેળવણી આપી શકાય.

ઉશીન્સ્કીએ લખ્યું છે કે આપણે બધો વખત આપણી સાથે રહેતી કોઈ વ્યક્તિને અજાણ્યે જ પ્રેમ કરી શકીએ, અને કશુંક દુર્ભાગ્ય આપણી લાગણીઓના ઊંડાણને છતું કરી દે ત્યારે જ આપણને તેની ખબર પડે. કોઈ માણસ વતનથી લાંબા ગાળા માટે દૂર ક્યારેય ન ગયો હોય તો તેને આખી જિંદગી ખબર જ ન પડે કે પોતાને વતન કેટલું બધું પ્યારું છે. મને લાંબા ગાળા દરમિયાન બાળકો જોવા ન મળે, તેમની ખુશીઓ અને ગમગીનીઓ અનુભવવા ન મળે, એવી દરેક વેળાએ મને એ શબ્દો યાદ આવે છે. દર વરસે મારી માન્યતા વધારે દૃઢ બનતી જાય છે કે



સારા શિક્ષકની એક નિશાની બાળકો તરફ તેના હેતમાં હોય છે. સ્તાનીસ્લાવ્સ્કીના (૧૮૬૩-૧૯૩૮)* શબ્દો મુજબ "લાગણીઓને હુકમો આપવાનું અશક્ય" હોય છે, પરંતુ શિક્ષક-કેળવણીકારની એવી લાગણીઓને વ્યક્ત કરાવવાની બાબત સંચાલકના સરસ અધ્યાપનના સારતત્ત્વના સ્થાને છે.

શિક્ષક અને બાળક વચ્ચે સતત સંપર્ક વગર, વિચારો તથા લાગણીઓની તેમની પારસ્પરિક દુનિયામાં તેમ જ એકબીજાના અનુભવોમાં ઊંડા ઊતર્યા વગર, શિક્ષણનાં ચેતન તત્ત્વોને અંકિત કરતા ભાવાત્મક આધારની ધારણા અશક્ય છે. જ્યાં શિક્ષક કેવળ પંતૂજી નહિ પરંતુ મિત્ર અને સાથી પણ હોય એવા સંયુક્ત મૈત્રીભાવી સામૂહિક એકમમાં બાળકો સાથે અનેકાંગી ભાવાત્મક સંબંધો ભાવાત્મક અભિવ્યક્તિઓનો મુખ્ય સ્રોત બની રહે છે. જો શિક્ષક માત્ર વર્ગમાં જ વિદ્યાર્થીઓને મળતો હોય અને માત્ર ત્યાં જ તેનો પ્રભાવ વરતાતો હોય તો ભાવાત્મક આત્મીયતાની ધારણા અશક્ય છે.

આપણે એવા ખ્યાલને પુષ્ટિ ન આપી શકીએ કે આવશ્યક વિષયવસ્તુ વ્યક્તિના મન ઉપર અત્યાચાર જ કરતું હોય છે તથા પાટિયું બાળકને ગુલામીમાં જકડી જ લેતું હોય છે, અને બારીની બહારની દુનિયા જ ખરી આઝાદીની દુનિયા હોય છે.

પાવલીશ આવતાં પહેલાંનાં વર્ષોમાં મને ફરીફરીને ખાતરી થતી રહી હતી કે પ્રાથમિક શાળાનો શિક્ષક બાળકના જીવનમાં જબ્બર ભૂમિકા ભજવતો હોય છે. શિક્ષક અથવા શિક્ષિકાએ જાણે બાળકના કુટુંબના સભ્ય જેવા, માતા જેવા, બની રહેવું જોઈએ. શિક્ષકના સંબંધમાં નાનકડા શાળાબાળકની નિષ્ઠાની ભાવના, શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે પરસ્પર વિશ્વાસની લાગણી અને વિદ્યાર્થીને શિક્ષકમાં દેખાતી આદર્શ માનવતા તો પ્રાથમિક બાબતો હોય છે, અને શિક્ષક અથવા શિક્ષિકા શિક્ષણના એવા અત્યંત જટિલ તથા શાણપભર્યા, નિયમોને પારખી લે તો અસલ કેળવણીકાર બની શકે. શિક્ષકના અત્યંત મૂલ્યવાન ગુણોમાંનો એક તેની માનવતાનો, બાળકો તરફ ઊંડા હેતનો, હોય છે. એવા હેતનો કે જેમાં

* કોન્સ્તાન્તીન સ્તાનીસ્લાવ્સ્કી — સોવિયેત રંગભૂમિના સિદ્ધાંતકાર, કેળવણીકાર, રંગભૂમિ દિગ્દર્શક, અને અદાકાર. — સં.

માતાપિતા તુલ્ય હાર્દિક વાત્સલ્ય અને ઠરેલ કડક વલણ તથા કામ અંગે ચોકસાઈનો સમન્વય સધાયેલો હોય.

બાળપણ વ્યક્તિના જીવનમાં ભાવિ જિંદગીની ખાલી તૈયારીને નહિ પરંતુ મહત્ત્વના ગાળાને અંકિત કરે છે. બાળપણ તો વાસ્તવિક, સ્પષ્ટ, અસલ, દોહરાવી ન શકાય એવું જીવન હોય છે. એ વખતે શું શું બનતું રહે, એ વર્ષો દરમિયાન કોણ બાળકને દોરવણી આપે, તેની આસપાસની દુનિયામાંથી તેના દિલ અને મનમાં શું શું દાખલ થઈ જાય, એ બધી બાબતો મોટે ભાગે નિર્ધારિત કરે કે તે આગળ જતાં કેવો માણસ બને. ચારિત્ર, વિચાર પ્રક્રિયાઓ, અને વાણીનું ઘડતર શાળા પૂર્વેનાં તથા પ્રાથમિક વર્ષોમાં થતું હોય છે. શક્ય છે કે બાળકના દિલ અને મનમાં પાઠ્યપુસ્તકો મારફત જે કંઈ દાખલ થતું હોય તે પાઠ્યપુસ્તકની જોડાજોડ અસ્તિત્વમાં રહેતી આસપાસની દુનિયાને કારણે જ—જેમાં બાળક જન્મની ઘડી અને પુસ્તક ખોલી તથા વાંચી શકવાની વેળા દરમિયાનનાં તમામ મુશ્કેલ ડગલાં ભર્યાં હોય એ આસપાસની દુનિયાને કારણે જ--દાખલ થયું હોય.

શીખવાનું કર્તવ્ય, સામ્યવાદી આચારવિચારનો આધાર બની રહેતાં નૈતિક મૂલ્યો દિલ અને મન લગાવીને શીખી લેવાનું કર્તવ્ય, બાળપણમાં શરૂ થઈ જાય છે. એ મૂલ્યો એટલે અસીમ દેશપ્રેમ અને દેશના સુખ, મહાનતા, તથા સામર્થ્યને ખાતર જિંદગી કુરબાન કરી દેવાની તૈયારી, અને દેશના દુશ્મનોના સંબંધમાં અડગ સખતીનું વલણ.

હું તેત્રીસ વર્ષો દરમિયાન બધી ઉંમરોનાં બાળકોના તેમ જ મોટેરાંના શબ્દભંડોળનું પરીક્ષણ કરતો રહ્યો હતો. તેમાંથી ઊપસેલું ચિત્ર વિસ્મયજનક હતું. સાધારણ સામૂહિક ખેડૂતના* કુટુંબનું સાત વરસનું બાળક (પિતા અને માતા માધ્યમિક શિક્ષણ ધરાવતાં હોય અને ઘરમાં ૩૦૦-૪૦૦ પુસ્તકો હોય છે) વતનની ભાષાના લગભગ ૩૦૦૦-૩૫૦૦ શબ્દોનો અર્થ સમજે છે અને ભાવાત્મક રંગછાયા અનુભવે છે. શાળામાં દાખલ થતી વેળા

* સામૂહિક ખેડૂત (કોલખોઝનીક) એટલે સામૂહિક ખેતરનો (કોલખોઝ) સભ્ય. સોવિયેત સંઘમાં મોટા પાયાના જાહેર ખેતીવાડી ઉદ્યમમાં સંયુક્ત કામગીરી માટે કિસાનોના મરજિયાત મંડળને કોલખોઝ કહેવામાં આવે છે.—સં.



તેમાંથી ૧૫૦૦ શબ્દોનો સક્રિય શબ્દભંડોળ ધરાવે છે. પિસ્તાળીસથી પચાસ વરસની ઉંમરના, અને માધ્યમિક શિક્ષણ ધરાવતા, કામદારો તથા સામૂહિક ખેડૂતો વતનની ભાષાના ૫૦૦૦-૫૫૦૦ શબ્દોના અર્થ સમજે છે તથા અર્થછાયાઓ અનુભવે છે, અને તેમના સક્રિય શબ્દભંડોળમાં ૨૦૦૦-૨૫૦૦ થી વધારે શબ્દો નથી હોતા. એકલી એ હકીકત જ વ્યક્તિના જીવનમાં બાળપણનાં વર્ષોની ભૂમિકાની સચોટ સાબિતી પૂરી પાડે છે.

શાળા પૂર્વેનાં તથા પ્રાથમિક વર્ષો માણસના ભવિષ્યને મોટે ભાગે નિર્ધારિત કરતાં હોવાની દૃઢ માન્યતા, વ્યક્તિને આગળનાં વર્ષોમાં ફરી કેળવણી આપવાની શક્યતાને નકારતી નથી. પુનઃશિક્ષણની શક્તિ સોવિયેત કેળવણીકાર આન્તોન માકારેન્કોના અનુભવમાં તેજસ્વી રીતે પ્રદર્શિત થઈ હતી. પરંતુ તેણે પણ આરંભનાં વર્ષોના અસાધારણ મહત્ત્વને માન્ય કર્યું હતું. શિક્ષણનું ખરું કર્તવ્ય બાળપણના આરંભિક ગાળામાં કરવામાં આવેલી ભૂલોને સુધારવાનું નહિ પરંતુ શરૂઆતમાં જ ભૂલોથી બચવાનું અને એ રીતે પુનઃશિક્ષણની આવશ્યકતાને નિવારી લેવાનું છે.

શાળાના સંચાલક તરીકેની કામગીરી દરમિયાન મારે સખેદ નોંધ લેવી પડી હતી કે શિક્ષક જો શિક્ષણને બાળકોનાં ભેજાંમાં જેટલી બને એટલી સામગ્રી ઠાંસી દેવાનું સાધન ગણતો હોય તો કેવી રીતે ક્યારેક બાળકોના સ્વાભાવિક જીવનનું ખોટું અર્થઘટન થઈ શકે.

કેવળ વર્ગોમાં જ નહિ પરંતુ સારસંભાળ જૂથોમાંયે* બાળકની સ્વાભાવિક જિંદગીને પીંખાતી જોઈએ ત્યારે મનમાં પીડા ન થવાનું તો અશક્ય જ હોય છે. દુર્ભાગ્યે એવી શાળાઓ પણ છે ખરી કે જ્યાં બાળકો પાંચ કે છ પાઠ પછી બીજા ચાર કે પાંચ કલાક શાળામાં રહેતાં હોય છે, અને રમવા કે આનંદવિનોદ કરવા કે બહાર તાજી હવામાં ફરવાને બદલે ભણવાનું ચાલુ રાખતાં હોય છે. બાળકો જેટલો સમય શાળામાં ગાળે તેને જાણે અંત વગરના અને થકવી નાખતા એક જ વર્ગમાં પલટાવી નાખવામાં આવે છે. એવી હાલતને ચાલુ ન જ રહેવા દેવાય! સારસંભાળ જૂથોમાં કેળવણીનું બહુ મૂલ્યવાન રૂપ અંકિત હોય છે. ચોક્કસ

* સારસંભાળ જૂથો—નીચલાં ધોરણોમાં એવાં બાળકોનાં જૂથો કે જે વર્ગો પછી શાળામાં રોકાય, જમે, લેસન કરે, અને માબાપ કામેથી પાછાં ફરતી વેળા તેમને લઈ જાય ત્યાં સુધી રમે.—સં.

એવાં જૂથોમાં જ શિક્ષક અને બાળક વચ્ચે સતત માનસિક સંપર્કના, જેના વગર ઉચ્ચતર કક્ષાની ઊર્મિઓની કેળવણીની ધારણા જ ન થઈ શકે એવા સંપર્કના, સાનુકૂળ સંજોગો અસ્તિત્વમાં હોય છે. પરંતુ કમનસીબે કેટલાય ઉત્તમ વિચારોને ઊંધે માથે ખડા કરી દેવામાં આવતા હોય છે: ઘણીબધી વાર સારસંભાળ જૂથનાં બાળકોને શાળાના પહેલા ઘંટારવથી લઈને છેલ્લા ઘંટારવ સુધી એ જ પુરાણાં મેજ પાસે બેસીને એ જ પુરાણા વર્ગો ભરવા પડતા હોય છે, અને એવી હાલત કોઈ પણ બાળકના જોમજુસ્સાને બેશક શોષી જ લે.

એવું કેમ બનતું હોય છે?

કારણ કે બાળકોને બહાર ઘાસવાળા મેદાનમાં રમવા, બગીચાની મોજ માણવા, કે પછી વનમાં ફરવા લઈ જવા કરતાં વર્ગો ચાલુ રાખવાનું વધારે સહેલું હોય છે.

અફસોસની વાત છે કે સરસમાં સરસ સારસંભાળ કાર્યક્રમો, જેમનું સર્વાંગી વર્ણન શૈક્ષણિક સાહિત્યમાં થઈ ચૂક્યું છે એવા કાર્યક્રમો, ધરાવતી શાળાઓના ઇષ્ટ અનુભવનાં મૂળિયાં બીજી જગ્યાઓમાં હજી ઊંડે નથી ઊતર્યાં. અને તેનું મુખ્ય કારણ શિક્ષણના ક્ષેત્રની સામાન્ય નબળાઈનું છે.

આપણે એવા જમાનામાં જીવી રહ્યાં છીએ કે જ્યારે વૈજ્ઞાનિક જાણકારીની ઉસ્તાદી વગર શ્રમ કે પ્રાથમિક માનવીય સંબંધો કે નાગરિક તરીકેની ફરજોનું પાલન શક્ય જ નથી. અભ્યાસ કંઈ ખાલી આનંદ તથા મોજ આપતી સહેલી ખુશનુમા રમત ન જ બની શકે. નાનેરી પેઢીઓના નાગરિકોની જિંદગી ગુલાબનાં ફૂલોની સેજ કોઈ રીતે નહિ જ બની રહે. આપણે એવા લોકોનો ઉછેર કરવાનો છે કે જે ખૂબ શિક્ષિત તથા ખંતીલા હોય, કામને પ્યારભરી નજરે નીરખતા હોય, અને એવી મુશ્કેલીઓને પાર કરવાની તૈયારી ધરાવતા હોય કે જે તેમનાં માતાપિતા, દાદા-દાદીઓ, તથા પરદાદા-પરદાદીઓએ પાર કરેલી મુશ્કેલીઓથી જરાય ઓછી જટિલ નહિ હોય. વીસમી સદીના આઠમા દાયકાથી લઈને છેલ્લા દાયકા સુધીના સમયની તરુણ વ્યક્તિના જ્ઞાનની કક્ષા પુરોગામી દાયકાઓના તરુણ લોકોની સરખામણીમાં અતુલ્ય પ્રમાણમાં વધારે ઊંચી હશે. માણસે હાંસલ કરવાના જ્ઞાનનું ક્ષેત્ર જેમ જેમ મોટું બનતું જાય તેમ તેમ બાળપણનાં વર્ષો દરમિયાન, ઝડપી વૃદ્ધિ તથા વિકાસ તેમ જ વ્યક્તિત્વના ઘડતરના ગાળા દરમિયાન માનવકાયાનાં રૂપલક્ષણોને વધારે લક્ષમાં રાખવાં જોઈએ.



માણસ હંમેશાં પ્રકૃતિનું સંતાન હતો અને આજેય છે. જે કંઈ એ સંબંધમાં કારણભૂત છે તેનો ઉપયોગ માનસિક સંસ્કૃતિની સમૃદ્ધિ સાથે તેને સાંકળી લેવા માટે કરવો જોઈએ. બાળકની આસપાસની દુનિયા સૌપ્રથમ તો પ્રકૃતિની દુનિયા, પરિઘટનાઓની અપાર સંપદા તથા અખૂટ સુંદરતા ધરાવતી પ્રકૃતિની દુનિયા, હોય છે. પ્રકૃતિ બાળકની બુદ્ધિપ્રભાનો સનાતન સ્રોત બની રહેતી હોય છે. તેની સાથોસાથ, સમાજ સાથે, શ્રમ સાથે, લોકોના સંબંધો જોડે સંકળાયેલાં વાતાવરણનાં તત્ત્વો પણ દર વરસે વૃદ્ધિ પામતાં હોય છે.

પરંતુ ઉપસ્થિત વાસ્તવિકતાઓની અનુભૂતિની પ્રક્રિયા ચિંતનના મુખ્ય ભાવાત્મક ઉદ્દીપકનું સ્થાન ધરાવે છે. શાળા પૂર્વેની ઉંમરના અથવા પ્રાથમિક શાળાના બાળક માટે એ ઉદ્દીપક બહુ મહત્ત્વની ભૂમિકા ભજવે છે. આસપાસની દુનિયાનાં ઉદાહરણો તથા પરિઘટનાઓનું જેમાં સામાન્યીકરણ થતું હોય એ સત્ય જો લાગણીઓને પ્રભાવિત કરતાં સ્પષ્ટ કલ્પનો થકી પ્રેરિત હોય તો બાળકોની વૈયક્તિક પ્રતીતિ બની રહે છે. બાળક પોતાનાં પ્રથમ વૈજ્ઞાનિક સત્યોને આસપાસની દુનિયામાંથી શોધી કાઢે, પ્રાકૃતિક પરિઘટનાઓની સુંદરતા અને અખૂટ જટિલતા ચિંતનનો સ્રોત બની રહે, બાળક સમાજમૂલક સંબંધોમાં તથા શ્રમના સંબંધોમાં ધીરેધીરે પ્રવેશ કરે, એ બાબત નિર્ણાયક હોય છે.

પાવલીશની શાળામાં મારી કામગીરીના છેક આરંભથી જ મને નાનેરાં બાળકોમાં, ખાસ કરીને શરૂઆતનાં ધોરણોનાં બાળકોમાં, બહુ દિલચસ્પી હતી. બાળકો શાળામાં દાખલ થાય ત્યારે અભ્યાસના શરૂઆતના દિવસોમાં તેમનામાં ઉત્તેજનાનો તરવરાટ હોય છે, તેઓ નિખાલસ ઉત્સુકતા ભરેલી નજરે શિક્ષકની આંખોને તારી રહેતાં હોય છે! તો પછી એવું કેમ બનતું હોય છે કે થોડાક મહિનાઓમાં, અથવા થોડાંક અઠવાડિયાંઓમાં જ, તેમની આંખોનો ઝગમગાટ ઓસરી જાય છે? કેટલાંક બાળકો માટે અભ્યાસ કારમી વેદના કેમ બની જાય છે? ખાસ કરીને તો એવી સ્થિતિ છતાં કે બધા શિક્ષકો એ બાળસહજ સ્વયંસ્ફૂર્તિને, જગતની આનંદભરી સમજણ તથા શોધને, જાળવી રાખવા ખરા દિલે ઉત્સુક હોય છે, અભ્યાસને બાળકો માટે પ્રેરણા તથા રસપ્રદ કર્તવ્ય બનાવવા માગતા હોય છે.

સૌથી પહેલી વાત — એમ સામાન્ય રીતે એવા કારણસર બનતું હોય છે કે શિક્ષકને દરેક બાળકની શાળા પૂર્વેની માનસિક દુનિયા વિશે બહુ

ઝાઝી જાણકારી નથી હોતી, અને શાળાની દીવાલોની અંદરની જિંદગી અભ્યાસ પૂરતી જ સીમિત હોય છે, ઘંટના રણકાર થકી નિયંત્રિત હોય છે, જાણે કેમ બધાં બાળકોને એક જ સપાટીએ આણી દેવાના હોય, એક જ માપ જોડે બંધબેસતાં કરી દેવાનાં હોય, વ્યક્તિગત જગતની સમૃદ્ધિની કશી ગણતરીઓ ન રાખવાની હોય. હું પ્રાથમિક ધોરણોના શિક્ષકોને બેશક સલાહ આપતો કે બાળકોની રુચિઓ તથા બહુમુખી માનસિક જીવનનો વિકાસ કેવી રીતે સાધવો, પરંતુ એ બાબતમાં ખાલી સલાહ પૂરતી નથી. મહત્ત્વની વાત તો એવા શૈક્ષણિક વિચારની છે કે જે બાળકો તથા શિક્ષકોના આંતરસંબંધોમાં પ્રગટ થાય છે, અને શિક્ષકોના સામૂહિક એકમની નજર સામે, શાળાની ભીતર ખડી કરવામાં આવેલી ઊંચી ઇમારતની જેમ, ઉપસ્થિત થાય ત્યારે સ્પષ્ટ બને છે. એટલે મારા શૈક્ષણિક કાર્યની શરૂઆત મેં વર્ગના સામૂહિક એકમથી કરી અને તેને દસ વરસના ગાળામાં પૂરું કરવાની મુરાદ બાંધી લીધી.

વર્ગના સામૂહિક એકમના જીવનની છણાવટ નીચે કરવામાં આવશે. એ જીવન અને શાળાના સામૂહિક એકમના જીવન વચ્ચે કોઈ વાડવંડી નથી હોતી. ઘણા દાખલાઓમાં હું સમગ્ર શાળાના માળખાની અંદર શૈક્ષણિક કાર્યના રૂપ તથા રીતોનો ઉલ્લેખ કરીશ. પરંતુ એવા ઉલ્લેખનો આશરો હું કેવળ વર્ગના સામૂહિક એકમના વધારે સ્પષ્ટ નિરૂપણ માટે જ કરીશ કારણ કે ચોક્કસ વર્ગમાંના શૈક્ષણિક કાર્યનું સારતત્ત્વ જ સમગ્ર શાળા-અંતર્ગત શિક્ષણની સફળતાની મુખ્ય શરતને અંકિત કરે છે.

## પહેલું [illegible]

[illegible]

૧૯૫૧ની શરદમાં, શાળાવર્ષના આરંભથી ત્રણ અઠવાડિયાં પહેલાં, પહેલા ધોરણનાં બાળકો ભેગાં છ વર્ષનાં બાળકોનાં, એક સાલ બાદ શાળાનો અભ્યાસ શરૂ કરનારાં બાળકોનાં, નામો પણ પ્રવેશ માટે નોંધી લેવામાં આવ્યાં. હું એ બાળકોની સાથે દસ વર્ષ કામગીરી કરવાનો હતો.

મેં સઘળાં માતાપિતા અને બાળકોને એકઠાં કરીને દરખાસ્ત મૂકી કે બાળકોને સત્તાવાર વર્ગોથી એક વર્ષ વહેલાં શાળામાં મોકલવામાં આવે. દરખાસ્ત વિશે મતભેદો ઊભા થયા. કેટલાંક માતાપિતા મારા મનસૂબા જોડે સહમત થયાં. તેમને લાગ્યું કે આખું વરસ ચાલતું બાળમંદિર ન હોવાથી (એ સમયે ગામનું બાળમંદિર માત્ર ઉનાળામાં જ ચાલતું) બાળકોને શાળામાં મોકલવામાં આવે તો કુટુંબોને મદદ મળે. બીજાં કેટલાંક માતાપિતાને બીક લાગી કે અભ્યાસ વહેલો શરૂ કરાવી દેવાથી કદાચ બાળકોની તંદુરસ્તી ઉપર માઠી અસર પડે. લ્યુબાની માતાએ કહ્યું: "વર્ગમાં જઈને બેસવાનો તો એમને પુષ્કળ વખત મળી રહેવાનો. ખરું બાળપણ માણવાનો મોકો તો એમને માત્ર શાળામાં દાખલ થતાં પહેલાં જ મળે!" એ શબ્દોએ મને ફરી વિચારમાં ગરકાવ કરી દીધો કે બાળક શાળાનો અભ્યાસ શરૂ કરે ત્યારે તેના જીવનની આખી રીતમાં પડતો સજીત ભંગ કેટલો હાનિકારક હોય છે, તેની સ્વાભાવિક શક્તિના વિકાસ માટે તેને બહોળું ક્ષેત્ર પૂરું પાડવાની બાબત કેટલી મહત્ત્વની છે. મેં તેમને સમજાવ્યું કે ભણવાના વર્ગો શરૂ થાય તે પહેલાં એક વર્ષ શાળામાં આવવાનો અર્થ વર્ગમાં બેસવાનો નથી.

બાળકો અભ્યાસ શરૂ કરે તે પહેલાં દરેક બાળકને સરખી રીતે જાણી લેવા માટે અને સમજણો, વિચારો, તથા બૌદ્ધિક ક્રિયાની વ્યક્તિગત વિશિષ્ટતાઓનું નિરીક્ષણ કરવા માટે મને એક વર્ષની જરૂર હતી. બાળકને જ્ઞાન આપતાં પહેલાં વિચાર, અનુભૂતિ, અને અવલોકન કરતાં શીખવવું જોઈએ. વળી દરેક બાળકના આરોગ્યની સ્થિતિની પૂરી જાણકારી પણ હોવી જોઈએ, તેના વગર તો રીતસર શીખવવાનું અશક્ય બની જાય.

બૌદ્ધિક ઉછેર અને જ્ઞાન પ્રાપ્તિ એકની એક બાબત નથી. જેવી રીતે પાંદડાં સૂર્યના પ્રકાશ વગર લીલાં ન હોઈ શકે એવી જ રીતે માનસની તાલીમ શિક્ષણ વગર અશક્ય હોય છે, પરંતુ જેવી રીતે પાંદડાંને સૂર્યની જોડે એકરૂપ ન ગણાવી શકાય એવી જ રીતે માનસની તાલીમને શિક્ષણ જોડે એકરૂપ ન જ ગણાવી શકાય.

કેળવણીકારને ચિંતક પદાર્થ જોડે કામ પડતું હોય છે, અને ચિંતક પદાર્થની બોધ તથા અનુભૂતિ પામવાની શક્તિનો આધાર મોટે ભાગે બાળકના આરોગ્ય ઉપર હોય છે. એ અવલંબન બહુ નાજુક અને સમજવું મુશ્કેલ હોય છે. બાળકોની આંતરિક માનસિક દુનિયાનું, ખાસ કરીને

તેમના વિચારોનું, પરીક્ષણ શિક્ષકની અત્યંત મહત્ત્વની કામગીરીઓમાં સ્થાન ધરાવે છે.

### [illegible]

બાળકોને સરખી રીતે જાણી લેવા માટે તેમનાં કુટુંબોને — પિતા, માતા, ભાઈઓ, બહેનો, દાદાઓ, તથા દાદીઓને — જાણી લેવાનું જરૂરી હોય છે. અમારી શાળાના વિસ્તારમાં છ વર્ષની ઉંમરનાં ૩૧ બાળકો હતાં — ૧૬ છોકરા અને ૧૫ છોકરીઓ. સઘળાં માતાપિતા પોતાનાં બાળકોને અમારા **આનંદ વિદ્યાલયમાં** મોકલવા તૈયાર થઈ ગયાં. શાળાપૂર્વેની ઉંમરનાં બાળકોના અમારા જૂથને એવું નામ પિતાઓ અને માતાઓએ જ થોડા સમયમાં આપી દીધું હતું. ૩૧માંથી ૧૧ બાળકોને પિતા નહોતા, અને બે બાળકોને તો પિતા કે માતા કોઈ નહોતું. વીત્યા અને સાશા નામે એ બે છોકરાઓની દશા કરુણ હતી. વીત્યાનો પિતા મહાન દેશાભિમાની યુદ્ધ (૧૯૪૧-૪૫) દરમિયાન છાપામાર સિપાહી તરીકે લડયો હતો. ફાસીવાદીઓએ તેની ઉપર પત્નીની નજર સામે નિર્દય અત્યાચાર વરસાવીને પછી તેને મારી નાખ્યો હતો. વીત્યાની માતા એવી વેદનાને સહી ન શકી અને ગાંડી થઈ ગઈ. છોકરાનો જન્મ એ કરુણ ઘટના પછી છ મહિને થયો હતો. માતા શિશુને જન્મ આપીને મરી ગઈ હતી, અને બચ્ચાની જિંદગી બહુ મુશ્કેલીથી બચાવવામાં આવી હતી. સાશાનો પિતા મોરચે ખપી ગયો હતો, અને ગામમાંથી ફાસીવાદી ચડાઈખોરોને સાફ કરી નાખવાની કામગીરી દરમિયાન માતા પણ મોતના ખપ્પરમાં હોમાઈ ગઈ હતી.

આનંદ વિદ્યાલય શરૂ કરતાં પહેલાં થોડાંક અઠવાડિયાં દરમિયાન મેં દરેક કુટુંબનો પરિચય સાધી લીધો. કેટલાંક કુટુંબોમાં માતાપિતા અને બાળકો વચ્ચે તેમ જ પિતા અને માતા વચ્ચે હેતપ્રેમનું વાતાવરણ નહોતું એથી મને બેચેની થઈ. પરસ્પર આદરની લાગણી વગર બાળકનું સુખી જીવન અશક્ય હોય છે. કેટલાક દાખલાઓમાં એવી લાગણી ગેરહાજર હતી.

કાળી આંખો અને બદામી વાનવાળો કોલ્યા ઊભો છે. તેના ચહેરા ઉપર સાવધાનીના ભાવ છવાયેલા છે. મેં તેની સામે મોં મલકાવ્યું. તેનાં



ભવાં વધારે ઊંચાં ચડી ગયાં. એ ઘડીઓમાં મને તેના કુટુંબના અસ્વાભાવિક સંજોગોના વિચારો આવ્યા. ફાસીવાદીઓ સામેના યુદ્ધ પહેલાં કોલ્યાનો બાપ કેદખાનામાં હતો. કુટુંબ દોનબાસ પ્રદેશમાં રહેતું હતું. ફાસીવાદી કબજા દરમિયાન બાપ કેદખાનામાંથી છૂટી ગયો અને કુટુંબ અમારા ગામમાં રહેવા આવ્યું. તેનો માબાપ લોકોની વિપદાઓનો ફાયદો ઉઠાવીને પૈસા પેદા કરતાં: નફાખોરી કરતાં, ફાસીવાદીઓના ખાંધિયાઓએ ચોરેલી ચીજવસ્તુઓનો સંઘરો કરતાં. તેની મા સામૂહિક ખેતરના વાડામાંથી મરઘાં ચોરી લાવતી, અને તેણે કોલ્યાને તથા તેના મોટા ભાઈને ખોરાક માટે કાગડા પકડતાં શીખવ્યું હતું. બાળકો પંખીઓને મારી નાખતાં અને મા તેમને તળીને મરઘાં તરીકે બજારમાં વેચતી... મેં છોકરાની સામે જોયું, હું ઇચ્છતો હતો કે તે મોં મલકાવે, પરંતુ મને તેની આંખોમાં સંકોચ અને બીક જોવા મળ્યાં. કોલ્યા, લોકો તરફ ખાર અને ધૃણાના જે અસ્વાભાવિક વાતાવરણમાં તું ઊછર્યો છો, તેનો છેદ ઉડાડી દેવા માટે તારા દિલમાં માયામમતાની અને માનવતાની લાગણીઓ મારે કેવી રીતે જગાડવી? મેં તેની માની ભાવશૂન્ય અને ઉદાસીન આંખો જોઈ. મારું મન ફિકરમાં અટવાઈ ગયું.

મેં આ પુસ્તકમાં એવી વિગતો લખવાનું નક્કી કરતાં પહેલાં લાંબા વખત સુધી વિચાર કર્યો, અનેકાનેક વાર તેમને છેકી નાખી અને ફરી સામેલ કરી. હું સામાન્ય લક્ષણો પૂરતો સીમિત બેશક રહી શક્યો હોત: માબાપ બાળક માટે નૈતિક પ્રમાણિકતાનાં ઉદાહરણો બની રહે એવાં નહોતાં... પરંતુ તેમાં તો મુશ્કેલીઓને ઢાંકી દેવાનું વલણ રહ્યું હોત. આપણી આસપાસ હજી જોવા મળતી ધૃણાસ્પદ બાબતો તરફ આપણે આંખો ન જ મીચી દેવી જોઈએ. કોઈ પથ્થરની દીવાલ શાળાને એવી બાબતોથી બચાવી ન શકે. એ અનિષ્ટની સામે લડવા તથા તેને ખતમ કરી નાખવા માટે, પુરાણી દુનિયામાંથી વારસામાં મળેલા ગંદવાડને નાનેરાં દિલોમાંથી સાફ કરી નાખવા માટે, આપણે હિંમતથી સત્યને સામી નજરે જોવું જોઈએ.

ઊજળા વાળ અને આસમાની આંખોવાળો સુકલકડી તોલ્યા. તે માનો હાથ ઝાલીને તેની બાજુમાં ઊભો હતો, નજર નીચે મંડાયેલી હતી, ક્યારેક ક્યારેક ઊંચે જોઈ લેતો હતો. તેનો પિતા કાર્પેથિયન પર્વતમાળામાં શૂરવીરના મોતને ભેટયો હતો. માને તેના પિતાના કેટલાય મરણોત્તર ચંદ્રકો મળ્યા હતા. તોલ્યાને બાપુની બાબતમાં ગર્વની લાગણી છે, પરંતુ ગામમાં

માની આબરૂ ખરાબ છે, તે બદહેલીની જિંદગી જીવે છે અને બાળકને પોતાનું ફોડી લેવાની હાલતમાં રેઢો મૂકી દે છે... છ વર્ષના એ છોકરાનું દિલ પીંખાઈ જતું અટકાવવા માટે શું કરવું જોઈએ? તેની માની સાન ઠેકાણે આવે અને તે સમજે કે પોતાને દીકરાની સંભાળ રાખવાની છે, તેને માટે કેવાં પગલાં લેવાં જોઈએ?

ફાસીવાદ સામે સોવિયેત લોકોનું યુદ્ધ ગંભીર જખમોની નિશાનીઓ, હજી રુઝાયા નહોતા એવા જખમો, છોડી ગયું હતું. કેટલાંક ૧૯૪૪ માં અને કેટલાંક ૧૯૪૫ માં જન્મેલાં બાળકો મારી સામે હતાં. થોડાંક બાળકો તો પિતાના અવસાન પછી જન્મેલાં હતાં. યૂરાનો દાખલો લઈએ. તેનો પિતા યુદ્ધના અંતથી બે દિવસ પહેલાં ખપી ગયો હતો. તેની મા તેને ઘેલછાઈની હદે પ્યાર કરતી હતી, તેની દરેક મરજી સંતોષવાની કોશિશ કરતી હતી. તેનો દાદો તેમની ભેગો રહેતો હતો અને તે પણ છોકરાને ખાતર ગમે તે કરવા તૈયાર થઈ જતો. મેં એ કુટુંબ વિશે મેળવેલી જાણકારીમાંથી સાફ દેખાતું હતું કે છ વર્ષનો એ બાળક નાનકડા જુલમગારમાં પલટાઈ શકે એમ હતો. માનું આંધળું વહાલ ઉદાસીનતા જેટલું જ જોખમી હોય છે.

પેત્રીક તેની મા અને દાદા ભેગો આવ્યો હતો. નાનકડા છોકરાની માની કપરી જિંદગી વિશે મેં ઘણુંઘણું સાંભળ્યું હતું. તેના પહેલા પતિએ તેને યુદ્ધ પહેલાં તરછોડી દીધી હતી. બાઈ બીજી વાર પરણી, પણ જોડું નસીબદાર નહોતું. કિસ્સો એવો નીકળ્યો કે પેત્રીકના બાપને તો પહેલેથી જ સાઈબિરિયામાં ક્યાંક કુટુંબકબીલો હતો, એટલે તે યુદ્ધ પછી ત્યાં જતો રહ્યો. બાઈએ મિથ્યા માનમોભાની લાગણીને લીધે દીકરાને કહ્યું કે તેનો બાપ મોરચે ખપી ગયો હતો. છોકરો બાપનાં કલ્પિત પરાક્રમોની વાત બીજાં બાળકોને કરતો, પરંતુ તેઓ માનતાં નહિ, કહેતાં કે તારો બાપ લબાડ છે. પેત્રીક રડતો રડતો મા પાસે દોડી જતો. વાત સાફ હતી કે દયા વગરના લોકોએ બાળકના દિલમાં કટુતા અને અવિશ્વાસની લાગણીઓ રોપી દીધી હતી. શું કરીએ તો એ બાળકના મનમાં ઇષ્ટ અંગેની નિષ્ઠા કેળવાય?

કોસ્ત્યા સાત વરસનો થઈ ગયો હતો પરંતુ હજી શાળામાં દાખલ નહોતો થયો. તેનો પિતા, સાવકી મા, અને દાદો તેને શાળામાં લઈ આવ્યાં હતાં. યુદ્ધની કરુણતાઓ એ બાળકને પણ આંબી ગઈ હતી.



ફાસીવાદી ચડાઈખોરોના કબજામાંથી ગામની મુક્તિ પછી કેટલાંક અઠવાડિયાં વીતી ગયાં હતાં. કોસ્ત્યાની મા સગર્ભા હતી, સુવાવડ ગમે તે દિવસે આવે એમ હતી. તેને કેટલીક ધાતુની વસ્તુઓ મળી અને તેણે સાત વરસના દીકરાને રમવા આપી. તેમાં સુરંગની એક ટોટી પણ હતી. ટોટી ધડાકો કરતી ફૂટી, દીકરો મરી ગયો. માએ ગળે ફાંસો ખાધો. પણ કોઈ લોકો અણીની વેળાએ આવી લાગ્યા, તેમણે બાઈને ફાંસામાંથી છૂટી કરી. મા મોતના પંજામાં સપડાયેલી હતી એવી હાલતમાં કોસ્ત્યાનો જન્મ થયો. બાળક જાણે ચમત્કારને કારણે બચી ગયું: એક પાડોશણે બચ્ચાને પોતાના બચ્ચા ભેગું ધવડાવીને મોટું કર્યું. બાપ મોરચેથી પાછો આવ્યો. બાપ દીકરા પાછળ ઘેલો હતો, તેને ઓથ આપતો અને વહાલથી રાખતો. તેની સાવકી મા મઝાની બાઈ હતી. તે અને દાદા પણ છોકરાને પ્યાર કરતાં. પરંતુ કોસ્ત્યા પાંચ વરસનો થયો ત્યારે નવી કમનસીબી તૂટી પડી: તેને શાકભાજીના વાડામાં ધાતુની ચળકતી વસ્તુ મળી. તે રમતમાં એ વસ્તુને બીજા કશાકની ઉપર ઠપકારવા લાગ્યો. ધડાકો થયો. લોહી નીગળતા બાળકને હૉસ્પિટલમાં પહોંચાડવામાં આવ્યો. કોસ્ત્યા અપંગ થઈ ગયો. તેને બાકીની જિંદગી ડાબા હાથ અને ડાબી આંખ વગર ગુજારવાની હતી. વળી દારૂના પાવડરના ઘેરા નીલા કણોએ તેના ચહેરાને કાયમને માટે કોરી નાખ્યો હતો...

કોસ્ત્યા, તને કેટલું આપવામાં આવે, ખરા દિલની હૂંફ અને હેતભર્યાં લાડ કેટલા પ્રમાણમાં આપવામાં આવે, તો તું સુખી ઇન્સાન બને? તારા પિતા, માયાળુ સાવકી મા, અને દાદાના હેતમાં શાણપણ અને કડક વલણ ઓતપ્રોત બનાવવા માટે તેમની જોડે કેવી રીતે વાત કરવી જોઈએ? તું અભ્યાસ કેવી રીતે કરી શકશે? તારા કુટુંબનું કહેવું છે કે તને માથામાં દુખાવા થતા રહે છે. તારે માટે અભ્યાસ કરવાનું વધારે સહેલું કેવી રીતે બનાવી શકાય? તારી તંદુરસ્તી કેવી રીતે સુધારી શકાય? તારા ગમગીન મનોભાવને ખતમ કેવી રીતે કરી શકાય? તારા પિતાનું કહેવું છે કે ક્યારેક ક્યારેક તું એકલો જતો રહીને રડે છે. તારી ઉંમરનાં બીજાં બાળકોની રમતોમાં તને મઝા નથી પડતી...

રાખોડી આંખોવાળો ગમગીન સ્લાવા માની બાજુમાં બેઠો છે. તેની મા એકલ ઓરતની કપરી જિંદગી જીવે છે. લગભગ પચાસ વરસની છે. તે જુવાન હતી ત્યારે સુખનાં સ્વપ્નાં જોતી, પરંતુ દેખાવડી નહોતી,

એટલે કોઈ તેને પરણવા તૈયાર ન થતું. જુવાની વીતી ગઈ, તે અંગત સુખ વગરની રહી ગઈ. યુદ્ધ પછી તેના જેવો જ એકલો કોઈ આદમી મોરચેથી પાછો આવ્યો. તેના આખા શરીરે જખમોની નિશાનીઓ હતી. તેને બાઈ તરફ પ્રેમની લાગણી થઈ. બેઉ પરણી ગયાં. પણ સુખનો ગાળો ટૂંકો સાબિત થયો, પતિ થોડા વખતમાં ગુજરી ગયો. બાઈના દિલનો પૂરો પ્રેમ દીકરા તરફ વળી ગયો, પણ તેણે દીકરાનો ઉછેર સરખી રીતે ન કર્યો. મને જણાવવામાં આવ્યું કે સ્લાવાને લોકો ગમત' નથી, તે દિવસોના દિવસો સુધી ઘરમાં બેસી રહે છે, તેને કંઈક કરવાનું કહો કે તરત તમારી સામે ડોળા કાઢવા લાગે છે. અત્યારે પણ હું તેની નજરમાં નજર પરોવું કે તરત તેની આંખો જાણે કરડકણી અને સાવધાન બની જાય છે.

હું મારા ભાવિ વિદ્યાર્થીઓને જેમ જેમ બહેતર જાણતો ગયો તેમ તેમ મને વધારે ખાતરી થતી ગઈ કે મારાં મુખ્ય કર્તવ્યોમાંનું એક એવાં બાળકોને ફરી બાળપણ આપવાનું છે કે જેમને તે કુટુંબોમાં ન મળ્યું હોય.

શાળામાં કામગીરીનાં ત્રણ વર્ષ દરમિયાન મેં ડઝનબંધ એવાં બાળકો જોયાં હતાં. જિંદગી બતાવે છે કે બાળકના મનમાં ઇનસાફ અને ઇષ્ટ અંગેની નિષ્ઠા ફરી સીંચી ન શકાય તો તેને ખરેખર ઇન્સાન હોવાની લાગણી કદી ન થાય, પૂર્ણ વ્યક્તિત્વની લાગણી કદી ન થાય. એવાં શાળાબાળકો તો કટુતાભર્યાં કિશોરકિશોરીઓ જ બને, તેમને માટે જીવનમાં પુનિત જેવું કશું ન રહે. શિક્ષકના શબ્દો તેમનાં દિલો સુધી કદી ન પહોંચે.

એવા બાળકના અંતરાત્માને રુઝાવવાનું કામ શિક્ષકની બહુ મુશ્કેલ જહેમતોમાં સ્થાન ધરાવે છે. અકદમ નાજુક અને વધારેમાં વધારે મહેનત માગી લેતું એ કર્તવ્ય તાત્ત્વિક દૃષ્ટિએ વિદ્યાર્થીઓને ઇન્સાન બનવાની કલા શીખવવાની મુખ્ય કસોટી બની રહે છે. એ કલા શીખવવાનો અર્થ ઇષ્ટ અને અનિષ્ટને સમજી લેવાની બાળકની રીતને નીરખવા તથા અનુભવવા પૂરતો જ સીમિત નથી, પરંતુ અનિષ્ટની સામે બાળકના સંવેદનશીલ હૃદયની રક્ષાને પણ આવરી લે છે.

બાળકોની આંખોમાં, ઘેરા બદામી રંગની તથા વિવિધ નીલરંગી છાયાઓની આંખોમાં, નજર પરોવતી વેળા મારા મનમાં સવાલ ઊઠતો કે તેમનાં દિલોને હૂંફ આપવા જેટલી સુજનતા અને માયામમતા મારામાં



છે કે નહિ. મને નાદેઝ્દા ક્રૂપ્સ્કાયાના શબ્દો યાદ આવી જતા: "બાળક માટે વિચાર અને વ્યક્તિત્વ અવિભાજ્ય હોય છે. તે કોઈ અજાણ્યા માણસના અથવા ધૃણાસ્પદ વ્યક્તિના શબ્દો કરતાં પ્યારા શિક્ષકના શબ્દોને સાવ જુદી જ રીતે મનમાં લેશે."* હું શબ્દો અને વ્યક્તિગત ઉદાહરણ થકી શીખવવાનો હતો. બાળકોને મારા શબ્દો અને કૃત્યોમાં સુજનતા, સુંદરતા, અને સત્ય દેખાવાં જોઈએ. મારા દરેક શબ્દની પાછળ હૃદયની ઉષ્મા, હેતપ્રેમ, અને ભલમનસાઈ સ્થિત હોવાં જોઈએ.

ગાલ્યાને તેનો પિતા લઈ આવ્યો હતો. તેને અને તેની નાની બહેન વાલ્યાને ઊંડી ગમગીનીનો અનુભવ થયો હતો: માતાનો દેહાંત થઈ ગયો હતો. એક વરસ પછી પિતાએ ફરી લગ્ન કર્યું. સાવ અજાણી પરંતુ ભલી, પ્રમાણિક, અને સહૃદયી સ્ત્રી ઘરમાં રહેવા આવી. તેણે નાનકડી બાળકીઓનાં હૈયાં જીતી લેવાની કોશિશ કરી. તે બન્ને બહેનોની લાગણીઓનો બહુ ખ્યાલ રાખતી. તેને આશા હતી કે પોતે ધીરેધીરે બાળકીઓને ગમવા લાગશે. અઠવાડિયું વીતી ગયું, પછી મહિનો વીતી ગયો, પરંતુ ગાલ્યા અને નાની બહેન વાલ્યા તો સાવકી મા જોડે વાત કરવાયે તૈયાર નહોતી થતી. નવી મા જાણે તેમના ધ્યાનમાં જ નહોતી આવતી. બાઈ રડતી, પતિની તથા સગાંસંબંધીઓની સલાહ માગતી — શું કરવું? તેણે તો જતી રહેવાનોયે મનસૂબો ઘડી લીધો, પરંતુ પછી તેને બચ્ચું થયું. તેને આશા બંધાઈ કે ઘરમાં બચ્ચું છે એટલે હવે કદાચ નાની બાળકીઓનાં દિલોમાં થોડીક ઉષ્મા આવશે, પરંતુ તેની આશા પૂરી ન થઈ. બાળકીઓ, ખાસ કરીને ગાલ્યા, શિશુ ભાઈને પણ ધ્યાનમાં લેવા તૈયાર નહોતી. તેના ગર્વીલા દિલને પિગાળવું કેવી રીતે? માતા અને પિતાને કેવી સલાહ આપવી? પિતા તો મારી પાસે આવ્યો પણ હતો અને તેણે દિલની પીડા મારી સામે ઠાલવી પણ દીધી હતી. મેં જવાબ આપ્યો કે ગાલ્યાને બહેતર જાણી લીધા પછી જ મારાથી સલાહ આપી શકાય.

રાખોડી આંખોવાળી ગોળમટોળ લારીસા હાથમાં ક્રીસેન્થીમમનું ફૂલ લઈને માની બાજુમાં બેઠી હતી. મને ખબર હતી કે માતાના હૃદયમાં

* નાદેઝ્દા ક્રૂપ્સ્કાયા, 'શિક્ષક વિશે'. મોસ્કો, રૂસી સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકની કેળવણી વિજ્ઞાન અકાદમી, પૃષ્ઠ ૧૪૩-૪૪ (રૂસી ભાષામાં). — સં.

3-972

વેદનાનો મોટો બોજો લદાયેલો છે. તેનો પતિ તેને છોડીને જતો રહ્યો હતો. નાનકડી બાળકીને પિતા યાદ જ નહોતો. મા તેને કહેતી રહેતી કે "બાપુ પાછા ઘેર આવશે." થોડા વખત પછી બાઈએ એક સજ્જન માણસ જોડે લગ્ન કરી લીધું, અને બાળકીને પટાવી લીધી કે એ માણસ જ તેનો ખરો પિતા છે. લારીસા એ આદમીને વહાલ કરતી, પરંતુ માતાને બીક લાગતી કે લાપરવાઈનો ખાલી એકાદ બોલ પણ તેના જૂઠાણાને ઉઘાડું પાડી દેશે. નાનકડી બાળકી ખુશ રહેતી, પરંતુ કડવાં વેણના તોછડા ઘાની સામે તેના હૃદયનું રક્ષણ પૂરી સાવધાનીથી કરવાનું હતું. તેનાં સરસ માતાપિતાની મદદના આધારે એમ થઈ શકે ખરું? આદમી તેનો ખરો પિતા નહોતો, પરંતુ આપણને થાય જ કે દરેક બાળકનો ખરો પિતા એ બાળકીના સાવકા બાપ જેવા સજ્જન હોય તો સારું. હું એ માણસને જેમ જેમ બહેતર જાણતો ગયો તેમ તેમ મને વધારે ખાતરી થતી ગઈ કે બાળકનો ઉછેર કરનારો માણસ જ તેનો ખરો પિતા હોય છે. હું એ કુટુંબને મળવા ઘણી વાર જતો, અને એક ખાસ બાબત મને અચરજમાં નાખી દેતી: નાનકડી બાળકીની આંખોમાં બરાબર તેના સાવકા પિતાની આંખો જેવી જ મમતા, સદ્‌ભાવ, તથા સમભાવની જ્યોતિ ઝગમગતી રહેતી. સુંદરતા નજરે પડતાં જ બાળકીની આંખોમાં પિતાની આંખોની જેમ જ પ્રેરણા અને વિસ્મય છલકાવા લાગતાં. બાળકીના હાવભાવ પણ, અચરજ અને સાવધાની તથા કરડાકી બતાવવાની રીત પણ-- લારીસાને એ બધું તેના સાવકા પિતા પાસેથી મળ્યું હતું.

ફેદ્યા... તેને પણ પિતા નહોતો, અને તેના કાનમાં મા વિશે એવા દાહક બોલ પડી ચૂક્યા હતા કે એક જમાનામાં તેનું વર્તન નિષ્કલંક ગણાવી શકાય એવા વર્તનથી વેગળું રહ્યું હતું. તેના બાળહૃદયમાં મૂંઝવણ ઊભી થઈ હતી: મા તો કહે છે કે બાપુ મોરચે ખપી ગયા હતા, તો પછી મા વિશે આવી વાતો સાચી કેવી રીતે હોય? હું ફેદ્યાની માને યુદ્ધ પહેલાં ઘણા વખતથી ઓળખતો હતો. તેની જિંદગીમાં યુદ્ધ દરમિયાન દુખનો વળાંક આવ્યો હતો. એ બાળકને માનવીય સંબંધોની જટિલ દુનિયામાં કેવી રીતે દોરી જવો, જેથી એવા પીડાકારી સવાલો તેના મનને પજવતા બંધ થઈ જાય?

અમે કેળવણીકારો ક્યારેક ભૂલી જઈએ છીએ કે બાળકોની બાબતમાં જગતની જાણકારીનો આરંભ વ્યક્તિની જાણકારીથી થતો હોય છે. બાળકની



નજર સામે ઇષ્ટ અને અનિષ્ટ, માતા સાથે વાત કરતી વેળા પિતાના અવાજમાં, પિતાના હાવભાવ તથા હલનચલનમાં, પ્રગટ થાય છે. મારી ઓળખાણની એક નાનકડી બાળકીની વાત કરું. તેનો પિતા કામેથી પાછો આવે ત્યારે ઉદાસ હોય તથા કંઈ બોલે નહિ, અને તેની મા પતિને ખુશ કરવાની પૂરી મહેનત કરે, તો એ બાળકી બગીચીના દૂરના ખૂણામાં જઈને મૂંગી મૂંગી રડવા લાગતી. બાળકીના દિલમાં પિતાના સંબંધમાં દુભાવાની અને માતા તરફ અનુકંપાની લાગણી ઉછાળા મારવા લાગતી...

એવી લાગણીઓમાં માનવીય સંબંધો અંગે બાળકની અનુભૂતિનાં કેવળ આરંભનાં, ઉપરછલ્લાં, લક્ષણો અંકિત હોય છે. પરંતુ માતા કે પિતા લાપરવા બોલ બોલી નાખીને બાળકને ખબર પડી જવા દે કે તેઓ એકબીજાંને ચાહતાં નથી, અને બાળકનો સવાલ ન હોત તો છૂટાછેડા લઈ લેત, ત્યારે બાળકના મનમાં શું શું થતું હોય?

નીના અને સાશા જોડકી બહેનો હતી. તેઓ પિતા જોડે શાળામાં આવી હતી. એ કુટુંબમાં ઘણાં બાળકો હતાં (નીના અને સાશા ઉપરાંત બીજાં ચાર), અને તેની આગવી પરેશાનીઓ હતી: માતા કેટલાંય વર્ષોથી પથારીવશ હતી. મોટી બહેનો ઘર સંભાળતી. પિતાની હાલત બહુ મુશ્કેલ હતી. નીના અને સાશાને કામનો અર્થ સમજાઈ ગયો હતો. એ ઘરમાં ખુશીનું નામનિશાન નહોતું. એક છોકરાના હાથમાં રબરનો લીલો દડો જોઈને બાળકીઓની આંખોમાં ખુશીનો ઝબકારો થયો પરંતુ તરત ઓસરી ગયો અને તેને બદલે ઊંડા દુખની લાગણી છલકાવા લાગી ત્યારે મારું દિલ કકળી ઊઠ્યું. એ બાળકીઓને બાળપણનો ઝળહળતો સૌમ્ય આનંદ કેવી રીતે આપવો? મારાથી એ થઈ શકશે? તેમના પિતાએ મને જણાવી દીધું હતું કે બાળકીઓને ઘરકામમાં મદદ કરવાની હોય છે એટલે તેઓ શાળામાં એક કલાકથી વધારે વખત ગાળી શકે એમ નથી.

અમે પેરફળના ઘટાદાર વૃક્ષના છાંયામાં ઘાસમાં બેઠાં હતાં. મેં માતાપિતાઓને જણાવ્યું કે મારા ખ્યાલ મુજબ કેળવણી કેવી હોવી જોઈએ. એ સંબંધમાં બાળકોની હાજરીમાં જેટલું કહી શકાય એટલું મેં તેમને કહ્યું, પરંતુ દરેક કુટુંબનાં દુખદર્દને હું મારા મનમાંથી ખસેડી નહોતો શકતો. દરેક વ્યક્તિને પરેશાનીઓ હોય છે, પરંતુ એ પરેશાનીઓ આખી દુનિયાને બતાવી દેવી, બીજા લોકોની હાજરીમાં સલાહ આપવી, એટલે બીજા માણસના અંતરને અવળું કરીને ઉઘાડું પાડી દેવું, તેના ખાનગી જીવનની

અંગત બાબતો સૌને જોવા પેશ કરી દેવી. મારે એ બધું જાણવું તો જોઈએ જ, પરંતુ બધાં માતાપિતાઓની હાજરીમાં તેને વિશે વાત કરવાનું ખોટું ગણાય. માતાપિતાનાં દિલોનાં અંતરતમ ઊંડાણોમાં ડોકિયું કરવાનું જરૂરી બની જાય તો એમ કેવળ ખાનગી વાતચીતમાં જ, અને એક એક શબ્દને હજાર હજાર વાર તોળીમાપીને જ, કરવું જોઈએ. હું જે પિતાઓ અને માતાઓની વાત કરું છું તેમનાં જખમી દિલો, વિપદાઓ, અપરાધો, શોકસંતાપો, ફિકરચિંતાઓ, અને દુખદર્દો એટલી હદે નિરનિરાળાં છે કે એ વિષયના સંબંધમાં હું સામાન્ય તારવણી ન જ કરી શકું. લોકોની અંદરના ઈષ્ટ અને અનિષ્ટની અટપટી ગૂંથણી મારી સામે છતી થઈ ત્યારે મને સમજાઈ ગયું કે કોઈ પણ માતાપિતા પોતાનાં બાળકો સમક્ષ ખરાબ દાખલો જાણીજોઈને તો કદી ન જ બેસાડે.

મેં વાચકની સામે કદાચ એકદમ વધારે પડતી પીડા અને વિપદાઓ રજૂ કરી દીધી હોય: હું તો આખર બાળકોના એક જ સામૂહિક એકમની વાત કરતો રહ્યો છું. પરંતુ ભૂલવું ન જોઈએ કે એ બધું જંગનાં જખમોને અંકિત કરતું હતું. યુદ્ધ પછીનાં આરંભનાં વર્ષો ક્યારનાં વીતી ગયાં છે. એ વર્ષોનાં સખત ઘવાયેલાં અંતરો હવે રુઝાઈ ગયાં છે, જેમણે ૧૯૪૪-૪૫ના વિજયોની આતશબાજીના અજવાળામાં જિંદગીનો પહેલો શબ્દ વાંચ્યો હતો તેઓ પોતે જ મોટાં થઈને હવે પિતાઓ અને માતાઓ બની ગયાં છે. જેઓ યુદ્ધનાં આરંભનાં વર્ષોમાં શાળામાં દાખલ થયાં હતાં તેમનાં બાળકોએ ઘણા વખત પહેલાં શાળાનો અભ્યાસ શરૂ કરી દીધો હતો, અને તેમાંથી કેટલાંક બાળકો તો હવે કિશોરાવસ્થામાં પહોંચી ગયાં છે. એમ લાગે ખરું કે આજનાં યુવાન કુટુંબોમાં સુખનો ઝળહળાટ ફેલાયેલો હોવો જોઈએ, પરંતુ જીવન એવું નથી. હાલના સમયે પણ શોકસંતાપ, દુખ, અને કરુણતા જોવા મળે છે... અગાઉનાં એ વર્ષો વિશે વધારે કશું કહેવાનું રહેતું નથી. મને ખુશી થયેલી કે એ સમયનાં મોટા ભાગનાં માતાપિતાઓ મઝાની જિંદગી, સામાન્ય રીતે કહેવાય છે એમ શાંતિ અને સદ્‌ભાવની જિંદગી, જીવ્યાં હતાં અને તેમણે પોતાનાં બાળકોનો ઉછેર સરખી રીતે કર્યો હતો.

સાત વરસની ઉંમરના અને મજબૂત બાંધાના વાન્યાના પિતાનો દાખલો લઈએ. તે ખેતીવિજ્ઞાની અને બહુ મહેનતુ માણસ હતો. તેને જમીન બેહદ પ્યારી હતી, અને તે બીજા લોકોનું ભલું થાય એવાં કામ કરતો રહેતો. તે પોતાની બગીચીમાં દર વરસે સફરજન તથા દ્રાક્ષના ડઝનબંધ રોપાઓ તૈયાર કરીને લોકોને વહેંચી દેતો. તેની પત્ની રેશમ બનાવવાના કારોબારમાં વિભાગની આગેવાન હતી. તે પોતાના કામમાં નિપુણ હતી, ભલી તથા હેતાળ અને જવાબદાર બાઈ હતી, મમતાળુ માતા હતી. ૧૯૩૩-૩૪ના મુશ્કેલ જમાનામાં તેણે ચાર અનાથ બાળકોને પોતાને ત્યાં રાખીને ભૂખમરાથી બચાવી લીધાં હતાં. તેણે પોતાનાં જ સંતાનોની જેમ ઉછેરેલાં એ બાળકો તેને "મા" કહીને બોલાવતાં.

સોહામણા કાળા ચોટલાવાળી નાનકડી બાળકી લુસ્યાનો પિતા બહુ ઈમાનદાર અને નેક ઇન્સાન હતો. જેમને ધરતીનું લૂણ કહી શકાય એવા લોકો દુનિયામાં હોય છે. તેમાંથી ભારે મોટા ભાગનાં માણસો મહાન કામગીરીઓ નથી કરતાં. તેમની માનસિક સુંદરતા સાથી માનવીઓ જોડેના તેમના સંબંધોમાં સમાયેલી હોય છે. પૂરો સંભવ છે કે લુસ્યાના પિતાએ તેને જવાબદાર અને સમભાવી બનવાની શિખામણ કદી નહિ આપી હોય. તેણે પોતાનાં બાળકોને સમભાવ તથા માનવતાની કેળવણી પોતાના વર્તન તેમ જ પત્ની જોડેના સંબંધ મારફત આપી હતી. લુસ્યાની માતાને હૃદયનો રોગ હતો. તે સામૂહિક ખેતરની બીટની વાડીમાં કામ કરતી હતી, એટલે બધું ઘરકામ પિતાએ સંભાળી લીધું હતું.

કાત્યાનાં માતાપિતાએ પોતાની ફળવાડીને અજોડ બાલવાડીમાં પલટાવી નાખી હતી. તેમનાં ચાર બાળકો તેમ જ પાડોશીઓનાં ભૂલકાં વસંતના આરંભથી શરદના અંત સુધી ધિંગામસ્તી કરતાં રહેતાં અને રમતો રમતાં રહેતાં. કાત્યાના પિતાએ બાળકો માટે રમતનું નાનકડું મેદાન પણ બનાવી આપ્યું હતું. બાળકોને ફળવાડીમાંથી લહેજતદાર ફળો તોડીને મોજ માણવાની છૂટ હતી.

ઘેરી નીલી ગમગીન આંખોવાળી નાનકડી બાળકી સાન્યાનાં માતાપિતા ભલાં અને હેતાળ માણસો હતાં. દર વરસે ઉનાળામાં શહેરમાંથી ત્રણ નાનકડી બાળકીઓ, પિતાની ભત્રીજીઓ, તેમની જોડે રહેવા આવતી. સાન્યા આતુરતાથી તેમની વાટ જોતી રહેતી. તેના પિતાએ તેમને માટે તળાવડીમાં કાંઠા નજીક તરવાની નાનકડી જગ્યા બાંધી આપી હતી. પછી તેણે બાળકીઓને જિંદગીની એક વધુ ખુશાલી બક્ષવાના આશયે નાનકડી મોટરબોટ બનાવી.

લીદા સરસ કુટુંબની બાળકી હતી. તેનો પિતા રેલગાડીના ડબ્બા

બનાવવાના કારખાનામાં કામ કરતો હતો. તે સંગીતકાર અને ગાયક પણ હતો, પોતાનાં બાળકોને વાયોલિન વગાડતાં શીખવતો, અને ખાસ કશી તૈયારી વગર ખુલ્લી જગ્યામાં સંગીતના કાર્યક્રમો રજૂ કરતો. વીસ જેટલાં બાળકો સંગીત સાંભળવા અને લોકગીતો શીખવા ભેગાં થઈ જતાં.

પાવેલના કુટુંબમાં સુમેળ હતો. તેની માતા ચાર વરસ કરતાં વધારે સમયથી પથારીવશ હતી પરંતુ તેનું સ્થાન પિતાએ લઈ લીધું હતું. તે કારખાનામાં નોકરી કરતો હતો અને બધું ઘરકામ પણ સંભાળી લેતો હતો.

ઘેરી આંખોવાળા સેર્યોઝાનો વાન બદામી હતો. તેના કુટુંબમાં ચાર માણસો હતાં અને સૌ પરસ્પર બહુ હેતપ્રેમ રાખતાં. રજાના દિવસોએ આખું કુટુંબ વનમાં જતું. ત્યાં બીડમાં તેમણે લાઈમનાં ચાર ઝાડ રોપ્યાં હતાં. ઘેર બાળકોએ માતા, પિતા, દાદા, અને દાદીનું એકેક ગણીને સફરજનનાં ચાર ઝાડ રોપ્યાં હતાં. એ કુટુંબમાં પિતા, માતા, દાદા, અને દાદી ઉપર બાળકોનું એટલું બધું વહાલ જોઈને મને આશ્ચર્ય ન થયું. ઘણું કરીને વાત એમ હતી કે માતાપિતા પોતાનાં બાળકોનાં દિલોમાં પુષ્કળ માયામમતા રેડતાં હતાં, અને બાળકો ઊંડો નિર્મળ પ્રેમ સો ગણો બદલામાં તેમને આપતાં હતાં.

લ્યુબા માતાપિતા અને દાદી ભેગી શાળાએ આવી હતી. મોટી બહેન અને નાનો ભાઈ પણ સાથે આવ્યાં હતાં. લ્યુબાને પાંચ ભાઈબહેનો, નાનીમા, અને દાદા તથા દાદી હતાં. મોટેરાંની આજ્ઞાના કડક પાલનની ભાવના કુટુંબમાં ઓતપ્રોત હતી. સૌ પરસ્પર વિશ્વાસ અને આદરની લાગણી ધરાવતાં હતાં. મોટેરાં માણસો બાળકો તરફ કેવો આદર રાખતાં હતાં, અને તેમની લાગણીઓનો કેટલો ખ્યાલ રાખતાં હતાં, તેને વિશે મને ઘણુંઘણું સાંભળવા મળ્યું હતું.

સૌથી નાના બાળક દાન્કોના કુટુંબમાં સરસ લોકપરંપરાઓ જળવાઈ રહેલી હતી. માતાપિતા કામે ચાલ્યાં જાય ત્યારે છ, આઠ, અને નવ વરસની ઉંમરનાં ત્રણ બાળકો ઘરની સંભાળ રાખતાં. તેઓ બપોરનું અને રાતનું જમવાનું બનાવતાં, ગાયને દોહતાં, અને શાકભાજીના વાડાનું કામ કરતાં. ઉનાળામાં સાંજની વેળાએ માતાપિતા કામેથી પાછાં આવે ત્યારે તેમને માટે નાહવાનું પાણી, સ્વચ્છ ટુવાલ, અને ગરમાગરમ વાળુ તૈયાર હોય, અને જમવાના ટેબલ ઉપર તાજાં ફૂલ ગોઠવેલાં હોય. એ કુટુંબમાં કામ સંબંધી આદરભાવની બોલબાલા હતી, બલકે એમ પણ



કહી શકાય કે ઉતાવળ અથવા ધાંધાઈ વગર કામ કરવાના વલણની પૂજા થતી હતી.

વાલ્યાનો પિતા ક્રેમેનચુગમાં એંજિનિયરીંગ પ્લાંટમાં કામ કરતો હતો અને માતા કોલખોઝમાં કામ કરતી હતી. હેતપ્રેમની જિંદગી જીવતા એ કુટુંબનાં બધાં માણસો, માતાપિતા અને ત્રણેય બાળકો, અભ્યાસ કરતાં. એ ઘરમાં ઓતપ્રોત શીખવાની ભાવના શિક્ષકોને રસપ્રદ લાગતી અને અમારાં મનમાં ખુશી ભરી દેતી. વાલ્યા આનંદ વિદ્યાલયમાં દાખલ થઈ ત્યારે જ અમને ખબર પડી કે અગાઉ સૌએ તેની દાદી ધારી લીધેલી ડોશીને કુટુંબ જોડે કશું જ સગપણ નહોતું, તેને બિચારીને કોઈ સગાંસંબંધીઓ નહોતાં. તેના બે દીકરા યુદ્ધમાં ખપી ગયા હતા, અને વાલ્યાના કુટુંબે તેને ઘરમાં ભેગી રાખી લીધી હતી. બાળકોની નજરમાં તે પોતીકા માણસ જેવી બની ગઈ. વાલ્યાને ખબર જ નહોતી કે ડોશીને કુટુંબ જોડે લોહીનું સગપણ નહોતું.

રાખોડી આંખોવાળી નાનકડી લ્યુદાનાં માતાપિતા કોલખોઝમાં કામ કરતાં હતાં. તેમણે પોતાનાં બાળકોનાં મનમાં ખેતીના કામનો પ્રેમ કેળવ્યો હતો. કુટુંબમાં ગૌરવની ભાવના ઓતપ્રોત હતી. પિતા બાળકોને કહેતો કે "આપણે બીજા લોકો માટે જે કંઈ કરીએ તે બધું સુંદર હોવું જોઈએ." મોટાં બાળકો ઉનાળામાં પિતાની જોડે ખેતરોમાં કામ કરતાં. લ્યુદા અને તેની મા મહિનામાં કેટલીય વાર તેમને મળવા જતાં. નાનકડી બાળકી માટે એવા પ્રસંગો જાણે તહેવાર બની રહેતા.

તાન્યાનાં માતાપિતા કોલખોઝના પશુપાલન વિભાગમાં કામ કરતાં હતાં. તે ઉનાળામાં બહેન ભેગી ઘણી વાર ત્યાં જતી અને તેના મનમાં કામનો પ્રેમ કેળવાયો હતો. શિક્ષકોને એકથી વધારે વાર જોવા મળેલું કે પિતાએ છાપરીના એક ખૂણામાં નાનકડી વાડ ખડી કરીને ઘેટાના અથવા ગાયના બચ્ચાને ત્યાં મૂકી દીધું હોય. તાન્યા અને તેની મોટી બહેન એવાં બાળ પ્રાણીઓની સરસ સંભાળ રાખતી. તેમને એ રમત બહુ ગમતી. એ સંબંધમાં તેમના આકર્ષણમાં કારણભૂત બાબત એમ હતી કે માતાપિતા પણ એ જ રમત રમતાં.

નાનકડા બાળક શુરાની હેતાળ આંખોમાં જાણે કશુંક શોધવાના ભાવ છવાયેલા રહેતા. તેનો પિતા રેલવેમાં કામ કરતો અને અઠવાડિયામાં એક વાર ઘેર આવતો. પિતા ઘેર આવે ત્યારે શુરા અને તેના ભાઈ તથા બહેન

માટે મોટો પ્રસંગ બની રહેતો. બાળકો તેની વાટ અધીરાઈથી જોતાં રહેતાં કારણ કે તે હંમેશાં કોઈ ને કોઈ અસાધારણ ભેટ લઈને આવતો: કાબેલિયતથી કોતરેલી લાકડાની નાનકડી આકૃતિઓ, પ્રાણીઓની અથવા લોકોની અથવા કલ્પિત જીવોની. દરેક બાળક માટે એક એક એવી વસ્તુ હોય. બાળકોને બાપુની વાતો પણ બહુ ગમતી. તેનામાં સદ્‌ભાવી માણસોને ગોતી કાઢવાની ભારે આવડત હતી. એ સદ્‌ભાવી માણસોની વાતો સાંભળતાં બાળકો માટે બહારની દુનિયામાં ડોકિયું કરવાની બારી ખૂલી જતી.

વલોદ્યાનો પિતા પુલો બાંધવાનું કામ કરતો અને માતા સામૂહિક ખેતરમાં કામ કરતી. યુવાન માતાપિતાને પહેલું સંતાન બહુ વહાલું હતું પરંતુ તેમના વહાલમાં ડહાપણ ઓછું વરતાતું હતું. તેઓ બાળકને નાનીમોટી વસ્તુઓ ઘણીબધી આપી ચૂક્યા હતા અને હંમેશાં તેની માગણીઓને બને એટલી ઝટપટ પૂરી કરતાં. વલોદ્યા હાથમાં રબરના બે દડા લઈને માની બાજુમાં બેઠો હતો. તે માને કંઈક કહેવા માગતો હતો, પરંતુ એ વાત માના ધ્યાનમાં આવી નહિ. તરત બાળકનું મોં ચડી ગયું અને તેની આંખોમાં આંસુ છલકાઈ ગયાં.

ઘેરી આંખોવાળી નાનકડી બાળકી વાર્યા કુમળા રોપા જેવી પાતળી હતી અને તેને વાંકડિયા વાળ હતા. તેની માતા માખણના કારખાનામાં સફાઈનું કામ કરતી. પિતા યુદ્ધમાં સખત ઘવાયેલો હતો અને કુટુંબ તેની સારસંભાળ રાખતું. તેની તંદુરસ્તી એકદમ હચમચી ગયેલી હતી. ત્રણેય બાળકોને લાગતું કે માને માથે બહુ મોટો બોજો છે, અને તેઓ માની જિંદગી આસાન બનાવવાની કોશિશ કરતાં. માતાને સાધારણ વેતન મળતું. કુટુંબની આવકમાં ઉમેરો કરવા તે રાતે ખમીરા અને ટુવાલના ગૂંથણનું કામ કરતી. વાર્યાની મોટી બહેન માને મદદ કરવા ગૂંથણ કરવા લાગી હતી અને વાર્યા પણ શીખી રહી હતી.

બાળક માતાપિતાના નૈતિક જીવનના દર્પણ સમું હોય છે. મેં દરેક કુટુંબમાંના ઈષ્ટ અને અનિષ્ટ વિશે વિચાર કર્યો. માતાપિતાનાં લક્ષણોમાંથી બાળકો જેને અપનાવી લેવાની વૃત્તિ ધરાવતાં હોય છે તેમાં વધારેમાં વધારે મૂલ્યવાન નૈતિક લક્ષણ ભલમનસાઈ તથા બીજા લોકોનું સારું કરવાની મંછાનું હોય છે. જે કુટુંબોમાં પિતા અને માતા પોતાની હસ્તીનો કોઈ અંશ બીજા લોકોને સમર્પિત કરતાં હોય, બીજા લોકોની ખુશીઓ અને ગમગીનીઓમાં ખરા દિલે સહભાગી બનતાં હોય, ત્યાં બાળકો સદ્‌ભાવી,



સહૃદયી, અને પ્રેમાળ માનવીઓ તરીકે મોટાં થાય છે. મોટામાં મોટું અનિષ્ટ કેટલાંક માબાપના અહમ્ તથા વ્યક્તિપરાયણતામાં હોય છે. તે ક્યારેક બાળકો તરફ આંધળા સાહજિક પ્રેમનો ઘાટ ધારણ કરે છે. તેનો દાખલો વલોદ્યાનાં માતાપિતામાં જોવા મળે છે. જો પિતા અને માતા પોતાની હસ્તી પૂરેપૂરી બાળકોને સમર્પિત કરી દે, ભૂલી જાય કે આસપાસ બીજા લોકો પણ છે, તો એવો અતિપ્રેમ કોઈ ને કોઈ દિવસે દુખમાં પલટાઈ જાય.

માતાપિતાઓને આનંદ વિદ્યાલય વિશે જણાવતી વેળા મારા મનમાં એવા વિચારો ઘોળાતા હતા. વાતચીત બહુ મુશ્કેલ હતી. કુટુંબોની અંદરના સમગ્ર ઈષ્ટ તથા અનિષ્ટને મારે લક્ષમાં રાખવાનું હતું. હું આનંદ વિદ્યાલયમાં ઈમાનદારી, સચ્ચાઈ, અને પરસ્પર વિશ્વાસની પરંપરાઓ સ્થાપવા માગતો હતો. એવી પરંપરાઓની વાત કરતી વેળા મને કોલ્યાના કુટુંબ વિશે બેચેની થઈ. હું જાણતો હતો કે ગંભીર સમસ્યાઓ એ કુટુંબના જીવનને પીંખી નાખતી હતી, પરંતુ બીજાં માતાપિતાઓને એ સમસ્યાઓ વિશે વાકેફ થવા દેવાય એમ નહોતું. એમ બને તો માતા વિદ્યાલયની વિરુદ્ધ થઈ જાય અને ફરી આવે જ નહિ. બીજો કશોક ઉપાય જરૂરી હતો. મેં તેને વિશે લાંબા સમય સુધી વિચાર કર્યો હતો પરંતુ સમુચિત ઉકેલ મને મળ્યો નહોતો.

મેં બાળકના વિકાસ સંબંધી દૃષ્ટિફલકની રૂપરેખા માતાપિતાઓ સમક્ષ રજૂ કરી. તેઓ આજે છ વર્ષનાં બાળકોને શાળામાં લઈ આવ્યાં હતાં, પરંતુ બાર વર્ષોમાં એ જ બાળકો મોટાં થઈ જવાનાં હતાં, ભાવિ પિતાઓ અને માતાઓ બનવાનાં હતાં. શાળા તરફથી પૂરી કોશિશ કરવાની હતી કે બાળકો ગર્વીલા દેશભક્તો બને, પોતાના દેશને તથા મહેનતકશ લોકોને પ્યાર કરે, ઈમાનદાર, સાચું બોલનારા, મહેનતુ, ભલા, પ્રેમાળ, સહૃદયી, અનિષ્ટ તથા ગેરઈનસાફને સાંખી ન લેનારા, હિંમતવાન, મુશ્કેલીઓનો સામનો ખંતથી કરનારા, વિનયી, નૈતિક દૃષ્ટિએ સુંદર, તંદુરસ્ત, અને શારીરિક તાલીમ પામેલા માનવીઓ બને. બાળકોમાંથી સ્પષ્ટ વિચારશક્તિ, ઉમદા હૃદય, સોના જેવા હાથ, અને ઉન્નત લાગણીઓ ધરાવતા માનવીઓ વિકસવા જોઈએ. બાળક કુટુંબના દર્પણ સમું હોય છે. જેવી રીતે જળના બિંદુમાં સૂર્યનું પ્રતિબિંબ પડતું હોય છે એવી જ રીતે માતા અને પિતાની નૈતિક નિર્મળતાનું પ્રતિબિંબ બાળકમાં પડે છે. શાળાનું અને માતાપિતાનું

કામ દરેક બાળકને સુખ આપવાનું છે, બહુમુખી સુખ આપવાનું છે, જેથી બાળક પોતાની શક્તિઓને પારખી શકે, મહેનતને ચાહતાં શીખે, આસપાસની દુનિયાની સુંદરતા માણી શકવા માટે સર્જનાત્મક કાર્ય કરતાં શીખે; બીજા લોકો માટે સુંદરતાનું સર્જન કરતાં, બીજા લોકોને પ્યાર કરતાં, અને પોતે પ્રેમને પાત્ર બનતાં શીખે, મોટાં થઈને પોતાનાં બાળકોને ખરી માનવ હસ્તીઓ બનાવતાં શીખે. કેવળ માતાપિતાઓ તથા શિક્ષકોની સહિયારી જહેમતો જ બાળકોને ઊંડા સુખનો અનુભવ કરાવી શકે. બાળકો અને માતાપિતાઓ ઘેર ગયાં, અને મેં તેમને યાદ કરાવ્યું: "આવતીકાલે, ઑગસ્ટની ૩૧મી તારીખે, આપાણું આનંદ વિદ્યાલય અસ્તિત્વમાં આવી જશે."*

એ દિવસ મારે માટે શું લઈને આવશે? મેં બાળકોને માતાનો હાથ ઝાલી લેતાં જોયાં, પરંતુ આવતીકાલે તેઓ એકલાં આવવાનાં હતાં. દરેક વ્યક્તિને પોતાની આગવી ખુશીઓ હોય છે. દરેક વ્યક્તિની સામે સૂર્યપ્રકાશમાં ઝળહળતાં પ્રભાતો અને અનંત જીવનનું ભાવિ પથરાયેલું હોય છે. એ દિવસની પૂર્વવેળાએ મારા મનમાં સૌથી વધારે ઘોળાતી બાબત એક જ હતી કે શાળા એ નાનકડી હસ્તીઓની ખુશીઓ છીનવી ન લે. એથી ઊલટું, તેમને શાળાની દુનિયા એવી રીતે પાર કરાવવાની હતી કે નિરંતર નવી ખુશીઓ માણવા મળતી જાય, શીખવાની પ્રવૃત્તિ કંટાળાજનક અભ્યાસમાં ન પલટાઈ જાય. અને બીજી તરફ શાળા એવી અંતહીન રમત ન બની જાય કે જે સપાટી ઉપર રસપ્રદ હોય પરંતુ વાસ્તવમાં ખાલીખમ હોય. દરેક દિવસ બાળકોની વિચારશક્તિને, લાગણીઓને, તથા મનોબળને વધારે સમૃદ્ધ બનાવે એવો હોવો જોઈએ.

## ખુલ્લા આકાશમાં શાળા

હું ઉત્તેજિત મન લઈને બાળકોની વાટ જોતો હતો. સવારે આઠ વાગ્યે ઓગણત્રીસ બાળકો આવી પહોંચ્યાં. સાશા નહોતો આવ્યો (કદાચ તેની માની તબિયત સારી નહિ હોય). અને વલોદ્યા ગેરહાજર હતો.

---

* સોવિયેત સંઘમાં શાળાવર્ષ સપ્ટેંબરની પહેલી તારીખે શરૂ થાય છે.—સં.



પૂરી શક્યતા હતી કે હજી સૂતો હોય અને મા તેને જગાડવા તૈયાર ન હોય.

લગભગ બધાં બાળકો તહેવારનાં કપડાં અને નવા બૂટ પહેરીને આવ્યાં હતાં. એથી મને ફિકર થઈ કારણ કે પુરાતન કાળથી ગામોનાં બાળકો ઉઘાડા પગે જ ફરતાં હોય છે. તેમાં સર્વોત્તમ શારીરિક તાલીમ મળે છે, અને તે શરદીથી બચવાની સારામાં સારી રીત પણ છે. માતાપિતાઓ પોતાનાં બાળકોના પગને ધૂળમાટીથી, સવારની ઝાકળથી, અને તડકામાં તપેલી ખુલ્લી જમીનથી બચાવી રાખવાની કોશિશ શા માટે કરતાં હશે? તેમના ઇરાદાઓ નેક હોય છે, પરંતુ પરિણામો બૂરાં આવે છે. દર વરસે ગામોનાં વધારે ને વધારે બાળકો ઇન્ફલુએન્ઝા, કાકડા, તથા મોટી ઉધરસના રોગોના શિકાર બનતાં જાય છે. બાળકોનો ઉછેર એવી રીતે થવો જોઈએ કે તેમને તાપની કે ટાઢની બીક જ ન રહે.

"બાળકો, ચાલો શાળામાં", મેં ભૂલકાંઓને કહ્યું, અને પછી હું બગીચા તરફ જવા લાગ્યો. બધાં બાળકો મૂંઝવણમાં પડી જઈને મારી તરફ જોવા લાગ્યાં.

"હા, બાળકો, આપણે શાળામાં જઈએ છીએ. આપણી શાળા ખુલ્લી જગ્યામાં, લીલા ઘાસમાં, પેરફળનાં ઝાડની ડાળીઓ નીચે, દ્રાક્ષલતાઓના મંડપમાં, અને હરિયાળાં બીડોમાં ચાલવાની છે. બૂટ અહીંયાં કાઢી નાખો, તમે અગાઉ ફરતાં એવી રીતે ઉઘાડા પગે જઈશું." બાળકો ખુશીનો કલરવ કરવા લાગ્યાં. તેઓ ગરમીના દિવસોમાં બૂટ પહેરવા ટેવાયેલાં નહોતાં એટલે તેમને પગમાં અગવડ જેવું લાગતું હતું. "અને કાલથી બૂટ પહેરીને નથી આવવાનું. આપણી શાળા માટે સૌથી સારું એ જ છે."

અમે દ્રાક્ષલતાઓના મંડપની પગદંડીએ ચાલવા લાગ્યાં. વૃક્ષોની પાછળ નીરવ ખૂણામાં જાડી દ્રાક્ષલતાઓ ઊગેલી હતી. ધાતુનાં ચોકઠાં ફરતે વીંટાયેલી લતાઓ વડે હરિયાળી કુટિર બની ગયેલી હતી. અંદરની જમીન ઉપર સુંવાળું ઘાસ છવાયેલું હતું. નીરવતાની આણ ફેલાયેલી હતી, અને ઝાંખા લીલા ઉજાસની આરપાર જોતાં જાણે આખી દુનિયા લીલીછમ લાગતી હતી. અમે ઘાસ ઉપર બેસી ગયાં.

"આપણી શાળા અહીંયાં શરૂ થાય છે. અહીંથી આપણે નીલા ગગનને, બગીચાને, ગામને, અને સૂરજને નીરખતાં રહીશું."

બાળકો કુદરતની સુંદરતાના મોહપાશમાં બંધાઈને શાંત થઈ ગયાં.

હતાં. સોનેરી રંગની પાકેલી દ્રાક્ષનાં ઝૂમખાં પાંદડાંઓ વચ્ચે લટકી રહ્યાં હતાં. બાળકોને દ્રાક્ષ ચાખી જોવાનું મન થયું. હા, બાળકો, આપણે જરૂર ચાખી જોઈશું, પણ પહેલાં તેમની સુંદરતા માણી લઈએ. બાળકો આસપાસ નજર ફેરવવા લાગ્યાં. બગીચો જાણે લીલા ધુમ્મસમાં અટવાઈ ગયેલો હતો, જળભીતર જગત જેવો લાગતો હતો. પૃથ્વીની સપાટી—ખેતરો, બીડો, સડકો—જાણે લીલા ધુમ્મસમાં કંપતી હોય એમ લાગતું હતું. અને સૂર્યપ્રકાશના તણખા હલતાં વૃક્ષો ઉપર પડી રહ્યા હતા.

"સૂરજ તણખા વેરે છે," કાત્યા શાંત અવાજે બોલી.

બાળકો મનમોહક જગતથી અળગાં નહોતાં થઈ શકતાં, એટલે મેં સૂરજની વાર્તા શરૂ કરી દીધી.

"હા, બાળકો, કાત્યાએ બહુ મઝાની વાત કહી છે: સૂરજ તણખા વેરે છે. સૂરજ આસમાનમાં બહુ ઊંચે રહે છે. તેની પાસે બે અલમસ્ત લુહારો અને સોનાની એરણ છે. આગના ભડકા જેવી દાઢીવાળા લુહારો પરોઢ ઊગતાં પહેલાં સૂરજ પાસે જાય છે. સૂરજ તેમને રૂપાના તારનાં બે ફીંડલાં આપે છે. લુહારો રૂપાના તારને સોનાની એરણ ઉપર ગોઠવે છે અને હાથમાં લોખંડની હથોડીઓ લઈને ટીપવા લાગે છે. તેઓ સૂરજ માટે રૂપાનો હાર ઘડે છે, હથોડીઓમાંથી રૂપાના તણખા ફૂટે છે, તૂટે છે, અને પછી આખા જગતમાં પડે છે. તણખા જમીન ઉપર પડે છે અને તમને અહીંયાં દેખાય છે. સાંજે થાકેલા લુહારો સૂરજ પાસે જઈને હાર આપે છે. સૂરજ હારને સોનેરી લટો ફરતો પહેરી લે છે અને પછી આરામ કરવા જાદુઈ બગીચામાં ચાલ્યો જાય છે."

મેં વાર્તા કહેતી વેળા સાથોસાથ ચિત્રો પણ દોર્યાં. સફેદ કાગળ ઉપર અજબ તરંગી આકૃતિઓ ફૂટી નીકળી... બે અલમસ્ત લુહારો સોનાની એરણ ઉપર નમેલા છે, લોખંડની હથોડીઓમાંથી રૂપાના તણખા ઊડી રહ્યા છે.

બાળકો જાદુઈ દુનિયાના મોહપાશમાં બંધાઈને વાર્તા સાંભળતાં રહ્યાં. મને લાગ્યું કે તેમને વશીકરણ તૂટી જવાની બીકે ચુપકીનો ભંગ કરવામાં ડર લાગતો હતો. પછી તેમણે સવાલો પૂછવાનું શરૂ કરી દીધું: લુહારો રાતે શું કરે છે? સૂરજને દરરોજ નવો હાર કેમ બનાવી આપે છે? રૂપાના તણખા દરરોજ પૃથ્વી પર પડે છે તો પછી ક્યાં ગાયબ થઈ જાય છે?

"એ બધું તમને બીજી કોઈ વાર જણાવીશ. આપણને પુષ્કળ વખત



મળવાનો છે. ચાલો, હમણાં તો દ્રાક્ષની મઝા માણો!" દ્રાક્ષ ટોપલીમાં ભરાતી રહી તે દરમિયાન બાળકો અધીરાઈથી વાટ જોતાં રહ્યાં. મેં દરેક બાળકને બબ્બે ઝૂમખાં આપ્યાં, એક તરત ખાવા અને બીજું ઘેર લઈ જવા, માને ચખાડવા. બાળકોએ અજબ સંયમ દાખવ્યો અને બીજા ઝૂમખાને કાગળમાં લપેટી લીધું. તેમ છતાં મારા મનમાં વિચાર ઘોળાતો રહ્યો: શું ખરેખર ઘેર લઈ જશે? રસ્તામાં ખાઈ નહિ જાય? કોલ્યા અને તોલ્યા દ્રાક્ષ માને પહોંચાડે ખરા? મેં નીનાને કેટલાંય ઝૂમખાં આપ્યાં—માંદી માને આપવા એક, અને બહેનો તથા દાદી માટે વધારાનાં. વાર્યા પિતા માટે ત્રણ ઝૂમખાં લઈ ગઈ. મારા મનમાં ખ્યાલ ઝબકી ગયો કે બાળકોમાં પૂરતી શક્તિ આવી જાય કે તરત દરેક બાળક પોતાની દ્રાક્ષવેલીઓ રોપશે... વાર્યાના ઘરમાં શરદમાં કોડીબંધ વેલીઓ રોપાશે, એક વરસ પછી તેમાં ફળ આવશે, તેના પિતા માટે સરસ ઔષધનો બંદોબસ્ત થઈ જશે...

અમે ઝાંખા લીલા ઉજાસવાળા પરીજગતમાંથી બહાર નીકળ્યાં. મેં કહ્યું: "કાલે સાંજે છ વાગ્યે પહોંચી જવાનું છે. ભૂલશો નહિ!"

મારા ધ્યાનમાં આવી ગયું કે બાળકોને જવાનું મન તો નહોતું, પણ દ્રાક્ષનાં ધોળાં પડીકાં છાતી સરસાં દબાવીને તેઓ વિખેરાઈ ગયાં. તેમાંથી કોણ કોણ દ્રાક્ષને છેક ઘર સુધી સલામત લઈ જાય છે. એ જાણવાની મને કેટલી બધી ઉત્સુકતા હતી! પણ મારાથી બેશક પુછાય તો નહિ જ. પોતે મને જણાવે તો સારું.

ખુલ્લી જગ્યામાં શાળાનો પહેલો દિવસ એવી રીતે પૂરો થયો... રાતે મને સ્વપ્નમાં સૂર્યના રૂપેરી તણખા દેખાયા. બીજે દિવસે સવારે વહેલો ઊઠીને હું વિચાર કરવા લાગ્યો કે હવે આગળ શું કરવું. મેં કોઈ જાતની વિગતવાર યોજના ન ઘડી કે એ દિવસે બાળકોને શું જણાવવું અથવા ક્યાં લઈ જવાં. અમારી શાળાનું જીવન મને પ્રેરણા આપનારા વિચારમાંથી વિકસતું રહ્યું: બાળકનું ઘડતર તેના પોતાના સ્વભાવ મુજબ થવા દેવું, આસપાસની દુનિયા અંગે સતેજ સંશોધક તરીકે થવા દેવું. વાર્તાઓ તથા રમતોમાં, વ્યક્તિગત સર્જનપ્રવૃત્તિમાં, અને સુંદરતામાં ચેતનમય રંગોનું તેમ જ સ્પષ્ટ અને કંપતા ધ્વનિઓનું અજબ જગત, બીજા લોકોનું ભલું કરવાની પ્રેરણા તેમનાં મનમાં સીંચે એવું જગત, તેમની સામે મોકળું થઈ જવા દેવું. બાળકના હૃદય સુધી પહોંચવાનો ચોક્કસ માર્ગ વાર્તાઓ,

તરંગવિહારો, તથા રમતો મારફત, દોહરાવી ન શકાય એવી સર્જનપ્રવૃત્તિ મારફત, મળે છે. હું બાળકને આસપાસના જગતમાં, દરરોજ કશુંક નવું પ્રગટ કરતા જગતમાં, એવી રીતે દોરી જઈશ કે અમારું દરેક ડગલું **ચિંતન તથા વાણીના ઝરાઓ** સુધીની, કુદરતની ચમત્કારી સુંદરતા સુધીની, અમારી **સફરનો** એક ભાગ બની રહે. હું પૂરી તકેદારી રાખીશ કે મારાં વિદ્યાર્થી બાળકોમાંથી દરેક મોટું થઈને ચિંતનશીલ તથા શોધનશીલ વ્યક્તિ બને, અને તેમના જીવનમાં જ્ઞાનની દિશાનું દરેક કદમ દિલને ઉમદા બનાવે અને મનોબળનું ઘડતર કરે.

બીજે દિવસે બાળકો સાંજના સમયે શાળાએ આવ્યાં. સપ્ટેંબરનો શાંત દિવસ પૂરો થઈ રહ્યો હતો. અમે ગામમાંથી નીકળ્યાં અને એક પુરાણા દફન ટીલા ઉપર જઈને બેઠાં. સૂર્યના પ્રકાશમાં ઝગારા મારતાં બીડો, સીધાં પોપલાર વૃક્ષો, અને દૂર ક્ષિતિજમાં દફન ટીલાઓનું અદ્ભુત દૃશ્ય અમારી સામે પથરાયેલું હતું. અમે ચિંતનના અને શબ્દોના ઝરાઓ સુધી પહોંચી ગયાં હતાં. વાર્તાઓ અને તરંગવિહારો — એ ઝરાઓને ચાલુ કરી દેવાની કળ તેમાં હોય છે, પછી શબ્દોનાં ધોધમાર વહેણો ફૂટી નીકળે છે. યાદ કરો, પહેલે દિવસે કાત્યા કેવી રીતે બોલી ઊઠેલી કે "સૂરજ તણખા વેરે છે..." આગળની ઘટનાઓનો ઉલ્લેખ અત્યારે જ કરીને હું તમને જણાવું કે બાર વરસ પછી શાળાનો અભ્યાસ પૂરો કરતી વેળા વતનની ભૂમિ વિશેના નિબંધમાં પોતાના પ્રકૃતિપ્રેમના વર્ણનમાં તેણે એ જ કલ્પન દોહરાવ્યું હતું. વાર્તાઓનાં કલ્પનોની એવી પ્રબળ છાપ બાળકોનાં મનમાં પડતી હોય છે. મને ફરીફરીને હજાર વાર ખાતરી થઈ ગઈ છે કે બાળકો આસપાસના જગતમાં તરંગો ભરી દેતી વેળા, પોતાના તરંગો ઘડી કાઢતી વેળા, કેવળ સુંદરતાને જ નહિ પરંતુ સત્યને પણ શોધી કાઢતાં હોય છે. બાળકનો કલ્પનાવિહાર વાર્તાઓ વગર કે રમતો વગર ટકી ન શકે. વાર્તાઓ વગરનું આસપાસનું જગત બહુ સુંદર દૃશ્ય રજૂ કરતું હોય છે, પરંતુ એ તો કાગળ ઉપર દોરેલા ચિત્ર જેવું હોય છે, વાર્તાઓ તેમાં પ્રાણ રેડી દે છે.

રૂપકની ભાષામાં કહીએ તો વાર્તાઓ બાળકોના વિચારો તથા વાણીની જ્વાળાને વધારે ભભુકાવતી તાજી હવા જેવી હોય છે. બાળકોને કેવળ વાર્તાઓ સાંભળવાનું જ નહિ પરંતુ વાર્તાઓ ઘડી કાઢવાનું પણ બહુ ગમતું હોય છે. બાળકોને દ્રાક્ષવેલીઓની લીલી દીવાલ મારફત જગતની



ઝાંખી કરાવતી વેળા મને ખબર હતી કે હું વાર્તા કહેવાનો છું, પરંતુ હું નહોતો જાણતો કે ચોક્કસ કેવી વાર્તા કહીશ. કાત્યાના શબ્દોએ, "સૂરજ તણખા વેરે છે..." શબ્દોએ, એવા કલ્પનાવિહારને પ્રવેગ આપ્યો. બાળકો કેવાં સાચાં, ચોક્કસ, કલાત્મક, અને ભાવવાહક કલ્પનોનું સર્જન કરતાં હોય છે! એ કલ્પનો કેવાં સ્પષ્ટ હોય છે, અને ભાષા કેવી ઉઠાવદાર હોય છે!

મેં પૂરી કોશિશ કરી કે બાળકો એક એક અક્ષર કરીને શબ્દ વાંચવા માટે બાળપોથી ખોલતાં પહેલાં, સૌથી વધારે ચમત્કારી પુસ્તકનાં, પ્રકૃતિના પુસ્તકનાં, પાનાં વાંચી લે.

અમારે શિક્ષકોને પ્રકૃતિમાં અસ્તિત્વ ધરાવતા વધારેમાં વધારે સંવેદનશીલ, વધારેમાં વધારે નાજુક, અને વધારેમાં વધારે ચમત્કારી તત્ત્વ સાથે, બાળકના માનસ સાથે, કામ પડતું. એ વિચારે ત્યાં કુદરતના ખોળામાં ગેલ કરતી વેળા મારા મનમાં ખાસ સ્પષ્ટ રૂપ ધારણ કર્યું. બાળકના માનસનો વિચાર કરતી વેળા કોમળ ગુલાબની, જેની પાંખડીઓ ઉપર ઝાકળનાં બિંદુઓ ધ્રૂજી રહ્યું હોય એવા ગુલાબની, કલ્પના કરવી જોઈએ. ઝાકળનાં બિંદુઓ નીચે ન ટપકી જાય એવી રીતે ફૂલને ચૂંટવામાં કેવી કાળજી અને સંવેદનશીલતા જરૂરી બનતી હોય છે! અમારે પણ દરેક પળે બરાબર એવી જ કાળજી રાખવાની હોય છે કારણ કે અમે પ્રકૃતિના અત્યંત નાજુક અને સંવેદનશીલ તત્ત્વને, ઊગતા બાળકના ચિંતક પદાર્થને, સ્પર્શતા હોઈએ છીએ.

બાળકના વિચારો કલ્પનોમાં ચાલતા હોય છે. તેનો અર્થ, દાખલા તરીકે, એવો થાય છે કે તે પાણીના ટીપાની સફર વિશે શિક્ષકની વાત સાંભળતી વેળા મનમાં પરોઢના ધુમ્મસનાં રૂપેરી મોજાંઓની, ઘેરાં વાદળોની, ગાજવીજની, અને વસંતના વરસાદની કલ્પના કરતું હોય છે. એવા ચિત્રમાં કલ્પનો જેટલાં વધારે સ્પષ્ટ હોય એટલા પ્રમાણમાં બાળક પ્રકૃતિના નિયમોનો વધારે ઊંડો અર્થ તારવે છે. તેના મગજમાં નાજુક સંવેદનશીલ ચેતાઓ હજી મજબૂત નથી હોતી, તેમને વિકસાવવાની હોય છે, વધારે મજબૂત બનાવવાની હોય છે.

બાળક વિચાર કરતું હોય છે... તેનો અર્થ એવો થયો કે મગજના આવરણમાં ચેતાઓનું વિશિષ્ટ જૂથ આસપાસના જગતનાં કલ્પનોને (ચિત્રો, ઉદાહરણો, ઘટનાઓ, શબ્દો) પારખે છે; અને એ બહુ નાજુક ચેતાકોષોમાંથી સંકેતો પસાર થાય છે. ચેતાઓ એ માહિતીની પ્રક્રિયા

કરે છે, તેને નોખી પાડે છે, પદ્ધતિસર ગોઠવે છે, વર્ગોમાં વિભાજિત કરે છે, સરખાવે છે. બધી નવી માહિતીની પ્રક્રિયા એવી જ રીતે ફરીફરીને થતી રહે છે. ચેતાતંત્ર બધાં નવાં કલ્પનોને તથા માહિતીની પ્રક્રિયાને આવરી લેવા માટે, કલ્પનોની પરખના કાર્યમાંથી તેમની પ્રક્રિયાના કાર્યમાં ફેરબદલી, અસાધારણ ટૂંકા ગાળામાં સાધી લે છે.

ચેતાતંત્ર તરફથી કાર્યની એવી વિસ્મયજનક વેગીલી ફેરબદલીને આપણે ચિંતન કહીએ છીએ— **બાળક વિચાર કરતું હોય છે...** બાળકના મગજના કોષો એટલા સંવેદનશીલ હોય છે, પરખની વસ્તુઓની પ્રતિક્રિયા એટલી નાજુક રીતે કરતા હોય છે, કે જ્યારે પરખ તથા અર્થઘટનની વસ્તુઓ જોઈ શકાય એવાં, સાંભળી શકાય એવાં, અને સ્પર્શી શકાય એવાં કલ્પનો બની રહે ત્યારે જ ધોરણસરની કામગીરી કરી શકે છે. ચિંતનનું સારતત્ત્વ અંકિત કરતાં વિચારોની એવી ફેરબદલી કેવળ એવા સંજોગોમાં જ શક્ય બને છે કે જ્યારે બાળક માટે ચર્ચાની બાબતને "જોવા, સાંભળવા, તથા અનુભવવાનું" શક્ય બનાવતું (બાળકોને વાર્તાઓ એ કારણે જ બહુ ગમતી હોય છે) વાસ્તવિક ઝળકતું ઉદાહરણ અથવા અત્યંત સ્પષ્ટ શાબ્દિક ચિત્ર તેની સામે રજૂ થતું હોય.

બાળકના મગજનાં રૂપલક્ષણોને કારણે તેને છેક ચિંતનના સ્રોતોમાં જ, દેખીતાં અને અત્યંત મહત્ત્વનાં કલ્પનોમાં જ, અને સૌપ્રથમ તો પ્રકૃતિના માધ્યમ થકી જ, કેળવવું જોઈએ, એટલે તેના વિચારો ઝળકતા કલ્પનમાંથી એ કલ્પનમાં સમાયેલી માહિતીની પ્રક્રિયાના કાર્યમાં ફેરબદલી સાધી લેશે. જો બાળકોને પ્રકૃતિથી અળગાં રાખવામાં આવે, બાળકો અભ્યાસના આરંભના દિવસોથી જ કેવળ શબ્દોને પારખતા રહે, તો તેમના મગજના કોષો ઝડપથી થાકી જાય અને શિક્ષકોએ આપેલું કામ તેઓ ન કરી શકે. તેમના મગજના કોષોને વિકસાવવા જોઈએ, વધારે મજબૂત બનાવવા જોઈએ, તેમની શક્તિનો સંચય કરવો જોઈએ. એ જ કારણે પ્રાથમિક વર્ગોના શિક્ષકોને ઘણી વાર જોવા મળતું હોય છે કે બાળક શાંત બેઠું હોય, જાણે એકાગ્રતાથી સાંભળતું હોય એમ શિક્ષકની નજરમાં નજર પરોવતું હોય, પરંતુ કહેવામાં આવતો એક પણ શબ્દ સમજતું ન હોય કેમ કે શિક્ષક ખાલી બોલતો હોય છે, લગાતાર બોલતો જ હોય છે. બાળકને માત્ર નિયમો, સવાલો, અને દાખલાઓ જ સાંભળવા મળે છે, એ બધું અમૂર્ત અને સામાન્ય હોય છે, તેમાં ચેતનમય કલ્પનો



નથી હોતો, એટલે બાળકનું મગજ થાકી જાય છે... તેમાંથી પછી પરેશાનીઓ શરૂ થઈ જાય છે. બાળકના ચિંતનને પ્રકૃતિમાં વિકસાવવું તથા મજબૂત બનાવવું જોઈએ, બાળકના શરીરના વિકાસના પ્રાકૃતિક નિયમો એવો તકાદો કરે છે. એ કારણે પ્રકૃતિમાંનો દરેક પ્રવાસ ચિંતનનો પાઠ બની રહે છે, માનસના વિકાસનો પાઠ બની રહે છે.

અમે દફન ટીલા ઉપર બેઠાં હતાં. ચોમેર તીડકંસારીઓનું સમૂહગાન ગુંજી રહ્યું હતું. હવામાં વગડાઉ ઘાસની સુગંધ ભળેલી હતી. અમે ચુપચાપ બેઠાં હતાં. બાળકોને બહુ ઝાઝું કહેવાનું, તેમનાં મનમાં વ્યાખ્યાનો તથા શબ્દો ભરી દેવાનું, જરૂરી નથી હોતું. એકદમ હાનિકારક તૃપ્તિઓમાંની એક વધારે પડતા શબ્દોની હોય છે, વધારે પડતી ગમ્મતની નહિ. બાળક માટે શિક્ષકોના શબ્દો સાંભળવા ઉપરાંત મૂક વાતાવરણ પણ જરૂરી હોય છે. તે એવી ઘડીઓમાં વિચાર કરે છે, પોતે જે કંઈ જોયું તથા સાંભળ્યું હોય તેને સમજવાની કોશિશ કરે છે. શિક્ષકે મર્યાદા બાંધી લેવી જોઈએ કે વર્ગમાં બોલવાનું કેટલી વાર ચાલતું રહે, એ વાત મહત્ત્વની છે. બાળકોને નિષ્ક્રિય રીતે શબ્દો સાંભળનારાં ન જ બનાવી દેવાં જોઈએ. આલેખિત અથવા શાબ્દિક કલ્પનને સમજવામાં ઘણો સમય અને ચેતાતંત્રીય શક્તિ જરૂરી હોય છે. બાળકને વિચાર કરવા દેવાની બાબત શિક્ષકના અત્યંત સૂક્ષ્મ ગુણોમાં સ્થાન ધરાવે છે. અને બાળકને પ્રકૃતિના ખોળામાં સાંભળવાની, આસપાસ નીરખવાની, તથા અનુભવવાની શક્યતા પૂરી પાડવી જોઈએ...

અમે તીડકંસારીઓનું સમૂહગાન સાંભળતાં રહ્યાં. બાળકોને એ અદ્‌ભુત સંગીતમાં તલ્લીન થઈ ગયેલાં જોઈને મને ખુશી થઈ. ધરતીની સોડમ અને અજબ ધ્વનિઓથી છલકાતી આ શાંત સંધ્યા તેમની યાદમાં કાયમને માટે કોતરાઈ જાય તો સારું. કોઈક દિવસે તેઓ તીડકંસારીઓની વાર્તાઓ ઘડી કાઢશે.

પરંતુ હવે બાળકોની વિચારભરી નજર સૂર્યાસ્ત ઉપર મંડાઈ ગયેલી હતી. સૂર્ય ક્ષિતિજથી નીચે સરકી ગયો હતો. આકાશમાં સૂર્યાસ્તના રંગોની ટશરો અને છાયાઓ ફેલાઈ ગઈ હતી.

"જુઓ! સૂરજ આરામ કરવા ચાલ્યો ગયો," લારીસા બોલી. તેના ચહેરામાં ગમગીનીની છવાઈ ગઈ.

"લુહારોએ સૂરજને રૂપાનો હાર પહોંચાડી દીધો છે... એણે કાલનો

4-972

હાર ક્યાં મૂક્યો હશે?" લીદાએ સવાલ કર્યો.

બાળકો જાણે વાર્તાને આગળનો હિસ્સો સાંભળવા મારી સામે જોવા લાગ્યાં, પરંતુ મેં હજી નક્કી નહોતું કર્યું કે કેવા કલ્પનના ઉપયોગ કરવો. ફેદ્યાએ મને મદદ કરી.

"હારને ગગનમાં ફેલાવી દેવામાં આવ્યો છે," તે ધીમા અવાજે બોલ્યો.

ઊંડી નીરવતા ... અમે સૌ વાટ જોવા લાગ્યાં કે ફેદ્યા વાતને આગળ ચલાવે. વાસ્તવમાં તેણે ગઈકાલની વાર્તાનો તાર આગળ લંબાવ્યો હતો. સાફ દેખાતું હતું કે તેણે વિગતો ઘડી કાઢી હતી. પરંતુ તે ચુપ થઈ ગયો, કદાચ શરમને કારણે. મે તેને ઓથ આપી:

"હા, હારને ગગનમાં ફેલાવી દેવામાં આવ્યો છે. દિવસ દરમિયાન તેને સૂરજની જ્વાળામય લટો ઉપર તપાવવામાં આવે છે, એટલે તે મીણ જેવો પોચો થઈ જાય છે. સૂરજ તેને જ્વાળામય હાથ વડે અડે છે, અને પછી જાણે સોનાનું ઝરણું સંધ્યાના ગગનમાં રેડે છે. સૂરજ આરામ કરવા જાય ત્યારે તેમાંથી છૂટતાં છેલ્લાં કિરણો એટલે એ ઝરણાનો પ્રકાશ. જુઓ, દેખાય છે, પ્રકાશ ગુલાબી રંગો સાથે ગેલ કરે છે, કંપે છે, અને ઝાંખો પડી જાય છે. સૂરજ વધારે ને વધારે દૂર સરકતો જાય છે. જુઓ! થોડી વારમાં આકાશમાં જાદુઈ બગીચામાં ચાલ્યો જશે, પછી તારલિયા ટમટમવા લાગશે ..."

"તારો એટલે શું? કેમ ટમટમતો હોય છે? ક્યાંથી આવે છે? દિવસે કેમ નથી દેખાતો?" બાળકોએ સવાલોની ઝડી વરસાવી દીધી. પરંતુ બાળકોને અસંખ્ય કલ્પનોની જાળમાં જકડી ન લેવાં જોઈએ. એટલું એક દિવસ માટે પૂરતું હતું. મેં તેમનું ધ્યાન જુદી દિશામાં વાળી લીધું.

"વગડામાં નજર ફેરવો! જુઓ, ખીણમાં ને બીડમાં ને ઢોળાવની જમીનમાં કેવી રીતે અંધારું ફેલાઈ રહ્યું છે! ટીલાઓને નીરખો, કેવા પોચાપોચા લાગે છે, સાંજના ઝાંખા ઉજાસમાં કેવી રીતે સરકતા લાગે છે! ટીલાઓ ઘેરા બની રહ્યા છે. તેમની સપાટી ઉપર નજર ફેરવો... ત્યાં શું દેખાય છે?"

"વન ... ઝાડીઝાંખરાં ... ગાયોનું ધણ ... ઘેટાંના ટોળા ભેગો ભરવાડ ... લોકો ખેતરમાં રાત ગાળવાની તૈયારી કરી રહ્યા છે, તાપણું સળગાવી રહ્યા છે, પણ તાપણું નથી દેખાતું, ખાલી ધુમાડો નજરે પડે છે ..."



અંધારામાં લપેટાતી ટેકરીઓ ઉપર નજર ફેરવતી વેળા બાળકોના તરંગવિહારમાં ઘાટ પામેલું બધું એવું હતું. મેં તેમને કહ્યું કે ઘેર જવાનો વખત થઈ ગયો છે, પરંતુ તેમને જરાય મન નહોતું. તેમણે હજી થોડીક વાર બેસવાની રજા માગી. સાંજની વેળાએ જગત જ્યારે રહસ્યમાં લપેટાઈ જાય ત્યારે બાળકોના તરંગો માઝા મૂકીને વિહરવા લાગે છે. મેં માત્ર એટલી જ વાત કરી કે સાંજનું ઝાંખું અજવાળું અને રાતનું અંધારું દૂર દૂરની ખીણો તથા વનોમાંથી નદીની જેમ વહેતાં આવે છે, એટલામાં તો બાળકોની કલ્પનાઓમાં અજબગજબના જીવોનાં — અંધારા તથા ધૂંધળકાનાં — કલ્પનો ફૂટી નીકળ્યાં હતાં. સાન્યાએ એવા જીવોની વાર્તા કહી સંભળાવી: તેઓ સૌથી આઘેરા વનની પાછળ દૂરની ગુફામાં રહે છે. દિવસે તેઓ ત્યાં અંધારઘેરા અતળ ખાડામાં ભરાઈ જાય છે. ઊંઘતા રહે છે અને સ્વપ્નું આવે ત્યારે નિસાસા નાખે છે (માત્ર વાર્તા કહેનારને જ સમજાતું હોય છે કે નિસાસા શા માટે નાખે છે...). પણ સૂરજ જાદુઈ બગીચામાં દાખલ થાય કે તરત એ જીવો છુપાવાની જગ્યામાંથી બહાર નીકળે છે. તેમના જબરજસ્ત પંજાઓ ઉપર સુંવાળી ઊન છવાયેલી હોય છે, એટલે તેમનાં પગલાંનો અવાજ કોઈને સંભળાતો નથી. ધૂંધળકું અને અંધારું તો બિચારા ભલા, શાંત, અને માયાળુ જીવો હોય છે, કોઈને ક્યારેય ઈજા નથી કરતા.

બાળકો વાર્તા ઘડી કાઢવા તૈયાર થઈ ગયાં હતાં કે અંધારું અને ધૂંધળકું નાનાં ભૂલકાંઓને કેવી રીતે નીંદરમાં નાખી દે છે, પરંતુ એક દિવસ માટે હવે ઘણુંબધું થઈ ચૂક્યું હતું. અમે ઘર તરફ રવાના થયાં ત્યારે તેમણે પૂછ્યું કે બીજે દિવસે પણ સાંજે આવવાનું બને કે નહિ. વાર્યાના શબ્દોમાં "ત્યારે વાર્તાઓ ઘડી કાઢવાનું સહેલું હોય છે."

બાળકો વાર્તા સાંભળવા એટલા બધા ઉત્સુક કેમ હોય છે? બાળકોને ઝાંખા અજવાળાનો સમય, જ્યારે વાતાવરણ જ કલ્પનાનાં ઉડાનોને વેગ આપતું હોય છે એવો સમય, કેમ બહુ ગમતો હોય છે? વાર્તાઓ કોઈ પણ બાળકની વાણીને કેમ વિકસાવતી હોય છે અને ચિંતનની પ્રક્રિયાને કેમ વધારે જોરદાર બનાવતી હોય છે? કારણ કે વાર્તાઓનાં કલ્પનો ઊર્મિઓના રંગો વડે સાફ સાફ રંગાયેલાં હોય છે. વાર્તાના શબ્દો બાળકની કલ્પનામાં જીવંત રહે છે. તરંગવિહારે ચીતરેલા શબ્દો બાળક સાંભળે અથવા બોલે ત્યારે તેનું હૈયું જાણે થંભી જાય છે. કેવળ વાર્તાઓ સાંભળવાની

જ નહિ પરંતુ ભેગી વાર્તાઓ ઘડી કાઢવાનીયે પ્રવૃત્તિ વગર તો હું શાળા તથા અભ્યાસની કલ્પના પણ ન જ કરી શકું.

આનંદ વિદ્યાલયના આરંભના બે મહિનાઓ દરમિયાન બાળકોએ ઘડી કાઢેલી કહાણીઓ અને વાર્તાઓ નીચે આપી છે. તેમાં બાળકોના વિચારો, લાગણીઓ, મંછાઓ, તથા નિગાહોનું જગત જોવા મળે છે.

### નાનકડું સસલું (શુરા)

માએ મને નાનકડું રૂંછાંદાર સસલું આપ્યું. નવા વરસના તહેવાર પહેલાં. મેં એને નાતાલના ઝાડની એક ડાળીએ ટાંગી દીધું. સૌ સૂઈ ગયાં. ઝાડમાં એક સાવ ટચૂકડી બત્તી ઝગમગ કરતી હતી. મેં જોયું તો સસલું નાનકડી ડાળીએથી ઠેકડો મારીને નીચે પડયું અને ઝાડ ફરતે દોડીદોડી કરવા લાગ્યું. એ તો ગોળચક્કર દોડતું રહ્યું, દોડતું રહ્યું, અને પછી ઠેકડો મારીને પાછું પોતાની ડાળીએ ચડી ગયું.

### સૂરજમુખીનું ફૂલ (કાત્યા)

સૂરજ ઊગ્યો. નાનકડાં પંખીડાં જાગી ગયાં. આસમાનમાં એક લાવરી નજરે પડી. પછી છેલ્લે સૂરજમુખીનું ફૂલ પણ જાગ્યું. તેણે ઊઠીને પાંખડીઓ ઉપરથી ઝાકળનાં ટીપાં ખંખેરી નાખ્યાં. પછી સૂરજ તરફ ફરીને બોલ્યું: "કેમ છો, સૂરજ સાહેબ! ઘણા વખતથી તમારી વાટ જોઉં છું. જુઓ તો ખરા, તમારી હૂંફ વગર મારી સોનેરી પાંખડીઓ કેવી કરમાઈ ગઈ છે! પણ પાંખડીઓ હવે પાછી સજીવન થઈ ગઈ છે અને ખુશ છે. હુંયે તમારી જેમ જ ગોળ ને સોનેરી છું, સૂરજ સાહેબ!"

### ખેતરને કેવી રીતે ખેડવામાં આવ્યું (યૂરા)

કાપણીના સંચા ચાલવા લાગ્યા. ઘઉંની કાપણી થઈ ગઈ. પછી શેળો દરમાંથી બહાર નીકળ્યો. એણે જોયું તો ઘઉં નહોતા રહ્યા, અને તેમનાં રાડાં અવાજ નહોતાં કરતાં. એ તો ખૂંપરાંઓની ઉપર પથ્થરની જેમ દડવા લાગ્યો. એક જબ્બર મોટો રાક્ષસ એની તરફ સરકતો આવી રહ્યો હતો — ધાતુનો વંદો. શોર મચાવતો હતો અને ગાજતો હતો. એની પાછળ હળ હતાં. પછી તો ખાલી ખેડાયેલી કાળી જમીન જ બાકી રહી. શેળો દરમાં ભરાઈને હેરતભરી નજરે આસપાસ જોતો રહ્યો. એને થયું: "એવો જબરજસ્ત વંદો ક્યાંથી મળ્યો હશે?" પણ ખરેખર તો એ ટ્રૅક્ટર હતું.



### લેનિનની બે છબીઓ ([illegible])

મારી મોટી બહેન ઓલ્યા ઑક્ટોબર બાળસંસ્થામાં જોડાઈ ગઈ. એની પાસે નાનકડો લાલ સિતારો છે. નાનકડા સિતારામાં લેનિનની ટચૂકડી છબી છે. હવે અમારે ત્યાં લેનિનની બે છબીઓ છે. એક ભીંતે ટાંગેલી છે અને બીજી ઓલ્યાના સિતારામાં છે. લેનિન કામદારોના સુખને ખાતર લડેલા. બાપુએ કહેલું કે લેનિન બહુ સરસ વિદ્યાર્થી હતા. હુંયે સરખી રીતે ભણવાનો છું. નાનેરો લેનિનવાદી બનીશ.

### ઓકઝાડનું ફળ (ટીના)

પવન ફૂંકાતો હતો. ઓકના ઝાડ ઉપરથી એક ફળ ખરી પડયું, જાણે તાંબાનું હોય એવું રતૂમડું ને ચળકતું એ જમીન ઉપર પડયું અને વિચાર કરવા લાગ્યું: "ઉપર ડાળીએ કેવી મઝા હતી! પણ હવે તો જમીન ઉપર છું. અહીંથી નદી કે વન નજરે નથી પડતાં." બિચારું ઉદાસ થઈ ગયું. એણે કહ્યું: "ઓકના ઝાડ, મને પાછું તારી ડાળીએ ગોઠવી દે." પણ ઓકના ઝાડે જવાબ દીધો: "અરે ફળ મારા, મૂરખ છો તું! સાંભળ, હુંયે જમીનમાંથી ઊગેલું છું. ઝટપટ મૂળિયાં ઊંડાં નાખી દે અને મોટું થવા લાગ. પછી તુંયે જોરાવર ઓકઝાડ બની જવાનું."

પ્રકૃતિમાં જે કંઈ ચાલતું હોય છે તે જોઈને બાળકો ઉત્તેજિત થઈ જાય છે. પરંતુ વાત એટલી જ નથી. તેઓ ઈચ્છતાં હોય છે કે દુનિયામાં શાંતિ રહે. તેઓ જાણતાં હોય છે કે જંગના મનસૂબા ઘડતી તાકાતો પણ છે. નીચેની વાર્તામાં એવી કાળી તાકાતોનું નિરૂપણ દૈત્યના અજબ તરંગી કલ્પનમાં કરવામાં આવ્યું છે.

એ દૂર દૂર મહાસાગરની પાર કાદવિયા વિસ્તારમાં રહેતો હતો. એને આપણા લોકો ઉપર નફરત હતી. એણે પરમાણુ બૉંબ બનાવ્યા. એ ઘણાબધા બૉંબ બનાવીને અને પાંખોમાં દબાવીને ઊડવા લાગ્યો. એની મુરાદ સૂરજ ઉપર બૉંબ ફેંકવાની હતી. એ સૂરજને ઓલવી નાખવા માગતો હતો, જેથી આપણે બધાં અંધારામાં મરી જઈએ. મેં ચકલાંને લોખંડી દૈત્ય સામે લડવા મોકલી દીધાં. ચકલાં ચાંચમાં સૂરજના તેજની તણખા લઈને ઊડતાં ઊડતાં દૈત્યને આંબી ગયાં. તેમણે આગના તણખા દૈત્યની પાંખો ઉપર ફેંક્યાં. લોખંડી દૈત્ય કાદવમાં પડી ગયો અને પોતાના બૉંબ ભેગો બળીને રાખ થઈ ગયો. પણ સૂરજ હજી ગેલ કરે છે. અને ચકલાં મોજમાં ખુશાલ કલરવ કરે છે.

એ વાર્તામાં બાળકનો અખંડ વિશ્વ દૃષ્ટિકોણ જોવા મળે છે. બાળક અનિષ્ટની સામે ઇષ્ટનાં પરિબળોની લડાઈની કલ્પના પંખીઓ તથા પ્રાણીઓની સામેલગીરી વગર નથી કરી શકતું. નાનકડાં સસલાં અને ચકલાં કંઈ બાળકની કલ્પનાના તુક્કાઓ નથી હોતાં. તેઓ ઇષ્ટને મૂર્ત કરતાં હોય છે.

બાળકોની આસપાસની દુનિયામાંથી દરરોજ કોઈ ન કોઈ નવી શોધ કરવામાં આવતી. દરેક શોધને વાર્તામાં પલટાવી નાખવામાં આવતી. વાર્તાનું સર્જન બાળકો પોતે જ કરતાં. વાર્તાનાં કલ્પનો બાળકોને વતનની ભૂમિની સુંદરતા પારખવામાં મદદગાર બનતાં. તેમને વતનની સુંદરતાની પરખ વાર્તાઓ, તરંગવિહાર, તથા સર્જનપ્રવૃત્તિને કારણે થતી હતી, પોતાના વતન તરફના પ્યારનું મૂળ તેમાં જ હોય છે. સ્વદેશની ભવ્યના અને મહાનતાની સમજણ ધીરેધીરે આવે છે, તેનાં મૂળ સુંદરતામાં હોય છે. નાનકડાં બાળકો સાથે કાર્ય કરતા યુવાન શિક્ષકને હું આવી સલાહ આપવા માગું છું: બાળકોને આ મહાન સમર્થ દેશ વિશે, સોવિયેત સંઘ વિશે, પ્રથમ શબ્દો કહેવાની ઘડી માટે તેમને વિચારપૂર્વક અને સાવધાનીથી તૈયાર કરો. એ શબ્દો પ્રેરક હોવા જોઈએ, ઉમદા લાગણીઓથી છલકાતા ઉદાત્ત શબ્દો હોવા જોઈએ. (કોઈને મરજી હોય તો ભલે એ શબ્દોને આડંબરી ગણાવે, તમારા મનમાં નિર્મળ અને ઉદાત્ત ભાવનાઓ



છલકાતી હોય તો એવી વાતની પરવા ન કરશો.) પરંતુ એ શબ્દો બાળકોનાં દિલોના ધબકારાઓને વેગીલા બનાવી દે એટલા ખાતર આવશ્યક છે કે રમ્ય હોય, તેમાં બાળકોના જ્ઞાનક્ષેત્રમાંથી વીણેલાં સુંદરતાનાં બીજ સમાયેલાં હોય, અને તેમને કાળજીથી રોપવામાં આવે.

બાળક સુંદરતાનો અનુભવ કરે અને તેના મોહપાશમાં બંધાઈ જાય! સ્વદેશને મૂર્ત કરતું કલ્પન તેના દિલ અને યાદમાં સદાને માટે જળવાઈ રહે! સુંદરતા એટલે માનવતાનાં તેમ જ ભલાઈની લાગણી તથા ઉષ્માભર્યા સંબંધોનાં રુધિરમાટી. તોલ્યા, સ્લાવા, કોલ્યા, વીત્યા, અને સાશા જેવાં બાળકોનાં કઠોર હૈયાંને ધીરેધીરે પીગળતાં જોઈને મને ખુશી થઈ. સુંદરતા નીરખતાં જ બાળકના ચહેરામાં છવાઈ જતી મલકાટની, પ્રેરણાની, તથા વિસ્મયની છાયામાં મને મારો પંથ દેખાયો. મારે બાળકના હૈયાને એ પંથે આગળ દોરી જવાનું હતું.

આનંદ વિદ્યાલયમાં કડક નિયમોના અવરોધો નહોતા. બાળકોએ ખુલ્લી જગ્યામાં ગાળવાના સમયની કશી મર્યાદા નહોતી બાંધવામાં આવી. સૌથી મોટી વાત એ હતી કે બાળકો એ વિદ્યાલયથી થાકી ન જાય, શિક્ષકને હોઠેથી 'ઘેર જવાનો વખત થઈ ગયો' શબ્દો સાંભળવાની ઘડીની કંટાળાભરી વાટ તેમનાં દિલોમાં ઘર ન કરી જાય. હું કોશિશ કરતો કે અમે જે કંઈ કરતાં હોઈએ તેમાં બાળકોની ઊંડી દિલચસ્પીની ઘડીએ અમારી શાળાનું એ દિવસનું કામ પૂરું કરી દેવામાં આવે. એથી તેઓ આવતીકાલની વાટ આતુરતાથી જોતાં રહે, તેમનાં મનમાં નવી ખુશીઓની આશાઓ બંધાય. રાત તેમને રૂપેરી તણખાઓની, સૂરજ તરફથી પૃથ્વી ઉપર વેરવામાં આવતા તણખાઓની, ભેટ આપે. ખુલ્લી જગ્યાની શાળા એક દિવસ દોઢ કલાક ચાલતી તો બીજે દિવસે ચાર કલાક ચાલુ રહેતી. બધો આધાર એવી બાબત ઉપર રહેતો કે હું બાળકોને કેટલી ખુશી આપી શકું એમ છું. વળી બીજી એક વાત પણ બહુ મહત્ત્વની હતી કે બાળક ખુશી માણવા ઉપરાંત ખુશીનું સર્જન પણ કરે, પોતાની સર્જનપ્રવૃત્તિનો અમુક અંશ સામૂહિક એકમના જીવનમાં ઉમેરે.

એ વરસે શરદના અંત સુધી ગરમી ચાલુ રહી હતી, વરસાદ નહોતો પડતો અને વૃક્ષોનાં પર્ણો ઑક્ટોબરના મધ્ય સુધી પીળાં નહોતાં પડયાં. જાણે ઉનાળો પાછો આવતો હોય એમ ગાજવીજ કેટલીય વાર થઈ હતી, અને સવારે ઘાસમાં ઝાકળનાં ટીપાં બાઝી જતાં. એથી મારા કામ માટે

સાનુકૂળ સંજોગો પેદા થયા. અમે કેટલીય વાર દફ્ન ટીંબે ગયાં અને વાદળાં ફરતે "પ્રવાસ કર્યો." બાળકોનાં મનમાં એ ઘડીઓની કદી ન ભુલાય એવી છાપ પડી. ધોળાં રૂ જેવાં વાદળો તેમને માટે આશ્ચર્યજનક શોધોના જગત સમાં બની રહ્યાં. બાળકોને વાદળોની સ્વૈર અને ઝડપથી પલટાતી રૂપરેખાઓમાં પ્રાણીઓનો તથા વાર્તાઓના રાક્ષસોની આકૃતિઓ દેખાઈ. બાળકોના વેગે ઊડતા તરંગો વાદળો પારના જગતને, નીલા સાગર તથા વનને, દૂરના અજાણ્યા દેશોને, આંબી જવાની કોશિશ કરવા લાગ્યા. એવા ઉડાનમાં બાળકનું વ્યક્તિગત જગત એકદમ બહોળું થઈ ગયું. જુઓ, પેલું મનસ્વી વાદળ આસમાનમાં તરી રહ્યું છે!

"બાળકો, એમાં તમને શું દેખાય છે?"

"જુઓ, ઘરડો ભરવાડ લાકડીને ટેકે ઊભો છે, માથે પરાળનો ટોપો છે," વાર્યા બોલી. "બાજુમાં ઘેટાંનું ટોળું ચરે છે. ગોળ શીંગડાંવાળો મોટો ઘેટો મોખરે છે, ઘેટીઓ બધી એની પાછળ છે... એની કને થેલો છે, એમાંથી કશુંક ડોકિયું કરી રહ્યું છે."

"ઘરડો આદમી નથી," પાવેલ બોલી ઊઠે છે, "બરફનો માણસ છે, આપણે શિયાળામાં બનાવીએ એવો! જુઓ, એના હાથમાં ઝાડુ છે, અને માથે પરાળનો ટોપો નથી, ડોલ છે."

"ના, બરફનો માણસ પણ નથી, ખડની ગંજી છે," યૂરાએ કહ્યું. "ગંજી પાસે બે ભરવાડ ઊભા છે, હાથમાં પંજેટી લઈને. જુઓ, ખડને ફંગોળીને નીચે ગાડામાં નાખે છે. અને ઘેટો ક્યાંય નથી, એ તો ગાડું છે. વળી નાનકાં શીંગડાંયે નથી, એ તો કમાન છે કમાન..."

"મોટું જબ્બર સસલું છે. એવું એક સસલું મેં સપનામાં જોયેલું. મને તો ગાડું ક્યાંય નથી દેખાતું, એ તો સસલાની પૂંછડી છે."

મારી મંછા હતી કે દરેકે દરેક બાળક તરંગના ઘોડા દોડાવે, પરંતુ કોણ જાણે કેમ કોલ્યા, સ્લાવા, તોલ્યા, અને મીશા રાવ ચુપ હતા. કોલ્યાના ચહેરામાં બડાઈનો તુચ્છકાર જોઈને, બાળકોની રમતોને પોતાના મોભાથી હલકી ગણનારાં મોટેરાંની નજર જેવો ભાવ જોઈને, મારું હૈયું કકળી ઊઠ્યું. પરંતુ સાથે સાથે જ, સુંદરતાને નીરખતો વેળા છોકરાની આંખોમાં ઝબકી ગયેલી ખુશી અગાઉ મારા ધ્યાનમાં આવી ચૂકી હતી... મેં તેને વિશે બહુ ઝાઝો વિચાર નહોતો કર્યો, પરંતુ મારી લાગણીઓએ મને એવો નિષ્કર્ષ તારવવા પ્રેર્યો કે જ્યાં સુધી બાળક ખુશીના વહેણમાં



તણાઈ ન જાય, તેની આંખોમાં ખરી ખુશીનાં કિરણો ન ફૂટી નીકળે, તે બાળસહજ તોફાનમસ્તી કરવા લલચાઈ ન જાય, ત્યાં સુધી મને એમ કહેવાનો હક ન જ મળે કે મેં તેની ઉપર કશી શૈક્ષણિક અસર પાડી છે. બાળકો તો બાળકો જ હોવાં જોઈએ. જો બાળકને વાર્તા સાંભળતી વેળા ઈષ્ટ અને અનિષ્ટ વચ્ચેની લડાઈનો અનુભવ ન થાય, તેની આંખોમાં વખાણના ખુશાલ ઝબકારાઓને બદલે ઉદાસીનતા જોવા મળે, તો સમજી લેવું કે તેનું અંતર ભાંગી પડેલું છે, અને તેને પાછું સાજુંસમું કરવામાં પુષ્કળ મહેનતની જરૂર પડશે.

ક્ષિતિજે સ્વૈર રૂપરેખાવાળું એક વાદળ નજરે પડ્યું. તેનો આકાર કોટકાંગરા અને ચોકીમિનારાવાળા ભવ્ય મહેલ જેવો હતો. મહેલની રેખાઓમાંની અસ્પષ્ટ જગ્યાઓને તરંગોએ પુરવણી કરીને સ્પષ્ટ બનાવી દીધી. યૂરાએ દુનિયાને બીજે છેડે આવેલા જાદુઈ રાજની વાર્તા શરૂ કરી દીધી. તેમાં ભૂંડી ડાકણનાં કાળાં કરતૂતો હતાં અને રૂપાળી કન્યાને બચાવી લેનારા શૂરવીર નાયકનાં પરાક્રમો હતાં. વીત્યાએ સાવ જુદી જ વાર્તા ઘડી કાઢી. ક્યાંક દૂર દૂર, દેશની સરહદોની પાર, પહાડોમાં કોઈ ભયાનક જીવ રહેતો હતો અને જંગના મનસૂબા ઘડતો હતો. તરંગની પાંખોએ નાનકડા બાળકને જાદુઈ ગાલીચા ઉપર પહોંચાડી દીધો, ગાલીચો આસમાનમાં ઊડતો એક પળમાં તેને અંધારાની મેલી તાકાતોની ગુફા ઉપર લઈ ગયો. બાળકની મુરાદ અનિષ્ટને ખતમ કરી નાખવાની અને પૃથ્વી ઉપર શાંતિને વધારે મક્કમ બનાવવાની હતી.

પછી મેં દૂરના ઉષ્ણ કટિબંધના દેશોની, અંતહીન ઉનાળાઓ તથા વિચિત્ર નક્ષત્રોની, નીલા મહાસાગર તથા ઊંચાં નાળિયેરી વૃક્ષોની, વાત કરી. તેમાં તરંગની જોડે વાસ્તવિકતા ગૂંથાયેલી હતી, જાણે કેમ મેં દૂર સુદૂરની દુનિયામાં નાનકડી બારી પાડી દીધી હોય. મેં દેશવિદેશની અને ત્યાંના લોકોની, સાગરો અને મહાસાગરોની, વનસ્પતિઓ અને પ્રાણીઓની દુનિયાઓની, તથા પ્રાકૃતિક પરિઘટનાઓની વાતો કરી.

મેં એવી દુનિયાની વાત શરૂ કરી કે જેમાં અમુક લોકો બીજા લોકોને ગુલામીમાં જકડી રાખતા હોય છે. કામદારોની અને ખાસ કરીને બાળકોની વિપદાઓના સ્પષ્ટ ચિત્રથી અમારી શાળાનાં બાળકોનાં મનમાં ચિંતાજનક ખ્યાલ પેદા થયો કે દુનિયામાં ઈષ્ટ અને અનિષ્ટ વચ્ચે ક્રૂર સંઘર્ષ ચાલી રહ્યો છે, અને અમારા દેશના લોકો વ્યક્તિના સુખ, મોભા, તથા આઝાદી

ખાતર લડી રહ્યા છે. મેં મારા વિદ્યાર્થીઓમાં નાનપણથી જ સામાજિક અનિષ્ટને સાંખી ન લેવાની વૃત્તિ કેળવવાની કોશિશ કરી, જેથી માનવીના હાથે માનવીનું શોષણ જોઈને તેમને ઘૃણા થાય, દુનિયામાં શોષણથી મુક્ત પ્રથમ દેશનું સ્થાન ધરાવતા અમારા દેશ ઉપર તેમને અપાર પ્રેમની લાગણી થાય. શૈક્ષણિક કર્તવ્યોમાં અત્યંત મહત્ત્વનું એક કર્તવ્ય બાળકના મનમાં એવો ખ્યાલ રેડવાનું હોય છે કે અનિષ્ટ એટલે કશુંક અમૂર્ત નહિ પરંતુ વાસ્તવિક હોય છે, તમામ ઈમાનદાર ઈન્સાનોનું દુશ્મન કશુંક હોય છે. મેં બાળકોને એવા દેશોની વાત કરી કે જ્યાં બધી સંપત્તિ મૂડીદારો તથા જમીનદારોના નાનકડા જૂથના કાબૂમાં હોય છે અને કામદારોને ઓછામાં ઓછી જરૂરિયાતો સંતોષવા જેટલું જ મળતું હોય છે. પરંતુ મેં બાળકોને 'સામ્રાજ્યવાદ'ના વધારે ઊંડા અર્થની અમૂર્ત સમજણ આપવાની ઉતાવળ ન કરી. વખત પાકશે ત્યારે તેઓ પોતે જ એ વિશે વિચાર કરશે. એ ઉંમરે તેઓ પોતાની ભાવાત્મક હસ્તીમાં નિર્ણાયક અર્થનો સાફ ખ્યાલ ધરાવતાં હોય છે.

બાળકની ખુશીઓ તથા ગમગીનીઓમાં સહભાગી બનતા શિક્ષક તરફથી કહેવામાં આવતી વાર્તાઓ તેના પૂરા માનસિક વિકાસની, સમૃદ્ધ આંતરિક જીવનની, આવશ્યક શરત બની રહે છે. એવી વાર્તાઓનું મહત્ત્વ એ હકીકતમાં સમાયેલું હોય છે કે બાળકોએ તેમને તરંગના પ્રતિનિધિઓનો ઉદ્ભવ કરતા સંજોગોમાં સાંભળેલી હોય છે: સંધ્યાની નીરવતામાં પહેલા તારલિયા ટમટમવા લાગે ત્યારે, વનમાં તાપણા ફરતે, મઝાની હૂંફાળી કુટિરમાં, બળતા કોલસાના અંગારાઓના અજવાળામાં, બહાર શરદનો વરસાદ વરસતો હોય ત્યારે, અથવા ટાઢો પવન ગમગીન ગાન કરતો હોય ત્યારે. વાર્તાઓ સ્પષ્ટ તથા મનમોહક હોવી જોઈએ, અને વધારે પડતી લાંબી ન હોવી જોઈએ. બાળકોનાં મનમાં હકીકતોના ગંજ કે છાપોના જમેલા ન લાદવા જોઈએ. અથી તો વાર્તાઓના સંબંધમાં તેમની સંવેદનશીલતા બહેર મારી જાય, અને તેમને કોઈ પણ બાબતમાં રસ લેતા કરવાનું અશક્ય બની જાય.

હું શિક્ષકોને બાળકોની લાગણીઓ, કલ્પના, તથા તરંગવિહાર ઉપર અસર પાડવાની સલાહ આપું છું. અસીમ જગતની બારી ધીરેધીરે ખોલો, એકદમ આખી ન ખોલી નાખો, તેને જબરજસ્ત દરવાજામાં ન પલટાવી નાખો, નહિતર આપણા તમામ નેક ઈરાદાઓ છતાં બાળકનું વાર્તા ઉપરનું



ધ્યાન દડાની જેમ દડતું દૂર નીકળી જશે. બાળકોની સામે વધારે પડતી બાબતો એકીવેળાએ રજૂ કરી દેવામાં આવશે તો તેમનાં માથાં ભમી જશે અને તાત્ત્વિક દૃષ્ટિએ અજાણી એ જ બાબતો ઠાલા અવાજો બની રહેશે, બીજું કંઈ નહિ.

ખુલ્લી જગ્યાની શાળામાંથી મને શીખવા મળ્યું કે આસપાસના જગતની બારી બાળકો માટે કેવી રીતે ખોલવી. મેં એ વિચાર બધા શિક્ષકોને સમજાવવાની કોશિશ કરી. મેં તેમને સલાહ આપી કે બાળકની ઉપર જાણકારીનો ધોધ ન વહેવડાવી દેશો, જાણતા હો એટલું બધુંયે બાળકને જણાવી દેવાની કોશિશ ન કરશો, નહિતર બાળકની ઉત્સુકતા અને જિજ્ઞાસા જાણકારીના ખડકલા નીચે દબાઈ જવાની શક્યતા છે. આસપાસના જગતમાંથી માત્ર એક અથવા બે બાબતો રજૂ કરવાની આવડત કેળવજો, જેથી બાળકોની સામે જીવનના એક અંશમાં મેઘધનુષના સઘળા રંગો ઝગારા મારવા લાગે. હંમેશાં કહેવાનું કશુંક બાકી રહેવા દેજો, જેથી બાળકને પોતે જાણેલી બાબતમાં ફરીફરીને વધારે ઊંડું ડોકિયું કરવાનું મન થાય.

માનવીય ચિંતનની સિદ્ધિઓને કોઈ સીમા નથી. દાખલા તરીકે, આપણે અસંખ્ય પુસ્તકો લખ્યાં છે. બાળકને એક પુસ્તકની સુંદરતા, શાણપ, અને ગહનતા બતાવો, પરંતુ એવી રીતે કે દરેક બાળક સદાને માટે વાંચનના પ્રેમમાં પડી જાય અને પુસ્તકોના સાગરમાં સ્વતંત્ર રીતે તરવા તૈયાર થઈ જાય. બાળકોએ પોતાની આસપાસના જગતમાં નજરે જોયેલ ઘટનાઓ તથા બનાવો વિશે તેમની સ્પષ્ટ, ટૂંકી, અને લાગણીઓ છલકાતી કહાણીઓને હું ચેતનમય જગતના સ્રોતોના "પ્રવાસો" કહેતો, અને એ પ્રવાસો વિશેના મારા વિચારો મેં શિક્ષકોને જણાવ્યા. પ્રાથમિક ધોરણોના શિક્ષકો મારા ઉદાહરણને અનુસરીને એવા જ "પ્રવાસો" કરવા લાગ્યા. વર્ગોનાં બારણાં ખોલી નાખવામાં આવ્યાં અને બાળકો બહાર નીકળીને ઘાસના મેદાનમાં તાજી હવામાં બેસવા લાગ્યાં. ખાસ કરીને પહેલા અને બીજા ધોરણના વાંચન તથા ગણિતના વર્ગો વધારે ને વધારે વાર ખુલ્લી જગ્યામાં ભરાવા લાગ્યા. એવા ખુલ્લી જગ્યાના વર્ગોમાં ભણતરનો ત્યાગ નહોતો કરવામાં આવ્યો અને પુસ્તકો તથા વિજ્ઞાનને નકારવામાં નહોતાં આવ્યાં, વાત સાવ ઊલટી જ હતી, એથી ભણતર વધારે સમૃદ્ધ બન્યું અને પુસ્તકો તથા વિજ્ઞાન જીવંત બની ગયાં.

પ્રાથમિક ધોરણોના શિક્ષકો વર્ગોમાં ભણાવી લીધા પછી અધ્યાપકોના ખંડમાં ભેગા થતા અને સલાહસૂચનોની આપલે કરતા કે બાળકો માટે અભ્યાસનું કાર્ય નિરર્થકતાની કંટાળાજનક મહેનતમાં પલટાઈ ગયા વગર તેઓ કેવી રીતે આસપાસના જગતની જાણકારી, તેમ જ પ્રકૃતિ તથા સમાજનાં મૂળતત્ત્વોની ઉસ્તાદી, હાંસલ કરી શકે. એવી સામૂહિક સર્જનપ્રવૃત્તિના સંદર્ભમાં એક નવો ખ્યાલ આવ્યો: બાળકોને ખેતીવાડીના કામની અને ટેકનિકલ કામધંધાઓની જાણકારી આપવી, ધીરેધીરે ઉત્તમ કામદારોનો પરિચય કરાવવો. પ્રાથમિક ધોરણોના શિક્ષકોએ ચેતનમય જગતના સ્રોતોમાં વિદ્યાર્થીઓના "પ્રવાસ"નાં સ્વપ્નો જોતી વેળા, મારા સૂચન મુજબ, એવી પ્રાકૃતિક ઘટનાઓ તથા જોડાણોનું વર્તુળ નિર્ધારિત કર્યું કે જે ચાર ઋતુઓમાંથી દરેકમાં ચિંતન તથા વાણીના વિકાસમાં ઉપયોગ માટે વાંછનીય ગણાય.

## અમારાં સ્વપ્નોનો ખૂણો

ગામની બહાર શાળા નજીક મોટું કોતર હતું. તેમાં ઠેરઠેર છોડવા અને ઝાડ ઊગેલાં હતાં. બાળકો માટે તે જાણે રહસ્ય અને અનિશ્ચિતતાથી છલકાતું વન બની રહ્યું. એક દિવસે કોતરની ભીંતમાં ગુફાનું બાકોરું નજરે પડ્યું. અંદર બહોળી જગ્યા હતી અને દીવાલો ભેજ વગરની તથા મજબૂત હતી. ખરી શોધ થઈ! અમે અમારો સ્વપ્નોનો ખૂણો ત્યાં બનાવવાનું નક્કી કર્યું. હું બાળકોને પહેલી વાર ગુફામાં લઈ ગયો ત્યારે તેમને થયેલી ખુશીનું વર્ણન કરવું મુશ્કેલ છે. તેઓ રાડારાડી કરવા અને ગીત ગાવા લાગ્યાં, એકબીજાની સામે દેકારા કરવા અને ડાહીના ઘોડાની રમત રમવા લાગ્યાં. એ જ દિવસે અમે ભોંયપટ ઉપર સૂકું ખડ પાથરી દીધું.

શરૂઆતમાં તો અમે ખાલી એ ગુપ્ત ખૂણાની જ મોજ માણી, નિરાંતે તેમાં ગોઠવાઈ ગયાં, બધું મઝાનું અને સગવડદાર બનાવી દીધું. અમે દીવાલો પર નાનકડાં ચિત્રોની સજાવટ કરી, દાખલ થવાની જગ્યાને વધારે પહોળી બનાવી, નાનકડું ટેબલ બનાવ્યું. બાળકો મોજમાં આવી ગયાં અને ગુફામાં અવારનવાર ગરમાવો માણવા માટે નાનકડી ભઠ્ઠી બાંધવા તૈયાર થઈ ગયાં.



અમે ભઠ્ઠી માટે બખોલ બનાવી અને પછી નળીઓ ગોઠવવાની જગ્યા બનાવી. અમે ધૂળકાંકરા બહાર નાખી આવ્યાં અને માટી તથા ઈંટો લઈ આવ્યાં. કામ સહેલું નહોતું, પરંતુ અમારે તો અમારા સ્વપ્નને સાકાર કરવું હતું, ગુફામાં ભઠ્ઠી બાંધવી હતી. અમે બે અઠવાડિયાંમાં ભઠ્ઠી બાંધી લીધી. સૌ કામમાં મશગૂલ થઈ ગયાં, કોલ્યા અને સ્લાવા તથા તોલ્યા પણ અળગા ન રહી શક્યા. અમારો સામૂહિક એકમ જે કંઈ કરે તેમાં ઉદાસીન રહેતાં એ બાળકો વિશે મને બહુ ફિકર રહેતી. પરંતુ હવે તેમની આંખોમાં વધારે ને વધારે વાર તેજના ઝગારા નજરે પડતા હતા, અને ઉત્સાહની જ્યોતિ લાંબા વખત સુધી ન ઓલવાઈ. એ રસપ્રદ ઘટનાએ સાશા, લ્યુદા, અને વાલ્યા જેવાં શરમાળ, સંકોચશીલ, અને અનિશ્ચિત બાળકોને પણ પ્રેરણા આપી. મને વધારે ખાતરી થઈ ગઈ કે સામૂહિક એકમની ભાવાત્મક સ્થિતિ, ખુશી અને પ્રેરણાની સ્થિતિ, બાળકોને એકસૂત્રે સાંકળવામાં, સામૂહિક એકમ જે કંઈ કરતો હોય તેના સંબંધમાં ઉદાસીન દિલોમાંયે ઉત્સુકતા પેદા કરવામાં, મોટી આંતરિક શક્તિ બની રહે છે.

આખરે અમે ભઠ્ઠીમાં આગ પેટાવી. સૂકાં ડાંખળાં એકદમ સળગીને ખુશી રેલાવતો ભડકો બની ગયાં. ચોમેર ધરતી ઉપર સંધ્યાના ઓળા પથરાઈ ગયા, પરંતુ અમારી નાનકડી છૂપી જગ્યામાં અજવાળું ફેલાયેલું હતું, મઝાની સગવડ લાગતી હતી. અમે કોતરના ઢોળાવમાં ઊગેલાં ઝાડ તથા છોડવાઓને નીરખવા લાગ્યાં, અને ત્યાંથી, રહસ્યભરી ઝાડીઓમાંથી, વાર્તાઓનાં કલ્પનો સરકતાં અમારી તરફ આવ્યાં. તેઓ જાણે માગણી કરતાં હતાં કે "અમારે વિશે વાર્તા કહી સંભળાવો." છોડ અને ઝાડવાં સંધ્યાના અરધા પારદર્શક ધુમ્મસમાં, શરૂઆતમાં ભૂરાશ પડતા અને પછી જાંબલી ધુમ્મસમાં, લપેટાયેલાં હતાં. એવા ધુમ્મસમાં વૃક્ષો અણધારી રૂપરેખાઓ ધારણ કરી લેતાં હતાં.

બાળકો એવી ઘડીઓમાં ઉત્સુકતાથી તરંગવિહાર કરવા લાગે છે, વાર્તાઓ ઘડી કાઢે છે.

"કોતરના ઢોળાવમાં ઝાડવાનું ઝુંડ કેવું લાગે છે?" મેં સવાલ કર્યો. સવાલ બાળકોને બહુ નહિ પરંતુ વધારે તો મારા વ્યક્તિગત વિચારોને સંબોધિત હતો. મને એ વૃક્ષો લીલા જળધોધ જેવાં લાગતાં હતાં. કોતરની ટોચેથી વેગે ધસી પડેલા ધોધ જાણે જામીને લીલા પાષાણ કે આરસમાં

પલટાઈ ગયેલા હતા. હું વિચાર કરવા લાગ્યો કે મને જે દેખાતું હતું એવું કોઈ બાળકને દેખાતું હશે કે નહિ, કારણ કે સંધ્યાનો સમય બાળકોની વિચાર કરવાની રીતના નિરીક્ષણનો સમય પણ હોય છે.

મને જોવા મળ્યું કે એક બાળકના વિચારો નિરંકુશ અને વેગીલા વહેતા હતા, નવાંનવાં કલ્પનોને પેદા કરતાં હતાં, અને બીજા બાળકના વિચારો પહોળી ઊંડી પ્રબળ સરિતા જેવા હતા, ધીરેધીરે વહેતી પરંતુ ઊંડી જગ્યાઓએ રહસ્યમય બની રહેતી સરિતા જેવા હતા. નદીમાં ભીતરી પ્રવાહો હતા કે નહિ એ વાત સ્પષ્ટ નહોતી, પરંતુ તે જોરદાર અને અદમ્ય હતી. એ નદીને સહેલાઈથી જુદી દિશામાં વાળી દેવાનું શક્ય નહોતું, બીજાં બાળકોના વિચારોના વેગીલા આછેરા વહેણને અવરોધી દેવાનું શક્ય હતું, તે અવરોધાય એટલે તરત બીજો માર્ગ પકડી લેવાનું જોર કરતું. શુરાને વૃક્ષોની ઊંચી ઘટાઓમાં ગાયોનાં ધણ દેખાયાં. પરંતુ સેર્યોઝાએ સવાલ કર્યો: “પણ ગાયો ચરે ક્યાં? ઘાસ તો છે જ નહિ.” સવાલ સાંભળતાં જ શુરાનો ખ્યાલ બદલાઈ ગયો. ના, ગાયો નથી, રાતે આરામ કરવા માટે તરતાં તરતાં જમીન ઉપર ઊતરી આવેલાં વાદળો છે. યૂરાના વિચારો પણ ઊંચે ઊડીને એટલી જ ઝડપથી બદલાઈ જતા હતા. પરંતુ મીશા અને નીના એકાગ્રતાથી ચુપચાપ નીરખતાં રહ્યાં. તેમને શું દેખાતું હશે? બાળકોના તરંગોમાં ઉદય પામેલા કોડીબંધ કલ્પનો અમારી સામેથી ધસમસાટ પસાર થઈ ગયાં હતાં, પરંતુ મીશા અને નીના અબોલ હતાં, અને સ્લાવા પણ ચુપ હતો. તેમને કશા વિચારો ન આવ્યા હોય એ તો શક્ય જ નહોતું. ઘેર જવાનો વખત થઈ ગયો હતો, એટલામાં બાકીનાં સૌ બાળકોની સરખામણીમાં શાંત રહેતો મીશા બોલી ઊઠ્યો: “ખીજે ભરાયેલો આખલો છે, ખડક ઉપર શિંગડાં ઝીંકી રહ્યો છે, ખડકની સામે જીતે એમ નથી એટલે થંભી જાય છે. જુઓ, કેવું જોર કરે છે, કોતરને હડસેલીને પાડી રહ્યો છે...”

અમારી ફરતે ટોળે વળેલાં કલ્પનો એકાએક ઊડી ગયાં. અમે જોયું તો ઝાડવાંનું ઝુંડ હકીકતમાં આશ્ચર્યજનક રીતે આખલાના કઠોર ઝનૂન જેવું લાગતું હતું. બાળકો કલબલ કરવા લાગ્યાં: જુઓ, એણે કેવી રીતે પગ કોતરના તળિયા સામે ટેકવી દીધા છે, જુઓ ગરદન કેવી રીતે નમેલી છે, ઘણું કરીને એની કંડરાઓ કંપતી હોય અને શિંગડાં જમીનમાં ખૂંતી ગયાં હોય એમ લાગે છે...



જોવા જેવું છે કે મીશાના મનમાં કેવા વિચારો આવ્યા. સ્પષ્ટ જીવંત કલ્પનો અમારાં માથાં ઉપર થઈને તરતાં પસાર થઈ રહ્યાં હતાં ત્યારે, એ ઘડીએ, તેના વિચારોની કતાર પોતાને આગવે માર્ગે જઈ રહી હતી. તેણે સાથીઓના શબ્દો ધ્યાનથી સાંભળ્યા હતા, પરંતુ તેમાંથી એક પણ કલ્પન તેને મોહી નહોતું શક્યું. તેનો તરંગવિહાર સૌથી વધારે સ્પષ્ટ હતો, સૌથી વધારે વાસ્તવલક્ષી હતો. બાળકે એવું કશુંક પારખી લીધું હતું કે જે તેણે ઘણું કરીને અગાઉ ક્યાંક જોયું હોય અને જેની ઊંડી છાપ તેના મનમાં અંકાઈ ગઈ હોય. એવાં ઓછાબોલાં અને ઓછાં ચતુર બાળકોને વર્ગો દરમિયાન ભયંકર પીડા વેઠવા પડતી હોય છે. શિક્ષકની માગણી એવી હોય છે કે બાળક વધારે ઝડપથી સવાલનો જવાબ આપે, તેને પરવા નથી હોતી કે બાળક કેવી રીતે વિચાર કરે છે, શિક્ષકને તો એ જ ઘડીએ જવાબ જોઈએ, જેથી તે માર્ક આપી શકે. શિક્ષકને કદી ખ્યાલ નથી આવતો કે એવી ધીમી પરંતુ પ્રબળ સરિતાને પ્રવેગ આપવાનું અશક્ય હોય છે. એ સરિતાને તેની પ્રકૃતિ અનુસાર વહેવા દો, તેનાં જળ નિર્ધારિત સ્થળે ચોક્કસ પહોંચી જવાનાં, ઉતાવળ ન કરો. બેચેન ન બની જાઓ, એ પ્રબળ સરિતાને બર્ચના ઝાડની સોટી વડે, ઓછા માર્કની સોટી વડે, મારશો નહિ, એથી કશો ફાયદો નહિ થાય.

...દરેક શિક્ષકે વિચાર કરવો જોઈએ કે જન્મથી લઈને પુખ્ત વય સુધી માનવ કાયાના વિકાસનો ગાળો પ્રાણી જગતના સઘળા વિવિધ પ્રતિનિધિઓમાં સૌથી વધારે લાંબો હોય છે. માનવ કાયા વીશ વરસ અથવા એથીયે વધારે સમય સુધી વધતી, વિકસતી, અને વધારે જોરાવર બનતી રહે છે. માનવ કાયાના વિકાસનો ગાળો એટલો બધો લાંબો કેમ હોય છે. એ બાબત તો પ્રકૃતિનાં ઊંડાં રહસ્યોમાં સ્થાન ધરાવે છે. ચેતાતંત્રના — મગજના આવરણના — વિકાસ, મજબૂતી, અને કેળવણી માટે એટલો ગાળો જરૂરી હોય એમ લાગે છે: વ્યક્તિ **ચેતાતંત્રની શિશુ અવસ્થાને, મગજની બાલ્યાવસ્થાને,** પાર કરી જાય ત્યારે જ વ્યક્તિ બને છે.

બાળક અનેક અબજ કોષો લઈને જન્મતું હોય છે. એ કોષો તરત આસપાસના વાતાવરણના પ્રતિભાવ પાડે છે, અને અમુક સંજોગોમાં માનસિક કામગીરીઓ કરી શકે છે. તેઓ ચેતનાનો ભૌતિક આધાર બની રહે છે. જન્મથી લઈને પુખ્ત વય સુધી અને પુખ્ત વયથી વૃદ્ધાવસ્થા

સુધી મગજમાં એક પણ નવો કોષ નથી વિકસતો. શિશુ અવસ્થામાં મગજના દ્રવ્યને સક્રિય કામગીરી માટે દરરોજ તાલીમ આપવાની હોય છે, અને ચેતનમય બોધ, નિરીક્ષણ, તથા ચિંતન એવા યત્નોના આધાર બની રહે છે.

વ્યક્તિ આસપાસના જગતમાં કારણ અને કાર્યનાં જોડાણોના સારતત્ત્વમાં ઊંડે ઊતરતાં શીખે તે પહેલાં તેને બાલ્યાવસ્થામાં માનસિક યત્નોના ગાળામાંથી પસાર થવું પડે છે. એ યત્નો દૃશ્ય દાખલાઓ તથા બનાવોના સંબંધમાં થતા હોય છે. બાળક પહેલાં જીવંત કલ્પન નીરખે છે, અને પછી તેની કલ્પના કરે છે, એ કલ્પનને પોતાની વિભાવનાઓના ક્ષેત્રમાં આત્મસાત્ કરી લે છે. જીવંત પરિસ્થિતિ નીરખવી અને કલ્પના જગતમાં કલ્પનનું સર્જન કરવું — માનસિક પ્રવૃત્તિનાં એ બે કદમોમાં કશા આંતરવિરોધો નથી. બાળક વાર્તાના જે તરંગી કલ્પનોનો બોધ પામતું હોય છે તથા વિચાર કરતું હોય છે તે તેને માટે તો વાસ્તવિકતા જેટલાં જ તાદૃશ હોય છે. તરંગી કલ્પનોનું સર્જન એકદમ ઉમદા ભૂમિ બની રહે છે અને તેમાંથી વિચારના તોફાની ફણગાઓ વિકસી શકે છે.

બાલ્યાવસ્થાના ગાળામાં વિચારની પ્રક્રિયાઓ આસપાસના જગતમાંનાં જીવંત, સ્પષ્ટ, તાદૃશ ઉદાહરણો સાથે ગાઢ સંકળાયેલી હોવી જોઈએ. શરૂઆતમાં બાળકને કારણ અને કાર્યના સંબંધની ફિકરમાં નાખી દેશો નહિ. તેને ખાલી વસ્તુનું પરીક્ષણ કરવા દેજો, તેમાંથી કશુંક નવું ખોળી કાઢવા દેજો. સંધ્યાના ઝાંખા ઉજાસમાં લપેટાયેલાં વૃક્ષોના ઝુંડમાં મીશાને આખલો દેખાયો. તેમાં ખાલી તરંગોનો ખેલ જ નહોતો, ચિંતનનું કલાત્મક અને કાવ્યાત્મક તત્ત્વ પણ હતું. એ જ વૃક્ષોમાં બીજા બાળકને બીજું કશુંક દેખાયું, તે પારખેલા, કલ્પેલા, અને વિચારેલા કલ્પનમાં કશુંક વૈયક્તિક ઉમેરે છે. દરેક બાળક બોધ પામવા ઉપરાંત આલેખન, સર્જન, તથા સંયોજન પણ કરતું હોય છે. બાળકને દેખાતું જગતનું દૃશ્ય અનન્ય કલાત્મક સર્જન હોય છે. બાળકે એકીવેળાએ પારખેલાં તથા સર્જેલાં કલ્પનોમાં સ્પષ્ટ ભાવાત્મક છાયાઓ હોય છે. બાળકો આસપાસના જગતમાંથી કલ્પનોને પારખી લે અને તેમાં પોતાની કલ્પનાઓમાંથી કશુંક ઉમેરે ત્યારે ઝંઝાવાતી ખુશી અનુભવે છે. બોધનો ભાવાત્મક છલકાટ આંતરિક રીતે બાળકોની સર્જનપ્રવૃત્તિને સામગ્રી પૂરી પાડે છે. મને પૂરી ખાતરી છે કે ભાવાત્મક ઉત્સાહ વગર બાળકના મગજના કોષોનો ધોરણસર



વિકાસ અશક્ય છે. બાળકના મગજમાં ચાલતી શરીરવ્યાપાર પ્રક્રિયાઓ પણ લાગણીઓ સાથે સંકળાયેલી હોય છે: તણાવ, ઉત્સાહ, અને દિલચસ્પીની ઘડીઓમાં મગજના આવરણમાં કોષોને પહોંચતા ખોરાકનું પ્રમાણ વધી જાય છે. એવા ગાળાઓમાં કોષો પુષ્કળ શક્તિ વાપરી નાખે છે, પરંતુ બીજી તરફ તેમને શરીરમાંથી પુષ્કળ શક્તિ મળતી પણ રહે છે. ઘણાં વર્ષો દરમિયાન પ્રાથમિક ધોરણોમાં વિદ્યાર્થીઓની બૌદ્ધિક મહેનતના નિરીક્ષણના આધારે મેં સાર તારવ્યો કે ખૂબ ભાવાત્મક ઉત્સાહના ગાળાઓમાં બાળકના વિચારો ખાસ સ્પષ્ટ થઈ જાય છે અને યાદ રાખવાની પ્રક્રિયા વધારે જોરદાર બને છે.

આ નિરીક્ષણો બાળકોને ભણાવવાની પ્રક્રિયા ઉપર નવો પ્રકાશ પાથરે છે. પ્રાથમિક ધોરણોમાં વિદ્યાર્થીઓના વિચારો લાગણીથી અને અનુભવથી અવિભાજ્ય હોય છે. શીખવવાની પ્રક્રિયાના, ખાસ કરીને આસપાસના જગતના બોધના, છલકાટમાં તો બાળકની ચિંતન પ્રક્રિયાના વિકાસના નિયમોનો તકાદો અંકિત હોય છે.

...શરદમાં જરૂર અચરજ પેદા કરે એવા ગરમીના દિવસો આવવા લાગ્યા. અમે એક જગ્યાએ બેસી નહોતાં રહેતાં, ખેતરોમાં તથા વૃક્ષરાજિઓમાં ફરતાં, ક્યારેક ક્યારેક જ સ્વપ્નોના ખૂણામાં રોકાતાં, ગામથી બે કિલોમીટરના અંતરે બાળકોને નાનકડી ટેકરી મળી ગઈ. ત્યાંથી ગામના લીલાછમ બગીચાઓ, દૂરનાં ખેતરો, ઘેરા નીલા દફન ટીંબાઓ, અને વનવાડીઓનો સરસ દેખાવ નજરે પડતો હતો. હવામાં વિસ્મયજનક નિર્મળતા અને પારદર્શકતા હતી. કરોળિયાનાં રૂપેરી જાળાં જમીન ઉપરથી ઊડતાં હતાં. આસમાનમાં પંખીઓનાં ઝુંડ વધારે ને વધારે વાર નજરે પડતાં હતાં. ટેકરી નજીક ફેલાયેલી ઝાડીની કોરે સ્વીટબ્રાયર બેરીફળોના કેટલાય છોડવાઓ હતા. બેરીઓના ઝળકતા રાતા મણકા અને ડાળીઓમાં લટકતાં રૂપેરી જાળાં અમને બહુ ગમતાં. અમે દરેક નાનકડા છોડવાનો આકાર યાદ રાખી લીધો, અને ગામની ભાગોળના બગીચાઓ તથા ઊંચાં પોપલાર વૃક્ષોની કતારોનું બારીક નિરીક્ષણ કર્યું. બાળકો દરરોજ કશુંક નવું ખોળી કાઢતાં. લીલી ઝાડી અમારી નજર સામે રતાશ પડતી થઈ ગઈ. પાંદડાંની હારોમાં આવી ગયેલું રંગોનું વિપુલ વૈવિધ્ય જોઈને સૌ વિસ્મયમાં ગરકાવ થઈ ગયાં. એવી શોધોથી બાળકોને ખૂબખૂબ મોજ માણવા મળી.

જીવંત શબ્દ અને સર્જનાત્મક ચિંતનના સ્રોતો એટલા સમૃદ્ધ અને અખૂટ હતા કે અમે દર કલાકે એક શોધ કરી શક્યા હોત તોપણ શોધો અનેક વરસો સુધી થતી રહી હોત. અમારી સામે બેરીઓનાં ઝળકતાં રાતાં ઝૂમખાંઓમાં રૂપેરી જાળાં ફેલાયેલાં હતાં. એકેએક બેરીને આવરી લેતાં એ જાળાં સવારની ઝાકળનાં બિંદુઓના ભારથી કંપી રહ્યાં હતાં. બિંદુઓ સોનેરી રંગનાં લાગતાં હતાં. અમે છોડવાઓ નજીક ઊભા રહીને જાણે વશીકરણમાં બંધાઈ ગયાં, અમને વિસ્મયજનક દેખાવ જોવા મળ્યો: બિંદુઓ જાણે સજીવ હોય એમ જાળાને છેડેથી વચમાં સરકી જતાં હતાં અને જાળું તણાઈ જતું હતું. ઝાકળનાં ટીપાં એકબીજામાં ભળી જતાં હતાં, પરંતુ મોટાં નહોતાં થઈ જતાં અને ભોંયે નહોતાં ટપકી પડતાં. અમે નીરખવામાં તલ્લીન થઈ ગયાં: ઝાકળનાં ટીપાં ઝડપથી સુકાઈને ઊડી જતાં હોય એમ લાગતું હતું. તેમનું પ્રમાણ અમારી નજર સામે ઘટતું ગયું અને પછી તેઓ સાવ ગાયબ થઈ ગયાં.

“સૂરજ ટચૂકડાં ઝાકળબિંદુઓને પી જાય છે,” લારીસા ધીમા અવાજે બોલી. તેની કલ્પનાના ઉડાનમાં સર્જાયેલા કલ્પને બાળકોનું ધ્યાન આકર્ષી લીધું, અને નવી વાર્તા અસ્તિત્વમાં આવી. ત્યાં બેરીના છોડવા નજીક, જીવંત શબ્દના સ્રોત નજીક, બાળકોની સામે નવું અદ્‌ભુત ઝરણું ફૂટી નીકળ્યું. એક વાત બની, કદાચ આકસ્મિક બની ગઈ, પરંતુ વહેલી કે મોડી બનવાની તો હતી જ: લારીસાના મનમાં ખ્યાલ ઝબકી ગયો કે ત્રણ શબ્દોના અંત્યાક્ષરોનો ધ્વનિ એક સરખો છે — “રોસીનકી” (ઝાકળબિંદુઓ), “પાઉતીનકી” (કરોળિયાનાં જાળાં), અને “બુસીનકી” (મણકા). એવો આશ્ચર્યજનક સંયોગ જોઈને બાળકો રંગમાં આવી ગયાં. મોટાં ભાઈબહેનોએ વાંચેલાં પુસ્તકોની કવિતાઓ તેમણે અગાઉ બેશક સાંભળી હતી, પરંતુ અહીંયાં તો જીવંત શબ્દમાંથી, આસપાસના જગતમાંથી, કવિતાનો ઉદય થયો. લારીસા બોલી:

સામે મઝાનાં દેખાય “પાઉતીનકી”
(કરોળિયાનાં જાળાં)
માંહે જડેલાં રાતે રૂડાં “રોસીનકી”
(ઝાકળબિંદુઓ)



તેની આંખોમાં ખુશી ઝગારા મારતી હતી. સૌ અબોલ હતાં, પરંતુ મને સાફ દેખાતું હતું કે દરેક બાળકના વિચારો શબ્દોનું જોર જોઈને વિસ્મયમાં રૉકેટની જેમ ગગનમાં ધસવા લાગ્યા હતા.

યૂરાએ આગળ ચલાવ્યું:

પછી રહ્યાં કંપી સોનેરી
‘બુસીનકી’ (મણકા)

અસ્તિત્વના મૂળ નજીક પહોંચીએ ત્યારે, શબ્દો ખાલી વસ્તુઓનાં નામો ન રહે પરંતુ ફૂલોની સુગંધમાં, ધરતીની સોડમમાં, વતનના વનવગડાઓના સંગીતમાં, અને વ્યક્તિગત લાગણીઓ તથા અનુભવોમાં પલટાઈ જાય ત્યારે, એવું બને છે.

શિક્ષણના નિયમો મુજબ તો કદાચ મારે બાળકોને કવિતા આગળ ચલાવવાનું સૂચન આપવું જોઈતું હતું, પરંતુ નિયમો મારા મનમાંથી ઊડી ગયા, હું બાળકોની સર્જનપ્રવૃત્તિના વહેણમાં તણાઈ ગયો અને બોલી ઊઠ્યો:

પીએ સૂરજ મધુરાં “રોસીનકી”
ધોઈને પેલાં રૂપેરી “પાઉતીનકી,”
કરે મલકાટ રાતાં “બુસીનકી”.

અમે દેકારા કરતા છોડવા ફરતે દોડાદોડી કરવા અને નાનકડી કવિતા દોહરાવવા લાગ્યા. મને તાલાવેલી થઈ કે અમારી આસપાસના જગતમાંથી ફૂટી નીકળેલા પ્રેરણાના એ ઝરાની વાત બીજા શિક્ષકોને બને એટલી જલદી જણાવું. હું તેમને એવી સલાહ આપવા આતુર થઈ ગયો કે ચિંતનના આરંભના વર્ગો શાળાના ખંડમાં નહિ, પાટિયાની સામે નહિ, પરંતુ કુદરતના ખોળામાં ચલાવવા જોઈએ. વળી મારે તેમને જણાવવું હતું કે અસલ ચિંતનમાં હંમેશાં કંપતી લાગણીઓ ઓતપ્રોત હોય છે, બાળકને એક વાર શબ્દની સુવાસનો અનુભવ મળી જાય તો તેના મનમાં પ્રેરણાના ફુવારા ફૂટવા લાગશે. ખુલ્લાં મેદાનોમાં જાઓ, ઉદ્યાનોમાં જાઓ, ચિંતનના ઝરાનું જળ પીઓ. એ સજીવ જળ તમારા વિદ્યાર્થીઓને શાણા સંશોધકો બનાવશે, જિજ્ઞાસા અને કુતૂહલ છલકાવતા માનવીઓ તથા કવિઓ બનાવશે. મને હજાર હજાર વાર ખાતરી થઈ ગઈ છે કે કાવ્યાત્મક, ભાવાત્મક-રસાત્મક, ઊભરાઓ વગર બાળકની બૌદ્ધિક શક્તિઓને પરિપૂર્ણ

વિકસાવવાનું અશક્ય છે. બાળકના વિચારોની તાસીર જ કાવ્યાત્મક સર્જનપ્રવૃત્તિનો તકાદો કરતી હોય છે. સૂર્ય અને ફૂલો વચ્ચે જેવો જીવંત સંબંધ હોય છે એવો જ જીવંત સંબંધ સુંદરતા અને ચેતનમય ચિંતન વચ્ચે હોય છે. કાવ્યાત્મક સર્જનપ્રવૃત્તિનો આરંભ સુંદરતાના દર્શનથી થાય છે. પ્રકૃતિની સુંદરતા પરખને સ્પષ્ટ બનાવે છે, સર્જનાત્મક ચિંતનમાં ચેતન રેડે છે, શબ્દમાં વ્યક્તિગત અનુભવ ઉમેરે છે. માણસ બાળપણનાં વર્ષો દરમિયાન વતનની ભાષાના ઘણાબધા શબ્દોની ઉસ્તાદી કેમ હાંસલ કરી લેતો હોય છે? કારણ કે આસપાસના જગતની સુંદરતાની આરંભની શોધો એ ગાળા દરમિયાન થતી હોય છે. કારણ કે દરેક શબ્દમાં વિચાર દેખાતો હોય છે એટલું જ નહિ પરંતુ સુંદરતાની નાજુક છાયાઓ પણ નજરે પડતી હોય છે.

અનુભવે આપણને શીખવ્યું છે કે અભ્યાસમાં નિષ્ફળતાના ભોગ બનતા અથવા પાછળ રહી જતા વિદ્યાર્થીઓમાંથી ૮૫ ટકા ખરાબ તંદુરસ્તીને કારણે, સામાન્ય રીતે ધ્યાનમાં ન આવતી પરંતુ માતાપિતા, ડૉક્ટર, તથા શિક્ષકના સંયુક્ત પ્રયાસો થકી નિવારી શકાય એવી કોઈ નાદુરસ્તી અથવા બીમારીને કારણે, એવી હાલતમાં મુકાઈ જતા હોય છે. હૃદયક્રિયા, શ્વાસોચ્છવાસ, અને પાચનક્રિયાની છાની નાદુરસ્તીઓ તથા બીમારીઓ, ઘણીઘણી વાર માંદગીઓ તરીકે નહિ પરંતુ સમજો કે તંદુરસ્તીની સાધારણ હાલતમાં અપવાદો તરીકે દેખાતી નાદુરસ્તીઓ અને બીમારીઓ, બાળસહજ આનંદોલ્લાસ તથા ફૂર્તિ હેઠળ ઢંકાયેલી રહી શકે છે. ઘણાં વર્ષો દરમિયાન કરવામાં આવેલું નિરીક્ષણ બતાવે છે કે શીખવામાં કહેવાતો ધીમો વેગ ઘણી વાર મગજના આવરણમાં કોષોની કામગીરીમાં કોઈ જાતનાં શરીરક્રિયાત્મક પરિવર્તનો અથવા દખલગીરીના પરિણામને નહિ પરંતુ કશીક એવી નાદુરસ્તીના પરિણામને અંકિત કરતી હોય છે કે જે બાળકના ધ્યાનમાં પણ નથી આવતી. કેટલાંક બાળકોમાં માંદલો ફિક્કો વાન તથા ઓછી ભૂખની સ્થિતિ જોવા મળે છે. ખોરાક વધારવાના ગૌણ પ્રયત્નો પણ તરત માઠી અસર ઉપજાવે છે, શરીરમાં સોજા ચડી જાય છે. અત્યંત કાળજીભર્યાં તબીબી પૃથક્કરણો પણ કશો નિર્દેશ નથી કરતાં, બધું બરાબર



હોય એમ સાબિત થાય છે, અને મોટા ભાગના દાખલાઓમાં, લાંબો વખત ઘરમાં બેસી રહેવાથી ચયાપચયમાં પડેલી કોઈ જાતની ખલેલની બાબત હોય એમ લાગે છે. એવા દાખલામાં બાળક એકાગ્રતાની તથા બૌદ્ધિક મહેનતની શક્તિ ખોઈ બેસે છે. એવી નાદુરસ્તીઓના દાખલાઓની સંખ્યા શરીરની ઝડપી વૃદ્ધિના તથા યૌવનપ્રવેશના ગાળાઓમાં વધી જાય છે.

એવા દાખલાઓમાં એકમાત્ર મૂળગામી ઈલાજ કામ અને રમતગમતના કાર્યક્રમમાં ફેરફારનો છે: બહાર ખુલ્લી હવામાં વધારે વખત ગાળવામાં આવે, સૂતી વેળા બારી ખુલ્લી રાખવામાં આવે, સૂવાનું તથા ઊઠવાનું વહેલું રાખવામાં આવે, અને સારો ખોરાક લેવામાં આવે.

કેટલાંક બાળકો તંદુરસ્ત લાગતાં હોય છે, પરંતુ બારીક તપાસ કરતાં તેમના કામમાંથી કોઈ છાની માંદગીની સાબિતી મળી આવે છે. અને એ બાબત રસપ્રદ છે: શિક્ષક પાઠની દરેક મિનિટમાં સખત બૌદ્ધિક મહેનત ભરી દેવાની કોશિશ કરે ત્યારે છૂપી બીમારીઓ તથા નાદુરસ્તીઓ ખાસ દેખાઈ આવે છે. "એક મિનિટ પણ નકામી ન જવા દેવાનો એ પ્રયત્ન" બાળકોને માથે તેમની શક્તિ બહારનો બોજો લાદી દેવાનું જ કામ કરે છે. મને ખાતરી છે કે એવો ધસમસાટ વેગ તો એકદમ તંદુરસ્ત બાળકોને પણ નુકસાન કરે છે. વધારે પડતી માનસિક જહેમત બાળકોની આંખોને ફિક્કી, અભિવ્યક્તિઓને ધૂંધળી, અને હલચલને મંદ બનાવી દે છે. એવી હાલતમાં બાળક કશા કામને લાયક નથી રહેતું. તેને તાજી હવાની સખત જરૂર હોય છે, પરંતુ શિક્ષક તેને જકડી રાખે છે અને વધારે ને વધારે વેગે આગળ ધકેલે છે.

આનંદ વિદ્યાલયની કામગીરીના આરંભનાં અઠવાડિયાંમાં મેં બાળકોની તંદુરસ્તીનું બારીક ધ્યાન રાખ્યું. બધાં બાળકો ગામના વાતાવરણમાં, કુદરતના ખોળામાં, ઊછર્યાં હોવા છતાં કેટલાંક નિસ્તેજ અથવા નબળી છાતીવાળાં હતાં. વલોદ્યા, કાત્યા, અને સાન્યા તો, કહેવાય છે તેમ, હાડચામનાં માળખાં જ હતાં, બીજું કંઈ નહિ. તેઓ સાવ સુકલકડી હતાં, કમજોર હતાં. મોટા ભાગનાં બાળકો ઘરમાં ખોરાક સરખી રીતે લેતાં, કેટલાંકની કમજોરીનું મુખ્ય કારણ એવું હતું કે તેઓ તાપઘરના છોડવેલાઓ જેવી જિંદગી ગુજરતાં હતાં, માતાઓ પવનની જરાક સરખીયે લહેરખીની સામે તેમની રખેવાળી કરતી રહેતી. આનંદ વિદ્યાલયના આરંભના થોડાક દિવસો દરમિયાન બાળકો બહુ જલદી થાકી જતાં.

એક કિલોમીટર જેટલું ચાલવાનુંયે તેમને માટે મુશ્કેલ બની રહેતું. અને માતાઓ ફરિયાદ કરતી કે બાળકોને ભૂખ ઓછી લાગે છે.

મેં માતાપિતાઓને સમજાવ્યાં કે બાળકોને શરદીથી બચાવવાની કોશિશ જેમ વધારે કરશો તેમ બાળકો વધારે નબળાં બનતાં જશે. મારા આગ્રહને વશ થઈને તેમણે વાત માની લીધી કે ગરમી હોય એવા દિવસોએ બાળકોને ઉઘાડા પગે શાળાએ મોકલવાં. બાળકો તો ભારે ખુશ થઈ ગયાં. એક દિવસે અમે ખેતરમાં ફરતાં હતાં ત્યારે અચાનક મઝાનો હૂંફાળો વરસાદ પડ્યો. બાળકો છેક ઘર સુધી ખાબોચિયાં ખૂંદતાં રહ્યાં. માતાપિતાઓ ફિકરમાં પડી ગયાં, પરંતુ એક પણ બાળક માંદું ન પડયું. હુ ભારે મુશ્કેલીથી માતાપિતાઓને સમજાવી શક્યો કે બાળકોને કપડાંમાં ગૂંગળાવી નાખવાનું, "કંઈક બનવાની" બીકે વધારાનાં સ્વેટર તથા કોટ પહેરાવવાનું, મૂકી દે. અમે નિયમ બાંધી લીધા: શરદ, વસંત, અને ઉનાળામાં બાળકો બધો વખત બહાર ખુલ્લી જગ્યામાં જ રહે. આનંદ વિદ્યાલયના આરંભનાં ત્રણચાર અઠવાડિયાં દરમિયાન બાળકો રોજ બે કે ત્રણ કિલોમીટર ચાલતાં, બીજે મહિને ચાર કે પાંચ અને ત્રીજે મહિને છ કિલોમીટર ચાલતાં. એ બધું ફરવાનું ખેતરોમાં તથા બીડોમાં અને ઝાડીઓમાં તથા વનોમાં થતું. દિવસ દરમિયાન કાપવામાં આવતું અંતર તેમના ધ્યાનમાં જ નહોતું આવતું કેમ કે અમુક કિલોમીટર ચાલવાની પહેલેથી નક્કી થયેલી નેમ જેવું કશું હતું જ નહિ. હાલવાચાલવામાં તથા ફરવામાં તો બીજાં લક્ષ્યોનું કેવળ સાધન જ અંકિત હતું. બાળકને જુદીજુદી જગ્યાઓએ જવાનું મન એવા કારણસર થતું હોય છે કે તેમાં તેને જગતની શોધ કરતું હોવાની લાગણી થાય છે. બાળકો થાકી જતાં પરંતુ ખુશી અને મોજની લાગણી લઈને ઘેર જતાં. સારી તંદુરસ્તી થાક વગર અશક્ય હોય છે. બાળક શક્તિનો ઉપયોગ કર્યા પછી આરામ કરતું હોય ત્યારે સરસ તંદુરસ્તીના ચેતનદાતા ઝરાઓ તેની કાયામાં વહેતા રહે છે.

બાળકો તાજી હવામાં કેટલાક કિલોમીટર ચાલ્યા પછી માબાપના શબ્દોમાં "વરુ જેવાં ભૂખ્યાં" થઈને ઘેર પહોંચતાં. અમે વનમાં જવાનાં હોઈએ ત્યારે હું બાળકોને કહી રાખતો કે રોટી, ડુંગળી, મીઠું, પાણી, અને થોડાંક કાચાં બટેટાં ભેગાં લેતાં આવે. શરૂઆતમાં માતાપિતાઓ સંદેહમાં પડી જતાં. બાળકો ઘરમાં પોષક વાનગીઓને નકારી કાઢતાં હોવાથી તેમને શંકા રહેતી કે આવો ખોરાક ખાવાનું પસંદ કરે. પરંતુ



વનમાં એ જ રોટી, ડુંગળી, અને બટેટાં વધારેમાં વધારે લહેજતદાર ખોરાક જેવાં લાગતાં. બાળકોની ભૂખ એટલી બધી ઊઘડી ગઈ કે તેઓ ઘરમાં કટોરો ભરીને સૂપ અથવા **બોર્શ્ચ** વાનગી રાજીખુશીથી પેટમાં પધરાવી દેવા લાગ્યાં. ફક્ત એક જ મહિનામાં, સૌથી વધારે નિસ્તેજ બાળકોના ગાલ પણ ગુલાબી બની ગયા, અને બાળકોને ખૂબ ખાતાં જોઈને માતાઓ હેરતમાં ગરકાવ થઈ જવા લાગી. જે કંઈ પીરસવામાં આવે તે બધું બાળકો ખાઈ જતાં.

ગતિમાન રહેવાની બાબત શારીરિક તાલીમની મહત્ત્વની શરતોમાં સ્થાન ધરાવે છે. બાળકોને દોડવાનું અને રમવાનું બહુ ગમતું હોય છે. ખુલ્લી જગ્યામાં ખેલકૂદ અને મનોરંજન માટે જરૂરી બધું મોજૂદ હતું, પરંતુ મારે તો એથીયે વધારે જોઈતું હતું. હું ફાળકો બનાવવા માગતો હતો. મારી મંછા તેમની ચેતનમય રમતોને વાર્તાઓ જોડે સાંકળી લેવાની અને તરંગવિહાર વડે પોષવાની હતી. લાકડાના ગોળ ફાળકામાં નાનકડા ખૂંધાળા ઘોડાની, હાથીની, રાખોડી વરુની અને લુચ્ચી લોંકડીની આકૃતિઓ મારી કલ્પનામાં ચકરાવા લેવા લાગી હતી. તેમાં બાળકો સવારી કરે એટલું જ નહિ પરંતુ ઉત્તેજના પણ અનુભવે કે પોતે ખૂંધાળા ઘોડા ઉપર અથવા રાખોડી વરુ ઉપર સવાર થયેલાં છે. એ વખતે તો એ બધું કેવળ સ્વપ્ન જ હતું, પરંતુ હું પાકે પાયે માનતો હતો કે છ મહિનામાં અથવા એક વરસમાં ફાળકો જરૂર બનાવી શકાય. મેં તેને માટે સાધનસરંજામ એકઠો કર્યો. અને હું વિચાર કરવા લાગ્યો કે બાળકોને શિયાળા માટે કેવી રીતે તૈયાર કરવાં, જેથી તેઓ ખુલ્લી જગ્યામાં વધારે વખત ગાળી શકે અને વધારે તાજી હવા માણી શકે.

ઘણાં વરસો દરમિયાન નાનેરાં શાળાબાળકોના શારીરિક વિકાસના નિરીક્ષણથી મને ખાતરી થઈ ગઈ છે કે પોષક આરોગ્યદાયક ખોરાકની બાબત મહત્ત્વની છે. શરીરની વૃદ્ધિ માટે, બીમારીને રોકવા માટે, અને ધોરણસર ચયાપચય માટે જરૂરી દ્રવ્યો ઘણાં બાળકોને પૂરતા પ્રમાણમાં નહોતાં મળતાં. માત્ર આઠ જ કુટુંબોમાં બાળકોને મધ મળતું, અને રૂપકની ભાષામાં મધ એટલે થાળીમાં પીરસવામાં આવેલો સૂર્યપ્રકાશ. ઊગતાં બાળકો માટે મધ જરૂરી હોવાની મને એટલી પાકી ખાતરી થઈ ગઈ હતી કે મેં માતાપિતાઓ જોડે તેને વિશે વાત કરી. સપ્ટેંબરના અંત સુધીમાં તેર કુટુંબોમાં મધપૂડા ખરીદી લેવામાં આવ્યા હતા, અને વસંત

સુધીમાં ત્રેવીસ કુટુંબોમાં મધમાખીઓ ગુંજારવ કરવા લાગી હતી.

મેં શરદમાં માતાઓને સલાહ આપી કે સ્વીટબ્રાયર બેરી, રોઝ બેરી, તથા પુષ્કળ વિટામિન ધરાવતાં બીજાં ફળોના મુરબ્બા મોટા પ્રમાણમાં બનાવી લેવામાં આવે. મારે માતાપિતાઓને પૂરતાં ફળઝાડ રોપવા, ખાસ કરીને સફરજનનાં ઝાડ રોપવા, સમજાવવાં પડયાં. આખો શિયાળો ચાલે એટલાં તાજાં ફળોનો બંદોબસ્ત કરવા માટે પુષ્કળ ફળઝાડ જરૂરી બને. અને ગામોમાં એ કામ બહુ સહેલું હોય છે, ખાલી થોડીક પહેનત કરવી પડે.

સારી તંદુરસ્તી એટલે ફાઈટોન ઘાતક તત્ત્વોથી છલકાતી તાજી હવા. ઘઉં, જવ, બકવ્હીટ, રાઈ, તથા બીડોનાં ઘાસની ગંધમાં એવાં તત્ત્વો હોય છે. હું બાળકોને રોટી બનાવવાનાં અનાજની ગંધ ભરેલી હવા શ્વાસમાં લેવડાવવા ઘણી વાર ખેતરો તથા બીડોમાં લઈ જતો. મેં માતાપિતાઓને સલાહ આપી કે બાળકોના સૂવાના ઓરડાની બારી નજીક સૂકાં ફળોનાં કેટલાંક ઝાડ રોપે. એ વૃક્ષો ઘણાં જાતનાં રોગજનક જંતુઓને ખતમ કરી નાખનારાં ફાઈટોન-ઘાતક તત્ત્વો હવામાં ભરી દે છે. હાનિકારક જંતુઓ સૂકાં ફળોની ગંધ નથી જીરવી શકતાં. જ્યાં સૂકાં ફળો હોય ત્યાં માખીઓ તથા મચ્છરો ન હોય. વળી મેં દરેક કુટુંબને સમજાવ્યું કે ઉનાળામાં ખુલ્લી જગ્યામાં નહાવા માટે ફળિયામાં ફુવારાનો બંદોબસ્ત કરે.

હું કેટલાંય વરસ વિચાર કરતો રહેલો કે ઘણાં બાળકોની નજર કેમ નબળી હોય છે, ત્રીજા ધોરણ જેટલી નાની ઉંમરે પણ ઘણાં બાળકો ચશ્માં કેમ પહેરતાં હોય છે. ઘણાં નાનાં બાળકોના નિરીક્ષણ પછી મેં નિષ્કર્ષ તારવ્યો કે તેમાં કારણભૂત બાબત વાંચનથી આંખોને પડતી મહેનતની નહિ પરંતુ ઓછા વિટામિનવાળા ખોરાકની તથા અપૂરતી શારીરિક કસરતની હોય છે, એથી બાળકો વધારે પ્રમાણમાં શરદીના ભોગ બને છે. બાળપણની કેટલીય બીમારીઓ આંખો ઉપર માઠી અસર પાડે છે. પોષક ખોરાક, નીંદર, અને શારીરિક કસરત બાળકને બીમારીથી બચાવે છે અને આસપાસના જગતમાંથી સુખ તથા આનંદોલ્લાસ બક્ષે છે.

વર્ષો દરમિયાન બાળકોના નિરીક્ષણે મને એવા ચિંતાજનક નિષ્કર્ષ પર પહોંચાડી દીધો કે વસંતમાં, માર્ચથી શરૂ થતા ગાળામાં, બધાં બાળકોની તંદુરસ્તીમાં ઓટ આવી જાય છે. બાળક જાણે થાકેલું લાગે છે, તેની કાયા શરદીનો સામનો નથી કરી શકતી, કામ કરવાની શક્તિ ઘટી જાય



છે. નજર કમજોર બનવાની બાબત વસંતના મહિનાઓમાં ખાસ ધ્યાનમાં આવે છે.

ડૉકટરો અને માનસવિજ્ઞાનીઓ સમજાવે છે કે શરીરની પદ્ધતિઓની આંતરક્રિયાના લયતાલમાં થતાં મોટાં પરિવર્તનોને કારણે એમ બનતું હોય છે. શિયાળામાં સૌર કિરણોત્સારમાં સખત ઘટાડાને લીધે તેમ જ ચેતાતંત્રને થકવી નાખતી દીર્ઘકાલીન બૌદ્ધિક પ્રવૃત્તિને લીધે શરીરમાં વિટામિનનો પુરવઠો ખતમ થઈ જાય છે.

મેં વિચાર કર્યો કે એ બાબતોની અસરોને ઓછી કેવી રીતે કરી શકાય. માતાપિતાઓ ખાસ કરીને વસંતના મહિનાઓમાં ખૂબ વિટામિન ધરાવતાં ફળો તથા શાકભાજીના પુરવઠાની બાબત ઉપર વધારે ધ્યાન આપવા લાગ્યાં. શિયાળામાં તથા વસંતમાં તડકો નીકળ્યો હોય એવા દરેક દિવસે અમે બહાર ફરવા જવાની કોશિશ કરતાં. મને વસંતના મહિનાઓમાં બાળકોની બુદ્ધિશક્તિ ઉપરનો બોજો ઓછો કરવાની ફિકર રહેતી. વિચારની પ્રક્રિયાઓ શાળાના ખંડને બદલે જેટલી બને એટલી બહાર ખુલ્લી જગ્યામાં થવી જોઈએ, અને શારીરિક પ્રવૃત્તિ જોડે સંકળાયેલી રહેવી જોઈએ. એ બાબત ધીરેધીરે વસંતના મહિનાઓ માટેના નિયમ જેવી બની ગઈ.

યુદ્ધ પછીનાં આરંભનાં વર્ષોમાં ઘણાં બાળકો માનસરોગનો ઝોક ધરાવતાં હતાં. મારા કેટલાક વિદ્યાર્થીઓ, ખાસ કરીને તોલ્યા તથા કોલ્યા અને સ્લાવા તથા ફેદ્યા, હતાશાના તથા જિંદગીથી એક જાતની જુદાઈના ભોગ બની જતા. તેમની બીક, અનિશ્ચિતતા, અને પીડાકારી શરમને માનસરોગની હદે પહોંચી જતી અટકાવવાની મેં પૂરી કોશિશ કરી. હું ઘણી વાર બીજાઓની જોડે સલાહમસલત કરતો કે સામૂહિક એકમનું જીવન બાળકોને ખુશી બક્ષે એવું કેવી રીતે બનાવવું. અમે પ્રાથમિક ધોરણોના શિક્ષકોએ નિષ્કર્ષ તારવ્યો કે બાળકને કુટુંબમાં નજરે પડતાં દુર્ભાગ્યો, સંતાપો, અને ઘર્ષણોને નિવારી લેવાની બાબત ખાસ મહત્ત્વની છે. શિક્ષકોએ સમજવાની કોશિશ કરી કે દરેક બાળકના મનમાં શું ચાલી રહ્યું છે, તે કેવી કેવી આંતરિક સમસ્યાઓ લઈને શાળામાં આવે છે, જેથી તેઓ બાળકના સંવેદનશીલ હૃદયમાં અજાણતાં જ કશી પીડા ન ઉમેરી દે. એક અથવા બીજા બાળકના આંતરિક જીવનમાં ખાસ ધ્યાન માગી લેતી દરેક બાબતની ચર્ચાવિચારણા અમે અમારાં સંમેલનોમાં કરતા. એવાં સંમેલનોને અમે 'મનોવૈજ્ઞાનિક ચર્ચામંડળો' કહેતા. શાળાના

સામૂહિક એકમને બાળકની ગમગીનીઓ નિવારી લેવાનું કામ કરવાનું હતું.

જે બાળકોને માથે દુખના અનુભવનો વધારે પડતો બોજો પહેલેથી જ લદાયેલો હતો તેમની બાબતમાં ખાસ ધ્યાન આપવાનું આવશ્યક હતું. કોલ્યા, સાશા, તોલ્યા, પેત્રીક, અને સ્લાવાનો માનસિક તણાવ ક્યારેક ક્યારેક આખરી હદે પહોંચી જતો. તેમાંથી કોઈના હૃદયને સ્પર્શ કરતી વેળા અમારે બહુ કાળજી રાખવી પડતી કારણ કે કોઈ પણ ઘડીએ "ધડાકો" થઈ જવાનો ભય રહેતો. કોઈ કોઈ દિવસે તો એ બાળકોને કંઈ પૂછી જ ન શકાતું. બીજાં બાળકોને પ્રભાવિત કરવાની અને અસરકારક રીતે કેળવણી આપવાની રીતો તેમને બિલકુલ લાગુ નહોતી થઈ શકતી. મને 'ચિકિત્સામૂલક શિક્ષણશાસ્ત્ર'ની વિભાવના જાણવા મળી. જે બાળકોના માનસિક અનારોગ્યની છાપ તેમના વર્તનમાં અંકિત થઈ ગઈ હોય તેમની કેળવણીનું સારતત્ત્વ વધારે કે ઓછા ચોક્કસ રૂપે તેમાં વ્યક્ત થતું હતું. ચિકિત્સામૂલક શિક્ષણશાસ્ત્રના મુખ્ય સિદ્ધાંતો આ મુજબ હતા: (૧) નબળા માંદા માનસના સંબંધમાં હળવું વર્તન રાખો; (૨) શાળાના જીવનમાં બાળકના મનને ગમગીન વિચારો તથા અનુભવોથી વેગળું ખસેડવાની, આનંદી લાગણીઓ પેદા કરવાની, દરેક શક્ય રીતે કોશિશ કરવી જોઈએ; (૩) કોઈ પણ સંજોગોમાં બાળકને ખબર ન પડવા દેવી જોઈએ કે તમે તેને માંદું ગણો છો.

અમારી શાળાના એક બાળક વલોદ્યાના શરીરમાં ઉન્માદના માનસરોગનું વલણ રહેતું. માતાપિતા તેને અપવાદરૂપ બાળક ગણતાં. એથી મને બહુ ફિકર થતી. મને બીક હતી કે તેમના અનિવાર્ય નિરાશાના વલણથી બાળક માતાપિતાને તથા સામાન્ય રીતે બધાં મોટેરાંને નફરત કરવા લાગશે. એવાં બાળકોને સાજાં કરવાની મુખ્ય રીત મારા અભિપ્રાયમાં તેમને વિનયી બનતાં શીખવવાની અને તેમનાં મનમાં બીજા લોકો તરફ આદર કેળવવાની છે. મેં વલોદ્યાના મનમાં એવી લાગણી વિકસાવવાની કોશિશ કરી કે તેની નિકટના બધા લોકો પણ તેના જેવાં જ માણસો છે.

ધીમી અને હતાશાભરી વિચારક્રિયા ધરાવતાં બાળકોને ચિકિત્સામૂલક શિક્ષણશાસ્ત્રમાં ખાસ સ્થાન આપવામાં આવ્યું છે. મગજના આવરણના કોષોની મંદતા અને શિથિલતાના રોગને પણ હૃદયના અથવા આંતરડાંના રોગ જેટલી જ શાણપ તથા ધીરજથી મટાડવો જોઈએ. પરંતુ તેને મટાડવામાં



હજાર ગણી કાળજી તથા શૈક્ષણિક કુશળતાની, દરેક બાળકનાં વ્યક્તિગત લક્ષણોની ઊંડી જાણકારીની, જરૂર પડે છે.

[illegible]

આનંદ વિદ્યાલયમાં અભ્યાસના આરંભ પછી એક જ અઠવાડિયે મેં બાળકોને કહ્યું: "કાલે કાગળપેનસિલ લેતાં આવજો. ચિત્રો દોરીશું." બીજે દિવસે અમે શાળાની વાડીમાં ઘાસ ઉપર નિરાંતે ગોઠવાઈ ગયાં. મેં બાળકોને સૂચન કર્યું: "આસપાસ નજર ફેરવો. પછી જે કંઈ તમને સૌથી વધારે સુંદર લાગે, સૌથી વધારે ગમી જાય, તેને કાગળ ઉપર ચીતરો."

અમારી સામે તડકામાં શાળાની વાડી પથરાયેલી હતી અને પ્રયોગ મથક ખડું હતું. બાળકો કલબલ કરવા લાગ્યાં. એકને રાતાં અને પીળાં કોળાં ગમી ગયાં, બીજાને જમીન તરફ નીચે નમી ગયેલાં સૂરજમુખી ફૂલો, ત્રીજાને કબૂતરખાનું, અને ચોથાને દ્રાક્ષનાં ઝૂમખાં. શુરાને આકાશમાં તરતાં હલકાં અને રૂ જેવાં વાદળો ગમ્યાં. સેર્યોઝાના મનને તળાવડીની દર્પણ જેવી સપાટી ઉપર તરતાં હંસલાંએ મોહી લીધું. દાન્કોને માછલી ચીતરવાનું મન થયું. તેણે અમને ઉમંગમાં વાત કરેલી કે તે એક દિવસે કાકા જોડે માછલાં પકડવા ગયેલો. માછલું તો એકેય નહોતું પકડાયું, પરંતુ તેમણે માછલાંને "રમત" કરતાં જોયેલાં.

"અને હું તો આપણા દોસ્ત સૂરજને ચીતરવાની," તીના બોલી.

બાળકો ધ્યાનથી ચિત્રો દોરવા લાગ્યાં. રેખાંકન શીખવવા વિશે મેં પુષ્કળ વાંચન કરેલું, પરંતુ અહીંયાં તો મારી સામે જીવંત બાળકો હતાં. મેં બાળકોનાં રેખાંકનો જોયાં. રેખાંકનની પ્રક્રિયા બાળકના આંતરિક જીવનનો એક અંશ હોય છે. બાળકો આસપાસના જગતના સંબંધમાં સુંદરતાના સર્જકોનું વલણ અપનાવીને તેમાંથી કશુંક કાગળમાં કેવળ આલેખી દેતાં હોય એમ નથી, તેઓ એ સુંદરતાને માણતાં પણ હોય છે. વાન્યા કામમાં તલ્લીન થઈ ગયો હતો, મધપૂડાનું અને જોડાજોડ ઝાડનું ચિત્ર દોરી રહ્યો હતો. ઝાડમાં મોટાં જબ્બર ફૂલો હતાં. એક ફૂલની ઉપર લગભગ મધપૂડા જેવડી જ મોટી મધમાખી હતી. નાનકડા છોકરાના ગાલ જહેમતને લીધે લાલ થઈ ગયા હતા. આંખોમાં પ્રેરણાની જ્યોતિ ઝગારા મારતી હતી. એવી જ્યોતિ જોઈને કોઈ પણ શિક્ષકને ભારે ખુશી થાય જ.

બાળકોની સર્જનપ્રવૃત્તિ તેમના આંતરિક જીવનના અનન્ય ક્ષેત્રને, તેમની આત્મ અભિવ્યક્તિને, સ્વત્વનાં પ્રસ્થાપનાને, અંકિત કરતી હોય છે. દરેક બાળકની વ્યક્તિગત મૌલિકતા તેમાં સ્પષ્ટ પ્રગટ થાય છે. એ મૌલિકતાનું વર્ગીકરણ કોઈ જાતના સર્વસામાન્ય માપદંડોના આધારે ન થઈ શકે.

કોલ્યાએ પોતાની પસંદગી જણાવી નહોતી, પરંતુ તેણે દોરેલું ચિત્ર જોઈને મને ભારે ઉત્તેજના થઈ. નાનકડા બાળકના કાગળમાં મને ગોળગોળ ફળોથી લચી પડતી અનેક શાખાઓવાળું ઝાડ જોવા મળ્યું. સાફ દેખાઈ આવતું હતું કે તેણે સફરજનનું ઝાડ દોર્યું હતું. ઝાડથી ખૂબ ઊંચે ચંદ્રમાનું તેજોમંડળ ફેલાયેલું હતું, અને તેમાં રચાયેલા સંખ્યાબંધ નાનકડા તારલિયાઓ ઝાડ ફરતે પથરાયેલા હતા. એ રસપ્રદ ચિત્રમાં બાળકના ઊંડામાં ઊંડા વિચારો તથા ભાવો પારખી લેવાની કેવી ઉત્કંઠા મને થઈ આવેલી? આસપાસનું જગત નીરખતી વેળા તેની આંખોમાં ઝગમગી ઊઠેલો એવો પ્રેરણાનો તણખો મને દેખાય છે.

"સફરજનના ઝાડ ઉપર આ નાનકડા તારલિયાઓ જેવું શું છે?" મેં કોલ્યાને પૂછ્યું.

"તારા નથી," બાળકે જવાબ દીધો. "એ તો ચાંદામાંથી વાડી ઉપર પડતા રૂપેરી તણખા છે. ચાંદા ઉપર પણ મોટા અલમસ્ત લુહારો છે, ન હોય શું?"

"બેશક છે," મેં જવાબ આપ્યો. સંધ્યાના શાંત સમયે બાળકના મનને ઉત્તેજિત કરી દેનારા વિચારો જોઈને હું વિસ્મયમાં ગરકાવ થઈ ગયો. મતલબ સાફ હતો. તેણે રાતે આકાશ નીરખ્યું હતું, ચંદ્રનો ઝળહળાટ તેને બહુ ગમી ગયો હતો, અને સફરજનનાં ઝાડોની ઉપર ફેલાયેલું ઝાંખું કંપતું પ્રભાવલય તેના ધ્યાનમાં આવ્યું હતું.

"પણ અલમસ્ત લુહારો રાતે કેવી જાતના દોરા ઘડતા હશે?" બાળકે વિચારમાં પડી જઈને સવાલ કર્યો. મને લાગ્યું કે બાળકે સવાલ શિક્ષકને નહિ પરંતુ વધારે તો રાતના ગગનની યાદોને, ચંદ્રના આછા ઝળહળાટને અને તારાઓના ગોળચક્કર નાચને, પૂછ્યો હતો. મારું મન બાળકની સર્જનાત્મક પ્રેરણામાં ખલેલ પાડતાં અચકાયું. મારા દિલમાં શોધની ખુશીના ધબકારા થવા લાગ્યા. સર્જનપ્રવૃત્તિ બાળકના અંતરના ઊંડામાં ઊંડા ખૂણાઓને, જ્યાં લાગણીઓના સ્રોતો સુપ્ત પડેલા હોય છે એ



ખૂણાઓને, ખોલી નાખે છે. આસપાસના જગતની સુંદરતા અનુભવવામાં બાળકને મદદ કરતી વેળા શિક્ષક અગમ્ય રીતે એ ખૂણાઓને સ્પર્શતો હોય છે.

લારીસાના ઉદાહરણને અનુસરીને હું અલમસ્ત લુહારોનું ચિત્ર દોરવા લાગ્યો. મને લાગ્યું કે મારું આલેખન સરસ હતું. લુહારો ખરેખર લુહારો જેવા લાગતા હતા. એરણ બરાબર સામૂહિક ખેતરની કોઢની એરણ જેવી હતી. હું સાવ ભૂલી ગયો કે મોટી ઉંમરનો માણસ છું. અને મનમાં ખુશી અનુભવવા લાગ્યો. મારા લુહારો સ્વાભાવિક રીતે જ લારીસાના લુહારોથી બહેતર હોય. પરંતુ બાળકોએ મારા ચિત્ર ઉપર ભાગ્યે જ કશું ધ્યાન આપ્યું. તેઓ ખરી ઉત્સુકતાથી લારીસા ફરતે ટોળે વળી ગયાં. હું મનમાં વિચાર કરવા લાગ્યો કે "એણે એવું તે વળી શું ચીતર્યું હશે?" મેં બાળકોનાં માથાં ઉપર નમીને નજર નાખી. બાળકીના ચિત્રમાં ખાસ કંઈ ન દેખાયું. તો પછી બાળકો તેના ચિત્રને કેમ વખાણતાં હશે અને મારા ચિત્રને કેમ અવગણતાં હશે? હું જેમ જેમ તેના ચિત્રનું વધારે બારીક નિરીક્ષણ કરતો ગયો તેમ તેમ મને વધારે સાફ સમજાતું ગયું કે બાળકો જગતને પોતાની આગવી રીતે નીરખતાં હોય છે, કલાત્મક અભિવ્યક્તિની પોતાની આગવી ભાષા ધરાવતાં હોય છે, અને મોટેરાં ગમે એટલી મહેનત કરે તોયે તેમની ભાષાનું અનુકરણ ન જ કરી શકે. મારા અલમસ્ત લુહારોએ સાધારણ ટોપીઓ અને કામના ઝભ્ભા પહેર્યા હતા, તેમને લાંબી દાઢીઓ હતી અને પગમાં બૂટ હતા. પરંતુ લારીસાના લુહારોના ફૂંછાં જેવા વાળ ફરતે તણખાઓનું તેજોમંડળ હતું, તેમની દાઢીઓ સાદી નહિ પરંતુ જાણે આગનાં ગૂંચળાં જેવી હતી. તેમની મોટી જબ્બર હથોડીઓ માથાથી લગભગ બમણા કદની હતી... બાળકની નજરમાં તે સત્યનું ખંડન નહિ પરંતુ તેમાં જ અને તે પોતે જ સાફ સત્ય હોય છે, અજબગજબની તાકાત અને આવડતનું, જોરાવર ઈન્સાન તથા અગ્નિતત્ત્વના કેવળ વાર્તાઓમાં જોવા મળતા સમન્વયનું, સત્ય હોય છે. આપણે બાળકોના તરંગોની અદ્ભુત ભાષાનો મેળ પુખ્ત માણસોની ભાષા જોડે બેસાડી દેવાની કોશિશ ન જ કરવી જોઈએ. બાળકોને માંહોમાંહે તેમની પોતાની જ ભાષામાં વાતચીત કરવા દો. મેં પ્રાથમિક ધોરણોના શિક્ષકોને સલાહ આપી કે બાળકોને પ્રમાણ, દૃષ્ટિફલક, અને સમતુલાના નિયમો જરૂર શીખવો, એ તો બહુ સારી વાત છે, પરંતુ સાથે સાથે જ બાળકની કલ્પના

માટે અવકાશ રહેવા દો, વાર્તાઓ મારફત જગતનું ચિત્રણ કરવાની બાળકની આવડતમાં ભંગ ન પાડો ...

દરેક બાળક મને જણાવવા માગતું હતું કે પોતે શાનું ચિત્ર દોર્યું છે. એ વાર્તાઓમાં સ્પષ્ટ કલ્પનો અને રૂપકો જાણે ઉપરત્નોની જેમ ઝગારા મારતાં હતાં. રેખાંકન બાળકની વાણીના વિકાસમાં સહાયક બનતું હતું.

અમે ખેતરોમાં તથા બીડોમાં ફરવા નીકળવાના લગભગ બધા પ્રસંગોએ કાગળપેનસિલ ભેગાં લઈ જવા લાગ્યાં. મોટા વિદ્યાર્થીઓએ નાના વિદ્યાર્થીઓને ખીસામાં રાખી શકાય એવી નાનકડી ચિત્રણપોથીઓ બનાવી આપી. અમારા વિદ્યાલયના આરંભ પછી કેટલાક મહિને વસંતમાં મેં મોટું આલ્બમ બનાવ્યું. દરેક બાળકને આસપાસના જગતના પોતાના માનીતા ખૂણામાંથી ગમે તે બધું તેમાં ચીતરવાની છૂટ હતી. મેં તેમાં નાનીનાની વાર્તાઓ પણ લખી. એ આલ્બમ અમારા સામૂહિક એકમના જીવન તથા માનસિક વિકાસના પૂરા પ્રકરણ સમું બની રહ્યું.

### [illegible]

આસપાસના જગતની સજીવ હસ્તીઓ તથા સુંદરતાના સબંધમાં કેટલાંક બાળકોની ઉદાસીનતા જોઈને હું ફિકરમાં અટવાઈ જતો. પહેલી નજરે જોતી વેળા સમજવી અશક્ય છોકરવાદી નિર્દયતા જેવાં લાગતાં કૃત્યોથી મને બેચેની થતી. અમે બીડમાં ફરતાં હતાં. પતંગિયાં, ભમરા, અને બીજાં જીવડાં ઘાસ ઉપર ઊડતાં હતાં. યૂરાએ એક વંદાને પકડી લીધો, ખીસામાંથી કાચનો કકડો કાઢ્યો, અને વંદાને કાપીને બે હિસ્સા કરી નાખ્યા. તેને "જોવું હતું કે અંદર શું છે." શાળાની વાડીના એક ખૂણામાં ગીચ ઝાડીમાં ચકલાંનાં કેટલાંક કુટુંબો ઘણાં વરસથી રહેતાં હતાં. અમે હજી તો હમણાં જ ત્યાં પહોંચ્યાં હતાં, ચકલાના માળા વિશે મેં હજી તો બે શબ્દ પણ નહોતા કહ્યા, એટલામાં શુરાએ પંખીઘર ઉપર પથરો ફેંક્યો. બધાં બાળકો ચોગાનમાં ઊગેલાં રૂપાળાં કેના લીલાં ફૂલોનું કાળજીથી જતન કરતાં, પરંતુ લુસ્યારે ક્યારી પાસે જઈને ફૂલ તોડી નાખ્યાં. એ બધું આનંદ વિદ્યાલયના આરંભના દિવસોમાં બન્યું હતું. મારા ધ્યાનમાં આવ્યું કે બાળકો સુંદરતાને વખાણની નજરે જોતાં ખરાં, પરંતુ એવી લાગણીમાં સુંદર વસ્તુના અંજામના સંબંધમાં નરી ઉદાસીનતા



પણ ભળેલી રહેતી. મારા વિદ્યાર્થીઓ જોડે મારી મુલાકાતથી ઘણા વખત પહેલાં મને ખાતરી થઈ ગઈ હતી કે સુંદર વસ્તુના વખાણની લાગણીમાં સદ્ભાવના પ્રથમ ફણગાઓથી વધારે કશું નથી હોતું, અને તેમને કાળજીથી ઉછેરવા જોઈએ. કોલ્યા અને તોલ્યાનાં કૃત્યો જોઈને મને ખાસ બેચેની થતી. કોલ્યાને ચકલાંના માળાઓ ખતમ કરી નાખવાનું ઘેલું હતું. મને કહેવામાં આવેલું કે તે માળા તોડી નાખે ત્યારે તેમાંથી નીચે પડી જતાં બચ્ચાંને માખણના કારખાનાના ગંદવાડના નળામાં ફેંકી દેતો. ચકલાંનાં ટચૂકડાં બચ્ચાં કેટલીય વાર સુધી ચીંચીં કરતાં રહેતાં, અને કોલ્યા નળા ઉપર કાન માંડીને સાંભળતો રહેતો. નિર્દયતા એકલા કોલ્યાના, અશાંતિમાં અટવાઈ ગયેલા કુટુંબના બાળકની, બાબતમાં જ નહિ બલકે ધોરણસરના વાતાવરણમાં રહેતાં બાળકોની બાબતમાં પણ સાફ દેખાઈ આવતી હતી. અને સૌથી વધારે ફિકરની વાત તો એ હતી કે અનિષ્ટની અને સુંદરતા તથા સજીવ હસ્તીઓ તરફ ઉદાસીનતાની એવી "નાની નાની" નિશાનીઓ, આખરમાં જઈને નિષ્ઠુરતામાં પરિણમતી નિશાનીઓ, તુચ્છકારને લાયક હોવાનું બાળકોને સમજાતું જ નહોતું.

બાળકોનાં મનમાં ઊજળી ભલી લાગણીઓ કેવી રીતે પેદા કરવી? તેમનાં દિલોમાં સજીવ હસ્તીઓ તથા સુંદર વસ્તુઓ તરફ ભલાઈની લાગણી તથા વિચારભર્યા ધ્યાનને કેવી રીતે જાળવી રાખવાં? એક વાર અમે ખેતરમાં ફરતાં હતાં ત્યારે એક લાવરી ઘાસમાં પડેલી જોવા મળી. તેની પાંખો તૂટી ગયેલી હતી. પંખી એક જગ્યાએથી બીજી જગ્યાએ ખસતું હતું પરંતુ ઊડી નહોતું શકતું. બાળકોએ લાવરીને પકડી લીધી. ટચૂકડો જીવનપિંડ બાળકોના હાથમાં ધબકારા કરતો હતો. ટચૂકડા મણકા જેવી તેની આંખો નીલા ગગનમાં મંડાયેલી હતી અને તેમાં બીક સાફ વરતાતી હતી. કોલ્યાએ પંખીને દબાવ્યું એટલે તે જાણે રોવું હોય એમ ચીસો પાડવા લાગ્યું. બાળકો હસી પડ્યાં. મારા મનમાં વિચારો ઘોળાવા લાગ્યા: "એમ કેમ બને કે સાથીઓએ ખેતરમાં એકલા પડતા મૂકી દીધેલા એ પંખીની દયા એક પણ બાળકને ન આવે?" મેં બાળકો ઉપર નજર ફેરવી. લીદા, તાન્યા, દાન્કો, સેર્યોઝા, અને નીનાની આંખોમાં આંસુ છલકાતાં હતાં.

"બિચારા પંખીને પીડે છે શું કરવા?" લીદાએ ગમગીન અવાજે કોલ્યાને કહ્યું.

"એમાં તને શું?" છોકરાએ સવાલ કર્યો. "લે, તું જ લઈ લે,

રાખજે સંભાળ એની!" તેણે કહ્યું, અને પછી પંખીને લીદા તરફ ફેંક્યું.

"મને દયા આવે છે. ભલે, હું સંભાળ રાખીશ એની," બાળકી બોલી, અને લાવરીને પંપાળવા લાગી.

અમે વનની કોર નજીક ઊભાં હતાં. મેં બાળકોને જણાવ્યું કે શરદમા પ્રવાસી પંખીઓનાં ટોળાં ઊડતાં ખૂબ દૂર જતાં રહે છે. કોઈ કોઈ અટૂલાં પંખીઓ ખાલી ખેતરોમાં પડેલાં રહી જાય છે– કાં તો પાંખો તૂટી ગઈ હોય અથવા શિકારી પંખીઓનાં પંજામાંથી છટકી ગયાં હોય એવાં... પછી તેમને આકરા શિયાળાની અને હિમનાં તોફાનો તથા સખત ઠારની વિપદા વેઠવાની રહે છે. આ લાવરીનું શું થાય? બિચારી ઠારમાં ઠરીને મરી જાય. પણ તે કેટલું સરસ ગાતી હોય છે. વસંતમાં તથા ઉનાળામાં કેવું મનમોહક સંગીત વગડામાં ભરી દેતી હોય છે! લાવરી એટલે સૂરજનું બાળ. વાર્તાઓમાં કહેવાય છે કે "આ પંખી સૂરજના અગ્નિમાંથી પેદા થયેલું છે." એટલે જ લોકો તેને "અગ્નિપંખી" કહેતા હોય છે. તમને સૌને ખબર છે કે આંગળીઓ ઠારમાં ઠરીને અક્કડ થઈ જાય, અને થિજાવી નાખે એવા પવનમાં શ્વાસ અદ્ધર ચડી જાય, ત્યારે કેવી પીડા થતી હોય છે. સૌ સળગતી ભઠ્ઠીનો ગરમાવો માણવા ઉતાવળાં ઘર તરફ જવા લાગે છે... પણ આ બિચારું પંખી ક્યાં જાય? એને ઘરના છાપરાનું રક્ષણ કોણ આપે? એ તો ઠારમાં થીજી ગયેલા લોંદા જેવું જ બની જાય.

"પણ અમે લાવરીને મરવા નહિ દઈએ," વાર્યા બોલી. "અમે એને હૂંફાળા ખૂણામાં રાખીશું, નાનકડો માળો બનાવી આપીશું, એમાં રહીને વસંતની વાટ જોશે..."

બાળકો માંહોમાંહે દલીલો કરવા લાગ્યાં કે લાવરી માટે નાનકડું ઘર કેવી રીતે બનાવવું. દરેકને શિયાળા દરમિયાન લાવરી પોતાના ઘરમાં રાખવાનું મન હતું. ખાલી કોલ્યા, તોલ્યા, અને બીજા થોડાક છોકરા ચુપ હતા.

"બાળકો, લાવરીને કોઈને ઘેર લઈ જવાની શી જરૂર છે? આપણે એને માટે શાળામાં જ નાનકડો હૂંફાળો માળો બનાવી શકીએ. આપણે એને ખાવાપીવાનું આપીશું, સાજી થવામાં મદદ કરીશું, પછી વસંતમાં છૂટી મૂકી દઈશું."

અમે લાવરીને શાળામાં લઈ ગયાં અને બાળકોના ખંડમાં પાંજરામાં રાખી. રોજ સવારે એક બાળક લાવરીની સંભાળ લેવા આવતું. બાળકો તેને માટે ખોરાક લઈ આવતાં.

કેટલાક દિવસ પછી કોલ્યા એક લક્કડખોદને લઈ આવી. એ પંખી તેના પિતાને વનમાં મળી આવ્યું હતું. કદાચ કોઈ જંગલી જનાવરે પકડ્યું હશે, પણ પછી કોઈ રીતે બચી જવાનો ચમત્કાર થયો હશે. લક્કડખોદની પાંખો ઢીલી લટકતી હતી અને પીઠે લોહીના ગાંઠા બાઝેલા હતા. અમે એ પંખીને લાવરી ભેગું રાખ્યું. કોઈને ખબર નહોતી કે લક્કડખોદ શું ખાય. કદાચ જીવડાં? અને જીવડાં ગોતવાં ક્યાં? ઝાડની છાલ નીચેથી?

"મને ખબર છે," કોલ્યાએ શેખી મારી. "ખાલી જીવડાં ને ફૂદાં જ નહિ... એને બરુના કોંટા અને ઘાસનાં બી ભાવે... મેં જોયું છે..." તે બીજું કંઈક કહેવા જતો હતો પણ અકળામણમાં અટવાઈ ગયો. કદાચ લક્કડખોદનો શિકાર કર્યો હોય.

"ઠીક, તને ખબર છે કે લક્કડખોદને શું ખવડાવાય, એટલે એનો ખોરાક તું લાવી શકે. જો તો ખરો, પંખી કેવું દયામણું દેખાય છે!"

કોલ્યા રોજ લક્કડખોદ માટે ખોરાક લાવવા લાગ્યો. તેને હજી જીવતા જીવોની દયા જરાય નહોતી આવતી. પંખીનો ખોરાક તો ખાલી એટલા ખાતર લાવતો કે સાથીઓને મોઢેથી વખાણ સાંભળવામાં તેને મઝા પડતી. જુઓ, અમારો કોલ્યા કેવો છોકરો છે... તેને ખબર છે કે પંખીઓને શું ખવડાવાય. તેના મનમાં ભલી લાગણીઓ ભલે સ્વમાનથી શરૂ થાય, એમાં ખોટું કંઈ જ નથી. સારાં કામોની ટેવ પડી જવા દો, તેમાંથી સારા વિચારો ફૂટી નીકળશે.

મોટાં થઈને કેવાં માણસો બનવાની નેમ છે?— એવા સવાલના બાળકોએ આપેલા સેંકડો જવાબો મને યાદ છે: જોરાવર, બહાદુર, હિંમતવાન, બુદ્ધિશાળી, હિકમતી, નીડર. કોઈએ જવાબમાં "ભલી" વ્યક્તિ બનવાની મંછા ક્યારેય નહોતી બતાવી. ભલાઈનું સ્થાન હિંમત અને બહાદુરી જેવા સદ્‌ગુણોની જોડાજોડ કેમ નથી? બાળકો પોતાની ભલાઈથી ક્યારેક અકળામણમાં કેમ પડી જતાં હોય છે? પરંતુ ભલાઈ વગર, એક માણસ ઉપર બીજા માણસના ખરા હેતપ્રેમ વગર, તો માનસિક સુંદરતા અશક્ય હોય છે. વળી મેં એવો વિચાર પણ કર્યો કે છોકરીઓની સરખામણીમાં છોકરાઓ ઓછા ભલા કેમ હોય છે? કદાચ એમ ખાલી લાગતું હોય? ના, વાસ્તવમાં એમ હોય છે. બાળકીઓ વધારે ભલી, વધારે હમદર્દી, અને વધારે હેતાળ હોય છે, કદાચ એવા કારણસર કે

તેમનામાં બહુ નાની ઉંમરથી કોઈ જાતનો અભાન સહજ માતૃભાવ હોય છે. જીવતા જીવોની કાળજી રાખવાની લાગણી બાળકીના હૃદયમાં બહુ વહેલી, તે પોતે નવા જીવનનું સર્જન કરે એથી ઘણા વખત પહેલાં, મજબૂત બની જતી હોય છે. ભલાઈનું મૂળ, ભલાઈનો સ્રોત, સર્જનપ્રવૃત્તિમાં, જીવન અને સુંદરતાને અપાતી પુષ્ટિમાં, હોય છે. ભલાઈ સુંદરતાની સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલી હોય છે.

એક વાર સવારે ફેદ્યા ઓરિયોલ પંખીને લઈને શાળામાં આવ્યો. એ દિવસ બાળકો માટે જાણે તહેવાર બની ગયો. ઓરિયોલ પણ કોઈ કારણસર ઊડી નહોતું શકતું. ફેદ્યાને તે પશુપાલનના વાડા નજીક છોડવામાં મળી આવ્યું હતું. બાળકો તેનાં રૂપાળાં બહુરંગી પીંછાં ઉપરથી નજર હઠાવી જ નહોતાં શકતાં. અમે સવારે 'પંખીઓના દવાખાનામાં' (અમારા ખંડના એ ખૂણાને બાળકોએ એવું નામ આપ્યું હતું) ભેગાં થવાં, અને બીજા દિવસ સુધી છૂટાં પડવા ફરી પાછાં ત્યાં ભેગાં થયાં. કોસ્ત્યા એક ટચૂકડું નબળું ચકલું લઈ આવ્યો. તેણે પંખીને રસ્તાની કોરેથી ઊંચકી લીધું હતું. ચકલું દાણા કે રોટીનો ભૂકો ચણી નહોતુ શકતું. નાનકડો બાળક પંખીની બીમારી જોઈને દુખીદુખી થઈ ગયો. ચકલું મરી ગયું ત્યારે અમને સૌને બહુ દુખ થયું. કોસ્ત્યા રડી પડયો. નાનકડી બાળકીઓ રડી પડી. કોલ્યા ગમગીન અને અતડો બની ગયો.

મને યાનુશ કોર્ચાકના શબ્દો યાદ આવ્યા: "બાળકની ઝળકતી લોકશાહીમાં સોપાનતંત્ર અજાણ્યું હોય છે. બાળક કોઈ ખેતમજૂરનો પરસેવો અથવા તેના જેટલી જ ઉંમરના બાળકોની ભૂખની પીડા જોઈને દિલગીરી અનુભવે, તેનાથી ઘણા વખત પહેલાં બિચારા ઘોડાની અથવા રહેંસાઈ જતા મરઘાની કારમી દશા જોઈને દુખીદુખી થઈ જતું હોય છે. કૂતરાં અને પંખીઓ તેને નિકટનાં લાગતાં હોય છે, પતંગિયાં અને ફૂલો જોડે તેને સમાનતા લાગતી હોય છે. તેને પથ્થરોમાં તથા છીપલાંમાં ભાઈભાંડુ દેખાતાં હોય છે. લેભાગુનાં તોરમગરૂરી તેનાથી સાવ વેગળાં હોય છે કારણ કે બાળક નથી જાણતું હોતું, કે અંતરમન તો કેવળ માણસોને જ હોય છે."* એ બધું સાચું છે, પરંતુ ભલું બાળક કંઈ આસમાનમાંથી ટપકી નથી

---

* યાનુશ કોર્ચાક, 'શિક્ષણ વિશેની ચૂંટેલી કૃતિઓ', મોસ્કો, પ્રોસ્વેશ્ચેનિયે પ્રકાશન ગૃહ, ૧૯૬૬, પૃષ્ઠ ૨૭૧. (રૂસી ભાષામાં.)—સં.



પડતું. તેને ભલાઈની કેળવણી આપવી પડે છે. કોતરમાં ફરતી વેળા બાળકોને નાનકડું સસલું મળી આવ્યું. તેનો એક પગ પીંખાઈ ગયેલો હતો. બાળકોએ તેને ખંડમાં લઈ જઈને નવા પાંજરામાં રાખ્યું. એ રીતે બીજું દવાખાનું, પ્રાણીઓનું દવાખાનું, અસ્તિત્વમાં આવ્યું. અઠવાડિયા પછી લારીસા બિલાડીનું બચ્ચું લઈ આવી. સાવ દૂબળું બચ્ચું ટાઢમાં થરથરતું હતું. તેમણે તેને પાંજરામાં સસલા ભેગું રાખ્યું. બાળકોને ઘણું કામ કરવું પડતું. તેઓ સસલા માટે ગાજર અને બિલાડીના બચ્ચા માટે દૂધ લઈ આવતાં. એક વાર સવારે સસલાને અને બિલાડીના બચ્ચાને એકબીજાની જોડે લપાઈને સૂતેલાં જોઈને બાળકોને થયેલી ખુશીનું વર્ણન મુશ્કેલ છે. જનાવરો કદાચ જાગી જાય એવી બીકે તેઓ સૌ બહુ ધીમેથી હોઠ ફફડાવીને વાતો કરતાં હતાં...

શિયાળા દરમિયાન પંખીઓના દવાખાનામાં કેટલાંક નીલાં ટીટમાઉસ પંખીઓ ઉમેરાયાં. આખો શિયાળો પંખીઓ માટે ચણ નાખતા રહેવાની એક જગ્યા હતી. બાળકો ટીટમાઉસ પંખીઓને ત્યાંથી ઉપાડી લાવ્યાં હતાં... બીજી એક વાતથી મને બહુ ખુશી થઈ. કેટલાંક બાળકોએ પોતપોતાનાં ઘરોમાં 'પંખીઓનાં દવાખાનાં' બનાવ્યાં હતાં અને પ્રાણીઓના ખૂણાઓનો બંદોબસ્ત કર્યો હતો. અમે શાળામાં અમારા ખંડમાં માછલીઘર વસાવીને તેમાં નાનકડી માછલીઓ રાખી ત્યાર પછી બાળકો માતાપિતાને ઘરમાં માછલીઘર બાંધવાનું કહેવા લાગ્યાં. ઘણાંબધાં માતાપિતાઓ શાળામાં જોવા આવ્યાં કે માછલીઘર કેવી રીતે બનાવવું. માછલીઘર માટે રોપાઓ તથા માછલીઓ મેળવવાનું કામ મુશ્કેલ હતું, અને માછલીઓ માટે ખોરાક મેળવવાનું કામ તો એથીયે વધારે મુશ્કેલ હતું. પરંતુ બાળકોની ખંતના પરિણામે એ બધી મુશ્કેલીઓ હલ કરી લેવામાં આવી. એ કામ પાર નહોતું પડયું ત્યાં સુધી તેમણે માતાપિતાઓને કે મને બિલકુલ જંપ લેવા જ ન દીધો. સ્લાવા અને તીનાની માતાઓએ શાળામાં આવીને ફરિયાદ કરી કે અમુક બાળકો પાસે સોનેરી માછલીઓ છે, અને તેમનાં બાળકો પાસે નથી, એટલે બચ્ચાં તેમનો ખેધો મૂકતાં જ નથી. અમારે મોટેરા વિદ્યાર્થીઓની મદદ લેવી પડી. એ વરસોમાં શાળામાં કારખાના વિભાગ નહોતો, પરંતુ માછલીઘરો બનાવવાનાં હતાં એટલે અમને અમારા વિદ્યાર્થીઓ માટે પહેલો કારખાના વિભાગ સ્થાપવાની ફરજ પડી.

અમે સાંજની વેળાએ માછલીઘરની સામે બેસીને ટચૂકડી બત્તીના અજવાળામાં સોનેરી માછલીઓને પ્રશંસાની નજરે નીરખતાં રહેતાં. એ પ્રસંગો હું કદી નહિ ભૂલું. હું બાળકોને મહાસાગરના ઊંડાણની અને સમુદ્રના રહેવાસી જીવોની અસાધારણ જિંદગીની વાતો કરતો. લાંબા વખત પહેલાં શાળાનો અભ્યાસ પૂરો કરી ચૂકેલા અને મોટા થઈ ગયેલા મારા વિદ્યાર્થીઓને એ સંધ્યાઓ જિંદગીભર યાદ રહી છે. કોલ્યાએ મને થોડા સમય પહેલાં જણાવેલું :

"એ ટચૂકડી બત્તી મને ઘણી વાર સ્વપ્નમાં દેખાય છે. તેનો પ્રકાશ મારે માટે જ્ઞાનનો પહેલો સ્રોત બની રહ્યો હતો. મને સમુદ્રના ગોપિત ઊંડાણો વિશે, અદ્ભુત માછલાં વિશે, વધારે ને વધારે જાણવાનું મન થતું ..."

ચોવીસ વરસનો માણસ માછલીઓને એટલી મમતાથી યાદ કરતો હોય તો તેનો અર્થ એવો થયો કે બાબત હસીને ભૂલી જવા જેવી નહોતી, તેમાં ભલાઈનો એક પંથ અંકિત હતો. હું અદ્ધર શ્વાસે રાહ જોતો રહેતો કે આસપાસના જગતની સુંદરતા સૌથી વધારે ઉદાસીન બાળકોનાં દિલોમાંયે ભલાઈ, હેતપ્રેમ, અને અનુકંપાની લાગણી પેદા કરે. એ વરસ દરમિયાન શરદના પહેલા ઠારને હું કદી નહિ ભૂલું. અમે બગીચામાં ગયાં અને ફરતાં ફરતાં ગુલાબના છોડ પાસે પહોંચ્યાં. અમે ઝળકતું ખીલેલું ગુલાબ જોયું. ફૂલની નાજુક પાંખડીઓ ઉપર ઝાકળનાં ટીપાં બાઝેલાં હતાં. રાતના ઠારમાં જાણે ચમત્કાર થયો હોય એવી રીતે ફૂલ બચી રહ્યું હતું. તેને નીરખતી વેળા અમે ગમગીન બની ગયાં. થોડા સમયમાં ટાઢ એ સુંદરતાને ખતમ કરી નાખવાની હતી. મારી નજરે કોલ્યાની નજરને પકડી પાડી. મને તેમાં પહેલી જ વાર ઉદાસી અને ચિંતા, નિર્ભેળ બાળસહજ લાગણી, જોવા મળી. પછી અમે તાપઘરમાં ગયાં. ત્યાં કેટલાંક કૂંડાંઓમાં એવાં ફૂલો હતાં કે જે અમારા વિસ્તારમાં જવલ્લે જ જોવા મળતાં — રોડોડેન્ડ્રોન અને તરેહવાર થોર. એક ટચૂકડા જાંબલી ફૂલની પાંખડીઓ ઊઘડેલી હતી, થોરમાં ફૂલ ખીલ્યાં હતાં. અમે લાંબા વખત સુધી ઊભાં રહીને ફૂલોને પ્રશંસાની નજરે નીરખતાં રહ્યાં.

જીવતા જીવોનું અને સુંદર વસ્તુઓનું જતન કરવાની ઉત્કંઠા બાળકોના જીવનમાં ધીરેધીરે આવતી રહી. ૧૯૫૧ની શરદના અંતમાં ઝાડવાં ઉપરથી પાંદડાં ખરી ગયાં હતાં ત્યારે અમે વનમાં જઈને લિન્ડનનું નાનકડું ઝાડ



ખોદી કાઢ્યું. અમે તેને શાળાની વાડીમાં લઈ ગયાં અને ત્યાં રોપી દીધું. નાનકડું ઝાડ અમારું દોસ્ત બની ગયું. અમે તેને વિશે સ્વપ્નો સેવતાં અને વાર્તાઓ ઘડી કાઢતાં, અમારી કાળજી અને ચિંતાને અનુભવી શકતી કોઈ સજીવ હસ્તી વિશે જેવી રીતે ઘડી કાઢીએ એવી જ રીતે. હૂંફાળો વરસાદ પડે ત્યારે બાળકો ખુશખુશાલ થઈ જતાં કારણ કે અમારા નાનકડા દોસ્તને ભેજની જરૂર પડતી. જમીન ઉપર હિમ છવાઈ ગયું અને ખેતરોમાં વેધક પવન ફૂંકાવા લાગ્યો ત્યારે અમે ફિકરમાં પડી ગયાં કારણ કે અમારા દોસ્તને કદાચ ટાઢ વાતી હોય. બાળકોએ હિમ ભેગું કરીને લિન્ડનના નાનકડા ઝાડના થડ ફરતે ગોઠવી દીધું. બાળકીઓએ બરુની ઘણીબધી ડાળીઓ તોડી લાવીને ઝાડના થડ ફરતે વીંટાળી દીધી. વસંત આવી ત્યારે અમે ઘણી વાર અમારા દોસ્તને જોવા જતાં અને ફણગા ફૂટવાની વાટ ઉત્તેજિત હૈયે જોતાં રહેતાં. પ્રથમ લીલાં પાંદડાં જોઈને બાળકો ખુશીમાં ઘેલાંઘેલાં થઈ ગયાં. ઝાડ જીવતું રહ્યું હતું. અમે ઉનાળામાં અમારા લિન્ડન ઝાડને પાણી પાતાં રહ્યાં.

ચિંતા અને ભલાઈની સામૂહિક લાગણીમાં, સામૂહિક સદ્ભાવમાં, કેવી પારાવાર શક્તિ હોય છે! તોફાની ઝરણાની જેમ તે સૌથી વધારે ઉદાસીન મનને પણ પોતાના પ્રવાહમાં તાણી જાય છે. કોલ્યા, તોલ્યા, સ્લાવા, અને પેત્રીકને ઉત્તેજિત હૈયે પોતાના દોસ્તની, નાનકડી લીલા લિન્ડન ઝાડની, તપાસ કરવા જતા જોઈને, માછલીઘરમાં માછલાંને ખોરાક નાખતી વેળા તેમની આંખોમાં ફૂટી નીકળેલો ચળકાટ જોઈને, મને બેહદ ખુશી થઈ.

નાનકડાં લિન્ડન ઝાડને શિયાળાના ઠારમાં ટાઢ વાતી હોવાની બીકે જેમનાં હૈયાં કંપી ગયાં હતાં તેઓ હવે મોટાં થઈ ગયાં છે. અમારું દોસ્ત લિન્ડન મોટું ઝાડ બની ગયું, તેને અનેક શાખાઓ ફૂટી અને આજે પણ કિશોરકિશોરીઓ, તરુણ લોકો, યુવાન માતાપિતાઓ, તેને જોવા આવે છે, અને પોતાના બાળપણની એ સોનેરી શરદને યાદ કરતી વેળા તેમનાં દિલોમાં ઉષ્માભરી લાગણીઓનાં મોજાં ઉછાળા મારવા લાગે છે.

અનુભવ બતાવે છે કે ભલાઈની લાગણીનાં મૂળિયાં બાળપણમાં હોય છે, એને માનવતા, સદ્ભાવ, અન્યની ફિકર, તથા પરોપકારવૃત્તિ કામમાંથી તેમ જ આસપાસના જગતની સુંદરતા અંગેની ખેવના તથા ઉત્તેજનામાંથી પેદા થાય છે. ભલાઈની લાગણી અને ભાવાત્મક ઉછેર

માનવતાનું કેંદ્રબિંદુ બની રહે છે. જો ભલાઈની લાગણી બાળપણમાં જ કેળવવામાં ન આવે તો તે કદી અસ્તિત્વમાં નહિ આવે કારણ કે ખરી માનવતા અંતરમનમાં પ્રથમ તથા સૌથી વધારે મહત્ત્વનાં સત્યોની પરખની સાથોસાથ, વતનની ભાષાના શબ્દોની વધારેમાં વધારે સૂક્ષ્મ અર્થછાયાઓના અનુભવ તથા સંવેદનની સાથોસાથ, સ્થપાતી હોય છે. માનવ હસ્તીએ ભાવની શાળાની, જ્યાં ભલાઈની લાગણી કેળવવામાં આવતી હોય છે એ શાળાની, કેળવણી બાળપણમાં જ લેવી જોઈએ.

[illegible]

અમારી શાળામાં કામ કરતાં બધાં માણસો કામને બાળકોની આંતરિક જરૂરત બનાવવા વિશે સજાગ રહેતાં. પ્રાથમિક ધોરણોના શિક્ષકોએ અભ્યાસના આરંભના દિવસોથી જ બાળકોને શાળાના બગીચામાં કામે લગાડયાં હતાં. બાળકો કામની તાલીમના એક ભાગ તરીકે ત્યાં પોતાનાથી બનતું બધું કરતાં. તેમને શિયાળામાં પણ કામની જગ્યા મળી રહે એટલા ખાતર અમે નાનકડું તાપઘર બનાવ્યું. બાળકોની મહેનતને ઊંચી વૈચારિક કક્ષાએ પહોંચાડવાની રીતો ઘડતી વેળા શિક્ષકોએ નક્કી કર્યું કે બાળકો દર વરસે વિજય દિનના* પ્રસંગે એક ઓકવૃક્ષ રોપે. એ વૃક્ષ અમારી ખુશીનું જીવંત સાક્ષી બની રહે. અમે આજ સુધી અમારી વિજય દિન ઓક-વાડીમાં ઓકવૃક્ષો, બાળકોના શબ્દોમાં "સૈકી વૃક્ષો", રોપતાં રહ્યાં છીએ.

બાળકોની આસપાસ કેવળ પ્રકૃતિ જ નહિ પરંતુ શ્રમ, સર્જનપ્રવૃત્તિ, અને નિર્માણની દુનિયા પણ ફેલાયેલી હોય, એ બાબતને અમે મહત્ત્વની ગણતા હતા. વ્યક્તિની સુંદરતા શ્રમમાં એકદમ સાફ પ્રગટ થતી હોય છે.

એ રીતે અમારું આનંદ વિદ્યાલય મહેનતની દુનિયામાં "સફરો" કરવા લાગ્યું. બાળકો કોલખોઝના અનાજના કોઠારની પ્રથમ "સફરોને" કદી નહિ ભૂલે. બાળકોએ ઘઉંના ગંજના ગંજ—સમજો કે સેંકડો ટન રોટીના ગંજ—નજરે જોયા. વાલ્યાના પિતાએ સામૂહિક ખેતરોમાં સરસ

* ૧૯૪૫ના મે માસની નવમી તારીખ, ફાસીવાદી જર્મની ઉપર સોવિયેત જનતાના વિજયનો દિન, દર વરસે ઊજવવામાં આવે છે.—સં.



કામગીરી કરતા લોકો વિશે અમને જણાવ્યું. કાપણીયંત્ર ચલાવનાર ગ્રીગોરી આંદ્રેયેવીચ બાળકોને ખેતરમાં લઈ ગયો. ખેતર ગામથી નજીકમાં અને અનાજના કોઠારની બરાબર પાછળ જ હતું. તેણે વાત કરી કે "આ એકસો હેકટાર જમીનમાંથી મેં આ વરસે ૨૦૦ ટન અનાજ લણ્યું છે. મેં મારા કાપણીયંત્ર વડે દસ વરસમાં એટલું અનાજ લણ્યું છે કે અલેકઝાંડ્રિયા જેવડા મોટા શહેર માટે રોટી બનાવવા સહેલાઈથી પૂરતું થાય."

જગતની એવી ઓળખ કેવળ બૌદ્ધિક જ નહિ પરંતુ ભાવાત્મક પણ હતી. બાળકો વ્યક્તિની કામદાર તરીકેની સુંદરતા જોઈને વિસ્મિત થઈ ગયાં. તેમને વ્યક્તિના સંબંધમાં ગર્વની લાગણી થઈ. તેઓ એવી "સફરો" દરમિયાન પોતાનાં માતાપિતાને મળે ત્યારે એ લાગણી વધારે ઊંડી બની જતી. તેમને દૂધના વિભાગમાં જાણવા મળ્યું કે તાન્યાની મા પંદર સો માણસોને પૂરતું થાય એટલું દૂધ એકઠું કરતી હતી. શરદમાં એક દિવસે ગરમી હતી ત્યારે અમે ઍન્જિનિયરીંગના કારખાનામાં ગયાં. ત્યાં અમે વાલ્યાના પિતાને મળ્યાં. તેણે બાળકોને ધાતુ ગાળવાના વિભાગ બતાવ્યો. બાળકોએ સાંભળેલી અથવા પોતે ઘડી કાઢેલી કહાણીઓમાં સૌથી વધારે રસપ્રદ કહાણી નક્કર વસ્તુને અંગારા વેરતી રાતી નદીમાં પલટાવી નાખવાની હતી, માનવીના શ્રમ અને નિર્ધાર થકી ધાતુના પાટલાઓમાં ફેરવાઈ જતી નદીની હતી. હું બાળકોને એ નવી માહિતી ભારે ઉમંગમાં આત્મસાત્ કરતાં નીરખતો રહ્યો: તેમણે વાર્તાઓ ઘડી કાઢી કે શૂરવીર લડવૈયાઓ અંગારા વેરતી ધાતુ-નદીઓનું સર્જન કરી રહ્યા છે. તેમણે ધાતુકામદારોનાં ચિત્રો પણ દોર્યાં. ધાતુ ગાળવાના વિભાગની એ પ્રથમ મુલાકાતે તેમનાં મનમાં કદી ન ભુલાય એવી છાપ પાડી. બાળકો સંજોગોને નવી નજરે જોવા લાગ્યાં: ધાતુ ન હોય તો માણસ એક દિવસ પણ જીવી ન શકે અને કામ પણ ન કરી શકે. કામદારો, ધાતુકામદારો, યંત્રો બનાવનારાઓ—જીવનના ખરા સર્જકો એ લોકો છે. મારા વિદ્યાર્થીઓનાં મનમાં એ લોકો તરફ ઊંડા આદરની મક્કમ લાગણી બંધાઈ ગઈ.

યંત્ર અને ટ્રૅક્ટર મથકના તરેહવાર કાબેલ કામદારોના, ફિટરો તથા ટર્નરોના, વિભાગોમાં અમારી સફરો પણ રસપ્રદ બની રહી. ત્યાં બાળકોને જોવા મળ્યું કે ધાતુના કકડાઓમાંથી ટ્રૅક્ટરો તથા કાપણીયંત્રોના પુરજાઓ કેવી રીતે ઘાટ પામે છે. બાળકો અદ્ધર શ્વાસે નીરખતાં રહ્યાં કે લારીસાના

પિતાએ સ્ક્રૂ કેવી રીતે ફેરવ્યો, અને તેમને ખબર પડી કે એ સિવાય તો એંજિનો ચાલે જ નહિ.

વ્યક્તિગત સંબંધોની, સામાજિક જીવનની, શોધ સૌપ્રથમ તો માનવજાતિના લાભમાં કરવામાં આવતા શ્રમમાં થાય છે. વ્યક્તિની માનવતાનો વિકાસ, તે બીજા લોકોને ખાતર જે કંઈ કરે તેના પ્રમાણમાં, થતો હોય છે: મારી પહેલી ફિકરોમાંની એક બાળકોને એવા વાતાવરણમાં મૂકી દેવાની હતી કે જે અમારી સમાજવાદી વાસ્તવિકતાનું ચોક્કસ એ પાસું જ તેમની સામે ખુલ્લું કરી નાખે. મેં કોશિશ કરી કે બાળકો કેવળ પ્રકૃતિની સુંદરતા સાથે સંકળાયેલી બાબતોના સંબંધમાં જ નહિ પરંતુ અમારા દેશમાં સર્જાઈ રહેલા નૂતન માનવીના અસલ સારતત્ત્વના સંબંધમાં પણ, એ નૂતન માનવી તરફથી સ્વદેશ, સમાજ, તથા બીજા લોકોની સેવાના સંબંધમાં પણ, આનંદોલ્લાસની લાગણી અનુભવે. મહેનતકશ લોકો તરફ બાળકોના પ્યારમાં માનવીય નૈતિકતાનો સ્રોત અંકિત હોય છે.

## [illegible]

સંગીતમાં, મધુર ગાનમાં, સંગીતના ધ્વનિઓની સુંદરતામાં, નૈતિક અને બૌદ્ધિક વિકાસનું મહત્ત્વનું સાધન, દિલની ઉમદાઈ તથા મનની નિર્મળતાનો સ્રોત, અંકિત હોય છે. સંગીત પ્રકૃતિની સુંદરતા, નૈતિક સંબંધો, અને શ્રમ અંગે લોકોની દૃષ્ટિનાં દ્વાર ખોલી નાખે છે. કેવળ આસપાસના જગતમાં જ નહિ પરંતુ આપણી પોતાની અંદર પણ જે કંઈ ઉદાત્ત, ભવ્ય, અને સુંદર હોય તેના ખ્યાલો સંગીત આપણાં મનમાં પેદા કરે છે. સંગીત સ્વશિક્ષણનું જોરદાર સાધન છે.

મેં એકના એક વિદ્યાર્થીઓના માનસિક વિકાસનું નિરીક્ષણ તેમની નાની ઉંમરથી લઈને પુખ્ત ઉંમર સુધી કર્યું છે. ઘણાં વરસ ચાલેલા એવા નિરીક્ષણે મને ખાતરી કરાવી દીધી છે કે ફિલ્મ, રેડિયો, તથા ટેલિવિઝનની અસર અનિયંત્રિત અને અસંઘટિત હોય તો સમુચિત રસાત્મક કેળવણીની ભૂમિકા નથી ભજવતી બલકે વધારે દાખલાઓમાં હાનિકારક સાબિત થાય છે. અનિયંત્રિત સંગીત પ્રભાવોની વિપુલતા ખાસ હાનિકારક હોય છે. બાળકોને પ્રકૃતિની પૃષ્ઠભૂમિમાં સંગીત માણતાં શીખવવું જોઈએ. એથી તેઓ નીરવ ખેતરો તથા નીડોમાં, ઓકવૃક્ષોની ઝાડીના સરસર



ધ્વનિઓમાં, પાકેલા ઘઉંનાં કણસલાંના ફરફરાટમાં, નીલા ગગનમાં લાવરીના ગાનમાં, અને મધમાખીઓ તથા ભમરાઓના ગુંજારવમાં સંગીતની સુંદરતાને પારખી તથા અનુભવી શકશે. એ બધું પ્રકૃતિનું સંગીત હોય છે, માનવીને મધુર ગાનના સર્જનની પ્રેરણા આપતો સ્રોત હોય છે.

સામાન્ય રૂપની રસાત્મક કેળવણીમાં અને ખાસ કરીને સંગીતના ક્ષેત્રમાં, બાળકોને સુંદર વસ્તુઓના જગતની પિછાન કરાવતી વેળા કેળવણીકારનાં મનોવૈજ્ઞાનિક લક્ષ્યો બહુ મહત્ત્વ ધરાવતાં હોય છે. મારું મુખ્ય લક્ષ્ય તેમને સુંદર વસ્તુઓ સાથે ભાવાત્મક રીતે સાંકળી લેવાનું અને તેમની હસ્તીમાં રસાત્મક સ્વરૂપના સંસ્કારોની આવશ્યકતા ઊભી કરવાનું હતું. સુંદરતા લોકોના જીવનનો અંતર્ગત ભાગ બની રહેવી જોઈએ, અને એ કર્તવ્ય શિક્ષણ થકી પાર પાડવામાં આવે છે.

આનંદ વિદ્યાલયમાં અમે સંગીત સાંભળવાની બાબત ઉપર, સંગીતની કૃતિઓ તથા પ્રકૃતિના સંગીત ઉપર, પુષ્કળ ધ્યાન આપતાં. અમારી સમક્ષ પ્રથમ કર્તવ્ય બાળકોમાં મધુર ગાનની ભાવાત્મક પ્રતિક્રિયા ઉત્પન્ન કરવાનું અને પછી ધીરેધીરે બાળકોને એવી ખાતરી કરાવવાનું હતું કે સંગીતની સુંદરતાના સ્રોતો આસપાસના જગતની સુંદરતામાં હોય છે. મધુર ધ્વનિ વ્યક્તિને થંભી જવાની અને પ્રકૃતિનું સંગીત સાંભળવાની, જગતની સુંદરતાને માણવાની, એ સુંદરતાને ચાહવા તથા વધારવાની, હાકલ કરે છે. ઘણાં વર્ષોનો અનુભવ બતાવે છે કે વ્યક્તિને વતનની ભાષાની ઉસ્તાદી, અને સંગીતની કદરનાં—મધુર ગાનની સુંદરતાને પારખવા, સમજવા, સંવેદવા, તથા અનુભવવાની આવડતનાં—મૂળતત્ત્વોનું જ્ઞાન, કેવળ બાળપણનાં વર્ષો દરમિયાન જ હાંસલ થાય છે. બાળપણમાં જે કંઈ બાકી રહી જાય તેની ખોટ પુખ્ત વયનાં વર્ષોમાં પૂરી દેવાનું બહુ મુશ્કેલ અથવા અશક્ય પણ બની રહે છે. બાળકના અંતરમનને વતનની ભાષા, પ્રકૃતિની સુંદરતા, અને મધુર ગાનનું સંવેદન એકસરખા પ્રમાણમાં થતું હોય છે. જો સંગીતની સુંદરતા બાળપણમાં જ તેના હૃદયમાં પહોંચી જાય, જો તેને ધ્વનિમાં સમાયેલી માનવીય ઊર્મિઓની સૂક્ષ્મતાઓનું સંવેદન થતું હોય, તો તે સંસ્કૃતિની એવી કક્ષાએ પહોંચી જાય કે જે બીજી કોઈ રીતો થકી ન જ સાધી શકાય. મધુર ગાનની સુંદરતાનું સંવેદન બાળકની વૈયક્તિક સુંદરતાને તેની પોતાની સમક્ષ પ્રગટ કરી દે છે, નાનકડી વ્યક્તિને પોતાના મોભાની સમજણ લાધે છે. સંગીતની તાલીમ એટલે કેવળ સંગીતકાર

બનવાની તાલીમ નહિ પરંતુ સૌપ્રથમ તો વ્યક્તિ બનવાની કેળવણી હોય છે.

... શરદના આરંભમાં, જ્યારે પારદર્શક હવામાં થઈને આવતો દરેક ધ્વનિ સાફ સંભળાતો હતો ત્યારે, એક વાર બપોર પછી હું અને બાળકો જઈને હરિયાળા ઘાસમાં બેઠાં. મેં રીમ્સ્કી-કોર્સાકોવની 'ઝાર સુલતાનની કથા' નામે ઓપેરાકૃતિમાંથી 'ભમરાનું ઉડાન' ધૂન સાંભળવાનું સૂચન કર્યું. સંગીત સાંભળીને બાળકોનાં મનમાં ભાવાત્મક પ્રતિભાવો ઉત્પન્ન થયા. તેમણે કહ્યું: "ભમરો નજીક આવે છે અને પછી આઘેરો જતો રહે છે. નાનકડાં પંખીઓનો કલરવ સંભળાય છે." અમે એ ધૂન ફરી વાર સાંભળી અને પછી મધુમય ફૂલોવાળા ઘાસ નજીક ગયાં. ચોમેર ફૂલોની રેલમછેલ હતી. બાળકો મધમાખીઓનું ગાન અને ભમરાઓનું ગુંજન સાંભળવા લાગ્યાં. એક મોટો રુવાંટિયો ભમરો ફૂલ ઉપર ચકરાવા લેતો રહ્યો અને પછી તેની અંદર પેસી ગયો. બાળકો ખુશખુશાલ થઈ ગયાં. વાતાવરણ બરાબર રેકોર્ડના સંગીત જેવું જ હતું, પરંતુ સંગીતરચનામાં એક જાતની અજોડ સુંદરતા હતી, સંગીતસર્જકે તેને પ્રકૃતિમાંથી પારખીને આપણે માટે સંચારિત કરી હતી. બાળકોને ફરી સંગીત સાંભળવાનું મન થયું.

એક દિવસ પછી સવારે અમે પુષ્કળ ફૂલોવાળી જગ્યાએ ગયાં. બાળકો મધમાખીઓનો અવાજ ધ્યાનથી સાંભળવા લાગ્યાં અને રુવાંટિયા ભમરાઓનું ગુંજન પારખી કાઢવાની કોશિશ કરવા લાગ્યાં. અગાઉ જે સાધારણ લાગતું હતું તેમાં હવે તેમને સુંદરતા પરખાઈ. સંગીતની શક્તિ એવી હોય છે.

મેં એવી સંગીતરચનાઓ ગોતી કાઢવાની કોશિશ કરી કે જેમાં બાળકોને સમજાય એવાં સ્પષ્ટ કલ્પનો હોય અને બાળકોએ પોતાની આસપાસ સાંભળેલા ધ્વનિઓની રજૂઆત હોય—પંખીઓનો કલરવ, પાંદડાંનો સરસર અવાજ, વીજળીનો કડકડાટ, ઝરણાનો ખળખળાટ, પવનના સુસવાટા... એ ઉપરાંત, મેં બાળકોને સંગીતનાં સંવેદનોની વિપુલતાથી બચાવી રાખ્યાં. હું દોહરાવવા માગું છું કે સંગીતનાં કલ્પનોની વિપુલતા બાળકોના હિતમાં નથી. એથી તેમનાં મનમાં ગૂંચવાડા ઊભા થવાનો અને ભાવાત્મક પ્રતિભાવોની શક્તિ સાવ ઓસરી જવાનો સંભવ રહે છે. હું એક મહિનામાં બેથી વધારે ધૂનોનો ઉપયોગ ન કરતો, પરંતુ એ ધૂનોના



સંબંધમાં ઘણુંબધું કેળવણી કાર્ય કરતો. તેમાં લક્ષ્ય બાળકોનાં મનમાં સંગીત ફરીફરી સાંભળવાની ઉત્કંઠા પેદા કરવાનું હતું, ધીરેધીરે એવી કક્ષાએ પહોંચી જવાનું હતું કે તેમને કોઈ સંગીતરચના ફરી સાંભળવાના દરેક પ્રસંગે તેમાં નવી સુંદરતા પરખાઈ આવે. સંગીતની કદરનાં મૂળતત્ત્વોના જ્ઞાનમાં ચોક્કસ મર્મ ઉમેરતી હોય એવી ધૂનો સાંભળવાના પ્રસંગો વચ્ચેના ગાળામાં મનમાં કોઈ જાતની ગૂંચવાડાભરી છાપો આપોઆપ અંકિત ન જ થવા દેવી જોઈએ, એ બાબત બહુ મહત્ત્વની છે. બાળકોએ ધૂન સાંભળ્યા પછી ખેતરવાડીઓના શાંત વાતાવરણના ધ્વનિઓ સાંભળવા જોઈએ અને બે ધૂનોના સંવેદનમાં પ્રકૃતિની સુંદરતા પારખી લેવી જોઈએ.

અમે ઓક-વાડીમાં ગયાં. શરદમાં ક્યારેક પડતી અસાધારણ ગરમીનો શાંત દિવસ હતો. ચોમેર તડકો પથરાયેલો હતો. વૃક્ષોનો બહુરંગી પોશાક સૂર્યનાં કિરણોમાં જાણે જ્વાળાઓનો ઝળહળાટ ફેલાવી રહ્યો હતો. ટ્રૅક્ટરોના અવાજની સાથોસાથ શરદનાં પંખીઓનું ગાન કાને પડતું હતું. હંસલાંનું એક ટોળું નીલા ગગનમાં ઊડતું જઈ રહ્યું હતું. અમે ચાઈકોવ્સ્કીની સંગીતરચના 'શરદનું ગીત (ઑક્ટોબર)' સાંભળી. એ ધૂન સાંભળવાથી અમને એવાં તત્ત્વોની અજોડ સુંદરતા અનુભવવામાં મદદ મળી કે જે આસપાસની પ્રકૃતિમાંથી બાળકોના ધ્યાનમાં હજી નહોતાં આવ્યાં—ઓકવૃક્ષોમાં પીળાં પડી ગયેલાં પાંદડાંનો સરસર ધ્વનિ, પારદર્શક હવાની સૌરભ, રસ્તાની કોરે કરમાઈ ગયેલાં ડેઝી પુષ્પો.

બાળકો ખુશાલ હતાં પરંતુ ગંભીર ધૂન સાંભળીને તેમના મનોભાવમાં જરાક ગમગીની આવી ગઈ. બાળકોને લાગ્યું કે ઘેરાં વાદળો, ટાઢા હિમઝંઝાવાતો, અને વહેલી સંધ્યાઓના દિવસો નજીક આવી ગયા છે. સંગીતથી પ્રેરાઈને તેઓ ગ્રીષ્મની સુંદરતાની અને શરદના પ્રથમ સોનેરી દિવસોની વાતો કરવા લાગ્યાં. દરેક બાળકને કશુંક સ્પષ્ટ અને ભાવવાહી યાદ આવી ગયું. ગ્રીષ્મ અને શરદનાં કલ્પનો પોતાની પૂરી સુંદરતા લઈને બાળકોની કલ્પનાઓમાં પેશ થઈ ગયાં. લારીસા બોલી: "હું બાપુ ભેગી કોતરમાં ગયેલી. કોતરના ઢોળાવોમાં જાણે હરિયાળી દીવાલો વરતાતી હતી—તડકામાં નહાતું વન, વન, અને વળી પાછું વન. ક્યાંક કોઈ પારેવું ગટરગૂં કરી રહ્યું હતું. વનમાં બધું એટલું સુંદર હતું, એટલું સુંદર હતું... મનમાં એમ થાય કે બસ ચાલતા જ રહેવું, ચાલતા જ રહેવું, અને સૂરજ બધો વખત ચળકતો જ રહે... આસપાસ પારેવાં ગટરગૂં

કરતાં હોય ત્યારે એમ લાગે કે ઝાડવાંનાં પાંદડાં પૂરું ધ્યાન દઈને સાંભળવા નિશ્ચલ થઈ ગયાં હોય."

શુરા યાદ કરતો બોલ્યો: "મા મને ખેતરમાં લઈ ગયેલી. તે કાપણીના સંચા નજીક કામ કરતી હતી. મામા કાપણીનો સંચો ચલાવતા. હું એમની જોડે સંચાની બેઠકમાં બેસીને ફરવા નીકળ્યો. પછી મને સૂવાનું મન થયું. માએ મને તાજા ખડની ગંજી ઉપર સુવડાવી દીધો. મેં નીલા ગગનમાં નજર નાખી. ગંજી જમીનથી ઊંચે ને ઊંચે તરતી હતી. હું એક ટચૂકડા પંખી નજીક પહોંચ્યો. તે આકાશમાં કંપી રહ્યું હતું. પછી તે મારી પાસેથી આઘું ઊડી ગયું. તીડકંસારીઓનું ઝુંડ મારી ભેગું તરતું હતું, તેમની આખી મંડળી ગાન કરતી હતી અને પંખી પાસે પહોંચી જવા ઊડતો હતો. હું એવી રીતે નીંદરના ખોળામાં પડી ગયો. મારી નીંદર ઊડી ત્યારે પંખી હજી આકાશમાં કંપી રહ્યું હતું અને તીડકંસારીઓનું ગાન વધારે જોરશોરથી ચાલતું હતું."

અમે ચાઈકોવ્સ્કીની સંગીતરચના ફરી સાંભળી. મને લાગ્યું કે બાળકોને ગ્રીષ્મ તથા શરદના દિવસોની અવિસ્મરણીય સુંદરતાની યાદો, હૈયામાં ઊંડી અંકાઈ ગયેલી યાદો, સંગીતમાં પરખાઈ આવી હતી. બાળકો નવાં સંસ્મરણો સાંભળી રહ્યાં હતાં.

"હું ને બાપુ ખડના ગાડામાં જતાં હતાં. હું ખડમાં સૂતી હતી. ગગનમાં તારલિયા ટમટમતા હતા. ખેતરમાં પંખીઓ ગાતાં હતાં. તારા એટલા નજીક આવી ગયા કે હું હાથ લંબાવીને તારાને નાનકડા ફાનસની જેમ ઉપાડી લઈ શકું."

એ શબ્દો ઝીનાની યાદના હતા. હું નાનકડી બાળકીની વાત સાંભળતો વિસ્મયમાં ગરકાવ થઈ ગયો. તે હંમેશાં બહુ શાંત રહેતી. તેના હોઠેથી કદી એક પણ શબ્દ કઢાવી ન શકાતો. પરંતુ સંગીતે તેને બોલતી કરી દીધી હતી.

સંગીત ભાવાત્મક પ્રતિભાવોને પ્રવેગ આપે છે, સંગીતના કલ્પનની સુંદરતા વિશે વિચારો પેદા કરે છે, અને એ અનુભવ આનંદદાયક હોય છે. મારી મંછા એવી હતી કે દરેક બાળક સંગીતની અસર હેઠળ સ્વપ્નો તથા તરંગો ઘડી કાઢે. સંગીત બાળકોના સ્વભાવમાં કાવ્યાત્મક, સ્વપ્નસમ, તત્ત્વને વધારે ગહન બનાવે છે, અને એ બહુ સારી વાત છે. કોલ્યા અને તોલ્યા વિચારમાં ગરકાવ થઈને ઝીના તથા લારીસાની લાગણીભરી



કહાણીઓ સાંભળી રહ્યા હતા. એથી મને ખુશી થઈ, તેઓ પણ કશુંક યાદ કરી રહ્યા હતા.

સંગીતમાં ચિંતનનો પ્રબળ સ્રોત અંકિત હોય છે. સંગીતની કદરની કેળવણી વગર બાળકનો ખરો માનસિક વિકાસ અશક્ય છે. સંગીતનું મૂળ કેવળ આસપાસના જગતમાં જ નહિ પરંતુ વ્યક્તિની અંદર, ચિંતન તથા વાણીને આવરી લેતા આંતરિક જગતમાં, પણ હોય છે. સંગીતનું કલ્પન વસ્તુઓની વિશિષ્ટતાઓને તથા વાસ્તવિકતાની પરિઘટનાઓને નવેસરથી પ્રગટ કરે છે. બાળકનું ધ્યાન સંગીતના નવા પ્રકાશમાં પ્રગટ થતી વસ્તુઓ તથા પરિઘટનાઓ ઉપર કેંદ્રિત થઈ જાય છે, અને તેના વિચારો સ્પષ્ટ ચિત્ર દોરે છે. એ ચિત્ર શાબ્દિક અભિવ્યક્તિની માગણી કરે છે. બાળક નવી ધારણાઓ તથા નવા વિચારો માટેની સામગ્રી આસપાસના જગતમાંથી લઈને શબ્દો વડે ચિત્રનું સર્જન કરે છે.

સંગીત, કલ્પના, તરંગવિહાર, વાર્તાઓ, સર્જનપ્રવૃત્તિ—બાળક પોતાની આંતરિક શક્તિઓને એવા પંથે વિકસાવી શકે. સંગીત બાળકના મનમાં ઝળકતા વિચારો પેદા કરે છે. એડવર્ડ ગ્રીગની સંગીતરચના સાંભળતી વેળા બાળકો જાદુઈ ગુફાઓની, અભેદ્ય વનોની અને સારાનરસા જીવોની કલ્પના કરવા લાગ્યાં. વધારેમાં વધારે શાંત બાળકને પણ વાતો કરવાનું મન થયું. બાળકોના હાથ પેનસિલો તથા ચિત્રણપોથીઓ ઉપાડી લેવા લાંબા થઈ ગયા, તેઓ વાર્તાજગતનાં એ કલ્પનોને કાગળમાં ઉતારી લેવા આતુર થઈ ગયાં. સંગીતે સાવ મંદ બાળકોમાં પણ વિચાર કરવાની શક્તિ રેડી દીધી. સંગીતે મગજના કોષોમાં કોઈ જાતની ચમત્કારી શક્તિ ભરી દીધી હોય એમ લાગતું હતું. સંગીતની અસર હેઠળ બૌદ્ધિક શક્તિના એવા વિકાસમાં મને ચિંતનના ભાવાત્મક સ્રોતો દેખાયા.

શિયાળાના દિવસોમાં બધી પગદંડીઓ ઉપર હિમ છવાઈ ગયું હતું ત્યારે અમે શાળાના ખંડમાં બેસીને ચાઈકોવ્સ્કી, ગ્રીગ, શુબેર્ટ, અને શુમાનનું સંગીત સાંભળતાં. બાળકોને સાંજની વેળાએ વાર્તાની ધૂનો સાંભળવામાં ખાસ વધારે મોજ પડતી. મેં તેમને ઘાતકી ડાકણ બાબા-યાગાની ઉઠાઈની લોકકથા કહી સંભળાવી, અને પછી અમે ચાઈકોવ્સ્કીની સંગીતરચના 'બાબા-યાગા' સાંભળી. એ સંગીતની અસરથી પેદા થયેલાં અજબગજબનાં કલ્પનો તથા વિચારોની વિપુલતાને શબ્દોમાં વર્ણવવાનું મુશ્કેલ છે. બાળકો સ્વપ્નમાં સરી પડીને દૂરના પર્વતોની, વનોની પાર

તથા નીલા સાગરની પાર અજાણી ગુફાઓની તથા ખીણોનાં નદીનાળાંની, સફરો ખેડવા લાગ્યાં. બાળકોએ ઘડી કાઢેલી વાર્તાઓ, બિલકુલ માની જ ન શકાય એવી વાર્તાઓ, સાંભળતી વેળા હું વિસ્મયમાં ગરકાવ થઈ ગયો. તેમાંથી કેટલીક વાર્તાઓ મને જિંદગીભર યાદ રહી છે. દૂષ્ટ ડાકણ બાબા-યાગા યૂરાની કલ્પનામાં માનવજાતિની ખુશી ઉપર. ગીતો ઉપર, તરાપ મારતી માનવદ્વેષી હસ્તી બની ગઈ. "એણે મોટું વાસણ લીધું, પછી ખાંડણીમાં સવાર થઈને (બાબા-યાગા પરંપરાગત ઝાડુને બદલે ખાંડણીની સવારી કરે છે) ઊડતી ઊડતી આખી દુનિયામાં ફરવા લાગી. એને ક્યાંય ગીતના સૂર સંભળાય કે તરત ઊડતી એ જગ્યાએ, લોકોને ખુશી બક્ષતું ગાન ચાલતું હોય ત્યાં, પહોંચી જતી. પછી વાસણને ખાંડણીની એક બાજુએ ઠપકારતી. લોકો ચુપ થઈ જતા, ભૂલી જતા કે ગાવું કેવી રીતે, કારણ કે ડાકણ ગીતને વાસણમાં છુપાવી દેતી. બાબા-યાગાએ તમામ ગીતો એવી રીતે છુપાવી દીધાં. આખી દુનિયામાં ગાનારો ખાલી એક જણ બાકી રહ્યો. નાનકડો ભરવાડ છોકરો વાંસળી વગાડતો અને ગીતો ગાતો. ઘાતકી ડાકણ વાસણને ખાંડણીની બાજુએ ગમે એટલું ઠપકારે તોયે કંઈ જ નહોતી કરી શકતી. છોકરાની વાંસળી મંતરેલી હતી. એટલે કાળમુખી ઘાતકી બાબા-યાગા મનમાં બળતી બેસી રહી, તમામ ગીતો એના વાસણમાં હોવા છતાં. આખી દુનિયા ચુપ થઈ ગઈ હતી, કોઈ ગાતું નહોતું, અને ક્યાંય ખુશી દેખાતી નહોતી. ખાલી પેલો ભરવાડ છોકરો વાંસળી વગાડતો હતો. પછી છોકરો નીંદર કરવા લાંબો થયો. બાબા-યાગાએ એની વાંસળી ચોરી લીધી. છોકરો જાગી ગયો. એણે બાબા-યાગાનો મુકાબલો કરવા બહાદુર દોસ્તોને ભેગા કર્યા..." પછી યૂરાએ વાર્તા આગળ ચલાવી કે ભરવાડ છોકરાએ કેવી રીતે ગીતોને છોડાવ્યાં અને લોકોને ફરી ખુશી મળી. ભારે વિસ્મયની વાત છે કે સંગીતની અસર હેઠળ બાળકે સર્જેલાં વાર્તા-જીવોનાં કલ્પનો ઘણા વધારે સ્પષ્ટ હોય છે, ઈષ્ટ અને અનિષ્ટનાં મૂર્ત રૂપો સાફ તરી આવતાં હોય છે. અને બાળક જાણે ઈનસાફના સંઘર્ષમાં ભાગ લેતું હોય એમ લાગે છે. સંગીત વાર્તાજગતનાં કલ્પનોને જીવતાં ધબકતાં હૈયાં તથા તરવરતા વિચારો બક્ષે છે. સંગીત બાળકને ઈષ્ટની દુનિયામાં સામેલ કરી દે છે.

મને બાળકોની વિચારક્રિયા મંદ થઈ ગયેલી લાગે એવી દરેક વેળાએ હું તેમને ઓક-વાડીમાં અથવા બગીચામાં લઈ જતો અને અમે સંગીત



સાંભળતાં. એથી તેમનાં મનમાં ઈષ્ટ અને અનિષ્ટના સ્પષ્ટ વિચારો ઉભરાવા લાગતા. સંગીત જાણે ચિંતનનાં ઝરણાં વહેવડાવવા લાગતું.

અમારી શાળામાં શિયાળાના દિવસોમાં નવી સ્વપ્નશીલ હસ્તીઓની વધારે ને વધારે શોધો થતી રહી. નાનકડો દાન્કો એટલો શરમાળ હતો કે તેના હોઠેથી એક શબ્દ પણ કઢાવી ન શકાય. પરંતુ પછી તેણે બાબા-યાગા વિશે પોતાની આગવી વાર્તા કહી સંભળાવી. એટલું ખરું કે તે યૂરાની વાર્તાને બહુ મળતી આવતી હતી. દાન્કોની વાર્તામાં બાબા-યાગા ખાંડણીમાં સવાર થઈને આખી દુનિયામાં ઊડી અને તેણે બધાં ફૂલો ચૂંટી લીધાં. પછી તે ઊડતી ઊડતી તેના દોજખિયા રસોડામાં ગઈ અને વાસણને ચૂલા ઉપર મૂકીને તેમાં ફૂલોને રાંધવા લાગી. બધાંય ફૂલો મરી ગયાં. "પણ મેં..."—બાળક ઘણી વાર પોતાને વાર્તાના નેક નાયકના સ્થાને મૂકી દેતું હોય છે—"તમામ ફૂલોનાં બી એકઠાં કરીને જમીનમાં વાવી દીધાં. ફરી ફૂલો ખીલી ઊઠયાં. બાબા-યાગાને ખબર પડી એટલે એણે ખારમાં ખાંડણીને અને પોતાના ખાલી હાડકાના પગને તોડીને ટુકડેટુકડા કરી નાખ્યા. હવે ડાકણ કોઈને જરાય ઈજા કરી શકે એમ નથી."

એવી વાર્તાઓ સાંભળ્યા પછી મેં શિક્ષકો જોડે શિક્ષણની મુશ્કેલીઓ તથા ઊણપો વિશે વાત કરી. તેના પરિણામે અમે સૌએ એકસરખો નિષ્કર્ષ તારવ્યો: આપણી શિક્ષણ પદ્ધતિમાં ભૂલી જવામાં આવે છે કે વિદ્યાર્થી શાળાનાં વર્ષોમાંથી અરધા જેટલા ગાળા દરમિયાન સૌપ્રથમ તો બાળક જ હોય છે. ક્યારેક એવું બને છે કે શિક્ષક તથ્યોને, સમજણોને, તથા નિષ્કર્ષોને બાળકના ભેજામાં ઠાંસતી વેળા તેને ચિંતન તથા જીવંત શબ્દના સ્રોતો નજીક જવાનો વખત નથી આપતો, સ્વપ્નો તથા તરંગવિહાર તેમ જ સર્જનપ્રવૃત્તિની પાંખોને બાંધી દે છે. ઘણી વાર બાળક સજીવ, સક્રિય, અને વાસ્તવિક હસ્તીમાંથી સમજો કે સ્મૃતિ-સાધનમાં પલટાઈ જાય છે. એમ કદી ન જ બનવું જોઈએ. બાળકોને પથ્થરની દીવાલો વડે આસપાસની દુનિયાથી અળગાં ન જ કરી દેવાં જોઈએ. વિદ્યાર્થીને માનસિક જીવનની ખુશીઓથી વેગળો ન જ રાખવો જોઈએ. બાળક જ્યારે ખેલકૂદ, વાર્તાઓ, સંગીત, તરંગો, અને સર્જનપ્રવૃત્તિની દુનિયામાં છૂટથી ફરતું હોય ત્યારે જ ખરું માનસિક જીવન જીવતું હોય છે. તેના વગર તો બાળક કેવળ સૂકું ફૂલ જ હોય છે.

કહેવાની જરૂર નથી કે અભ્યાસ એકલી મોજની સાદી રમત ન જ

હોઈ શકે. અભ્યાસ એટલે સૌપ્રથમ તો શ્રમ. પરંતુ એ શ્રમની સંઘટના કરતી વેળા બાળકના બૌદ્ધિક, નૈતિક, ભાવાત્મક, તથા રસાત્મક વિકાસની દરેક કક્ષાએ તેના આંતરિક જગતને લક્ષમાં રાખવું જ જોઈએ. બાળકોનો બૌદ્ધિક શ્રમ પુખ્ત વયનાં માણસોના બૌદ્ધિક શ્રમથી નિરાળો હોય છે. બાળકની બાબત પુખ્ત વયના માણસથી જુદી હોય છે, જ્ઞાનને આત્મસાત્ કરવાનું અંતિમ લક્ષ્ય તેની બૌદ્ધિક જહેમતોનું મુખ્ય ઉત્તેજક ન બની શકે. શીખવાની ઉત્કંઠાનું મૂળ બાળકના માનસિક શ્રમનાં રૂપલક્ષણોમાં જ, વિચારોની ભાવાત્મક રંગછાયાઓમાં, બૌદ્ધિક અનુભવોમાં, હોય છે. એ મૂળ સુકાઈ જાય તો બાળકને પરાણે પુસ્તકો ભેગું બેસાડી રાખવા સિવાય કોઈ રીત બાકી નથી રહેતી.

આનંદ વિદ્યાલયનો પહેલો શિયાળો હું કદી નહિ ભૂલું. સંગીત, તરંગવિહાર, અને સર્જનપ્રવૃત્તિ વગર તો વર્ગનો હૂંફાળો રાગવડદાર ખંડ પણ થોડા વખતમાં બોજલ બની ગયો હોત. સંગીતે અમારી આસપાસના વાતાવરણમાં વિસ્મયજનક મોહની ભરી દીધી. જાન્યુઆરીની સંધ્યાઓની ગમગીનીમાં, ચાંદનીમાં હિમની રૂપેરી જાજમોના ઝળકાટમાં, ઘૂમરીઓ ખાતા હિમઝંઝાવાતામાં, ઠારમાં જામી ગયેલી તળાવડીના કડકડાટમાં — દરેક ઠેકાણે અમારી કલ્પનામાં વાર્તાઓના જીવો ફૂટી નીકળતા હતા.

આનંદ વિદ્યાલયની પહેલી વસંત આવી. ઝરણાં ખળખળ કરવા લાગ્યાં. ક્રોકસ છોડવાઓમાં ફૂલ ખીલી ઊઠયાં. સફરજન અને પેરફળના ધોળા મોરની રેલમછેલમાંથી મધમાખીઓનું ગુંજન સંભળાવા લાગ્યું. અમે વસંતના વન, નીલા ગગન, બીડો, તથા વગડાના સંગીતની મોજ માણવા લાગ્યાં.

અમે સાંજે વહેલાં શાંત વાતાવરણમાં બીડમાં ગયાં. સામે કુમળાં પાંદડાંવાળા ઉદાસ બરુના છોડ દેખાતા હતા. તળાવડીમાં અનંત આકાશનું પ્રતિબિંબ પડતું હતું. રાજહંસોનું ટોળું નીલા ગગનમાં ઊડી રહ્યું હતું. અમે રળિયામણી સંધ્યાનું સંગીત ધ્યાનથી સાંભળતાં રહ્યાં. તળાવડીમાં ક્યાંકથી આશ્ચર્યજનક અવાજ કાને પડયો, જાણે કેમ કસેવીકોડ વાદ્યના હળવા સૂર કોઈ રેલાવી રહ્યું હોય. તળાવડી, કાંઠો, અને આકાશ એકીવેળાએ એકસરખા ધ્વનિઓ વહેતા મૂકી રહ્યાં હોય એમ લાગતું હતું. "શું હશે?" વાન્યા ધીમા અવાજે બોલી. મેં બાળકોને જણાવ્યું કે "એ



તો વસંતનાં બીડોનું સંગીત છે. જુઓ, તળાવડીમાં નીલા ગગનનું પ્રતિબિંબ દેખાય છે. તેમાં ઊંડેઊંડે વિશાળ બિલોરી ઘંટ છે. ત્યાં અદ્ભુત મહેલમાં રૂપાળી કન્યા રહે છે. એનું નામ છે વસંત. કન્યા સોનાની મોગરી વડે બિલોરી ઘંટ વગાડે છે, અને તેનો અવાજ બીડોમાં ફેલાઈ જાય છે."

અવાજ ફરી સંભળાયો. કોલ્યા હોઠ મલકાવતો બોલ્યો: "હા, દેડકાં ડ્રાંઉં ડ્રાંઉં કરે છે." મને બીક લાગી કે બાળકો હસી પડશે અને સૌને બાંધી રાખતું વશીકરણ ભાંગી જશે. પરંતુ કોઈ એક શબ્દ પણ ન બોલ્યું. પછી સાશા બોલ્યો: "કદાચ દેડકાંનો અવાજ હોય, કદાચ ન હોય. હોય તોયે ભલે. છતાં બીડનું સંગીત તો છે જ."

જાણે કેમ તના શબ્દોનો જવાબ આવ્યો હોય એમ નજીકની બીજી તળાવડી ઉપર ક્યાંક એવો જ ધ્વનિ રણકી ઊઠયો, અને થોડીક પળો પછી ક્યાંક દૂરના બીડમાંથી જવાબી રણકાર કાને પડયો. અમે વસંતનાં બીડોના આશ્ચર્યજનક સંગીતના મોહપાશમાં જકડાઈને ઊભાં હતાં. એ સંગીત આશાવાદી વિશ્વ દૃષ્ટિકોણના ચેતનદાયક ઝરા જેવું હતું. એથી બાળકોને સુંદરતા સમજવામાં, શોધી કાઢવામાં, અને તેના અસ્તિત્વ અંગે ખુશી અનુભવવામાં મદદ મળી. મારે માટે તો સુંદરતાનું સંવાદી સંયોજન બાળપણના અવિસ્મરણીય દિવસોનાં સ્મરણો ફરતું ઝળકતું તેજોમંડળ છે.

એપ્રિલમાં પહેલી વાર તડકો નીકળ્યો, અને ધુમ્મસિયા ઉજાસમાં પુરાતન દફન ટીંબાઓ જાણે કંપતાં હોય એવા દેખાતા હતા, ત્યારે અમે લાવરીનું ગાન સાંભળવા વગડામાં ગયાં. અમને નીલા ગગનમાં જીવનનો ટચૂકડો રાખોડી પિંડ કંપતો નજરે પડયો. રૂપેરી ઘંટડીનો મૃદુ રણકાર અમારા કાનમાં ગેલ કરવા લાગ્યો. પછી એકાએક ઘંટડી નિશ્ચલ થઈ ગઈ. રાખોડી પિંડ ધરતી ઉપર પડયો. નાનકડા પંખીએ શિયાળાના ઘઉંના છોડવાઓની કુમળી દાંડીઓ ઉપર પાંખો ફેલાવી, અને પછી જાણે કોઈ અદૃશ્ય તારને લાંબો ને લાંબો ખેંચતું હોય એમ તે ધીરેધીરે વધારે ને વધારે ઊંચે ઊડતું ગયું. હવે અમને રૂપેરી ઘંટડીના રણકાર નહિ પરંતુ રૂપેરી તારના ટંકાર કાને પડતા હતા... મારી મંછા એવી હતી કે એ અદ્ભુત સંગીત બાળકોનાં હૈયાંને સ્પર્શે અને આસપાસના જગતની સુંદરતાને તેમની આંખો સામે પ્રગટ કરી દે. પછી મેં તેમને લાવરીની વાર્તા કહી સંભળાવી.

7-972

"લાવરી સૂરજનું સંતાન છે. શિયાળામાં સૂરજ આપણાથી બહુ બહુ દૂર જતો રહે છે. ધરતી ઉપર હિમ છવાઈ જાય છે અને ઠાર ફેલાઈ જાય છે. સૂરજ ધીમેધીમે આપણી તરફ પાછો આવે છે. હિમને ઓગાળી નાખવામાં એને મુશ્કેલી પડે છે. હિમના ઢગલાઓની ઉપર એ આગના તણખા ફેંકે છે. જ્યાં તણખા પડે ત્યાં હિમ ઓગળી જાય છે, જમીનમાં ચેતન રેડાઈ જાય છે, અને અદ્ભુત પંખી પેદા થાય છે. એ પંખી એટલે લાવરી. પંખી નીલ ગગનમાં ઊડીને સૂરજને મળવા જાય છે. એ ઊડતું ઊડતું ગાન રેલાવે છે, અને સૂરજ તણખા વેરતો રહે છે. લાવરી નીલા ગગનમાં ઊડતી ઊડતી ધરતી ઉપર નજર નાખતી રહે છે, સૌથી વધારે તેજસ્વી તણખાને ગોતતી રહે છે. એવો તણખો દેખાય કે તરત એ ધરતી ઉપર પડે છે અને તણખાને ઝડપી લે છે. તણખો એ જ ઘડીએ બારીક રૂપેરી તારમાં પલટાઈ જાય છે. લાવરી તારના એક છેડાને ધરતી ઉપર ઘઉંના છોડની દાંડીએ લટકતો રાખે છે, અને બીજા છેડાને ખેંચતી નીલા આકાશમાં ઊંચે ને ઊંચે ઊડતી સૂરજ તરફ જાય છે. જુઓ, પંખીને ઊંચે ઊડવામાં કેવી મહેનત પડે છે. એની રાખોડી પાંખો કેવો ફફડાટ કરે છે! એ રૂપેરી તારને વાદ્યના તંતુની જેમ વગાડે છે, અને લાવરી જેમ વધારે ઊંચે પહોંચતી જાય તેમ તંતુનો રણકાર વધારે જોર પકડતો જાય છે. લાવરી તારને છેક સૂરજ સુધી પહોંચાડી દે છે, અને નવો તણખો ગોતવા ફરી ધરતી સુધી આવે છે."

પ્રકૃતિના નિયમોની જાણકારી વાર્તાઓમાં અવરોધો ઊભા ન કરે? ના, વાત એથી ઊલટી જ છે, એવી જાણકારી તો વાર્તા કહેવામાં સહાયક બને છે. બાળકો બરાબર સમજતાં હોય છે કે ભૂખરી માટીનો લોંદો સજીવ હસ્તીમાં ન પલટાઈ શકે, એવી જ રીતે તેઓ સમજતાં હોય છે કે મહાકાય લુહારો, બાબા-યાગા, અથવા અમર દૈત્યો ક્યાંય ન હોય. પરંતુ બાળકો એવું બધું ન ધરાવતાં હોય, ઈષ્ટ અને અનિષ્ટ વચ્ચેનો સંઘર્ષ ન અનુભવતાં હોય, વાર્તાઓમાં સત્ય, ગૌરવ, તથા સુંદરતાનું પ્રતિબિંબ ન નીરખતાં હોય, તો તેમનું જગત સાવ સાંકડું બની રહે, તેમાં તેમને અગવડ લાગે.

લાવરીની વાર્તાએ બાળકોને પ્રકૃતિનું સંગીત સમજવામાં મદદ કરી અને સંગીતરચનાઓ સાંભળવા તૈયાર કરી દીધાં. અમે શાળામાં પાછાં જઈને ચાઈકોવ્સ્કીની સંગીતરચના 'લાવરીનું ગાન' સાંભળી. સંગીતના



ધ્વનિઓમાં ઝડપી લેવામાં આવેલા રૂપેરી ઘંટડીના રણકાર, તથા અનાજના હરિયાળા ખેતરને સૂરજ સાથે સાંકળી દેતા બારીક રૂપેરી તારના ટંકાર, બાળકોને બહુ ગમ્યા. અમે એ ગાન ઘણી વાર સાંભળ્યું, મઝાની સાફ સવારના સમયે તેમ જ ઘેરા વરસાદી દિવસના સમયે સાંભળ્યું, પરંતુ બાળકો સૂર્યપ્રકાશમાં નહાતા જગતને, નીલા ગગનને, જીવનના રાખોડી પિંડને, અને બહોળાં પથરાયેલાં ખેતરોને હંમેશાં યાદ કરતાં. બાળકોને મન થતું કે પંખી વિશેના પોતાના વિચારોને સ્પષ્ટ વાર્તા-કલ્પનોમાં મૂર્ત રૂપ આપે. તેમણે લાવરી, રૂપેરી તણખા, અને ધરતીથી સૂરજ સુધી લંબાતા તારનાં વાર્તા-ચિત્રો દોર્યાં.

અમે બાળકોને ગમતી સંગીતરચનાઓ ધીરેધીરે એકઠી કરીને આલ્બમ બનાવી લીધું. અવારનવાર અમારા ખંડમાં જઈને અમે સંગીત સાંભળતાં. હું આલ્બમને 'સંગીતરત્નોનો દાબડો' કહેતો. બાળકોને એ નામ ગમી ગયું, તેઓ ગર્વની લાગણીથી કહેતાં કે "અમારી પાસે સંગીતરત્નોનો દાબડો છે". મારા મનમાં ખ્યાલ આવ્યો કે દર વરસે સંગીતના ખજાનામાંથી સર્વોત્તમ કૃતિઓ પસંદ કરીએ, અને એક સંગીત ખંડ બનાવીને માનવી તથા પ્રકૃતિએ સર્જેલી સુંદરતાની મોજ તેમાં માણીએ. ગીતો ગાઈએ અને વાયોલિન તથા પિયાનો વગાડતાં શીખી લઈએ. પરંતુ એ તો ભવિષ્યની બાબત હતી. અમે તત્કાળ પૂરતો ફેંસલો કર્યો કે વાંસળી વગાડવાનું અજમાવી જોઈએ.

એક દિવસે વાદળો ઘેરાયેલાં હતાં ત્યારે અમે વાડીમાં જઈને એલ્ડરબેરીના ઝાડમાંથી વાંસળી કાપી લીધી. પછી તેને ઓપ ચડાવ્યો અને તેમાં કાણાં પાડયાં. મેં નાનકડા ખુશાલ ભરવાડના ઉક્રાઈની લોકગીતની ધૂન વગાડી. બાળકોને પડેલી મોજનું વર્ણન મુશ્કેલ છે. દરેક બાળક વાંસળી ઉપર હાથ અજમાવવા આતુર થઈ ગયું, અને સૌ પોતપોતાનાં વાદ્યો ધરાવવાનાં સ્વપ્નો સેવવા લાગ્યાં. બધાં બાળકોએ પોતપોતાની વાંસળીઓ બનાવી લીધી. લીદા, લારીસા, યૂરા, તીના, સેર્યોઝા, અને કોસ્ત્યાને સંગીતની સારી સમજણ હતી, તેઓ સંગીતના સંબંધમાં સંવેદનશીલ હતાં. થોડા દિવસોમાં બાળકો લોકગીતો અને નૃત્યોની ધૂનો વગાડવા લાગ્યાં. એક વાર સાંજના શાંત વાતાવરણમાં તીનાએ પુરાણા ઉક્રાઈની લોકગીતની ધૂન વગાડી. એ પ્રસંગ હું કદી નહિ ભૂલું. નાનકડી બાળકીની આંખોનાં જાણે જ્યોતિ ઝગમગતી હતી અને તેના ગાલ રાતા

થઈ ગયા હતા. તેની માએ મને વાત કરી કે તીના ઘેર બગીચામાં બેઠીબેઠી કેટલીય વાર સુધી વાંસળી વગાડતી રહેતી, "ધૂનો બનાવતી રહેતી", ગીતોના સૂર રેલાવતી રહેતી, ક્યારેક ક્યારેક જાણે સ્વપ્નમાં સરી પડી હોય એવી રીતે ગગનમાં અને વૃક્ષો ઉપર નજર નાખતી રહેતી.

એક દિવસે હું સવારે વહેલો શાળાએ ગયો. ચોમેર નીરવતા છવાયેલી હતી. એકાએક બગીચાના પાછળના ભાગમાં ક્યાંકથી વાંસળીના હળવા સૂર કાને પડયા. હું સંગીતની તલાશ કરવા લાગ્યો. કોઈ દેખીતી પોતે ઘડી કાઢેલી ધૂન વગાડતું હતું. ધૂનમાં વિષાદનો રાતો તાંતણો, તેજસ્વી અને નિર્મળ તાંતણો, ઓતપ્રોત હતો. સંગીતકારને ખલેલ ન પાડવાની કાળજી રાખીને હું આસ્તે આસ્તે ગુલાબના છોડવાઓ પાસે ગયો. તીના ઘાસમાં બેઠી હતી. વાંસળી જાણે તેના અસ્તિત્વનું એક અંગ બની ગઈ હોય એમ લાગતું હતું. બાળકી એક ગુલાબને વહાલભરી મૃદુ નજરે નીરખી રહી હતી. પછી મને ધૂન સમજાવા લાગી. તીના સુંદર ફૂલના, વસંતના નીલા ગગનના, સૂર રેલાવી રહી હતી. જે સૂર વિષાદ જેવા લાગેલા તે ખરેખર તો બેચેનીના હતા: તીના ભવિષ્યને લગતા પોતાના વિચારો સંગીતમાં રેડી રહી હતી.

કોસ્ત્યાને પણ વાંસળીનો શોખ લાગ્યો. ખાલી એક હાથ વડે વાંસળી વગાડવાનું તેને માટે મુશ્કેલ હતું, પરંતુ તેણે કેટલાંક લોકગીતોની ધૂનો વગાડતાં ઝડપથી શીખી લીધું, અને પછી ધૂનો ઉપજાવવા કાઢવાનું, તરંગવિહાર કરવાનું, પોતાના વિચારો, લાગણીઓ, તથા અનુભવોને સંગીતમાં પલટાવી નાખવાનું, શરૂ કરી દીધું. એક દિવસે ગાજવીજના તોફાનની વેળાએ અમે સ્વપ્નોના ખૂણામાં બેઠાં હતાં. ગાજવીજ શમી ગઈ અને આકાશમાં મેઘધનુષ રચાઈ ગયું. સૌ અબોલ બેઠાં હતાં, દૃશ્યને પ્રશંસાની નજરે નીરખી રહ્યાં હતાં. અમને હળવા સૂર કાને પડયા. કોસ્ત્યા વાંસળી વગાડી રહ્યો હતો. ઘૂમરીઓ ખાતા વેગીલા ઝરણાનું ચિંતાજનક ગર્જન સંગીતમાં મૂર્ત થઈ રહ્યું હતું. જાણે વીજળીનાં વાદળો નજીક આવી રહ્યાં હતાં, દૂરથી વીજળીના કડાકા સંભળાતા હતા. નાનકડો બાળક ભૂલી ગયો કે અમે સૌ તેનું સંગીત સાંભળી રહ્યાં હતાં. તેણે પોતાની પૂરી પ્રતિભા સંગીતમાં રેડી દીધી. પછી એકાએક સાથીઓના ઉદાસ ચહેરા તેના ધ્યાનમાં આવી ગયા અને તે શરમાઈ ગયો... એ બધાં બાળકો સંગીતકારો બની જવાનો તો સવાલ જ નહોતો, પરંતુ હું ઊંડી માન્યતા



ધરાવું છું કે સંગીતની કદરની લાગણી દરેક વ્યક્તિમાં જરૂર વિકસાવી શકાય.

એવા સાદા લોકસંગીતના પ્રવાહમાં તણાઈ જવાની લાગણી અમારે દરેકને માટે ઊંડા અંગત અનુભવની બાબત હતી. ક્યારેક ક્યારેક અમે અનન્ય "સંગીત મનોભાવ"માં ગરકાવ થઈ જતાં. બાળકોને બેસી રહેવાનું અને વાદ્ય વગાડતા રહેવાનું મન થતું. સૂર્યાસ્ત પછી સંધ્યાના શાંત વાતાવરણમાં જ્યારે ક્ષિતિજથી નીચે સરકી ચૂકેલા સૂર્યનાં પ્રતિબિંબ હજી ધરતીને ઉજાળી રહ્યાં હોય એવી થોડીક ઘડીઓ દરમિયાન એવું વધારે બનતું. અમારે માટે ભારે સુખની વાત હતી કે સંગીત અમને ખુશી અને સંતોષની લાગણી બક્ષતું હતું.

કોલ્યાને સંગીતની સારી સમજણ હતી. તેણે લોકગીતોની ધૂનો વગાડતાં ઝડપથી શીખી લીધું. એક દિવસે અમે વનમાંથી પાછાં આવતાં હતાં ત્યારે મેં કોલ્યાને કહ્યું: "તેં રૂપાનો હાર ઘડતા લુહારોનું ચિત્ર દોરેલું, યાદ છે ને? એ લુહારોને વાંસળીના સૂરોમાં વર્ણવવાની કોશિશ કર ને... કેવી રીતે હથોડીના ફટકા લગાવે છે, કેવી રીતે ટાઢા તણખા પૃથ્વી પર પડે છે..."

"પણ તણખા ટાઢા નથી હોતા," બાળકે સખત વાંધો ઉઠાવ્યો, "ગરમ હોય છે, માન્યામાં ન આવે એટલા ગરમ હોય છે..."

"હા, બેશક ગરમ હોય છ... હથોડીના ઘા એરણ ઉપર પડતા હોય ત્યારે તેમાંથી ટાઢું કશું ન જ ઊડી શકે. હું પણ લુહારોની વાત વાંસળીના સૂરોમાં કહેવાની કોશિશ કરીશ... સૂરજના લુહારોની..."

એક દિવસ પછી સવારે અમે શાળાના બગીચામાં ગયાં. અમે અદ્ભુત લુહારોની વાત અમારી વાંસળીઓની નિર્દોષ ધૂનોમાં વહેતી મૂકી. અમે એકબીજાની વાત સમજ્યાં એટલું જ નહિ પરંતુ એ ધૂનોને અસ્તિત્વમાં આણનારા મનોભાવો પણ અનુભવ્યા. કોલ્યાએ રચેલું લુહારોનું સંગીત મેં ધ્યાનથી સાંભળ્યું. તેણે હથોડીઓના રણકતા ફટકાઓની નાજુક રજૂઆત કરી એટલું જ નહિ પરંતુ લુહારોની તાકાતની પ્રશંસાની લાગણી પણ સાફ વરતાઈ આવતી હતી. તે ખેતરો અને બગીચાઓમાં પડતા રૂપેરી તણખાઓની સુંદરતા જોઈને વિસ્મયમાં ગરકાવ થઈ ગયો હતો, અને એક જ નજરમાં આખી પૃથ્વીને જોઈ ન શકતો હોવાથી ગમગીન હતો. તેને દરેક વસ્તુમાં અસ્પષ્ટ વરતાતી સુંદરતા નીરખવાની ઉત્સુકતા હતી.

હવે મેં એ બાળકના હૃદય સુધી પહોંચવાનો માર્ગ બેશક પારખી લીધો હતો. સંગીત અંતરમનને કેળવે છે, લાગણીઓને માનવતામય બનાવે છે. ખરી માનવતા જેમ શબ્દોમાં તેમ જ સંગીતમાં પણ વ્યક્ત થાય છે. સંગીતના સંબંધમાં બાળકની સંવેદનશીલતાને વિકસાવતી વેળા આપણે તેના વિચારો તથા આકાંક્ષાઓને ઉદાત્ત બનાવીએ છીએ. સંગીત દરેક હૃદયમાં માનવતામય લાગણીઓનો ચેતનદાતા ઝરો ચાલુ કરે જ. વતનની ભાષાના જીવંત અને તરવરતા શબ્દોની જેમ જ સંગીત પણ આસપાસના જગતની સુંદરતાને બાળકની સામે પ્રગટ કરી દે છે. પરંતુ સંગીત એટલે તો માનવતાની લાગણીઓની ભાષા, તે ખાલી જગતની સુંદરતાથી ઘણું વધારે બાળકના અંતરમનમાં પહોંચાડતું હોય છે. તે લોકો સમક્ષ માનવીય મહાનતા અને મોભાને પ્રગટ કરે છે. બાળક સંગીત માણતું હોય ત્યારે, એ ઘડીઓમાં, પોતે ખરેખર માનવી હોવાની લાગણી અનુભવતું હોય છે. બાળકનું હૃદય તો સંવેદનશીલ સંગીતકારનું હૃદય હોય છે. તેમાં તાણીને બાંધેલા તાર હોય છે. તારને અડો એટલે કેવળ રૂપકની ભાષામાં નહિ પરંતુ શાબ્દિક અર્થમાં મોહક સંગીતના સૂર રેલાવા લાગે. બાળપણ જેવી રીતે ખેલકૂદ અને વાર્તાઓ વગર ખરું બાળપણ ન હોઈ શકે એવી જ રીતે સંગીત વગર પણ ખરું બાળપણ કોઈ રીતે ન હોઈ શકે.

અનુભવ બતાવે છે કે સંગીત એવી એકદમ ઉમદા પૃષ્ઠભૂમિ પૂરી પાડે છે કે જેમાં શિક્ષક અને વિદ્યાર્થીઓ વચ્ચે માનસિક એકતાનો ઉદ્‌ભવ થઈ શકે. સંગીત લોકોનાં હૈયાંનાં દ્વાર ખોલી નાખે છે. મધુર સંગીત સાંભળતી વેળા, તેની સુંદરતાનો અનુભવ અને પ્રશંસા કરતી વેળા, શિક્ષક અને વિદ્યાર્થી પરસ્પર નિકટ આવે છે, એકબીજાથી અજાણ્યા મટીને આત્મીય બની રહે છે.

કેવળ સંગીત જ આપી શકે એવા એ સહિયારા અનુભવની ઘડીઓમાં શિક્ષકને બાળકમાં એવાં લક્ષણો પરખાય છે કે જે સંગીત વગર કદી ન જ પારખી શકાય. સંગીતની અસર થયેલી હોય ત્યારે, અંતરમન ઉદાત્ત અનુભવોની કક્ષાએ પહોંચી ગયાં હોય ત્યારે, બાળક પોતાની બધી ભીતિઓ અને ચિંતાઓ શિક્ષકને જણાવી દે છે. કોલ્યાએ એવી વેળાએ જ મને વાત કરેલી કે ઘેર તેની પાસે એક નોટબુક હતી, અને જે કોઈ અનુભવ તેને ઉત્તેજિત કરે અથવા ખુશી બક્ષે તેનું ચિત્રણ તે નોટબુકમાં કરી લેતો



હતો. પછી નાનકડા બાળકે મને તેનાં ચિત્રાંકનો બતાવ્યાં. મારી નજર સામે સ્વપ્નોનું જગત પેશ થઈ ગયું. કોલ્યાને ટ્રૅક્ટર ચલાવનાર બનવાની અને પછી સરહદી સંત્રી બનવાની મંછા હતી.

[illegible]

શિયાળો... એ આનંદી ગાળામાં શિક્ષણ અને વિકાસની કેવી સરસ શક્યતાઓ છુપાયેલી હોય છે! બાળકોને માત્ર ઉનાળામાં જ નીરોગી રાખી શકાય, એમ કહેનારા લોકો ગંભીર ભૂલ કરતા હોય છે. શિયાળાની સાધારણ ટાઢ અને પોચા હિમની પુષ્કળ વર્ષાનો ઉપયોગ બાળકોને વધારે તંદુરસ્ત બનાવવા માટે ન કરી શકાય તો ઉનાળાની ગરમીથી પણ કશો ફાયદો ન થાય. મેં બાળકોને ટાઢ સહેવાની અને નિર્મળ ઠંડી હવાના શ્વાસ લેવાની તાલીમ આપી.

અમે સવારે શાળાના તાપઘરમાં જઈને સૂર્યને આવકારતાં. તડકાનો ધોધ તાપઘરની પરસાળના કાચ ઉપર જામેલા બરફમાં વિચિત્ર જાંબલી ભાતોની સજાવટ કરી દેતો. અમારી કલ્પના કાચની દરેક તકતીમાં અજબ જગતનું ચિત્ર દોરતી. અમને અવનવીન પ્રાણીઓ, છૂપા પહાડી ઘાટો, વાદળો, અને ફૂલો નજરે પડતાં. જામેલા બરફના પડવાળા એ કાચ પાસે બાળકો ઘણીબધી વાર્તાઓ ઘડી કાઢતાં. ત્યાં જ તેઓ લખતાં અને વાંચતાં પણ શીખતાં. તેની વાત હું આગળ જતાં કરીશ.

બાળકો સૂર્યને આવકારીને પછી પરસાળમાંથી તાપઘરમાં જવાનું બારણું ખોલતાં અને ફૂલોની દુનિયામાં દાખલ થતાં. એ શિયાળામાં અમારા એક તાપઘરમાં ક્રીસેન્થીમમ ફૂલો ખીલ્યાં હતાં. ત્યાં દરેક બાળકનું પોતાનું અલગ ફૂલ હતું, પોતાનું ખાસ દોસ્ત ફૂલ હતું. બાળકો ફૂલના છોડવાઓને પાણી પાતાં. એ ઘડીઓમાં ખુશીની છોળો ઊડતી. પાણીનાં ટચૂકડાં ટીપાંઓમાં મેઘધનુષના રંગોની જ્યોતિઓના ઝબકારા થવા લાગતા... બાળકો પ્રશંસાની નજરે નીરખતાં રહેતાં અને ઉનાળાનાં સ્વપ્નો જોવા લાગતાં. સૂર્યપ્રકાશના પુલની, સોનાના મેઘધનુષની, વાર્તા ત્યાં ઘડાઈ હતી.

દરેક વેળા હિમઝંઝાવાત પછી ધરતી ઉપર ફરી સફેદ જાજમ પથરાઈ જાય ત્યારે અમે હિમના ઢગલા જોવા શાળાના બગીચામાં જતાં. હિમરાશિઓની દુનિયા વિસ્મયજનક હતી, વાદળોની દુનિયા જેવી જ

રહસ્યમય અને સાવ અણધાર્યા રૂપની હતી. તરેહવાર હિમરાશિઓમાં બાળકોને પર્વતોનાં ઊંચાં અને અગમ્ય શિખરો ઉપર બાંધેલા કોટકિલ્લાઓ, વાર્તાઓના કોટકિલ્લાઓ, ઠારમાં જામી ગયેલાં સમુદ્રી મોજાંઓ, સફેદ રાજહંસ, રાખોડી વરુ, અને લુચ્ચી લોંકડીના આકારો દેખાતા. એક દિવસે પ્રકૃતિએ જાણે ખાસ અમારે માટે વાર્તાના વહાણનું સર્જન કર્યું હતું, તેમાં સઢ હતા, કેપ્ટનનો તખતો હતો, લંગર હતું, અને ચાંચિયાઓ દૂર દૂર નજર નાખી રહ્યા હતા. પવન અને તડકાએ મળીને વહાણને આખરે ખતમ કરી નાખ્યું ત્યાં સુધી લગાતાર કેટલાય દિવસ અમે તેને જોવા જતાં. બાળકો સાંજે મારી વાર્તા સાંભળવા શાળામાં આવતાં. હું તેમને ચાંચિયાઓની અને માયાળુ લોકોની, નબળાં તથા ખોટા તહોમતના ભોગ બનેલાં માણસોનો બચાવ કરનારાઓની, ઇષ્ટ અને અનિષ્ટ વચ્ચેના સંઘર્ષની, અને અન્યાય ઉપર સત્યના વિજયની વાર્તા કહી સંભળાવતો

ટાઢ બહુ વધારે હોય ત્યારે અમે ફરવા ન જતાં. ટાઢ ઓછી થઈ જાય ત્યારે બાળકો બહાર જતાં, અને હિમ ઓગળવા લાગે ત્યારે ખરા તહેવાર જેવી મઝા પડતી. બાળવીર સંસ્થાના સભ્યોએ અમને હિમનો ગઢ બાંધવામાં મદદ કરી. હિમની લાદીઓ ગોઠવીને ગુફા જેવું કશુંક બનાવવામાં આવ્યું. કામ અને ખેલકૂદની સાથોસાથ વાર્તાઓ અને રમતગમત ચાલતી રહેતી. અમે ધ્રુવપ્રદેશના શોધયાત્રીઓ હોઈએ એવો ડોળ કર્યો. મેં બાળકોને મોટી હિમનદીઓની નીરવતાની વાતો કહી સંભળાવી. માનવજાતિનાં વાસ્તવિક પરાક્રમી કૃત્યોની સાથે તરંગો ગૂંથી લેવામાં આવ્યા. સૂર્યનાં કિરણોએ હિમના ગઢને ઓગાળી નાખ્યો. તેને વિદાય આપતી વેળા બાળકો ગમગીન બની ગયાં.

એ શિયાળા દરમિયાન અમે બે વાર વનમાં ગયાં, એક વાર મોટરમાં બેસીને અને બીજી વાર ત્રણ ઘોડાની ગાડીમાં સવાર થઈને. હળવા ઠારમાં અમારા ગાલ રાતા થઈ ગયા, પરંતુ ટાઢની ફરિયાદ કોઈએ ન કરી. અમે ત્યાં ગાળેલા દિવસોને બાળકો કદી ભૂલ્યાં નથી. અમે શિયાળાના વનનું સંગીત સાંભળ્યું અને પક્ષીઓના જીવનનું નિરીક્ષણ કર્યું. વનમાં એક ઝરણાનું પાણી જામી નહોતું ગયું. અમે તાપણું સળગાવીને ગરમાવાની મોજ માણી અને ખીર બનાવી. અમને સૂર્યાસ્તની સુંદરતા નીરખવામાં બહુ મઝા પડી. આથમતા સૂરજનાં કિરણો હિમ છવાયેલી ડાળીઓના રંગને અમારી નજર સામે પલટાવી નાખતાં હતાં. ડાળીઓનો રંગ પહેલાં



ગુલાબી લાગતો હતો તેમાંથી નારંગી, પછી રાતો, અને પછી વાયોલેટ ફૂલ જેવો જાંબુડિયો થઈ ગયો. બાળકો એવી અદ્ભુત અસાધારણ સુંદરતા જોઈને અંજાઈ ગયાં અને સૂરજની વાર્તામાં નવાં કલ્પનો ઉમેરાયાં. અમે ત્યાં કાવ્યો બનાવ્યાં, બાળકોએ તેમાં શિયાળાના વનના અનુભવો વ્યક્ત કર્યા. હિમના પોશાકમાં શોભતાં પાઈનવૃક્ષોને અહોભાવની નજરે નીરખતી કાત્યા બોલી: "પાઈનનું ઝાડ નીંદરને ખોળે પડી ગયું છે."

ઝીનાનું કલ્પન એથીયે વધારે સાફ હતું: "પાઈનનું ઝાડ ઉનાળા લગી નીંદર કરે..."

"પાઈનનું ઝાડ વસંત લગી નીંદર કરે," સેર્યોઝા બોલ્યો. સૌને શબ્દોનો રવ ગમી ગયો, બાળકો સાથીના વિચારને આગળ લંબાવવા આતુર થઈ ગયાં.

"નીંદર કરે, નીંદર કરે ને સપનાં દેખે," બીજું એક બાળક બોલ્યું.

ગીત પોતે જ બનાવેલું હોવાથી ગર્વની લાગણી અનુભવતાં નાનકડાં બાળકો ગાવા લાગ્યાં:

પાઈનનું ઝાડ વસંત લગી નીંદર કરે,
નીંદર કરે, નીંદર કરે ને સપનાં દેખે...

શિયાળાની સંધ્યાએ બાળકની માનસિક સમૃદ્ધિનું આખું જગત મારી સામે પ્રગટ કરી દીધું. મને પાકી ખાતરી થઈ ગઈ કે બાળકને અભ્યાસ અને વિચાર કરતાં શીખવવા માટે, તેમની બૌદ્ધિક શક્તિ અને પ્રતિભાઓ વિકસાવવા માટે, તેમને ચિંતન અને ભાષાના સ્રોતો સાથે સીધા સંપર્કમાં મૂકવાં જોઈએ.

હિમમાનવ બનાવવાનું અને હિમગાડીમાં સરકવાનું કયા બાળકને ન ગમે! સાધારણ ટાઢ હોય અને વાતાવરણ શાંત હોય ત્યારે, ખાસ કરીને તો ચળકતો સૂર્ય તેજ રેલાવતો હોય ત્યારે, અમે આખો દિવસ બહાર ફરતાં રહેતાં. અમે ગામને છેડે બરફનો પહાડ બનાવ્યો. અમને લાકડાની કે ધાતુની હિમગાડીઓ ન ગમતી કારણ કે તેઓ બહુ ઝડપથી ન સરકતી. એટલે અમે બરફની તરકીબ અજમાવીને લગભગ વીસ જેટલી ગાડીઓ બનાવી લીધી. અમે પરાળ, છાણ, અને ટાઢું પાણી ભેળવીને નાનકડા માળા જેવા ઘાટ ઘડી લીધા. ઠારમાં પાણી થોડી વારમાં જામી ગયું એટલે બરફની ગાડીઓ બની ગઈ. એ હિમગાડીઓમાં પૂરી સલામતી હતી.

મારાં મનમાં બાળપણની યાદ તાજી થઈ ગઈ... અમે ગાડાનું એક પૈડું ધરી સોતું લઈને ધરી તળાવડીના બરફના કાણામાં ઊભી ઘુસાડી દીધી. કાણાનું પાણી થોડી વારમાં જામી ગયું અને ધરી સજ્જડ ખોડાઈ ગઈ. બરફ ઉપર પૈડાનો ફાળકો બની ગયો. તળાવડીની સપાટી આરસા જેવી હતી. પૈડામાં બાંધેલી લાકડીઓ ઝાલીને બાળકો સપાટી ઉપર ગોળગોળ સરકવા લાગ્યાં. અમે એવી રમતગમતમાં આખેઆખા દિવસો ગાળી દેતાં. નબળાં બાળકો — સાન્યા, વલોદ્યા, કાત્યા, અને કોસ્ત્યા — રાતાંમાતાં અને ગુલાબી ગાલવાળાં થઈ ગયાં.

વાતાવરણ શાંત હોય, આકાશમાં વાદળો ન હોય, અને હવામાં ઠાર હોય, એવી સાંજની વેળાએ શિયાળાની પ્રકૃતિની અજોડ સુંદરતા બાળકોની સામે ખાસ સ્પષ્ટ રૂપમાં પ્રગટ થાય છે. અમે બગીચામાં ઊભાં રહીને લાલ સૂર્યાસ્તને નીરખતાં રહેતાં અને પ્રથમ તારલિયાઓનો ટમટમાટ શરૂ થવાની વાટ જોતાં રહેતાં. સાંજના ઉજાસમાં હિમ ગુલાબી લાગતું અને પછી ઝળકતા જાંબલી રંગનું થઈ જતું. એ ઘડીઓમાં બાળકોનાં મનમાં છલકાવા લાગતી લાગણીઓ શબ્દોમાં અને સંગીતમાં વ્યક્ત થતી. તેઓ લોકગીતોની ધૂનો યાદ કરતાં, સૂરો ગુંજી ઊઠતા, અજોડ સુંદરતાનો અનુભવ થતો, અમે જાણે વશીકરણમાં બંધાઈને શાળાની ઇમારતમાં જતાં, ભઠ્ઠીમાં આગ પેટાવતાં, અને ગીતો ગાતાં.

શિયાળામાં સવારે શાંત વાતાવરણમાં સૂર્યોદય નીરખવાનું બાળકોને બહુ ગમતું. તેઓ અબોલ ઊભાં રહીને સુંદરતાના વિચારોમાં ગરકાવ થઈ જતાં. તેઓ પ્રશંસાની લાગણીને વ્યક્ત કરવા શબ્દો શોધવા લાગતાં, અને તેમાં હું તેમને મદદ કરતો. દરેક શોધ ખુશી બક્ષતી એટલું જ નહિ પરંતુ ચિંતનની શક્તિનો નવો સ્રોત પણ બની રહેતી.

## પહેલી વાર લાવરીનો તહેવાર

અમે આખા શિયાળા દરમિયાન પંખીઓ તથા પ્રાણીઓનાં "દવાખાનાં"નાં પાંજરાં પાસે બેસીને વસંતના હૂંફાળા દિનોનાં સ્વપ્નો જોતાં. અમને થતું કે ક્યારે વસંત આવે અને અમારા નાનકડા દોસ્તો નીલા ગગનમાં ઊડવા લાગે તથા ઝાડીઓમાં દોડાદોડી કરવા માંડે. લાંબા વખતથી જેની વાટ જોવાની હતી એ તહેવાર આખરે આવી પહોંચ્યો.



આકાશમાં પહેલી લાવરી નજરે પડી ત્યાર પછીના દિવસે અમે પંખીઓ તથા પ્રાણીઓનાં પાંજરાંને ટેકરીની ટોચે લઈ ગયાં. વગડામાં પંખીઓનું ગાન ગુંજી રહ્યું હતું. બાળકોએ પાંજરાં ખોલી નાખ્યાં. લાવરી, લક્કડખોદ, ઓરિયોલ, અને સસલાને છૂટાં મૂકી દેવામાં આવ્યાં. અમારી લાવરી ગાન કરતી ગગનમાં ઊડી અને પાછી ધરતી પર આવી... અમે જાણે સુંદરતાના મોહપાશમાં બંધાઈને ઊભાં રહ્યાં. અમારાં મનમાં ખુશી છલકાતી હતી કે અમે જીવતા જીવોની જિંદગી બચાવી હતી.

એ ઘડીઓ દરમિયાન મારા મનમાં ભવિષ્યની કલ્પનાઓ ઘોળાવા લાગી. મને થયું કે દર વરસે લાવરીનો તહેવાર ઊજવવા ટેકરીની ટોચે આવવાનું રાખીએ.

લાવરીના તહેવારે વસંત અને ગ્રીષ્મ વચ્ચેની સીમારેખાનું સ્થાન લઈ લીધું. પંખીઓની જિંદગી બચાવી લેવાના કૃત્યને બાળકો ગૌરવની બાબત ગણતાં. દરેક બાળકના ઘરમાં "જીવન અને સુંદરતાનો ખૂણો" સ્થપાઈ ગયો. સૂર્યના પ્રકાશમાં નહાતાં બીડો ઉપર અજોડ ગાનના મધુર સૂર રેલાવતી લાવરીનું કલ્પન સદાને માટે બાળકોના આંતરિક જગતનું એક અંગ બની ગયું. બાળકો બીજા એક કારણે પણ એ તહેવારની વાટ આતુરતાથી જોતાં રહેતાં. એ દિવસો સર્જનપ્રવૃત્તિની ઉત્તેજના સાથે સંકળાયેલા રહેતા. બાળકોની માતાઓ તેમને સફેદ કણક વડે લાવરી, ચકલી, સ્ટાર્લીંગ, બુલફીંચ, મંગપાઈ, બુલબુલ, અને ટીટમાઉસ પંખીઓના નાનકડા આકારો ઘડવામાં મદદ કરતી. તેઓ પોતાનાં સર્જનોને શાળામાં લઈ આવતાં. બાળકો પોતાનો પ્રકૃતિપ્રેમ એ નાનકડાં સર્જનોમાં રેડી દેતાં. દરેક બાળક સુંદરતાના પોતાના ખ્યાલને આગવી રીતે વ્યક્ત કરતું.

શરદમાં બાળકોએ પ્રવાસી પંખીઓને સખેદ વિદાય આપી. એવો વિષાદ માનવહૈયાંને વધારે ઉમદા બનાવે છે, તેના વગર કોઈ જાતનો સદ્‌ભાવ શક્ય નથી હોતો.

## [illegible]

હું જરાક વિગતવાર સમજાવું કે બાળકો લખતાં અને વાંચતાં કેવી રીતે શીખ્યાં. હું જેનું વર્ણન કરી રહ્યો છું તેને લખતાં અને વાંચતાં

શીખવવાની નવી રીત ન ગણી લેશો. મેં અમારી સર્જનપ્રવૃત્તિના વૈજ્ઞાનિક આધાર વિશે વિચાર નહોતો કર્યો, પરંતુ ચોક્કસ બાળકોની સર્જનપ્રવૃત્તિ જ શિક્ષણના કાર્યમાં તથા અભ્યાસમાં સહાયક બનતી હોય છે. જે કંઈ, લખતાં અને વાંચતાં શીખવવાની કસોટીપાર અને ખરી રીતોનું સ્થાન અમુક પ્રમાણમાં લઈ શકે, તેનાથી એ બધું વેગળું છે. એ સર્જનપ્રવૃત્તિનો ઉદય ખેતરો અને બીડોમાં, ઓક-વાડીના છાંયામાં, અને ઉનાળાના સૂર્યોદયો તથા શિયાળાની સંધ્યાઓના સમયે થયો હતો.

હું ઘણાં વરસોથી વિચાર કરતો રહેલો કે શાળાના જીવનના આરંભના દિવસોમાં બાળક માટે વાંચવાલખવાનું કેટલું મુશ્કેલ, નીરસ, અને કંટાળાજનક બની રહેતું હોય છે. અભ્યાસને કેવળ પુસ્તકિયો મામલો બનાવી દીધા વગર બાળકોને જ્ઞાનના કાંટાળા માર્ગે કેવી રીતે મૂકવાં? મેં જોયું હતું કે બાળકો જુદાજુદા અક્ષરો વચ્ચેનો તફાવત પારખવાની કોશિશ કેવી રીતે કરતાં, અક્ષરો કેવી રીતે તેમની આંખો સામે ઠેકડા મારીને સમજવી અશક્ય ભાતમાં એકરૂપ બની જતા. મેં તેની સાથોસાથ જોયું હતું કે અક્ષરોને યાદ કરી લેવાના કામને રમતો સાથે સંકળાયેલા અને રસપ્રદ કશાક જોડે સાંકળી લેવામાં આવે ત્યારે, અને ખાસ મહત્ત્વની વાત જણાવું કે બાળક પાસેથી કોઈ જાતનો તકાદો — "આને યાદ કરી લેજે નહિતર... ભુલાઈ ગયું તો ખેર નથી..." — ન કરવામાં આવે ત્યારે, બાળકો અક્ષરોને કેટલી સહેલાઈથી યાદ કરી લેતાં.

શાળાજીવનના આરંભના દિવસોથી જ અભ્યાસના કાંટાળા માર્ગે માર્ક ખડા થઈ જાય છે. બાળકને તેમનો મુકાબલો કરવો પડે છે. એ મૂર્તિ એક બાળકને માયાળુ અને કૃપાળુ લાગે છે તો બીજા બાળકને કઠોર, નિર્દય, અને ક્રૂર લાગે છે. એમ કેમ બને છે? એ મૂર્તિ એક બાળકની ઉપર કૃપા અને બીજા બાળકની ઉપર જુલમ કેમ વરસાવે છે? એ વાત બાળકોને સમજાતી નથી. સાત વરસનું બાળક ન જ સમજી શકે કે માર્કનો આધાર કામ ઉપર, બને એટલી વધારે મહેનત ઉપર. હોય છે. એ બધું તત્કાળ પૂરતું બાળકની સમજણમાં ઊતરતું જ નથી. તેના મનમાં મૂર્તિને પ્રસન્ન કરી લેવાનું, અથવા સંજોગો સાવ ખરાબ થઈ જાય તો ખોટું બોલીને મૂર્તિને છેતરવાનું, અને અંગત સંતોષ માટે નહિ પરંતુ માર્ક માટે ધીરેધીરે અભ્યાસથી ટેવાઈ જવાનું લક્ષ્ય બંધાઈ જાય છે. માર્કને શાળાજીવનમાંથી દેશવટો આપી દેવાનો ખ્યાલ મારા મનમાં બિલકુલ નથી. ના, માર્કથી



બચવાનો તો કોઈ ઉપાય છે જ નહિ. પરંતુ બાળકોની બૌદ્ધિક મહેનતની ગુણવત્તાનો આધાર તેમના તરફથી અભ્યાસમાં લગાવવામાં આવતી શક્તિના પ્રમાણ ઉપર હોવાની વાત તેઓ સમજવા લાગે ત્યાર પછી જ તેમને માર્ક આપવા જોઈએ.

મને મારા ખ્યાલ મુજબ પ્રાથમિક શાળામાં માર્કનો મુખ્ય ઉદ્દેશ આશાવાદી આનંદી શરૂઆત કરાવવાનો હોય છે. માર્કમાં આળસ અને લાપરવાઈની સજા નહિ પરંતુ સખત મહેનતનું ઇનામ અંકિત હોવું જોઈએ. જો શિક્ષક ઓછા માર્કને ચાબુક, આળસુ ઘોડાને ફટકારવાનો ચાબુક, ગણતો હોય અને સારા માર્કને બિસ્કિટ ગણતો હોય તો બાળકો થોડા વખતમાં ચાબુકને તેમ જ બિસ્કિટને નફરત કરવા લાગે. ઓછા માર્ક તો બહુ ધારદાર સરસ મઝાનું સાધન હોય છે, પ્રાથમિક ધોરણોનો શાણો અનુભવી શિક્ષક તેને હંમેશાં સાચવીને રાખતો હોય છે પરંતુ તેનો ઉપયોગ ક્યારેય નથી કરતો. પ્રાથમિક ધોરણોમાં એ સાધન ચોક્કસ એવા કારણસર જ અસ્તિત્વમાં રહેવું જોઈએ કે તેનો ઉપયોગ કદી નથી કરવાનો હોતો. એ વાત જાણી લેવા જેવી છે. શૈક્ષણિક શાણપણ એવી ખાતરી ઊભી કરવામાં સમાયેલું હોય છે કે બાળક પોતાની શક્તિ અંગેનો આત્મવિશ્વાસ ક્યારેય ખોઈ ન બેસે, પોતે કશું ન કરી શકતું હોવાની લાગણી તેને કદી ન થાય. વિદ્યાર્થી માટે દરેક ડગલું, તે સાવ ટચૂકડું હોય તોપણ, આગેકદમ બની રહેવું જોઈએ. શાળામાં તાજા જ દાખલ થયેલા અને 'ક' અક્ષરને 'ખ' અક્ષરથી નોખો તારવતાં હજી તો શીખવા જ લાગેલા, સાત વરસના બાળકને અચાનક ઓછા માર્ક આપીને નાપાસ કરી દેવામાં આવે છે. તેને એ બધું સમજાતું જ નથી, શરૂઆતમાં તો તેને એથી દુખ અથવા ચિંતાની લાગણી પણ નથી થતી. તે સમજે કે બસ આભું બની જાય છે. "બાળકોના અજ્ઞાનની મરજાદ જાળવો." પોલૅંડી કેળવણીકાર યાનુશ કોર્ચાકના એ શબ્દો મને જિંદગીભર યાદ રહ્યા છે. જ્યારે શિક્ષકે વ્યક્તિને સમજવાની રીતની બારીકીઓની ઉસ્તાદી, અને બાળકોના અજ્ઞાનની મરજાદ જાળવવાની આવડત, હાંસલ કરી લીધી હોય ત્યારે જ ઓછા માર્ક આપવાનું કદમ વધારેમાં વધારે ધારદાર અને સરસમાં સરસ સાધન બની રહે, પરંતુ એ સાધનને પ્રાથમિક શાળામાં કદી વાપરવાનું ન હોય.

આનંદ વિદ્યાલયના આરંભથી કેટલાંક વર્ષો પહેલાં એક રસપ્રદ ઘટના બનેલી. હું શાળા પૂર્વેની ઉંમરનાં છ વર્ષનાં કેટલાંક બાળકોને લઈને

વનની કોર નજીક ગયેલો. મેં બાળકોને પતંગિયાં અને ફૂદાં વિશે જણાવવાનું શરૂ કર્યું. ઘાસમાં સરકતું એક ફૂદું અમારી નજરે પડયું. તેણે કેટલીય વાર ઊડવાની કોશિશ કરી પણ તે જમીન પરથી ઊંચું થઈ જ ન શક્યું. બાળકોએ ફૂદાનું બહુ બારીક નિરીક્ષણ કર્યું. મારી પાસે ચિત્રણપોથી હતી. મેં તેમાં ફૂદાનું ચિત્ર દોર્યું. એક બાળકે "ફૂદું" લખવાનું કહ્યું એટલે મેં મોટા અક્ષરે "ફૂદું" (રૂસી ભાષામાં ЖУК) શબ્દ લખ્યો. બાળકો શબ્દને દોહરાવવા અને અક્ષરોને જોવા લાગ્યાં. અક્ષરો તેમને રેખાંકન જેવા લાગતા હતા. કોઈએ રેતીમાં અક્ષરો દોર્યા તો કોઈએ ઘાસનાં તણખલાં ગોઠવીને અક્ષરો બનાવ્યા. દરેક અક્ષર બાળકોને કશુંક યાદ કરાવતો હતો. દાખલા તરીકે, Ж અક્ષરમાં તેમને પાંખો ફફડાવીને ઊડવાની નિષ્ફળ કોશિશ કરતા ફૂદાનો ભાસ થયો. થોડાક મહિનાઓ પછી એ બાળકો શાળામાં ભણવા લાગ્યાં હતાં ત્યારે એક વાર હું તેમના વર્ગમાં ગયો. શિક્ષકે ફરિયાદ કરી કે બાળકોને વાંચવામાં મુશ્કેલી પડે છે. જોગાનજોગ એવું બન્યું કે તેઓ એ વખતે વર્ગમાં Ж અક્ષર શીખી રહ્યાં હતાં. બાળકોના ચહેરાઓમાં મલકાટ ઝળકી ઊઠ્યા અને વર્ગમાં ઉત્તેજનાનો ગણગણાટ ફેલાઈ ગયો. તેમણે "ફૂદું" (ЖУК) શબ્દ દોહરાવ્યો અને તેમાંથી Ж અક્ષર નોખો તારવી લીધો. તેમણે હાથ ઊંચા કરી દાધા. બધાં બાળકોને "ફૂદું" શબ્દ લખી શકતા જોઈને શિક્ષક અકળામણમાં અટવાઈ ગયો. વર્ગમાં ભણવાનું ખુશાલ અને મોજીલું બની ગયું... અને કેળવણીકાર તરીકે મારે માટે તો એ પ્રસંગ શિક્ષકને જિંદગીએ ભણાવેલા બોધપાઠ સમો બની રહ્યો.

હવે આનંદ વિદ્યાલયમાં મને એ ઘટના યાદ આવી. બાળકોએ સુંદરતા, રમતગમત, વાર્તાઓ, સંગીત, રેખાંકન, તરંગવિહાર, અને સર્જનપ્રવૃત્તિની દુનિયામાં રહેવું જોઈએ. બાળકને આપણે લખતાં અને વાંચતાં શીખવવા માગતા હોઈએ ત્યારે પણ એ દુનિયા તેમની આસપાસ ફેલાયેલી હોવી જોઈએ. જ્ઞાન અને ભણતરના સંબંધમાં તેના આખા વલણનો આધાર એ સીડીનાં પહેલાં થોડાંક પગથિયાં ચડવાની બાબત ઉપર રહેશે. ઘણાં બાળકોની બાબતમાં એ પગથિયાં મોટા અવરોધો બની રહેતાં હોવાનો ખ્યાલ ભયંકર છે. શાળાજીવનને ધ્યાનથી જોશો તો જાણવા મળશે કે ઘણાં બાળકો ચોક્કસ લખતાં અને વાંચતાં શીખતી વેળાએ જ પોતાની શક્તિઓ અંગેનો આત્મવિશ્વાસ ખોઈ બેસતાં હોય છે. આપણે



એ પગથિયાંને એવાં બનાવીએ કે બાળકો થાકી ન જાય, જ્ઞાનની સીડીનું દરેક પગથિયું, વધારે પડતા બોજાથી થાકીને લોથ થઈ ગયેલા મુસાફરનાં ઢીલાં ઘસડાતાં ડગલાં જેવું નહિ, પરંતુ પંખીના ગૌરવમય ઉડાન જેવું બની રહે.

હું બાળકોને શબ્દોના સ્રોતોની "સફરે" લઈ જવા લાગ્યો: મેં તેમની આંખો ખોલી નાખીને તેમને જગતની સુંદરતાનું દર્શન કરાવ્યું, અને સાથોસાથ તેમનાં હૈયાંને શબ્દોનું સંગીત બતાવવાની કોશિશ કરી. મેં એવો પ્રયત્ન કર્યો કે શબ્દો કેવળ લોકોનાં, સ્થળોનાં, વસ્તુઓનાં, અને પરિઘટનાઓનાં નામો જ ન બની રહે પરંતુ લાગણીઓની રંગછાયાઓ ધરાવતા હોય, પોતાની આગવી સુવાસ અને બારીક અર્થછાયાઓ ધરાવતા હોય. મહત્ત્વની વાત છે કે બાળકો શબ્દને જાણે કોઈ અદ્‌ભુત સૂરાવલિ માણતાં હોય એવી રીતે ધ્યાનથી સાંભળે, જેથી શબ્દની સુંદરતા, અને શબ્દ જે જગતનો નિર્દેશ કરતો હોય તેની સુંદરતા, માનવીય વાણીના ધ્વનિઓના સંગીતને રજૂ કરનારાં રેખાંકનો અંગે, વર્ણમાળાના અક્ષરો અંગે, રસ ઉત્પન્ન કરે. બાળક જ્યાં સુધી શબ્દોની સુવાસ અનુભવે નહિ, શબ્દોની બારીક અર્થછાયાઓને પારખે નહિ, ત્યાં સુધી વાંચન અને લેખનનું ભણતર શરૂ કરવા તૈયાર ન થાય. શિક્ષક જો એવું ભણતર વધારે પડતું વહેલું શરૂ કરી દે તો બાળકને મુશ્કેલ કામ કરવાની હાલતમાં ધકેલી દે. (બાળક અંતમાં એ મુશ્કેલીને જરૂર પહોંચી વળે, પરંતુ બહુ મોંઘું મૂલ્ય ચૂકવ્યા પછી!)

વાંચન અને લેખન શીખવાની પ્રક્રિયા જો બાળકો માટે જીવનનો નિર્મળ અને ઉત્તેજના છલકાવતો અનુભવ બને રહે, જો તેમાં ચેતનમય બિંબો, ધ્વનિઓ, અને ધૂનોનાં મોજાં ઊછળતાં હોય, તો શીખવાનું બહુ સહેલું બને. બાળકોને જે શીખવાનું હોય તે રસપ્રદ હોવું જોઈએ. વાંચન અને લેખનનું ભણતર રેખાંકન સાથે ગાઢ સંકળાયેલું હોવું જોઈએ.

શબ્દોના સ્રોતોની અમારી "સફરો"માં અમે કાગળ અને પેનસિલ લઈને ફરવા નીકળતાં. અમારી આરંભની એક સફરની વાત કરું. હું બાળકોને "બીડ" શબ્દની સુંદરતા અને બારીક અર્થછાયાઓ બતાવવા માગતો હતો. અમે બરુના નાનકડા ઝાડ નીચે બેઠાં હતાં. ઝાડ તળાવ ઉપર નમી ગયેલું હતું. દૂર હરિયાળું બીડ સૂર્યના પ્રકાશમાં ઝળકતું હતું. મેં બાળકોને કહ્યું: "આપણી સામે ફેલાયેલી સુંદરતાને નીરખો. ઘાસ

ઉપર મધમાખીઓ અને પતંગિયાં ઊડી રહ્યાં છે. ગાયોનું પણ એટલું બધું દૂર છે કે ગાયો નાનકડાં રમકડાં જેવી લાગે છે. બીડ ઝળકતી લીલી નદી જેવું લાગે છે. અને ઝાડવાં ઘેરા લીલા તટ જેવાં લાગે છે. ગાયો નદીમાં ઊભી છે. જુઓ, શરદની શરૂઆતમાં કેટલાં બધાં સુંદર ફૂલો વેરાયેલાં પડયાં છે. બીડનું સંગીત સાંભળો: નાનકડી માખીઓનો હળવો ગુંજારવ અને તીડોનું ગીત સંભળાય છે?"

મેં ચિત્રણપોથીમાં બીડનું ચિત્ર દોર્યું—ચોમેર ફેલાયેલાં હંસલાં અને ગાયો, જાણે નાનકડી ધોળી પૂણીઓ, અને માંડ પરખાતો ધુમાડો, અને ક્ષિતિજની ઊંચે ધોળાં વાદળો. નીરવ પ્રભાતની સુંદરતાના વશીકરણમાં બંધાઈ ગયેલાં બાળકો પણ ચિત્રો દોરવા લાગ્યાં. મેં મારા ચિત્ર નીચે "બીડ" શબ્દ લખ્યો. મોટા ભાગનાં બાળકોને અક્ષરો ચિત્રના હિસ્સા જેવા જ લાગ્યા. અને દરેક ચિત્ર તેમને કશુંક યાદ કરાવે છે, પણ શું? તણખલાં. મેં તણખલાંને વાળીને બી અક્ષરનો આકાર બનાવ્યો. પછી બીજાં તણખલાં લઈને ડ અક્ષર બનાવ્યો. બાળકોએ પણ પોતાનાં ચિત્રો નીચે "બીડ" શબ્દ લખ્યો. પછી અમે શબ્દ વાંચ્યો. પ્રકૃતિના સગીતને લગતી સંવેદનશીલતાએ બાળકોને શબ્દના ધ્વનિઓ અનુભવવામાં મદદ કરી. એથી તેમને યાદ આવ્યું કે દરેક અક્ષર કેવી રીતે લખાયો છે, અને તેમણે દરેક રેખાંકનમાં જીવંત ધ્વનિઓ રેડી દીધા, એટલે અક્ષરો યાદ રાખવાનું સહેલું બની ગયું. રેખાંકિત શબ્દને સમગ્ર રૂપમાં પારખી શકાય, શબ્દને વાંચી શકાય, અને એ વાંચન શબ્દના ધ્વનિઓના વિગતવાર પૃથક્કરણ તથા સંયોગનું પરિણામ ન હોય પરંતુ સમજો કે દૃશ્ય કલ્પનને, બાળકની નજરમાં રેખાંકનથી વધારે કશું અંકિત ન કરતા દૃશ્ય કલ્પનને, મળતા આવતા રણકતા સંગીતીય કલ્પનનું ઈરાદાપૂર્વકનું પુનરુત્પાદન હોય. દૃશ્ય અને શ્રાવ્ય પરખોની એવી એકતામાં, દૃશ્ય કલ્પનની અંદર તેમ જ શબ્દના સંગીતીય ધ્વનિની અંદર સ્થિત સમૃદ્ધ ભાવાત્મક રંગછાયાઓથી ઓતપ્રોત એકતામાં, બાળકોને અક્ષરો અને નાનકડો શબ્દ એકીસાથે યાદ રહી જશે. એ કંઈ વાંચન શીખવવાની નવી રીતની શોધ નથી. એ તો વિજ્ઞાનમાં સાબિત થઈ ગયેલી બાબતનું વાસ્તવિક મૂર્ત રૂપ છે: જેને યાદ રાખવું ન પડે તે વધારે સહેલાઈથી યાદ રહી જાય. પરખાયેલાં કલ્પનોની ભાવાત્મક રંગછાયા યાદદાસ્તમાં અસાધારણ મહત્ત્વની ભૂમિકા ભજવે છે.



શબ્દના દૃશ્ય કલ્પન, ધ્વનિ, અને રંગછાયાની એકતામાં શબ્દના સ્વતંત્ર અલગ પૃથક્કરણની અવગણના કોઈ રીતે નથી થતી. વાત એથી ઊલટી જ છે. જ્યારે બાળકોએ ધ્યાનથી સાંભળ્યું કે "બીડ" શબ્દનો રણકાર કેવો છે, ત્યારે તેમણે દરેક ધ્વનિને પકડી લીધો, તેમને સમજાઈ ગયું કે શબ્દ અલગ અલગ ધ્વનિઓનો બનેલો હોય છે, અને દરેક ધ્વનિ સાથે સંકળાયેલો અક્ષર હોય છે.

કેટલાક દિવસો પછી અમે નવી "સફરે" ગયાં. અમે સૂર્યને આવકારવાના આશયે વહેલી સવારે શાળાના બગીચામાં ગયાં. ઘાસ, ઝાડવાંનાં પાંદડાં, દ્રાક્ષનાં ઝૂમખાં, તેમ જ પીળાં પેર તથા જાંબલી પ્લમ ફળો ઉપર, બધે, ઝાકળનાં બિંદુઓ બાઝેલાં હતાં. દરેક બિંદુમાં સૂર્યપ્રકાશનો તણખો ચળકતો હતો. તણખા ગાયબ થઈ જતા અને ફરી બીજી જગ્યાઓમાં ચળકી ઊઠતા. જાણે સૂર્ય એક બિંદુને પી જતો હોય અને તેના સ્થાને બીજું બિંદુ ગોઠવી દેતો હોય એમ લાગતું હતું. ઝાકળનાં બિંદુઓ ઉપર સૂર્યનાં ચળકતાં કિરણો પડે ત્યારે તેમની અંદર તણખા નજરે પડતા. પરંતુ ઝાકળ ક્યાં ગાયબ થઈ જતી? કેટલાંક બિંદુઓ સુકાઈને ઊડી જતાં, અને બીજાં બિંદુઓ તણખલાં ઉપરથી ધીરેધીરે નીચે દડી પડતાં. ધરતી તેમને ગળી જતી. ઝાકળ ન હોય તો ઘાસ અને ફૂલો કરમાઈ જાય. પછી અમે ઍસ્ટર, નસ્ટરશમ, કેના લીલી, અને ગુલાબ ઉપર ચળકતાં ઝાકળનાં બિંદુઓ નીરખ્યાં. મેં તરણાની, નસ્ટરશમની, સૂર્યની, અને ઝબકારા મારતા તણખાઓવાળા ઝાકળબિંદુની આકૃતિઓ બનાવી. બાળકોએ પણ ચિત્રો દોર્યાં. પછી ચિત્રો નીચે અમે 'બિંદુ' શબ્દ લખ્યો. એ અક્ષરોએ બાળકોને સૂર્ય અને ઝાકળબિંદુઓ યાદ કરાવ્યાં. અમે અક્ષર-ચિત્રો વાંચ્યાં. દરેક બાળકે અક્ષરોનું ચિત્રણ પોતાની આગવી રીતે કર્યું, આસપાસના જગતની પોતે અનુભવેલી છાપ અક્ષરોમાં સંચારિત કરી. સેર્યોઝાએ સાથીઓને કહ્યું: "આ છે તરણા ઉપર લટકતું ઝાકળબિંદુ." તેણે બ અક્ષરની કલ્પના એવી રીતે કરી. "થોડા વખતમાં તે ભોંયે દડી પડશે. આ બિંદુ બાઝેલું છે, આતુરતાથી સૂરજની વાટ જુએ છે." નાનકડા બાળકે હ્રસ્વ-ઈની માત્રાની કલ્પના એવી રીતે કરી. "અને સૂરજનો ચળકાટ આ નાનકડા બિંદુની અંદર પહોંચી ગયેલો છે." સેર્યોઝાએ પેનસિલ અનુસ્વારના • ઉપર ફેરવી.

મેં સૂચન કર્યું કે બધાં બાળકો ઝાકળનાં બિંદુઓવાળાં તરણાંનાં ચિત્રો

8-972

દોરે. બાળકોએ 'બિંદુ' શબ્દનાં પોતપોતાનાં આગવાં ચિત્રો બનાવ્યાં. એમ કહી દેવાનું તો સહેલું છે કે "બાળકોએ ચિત્રો દોરીને લેખન કર્યું." તેમની દૃષ્ટિમાં ચિત્રાંકન અને લેખન જાણે કલ્પનો, ધ્વનિઓ, રંગો, અને લાગણીઓનાં આખેઆખાં જગતો જેવાં હતાં. બાળકની ચેતનામાં દરેક અક્ષર સ્પષ્ટ કલ્પનો સાથે સંકળાઈ જાય છે, એટલે આખા શબ્દને તેમ જ અલગ અલગ અક્ષરોને યાદ રાખવાનું સહેલું બને છે.

કેટલાય દિવસોના ગાળા દરમિયાન અમે ઝાકળબિંદુઓનું નિરીક્ષણ ફરીફરીને માણ્યું, અને ચિત્રાંકન તથા લેખન ચાલુ રાખ્યું. દરેક નવા ચિત્રાંકનમાં કેવળ વધુ મહાવરો જ નહિ પરંતુ સર્જકતા પણ અંકિત હતી. "બિંદુ" શબ્દના સંબંધમાં અમારી સર્જકતા બે કે ત્રણ અઠવાડિયાં સુધી ચાલતી રહી. દરેક બાળકે પોતાને ગમતાં ડાંખળાં અથવા તરણાંનાં ચિત્રો કેટલીય વાર દોર્યાં, પછી શબ્દના રણકારને ધ્યાનથી સાંભળ્યો અને અલગ અલગ ધ્વનિઓ તથા તેમની સાથે સંકળાયેલા અક્ષરોને પારખી કાઢ્યા. આસપાસના જગતની વસ્તુઓ સાથે અક્ષરોનું સામ્ય બાળકો માટે તાત્ત્વિક દૃષ્ટિએ તરંગવિહાર હતું, વાર્તા રૂપ હતું, અને એટલે સર્જકતા હતું.

મેં ચિત્રણપોથીના પૂંઠા ઉપર લખ્યું: 'વતનની ભાષા'. પછી મેં બાળકોને કહ્યું: "આપણે આને ઘણાં વરસ સાચવી રાખીશું, તમે મોટાં થાઓ અને શાળાનો અભ્યાસ પૂરો કરો ત્યાં સુધી. તમારી સૌની પાસે પોતપોતાની પોથીઓ હશે, તેમાં ચિત્રાંકનો અને શબ્દો હશે, પણ આ આપણા વર્ગની ચિત્રણપોથી બની રહેશે."

દિવસો અને અઠવાડિયાં વીતી ગયાં. અમે જીવંત શબ્દના સ્રોતોની નિતનવી "સફરો" ખેડતાં રહ્યાં. બાળકોને નીચેના શબ્દોનો પરિચય અત્યંત રસપ્રદ લાગ્યો: ગામ, પાઈનવૃક્ષોની ઘટા, ઓકવૃક્ષ, બરુ, વન, બરફ, પહાડ, અનાજ, ખડ, વૃક્ષરાજિ, લીંડનવૃક્ષ, ઍશવૃક્ષ, સ્પ્રફરજનનું ઝાડ, ટેકરી, ઓકવૃક્ષનું ફળ, ખરતાં પાંદડાં. વસંતમાં અમે નીચેના શબ્દોની "સફરો" ખેડી: ફૂલો, લાઈલક અને લીલી-ઓફ-ધ વેલી તથા અકેશાનાં પુષ્પો, દ્રાક્ષ, તળાવ, નદી, સરોવર, વનની કોર, ધુમ્મસ, વરસાદ, ગાજવીજનું તોફાન, સૂર્યોદય, પારેવાં, પોપલારવૃક્ષ, અને ચેરી. દરેક વખતે જેને મનમાં વધારેમાં વધારે સ્પષ્ટ છાપ, ઊર્મિઓ, તથા યાદોનો અનુભવ થાય એ બાળક 'વતનની ભાષા'ની ચિત્રણપોથીમાં ચિત્ર દોરે. કોઈ પણ બાળક વતનની ભાષાની સુંદરતાની બાબતમાં ઉદાસીન



ન રહ્યું. ૧૯૫૨ની વસંત સુધીમાં, અમારા કાર્યના આરંભ પછી આઠ મહિનામાં, બાળકો વર્ણમાળા શીખી ગયાં, વાંચવા અને લખવા લાગ્યાં.

અહીંયાં મારે એ અનુભવના યંત્રવત્ ઉપયોગના પ્રયત્નો સામે ચેતવણી આપવી જ જોઈએ. એ રીતે વાંચતાં અને લખતાં શીખવું એટલે સર્જકતા, અને કોઈ પણ જાતની સર્જકતા બીબાંઢાળ બની રહેવાનું કદી ન જ ચલાવી લે. કશાક નૂતનને તો માત્ર સર્જનાત્મક રીતે જ અપનાવી શકાય.

બાળકને બધા મૂળાક્ષરો યાદ કરી લેવાનું અને વાંચતાં શીખી લેવાનું કદી ન કહેવું જોઈએ. વાત બહુ મહત્ત્વની છે. બાળક જ્ઞાનનાં આરંભનાં થોડાંક પગથિયાં રમત રમવાની પ્રક્રિયામાં ચડતું હોય છે. તેનું બૌદ્ધિક જીવન સુંદરતાને, વાર્તાઓને, સંગીતને, તરંગવિહારને, સર્જકતાને, અને કલ્પનાની રમતોને આત્મસાત્ કરી લે છે. જે કંઈ બાળકોની લાગણીઓને ઉત્તેજિત કરે, પોતાની સુંદરતા વડે મોહિત કરી દે, તેની ઊંડી યાદ તેમનાં મનમાં અંકાઈ જાય છે. ઘણાં બાળકોની પોતાના અનુભવોને કેવળ શબ્દોમાં વ્યક્ત કરવાની જ નહિ પરંતુ લેખનમાં ઉતારવાનીયે પ્રબળ ઉત્કંઠા જોઈને હું વિસ્મયમાં ગરકાવ થઈ ગયો હતો.

એક દિવસે અમે વરસાદથી બચવા વન કુટિરમાં આશરો લીધો. વાદળો ગરજતાં હતાં અને વીજળી ઝબકતી હતી. નાનકડા કરા પડવા લાગ્યા. વરસાદ થંભી ગયો પણ કરા હજી ઘાસમાં પડ્યા હતા. સૂર્ય વાદળોની પાછળથી નીકળી આવ્યો અને તેનાં કિરણોમાં નાનકડા કરા લીલા દેખાવા લાગ્યા. બાળકો અહોભાવમાં બોલી ઊઠયાં કે દેખાવ કેવો સુંદર છે. બીજે દિવસે બાળકોને આગલે દિવસે જોયેલા દેખવનાં ચિત્રો દોરવાનું મન થયું. યૂરા, સેર્યોઝા, શુરા, અને ગાલ્યાએ તો પોતપોતાનાં ચિત્રોને નામો પણ આપ્યાં. તેમને વાંચતાં તો સરસ આવડતું જ હતું, અને હવે મને તેમનાં પ્રથમ લેખનો જોવા મળ્યાં. તેમણે લખેલું: "ઘાસ ઉપર કરા વેરતાં તોફાની વાદળો", "લીલા ઘાસમાં સફેદ કરા", "સફેદ કરાને ઓગાળતો સૂરજ", "સફેદ કરા રેડતું તોફાન".

એથી મને ફરી વાર ખાતરી થઈ ગઈ કે બાળકો ચિંતન અને ભાષાનાં મૂળ સ્રોતોથી જેટલાં વધારે નિકટ હોય એટલા પ્રમાણમાં તેમની વાણી વધારે સમૃદ્ધ અને ભાવવાહક બને. મેં ધારણા બાંધી કે થોડા સમયમાં બધાં બાળકો લઘુ-લેખનો કરવા લાગશે. મારી ધારણા ૧૯૫૨ના ઉનાળામાં ખરી સાબિત થઈ ગઈ. શાળાની વાડીના એક ખૂણામાં પોપીનાં બી વાવવામાં

આવ્યાં હતાં. જ્યારે પોપીનાં ફૂલો જાણે સેંકડો બહુરંગી જ્યોતિઓ થકી ઝગમગવા લાગ્યાં ત્યારે હું બાળકોને ત્યાં લઈ ગયો. સુંદરતા નીરખતી વેળા બાળકોનાં દિલોમાં જાણે ખુશીના અનુભવોનાં મોજાં ઊછળવા લાગ્યાં. અમે કેટલીય વાર સુધી ફૂલોને પ્રશંસાની નજરે નીરખતાં રહ્યાં અને મધમાખીઓનો ગુંજારવ સાંભળતાં રહ્યાં. બીજે દિવસે અમે ચિત્રણપોથીઓ અને રંગીન પેનસિલો લઈને એ ખૂણામાં ગયાં. બાળકોએ ચિત્રો દોર્યાં, અને મેં તેમને પોપીના બીજની, મેઘધનુષે તેને સાત રંગોની પૂરી સુંદરતા કેવી રીતે બક્ષેલી તેની, વાર્તા કહી સંભળાવી. ઘણાં બાળકો પ્રશંસાની લાગણીને શબ્દોમાં વ્યક્ત કરવા ઉત્સુક બની ગયાં, અને તેમણે સ્પષ્ટ, ભાવવાહક લેખનો કર્યાં: "ખીલતાં પોપીફૂલોની જાજમ" (તાન્યા), "ધરતી ઉપર પથરાયેલી પોપીફૂલોની જાજમ" (નીના), "પોપીફૂલો ખીલી ઊઠયાં, અને સૂરજ રાજી થઈ ગયો" (ઝીના), "પોપીફૂલોની જાજમ ઉપર ગુંજારવ કરતી મધમાખીઓ (ગાલ્યા), "સૂરજે ધરતી ઉપર ફૂલો વેરી દીધાં: નીલાં, ગુલાબી, રાતાં, અને આછાં આસમાની" (લારીસા), "આછી આસમાની પાંખડીઓ ઉપર ઝાંથરિયો ભમરો" (સેર્યોઝા), "પાતળી દાંડીઓ ઉપર ડોલતાં ફૂલો" (શુરા), "પોપીફૂલોમાં રમતો સૂરજ" (કોલ્યા), "નીલી પાંખડીઓ ગગનમાંથી ખરી અને ખીલીને ધરતી ઉપર જાજમની જેમ પથરાઈ ગઈ" (કાત્યા). બાળકોએ એવાં લેખનો તથા ચિત્રો પોતપોતાની પોથીઓમાંથી કાઢીને 'વતનની ભાષા'ની પોથીમાં ગોઠવી દીધાં.

સૂરજમુખીનાં ફૂલોની, બકવ્હીટ અનાજના ખીલતા પાકનાં ખેતરોની, અમારી "સફરો" દરમિયાન બાળકો ચેતનમય વસંતનાં સ્પષ્ટ કલ્પનો રચતાં કલ્પનાવિહાર કરવા લાગ્યાં. આસપાસના જગતની સુંદરતા બાળકોને જેમ જેમ વધારે ઉત્તેજિત બનાવતી ગઈ તેમ તેમ અક્ષરો તેમની યાદમાં વધારે ઊંડા અંકાતા ગયા, જોકે અમે એવું કોઈ લક્ષ્ય મોખરે નહોતું મૂક્યું. મને વધારે પાકી ખાતરી થઈ ગઈ કે દૃશ્ય જગતની કલ્પનસૃષ્ટિ, અને સુંદરતાની લાગણીને શબ્દોમાં વ્યક્ત કરવાનો પ્રયત્ન, બાળકોની વિચારક્રિયામાં હાર્દના સ્થાને હોય છે. બાળકો સર્જનાત્મક અને તાદૃશ રીતે, લાગણીઓથી ઓતપ્રોત કલ્પનોમાં, વિચાર કરતાં હોય છે. બાળકને બુદ્ધિશાળી અને તેજસ્વી બનવા માટે આરંભના બાળપણથી જ જગતના કલાત્મક દર્શનનું સુખ આપવું જોઈએ.



બાળક સુંદર તત્ત્વને નીરખે અને અનુભવે ત્યારે તરંગવિહાર અને સર્જકતાના કેવા અખૂટ ઝરાઓ તેની ચેતનામાં જીવંત વિચારોને મોકળા કરી દેતા હોય છે! જીવંત શબ્દના સ્રોતોની અમારી "સફરો"માંની એકને હું કદી નહિ ભૂલું. ઉનાળામાં એક દિવસે અમે સામૂહિક ખેતરના મધપૂડા વિભાગમાં ગયાં. મધમાખીઓ પાળનારાએ અમને તાજું મધ અને ઝરાનું ઠંડું પાણી આપ્યું. બાળકો સફરજનના ઝાડ નીચે બેસીને ખેતરોમાં બકવ્હીટ અનાજના ખીલતા પાકને મુગ્ધ નજરે નીરખવા લાગ્યાં. વગડામાં ઉડાન પછી મધપૂડાઓમાં પાછી ફરતી મધમાખીઓ ઝરાના ઠંડા પાણીના નાનકડા વહેણ ઉપર ચકરાવા લેતી હળવો ગુંજારવ કરવા લાગી. એ જોઈને બાળકોએ કહ્યું: "મધમાખીઓ માંહોમાંહે ફૂલો અને ઉપવનોની, બકવ્હીટ અનાજની, સૂરજમુખીનાં ફૂલોની, ઝળકતાં પોપીફૂલોની, અને ઘાસનાં જાંબલી ફૂલોની વાતો કરી રહી છે."

પાંચ વરસ પછી, મારાં નાનકડાં ભૂલકાં ચોથા ધોરણમાં પહોંચી ગયાં હતાં ત્યારે, મેં તેમને લેખનનો વિષય સૂચવ્યો—'મધમાખીઓ શાને વિશે ગુંજારવ કરતી હોય છે.' વર્ષો પહેલાં જૂનના એ દિવસે તેમનાં મનમાં પડેલી અવિસ્મરણીય છાપોએ ચિંતનના ચેતનમય ઝરણામાં સ્પષ્ટ કલ્પનોનો ઘાટ ધારણ કરી લીધો. આરંભના બાળપણમાં જે કંઈ મનને મુગ્ધ કરી દે તે કદી ભુલાતું નથી. બાળપણનાં વર્ષોને બાળકોની ચેતનામાં વતનની ભાષાની તથા આસપાસના જગતની સુંદરતા હંમેશાં અંકિત કરી લેવા દો! જ્ઞાનની સીધા ઊંચાણની મુશ્કેલ સીડીનાં આરંભનાં પગથિયાંમાં સુંદરતા સીંચાઈ જવા દો!

બાળકો વાંચતાં જેમ જેમ બહેતર શીખતાં ગયાં તેમ તેમ પુસ્તકો તેમના આંતરિક જીવનમાં વધારે મોટી ભૂમિકા ધારણ કરતાં ગયાં. અમે ચિત્રોનાં પુસ્તકોનું નાનકડું પુસ્તકાલય બનાવ્યું. દુર્ભાગ્યે પુસ્તકોની દુકાનોમાં સારું કંઈ મળતું નહોતું, એટલે મારે જાતે જ ચિત્રો દોરીને અને લખીને પુસ્તકો બનાવવાં પડતાં. મેં બનાવેલું પહેલું ચિત્ર-પુસ્તક ઉક્રાઈનાની લોકકથાનું હતું—હિમદાદા, ઘાતકી સાવકી મા, માયાળુ ઓરમાન દીકરી, અને આળસુ સગી દીકરી. પુસ્તક બહુ લાંબું હતું, ત્રીસથી વધારે પાનાં, દરેક પાનામાં એક ચિત્ર અને થોડાંક વાક્યો, ક્યાંક ક્યાંક ખાલી એક જ વાક્ય. ૧૯૫૨ની વસંત સુધીમાં મોટા ભાગનાં બાળકો સડસડાટ વાંચતાં થઈ ગયાં. વાર્યા, કોલ્યા, ગાલ્યા, લારીસા, સેર્યોઝા,

અને લીદા ખાસ સરસ વાંચન કરતાં. અમે ઘાસમાં બેસતાં અને કોઈ એક બાળક ચિત્ર-પુસ્તક ખોલીને વાંચવાનું શરૂ કરી દેતું ... એ કંઈ ખાલી શબ્દો વાંચી લેવાનું અને તેમાંથી વાક્યો બનાવી લેવાનું સાદું કામ નહોતું. તેમાં સર્જકતા હતી. બાળક વાર્તા વાંચતી વેળા જાણે ચિત્રોમાં નિરૂપિત જગતમાં મશગૂલ થઈ જતું. તેના વાંચનના ભાવવાહક ધ્વનિઓ ભલા હિમદાદાની, ઘાતકી સાવકી માની, મહેનતુ અને હેતાળ ઓરમાન દીકરીની, તેમ જ આળસુ અને હૈયાસૂની સગી દીકરીની લાગણીઓ તથા આકાંક્ષાઓની બારીક અર્થછાયાઓને પ્રગટ કરતા. બાળકો જે કંઈ વાંચતાં તેને ઊંડાણથી અનુભવતાં: અનિષ્ટને ધિક્કારતાં અને ઇષ્ટનો વિજય જોઈને ખુશખુશાલ થઈ જતાં.

અને રસપ્રદ વાત તો આ છે: બાળકો વાર્તાને કેટકેટલીય વાર વાંચી ગયાં હોવા છતાં દરેક વખતે ભારે ઉત્સુકતાથી સાંભળતાં. મને કેળવણીકારોની ચિંતા યાદ આવી ગઈ: બાળકો નીરસતાથી અને કશી લાગણીઓ વ્યક્ત કર્યા વગર કેમ વાંચતાં હોય છે? બાળકોના વાંચનમાં ઊર્મિઓની રંગોળીનો રણકાર કેમ જવલ્લે જ સંભળાતો હોય છે? કારણ કે ઘણા દાખલાઓમાં વાંચન બાળકોના આંતરિક જીવનથી, ખ્યાલોથી, લાગણીઓથી, અને વિચારોથી વિખૂટું હોય છે. બાળકના મનમાં ઉત્તેજના એક બાબતની હોય છે, પરંતુ એ સમયે તે સાવ જુદી જ બાબત વિશે વાંચતું હોય છે. વાંચનમાં શબ્દો જ્યારે બાળકોનાં હૈયાંની ગોપિત જગ્યાઓ ઉપર અસર પાડે ત્યારે જ વાંચન તેમનાં જીવનોને વધારે સમૃદ્ધ બનાવે છે.

અમે નવાં ચિત્ર-પુસ્તકો બનાવવા લાગ્યાં. યૂરા, સેર્યોઝા, કાત્યા, લીદા, લ્યુબા, અને લારીસાએ ચિત્રો દોર્યાં. એક પણ બાળક એવું નહોતું કે જે ચિત્રો દોરવામાં મદદ કરવા ઉત્સુક ન હોય. વાંચન અને લેખનની ઉસ્તાદી હાંસલ કરવામાં પડતી મુશ્કેલીઓને પહોંચી વળવામાં મુખ્યત્વે કારણભૂત બાબત ચિત્રો દોરવાની ઉત્સુકતાની હતી.

બાળકો ૧૯૫૨ના ઉનાળામાં બાળસાહિત્યનાં છાપેલાં નાના પુસ્તકો વાંચવા લાગ્યાં: તોલ્સ્તોયે આલેખેલી લોકકથાઓ અને ઉશીન્સ્કીની 'વતનની ભાષા' નામે કૃતિમાંથી ટૂંકી વાર્તાઓ. તેમણે પૂશ્કિન, લેર્મોન્તોવ, તથા નેક્રાસોવનાં તેમ જ ઉક્રાઈની કવિઓ શેવચેન્કો, લેસ્યા ઉક્રાઈનકા, તથા ફ્રાંકોનાં કાવ્યો પણ વાંચ્યાં. મેં 'વતનની ભાષા' પુસ્તકમાંથી ઉશીન્સ્કીનું કાવ્ય 'બાળકો, કરો તૈયારી શાળાની' ખાલી વાંચી સંભળાવ્યું, બસ,



અને તે બાળકોને બરાબર યાદ રહી ગયું. એથી હું બેહદ ખુશ થઈ ગયો, અને વાંચન માટે બાળપોથીથી લઈને બીજાં પુષ્કળ પુસ્તકોમાં જોવા મળતી કઢંગી કવિતાઓ વિશે ચિંતાભર્યા વિચારો કરવા લાગ્યો. કારકુની ભાષામાં લખેલાં શુષ્ક જોડકણાં, લેખિત શબ્દ તરફ પ્યાર કેળવવાને બદલે કાવ્યમય લાગણીઓને ખતમ કરી નાખે, એવો સંભવ વધારે છે.

હું દરેક સફળતામાં અને દરેક મુશ્કેલીમાં બીજા શિક્ષકોના સંગાથમાં રહ્યો. શાળા પૂર્વેનાં બાળકોને પહેલા ધોરણ માટે તૈયાર કરવાની કામગીરી અમારી શાળાના બધા પ્રાથમિક શિક્ષકોની સામૂહિક કાળજીની બાબત બની રહી. દર વરસે શિક્ષકોનો સર્જનાત્મક અનુભવ બહેતર બનતો ગયો, અને શિક્ષણની રીતોમાં, ખાસ કરીને વર્ગની તથા શાળાની બહારના કાર્યમાં, વધારે ગહનતા આવતી ગઈ. એથી બાળકોના એકીકૃત બૌદ્ધિક વિકાસમાં મદદ મળી, તેમણે સફળ અભ્યાસ માટે આવશ્યક બની રહેતી પ્રાથમિક અમલી આવડતો હાંસલ કરી લીધી. એવી આવડતોમાં પહેલું સ્થાન વાંચનનું છે.

શાળા પૂર્વેનાં બાળકોને કેળવણી આપતા શિક્ષકોએ થોડાંક વરસો દરમિયાન એટલી સફળતા સાધી લીધી કે બાળકો પહેલા ધોરણમાં દાખલ થાય તે પહેલાં વાંચતાં શીખી લેતાં. એથી શિક્ષણનું આખું કર્તવ્ય, કેવળ પ્રાથમિક વર્ગોમાં જ નહિ પરંતુ ઉપલાં ધોરણોમાં પણ, નોંધપાત્ર પ્રમાણમાં હળવું બની ગયું. અમારા ઘણાં વર્ષોના સામૂહિક અનુભવે અમારે માટે સમજણ સાથેના વેગીલા તથા ભાવવાહક વાંચનની ભૂમિકા વિશે, અને વાંચનની પ્રક્રિયા દરમિયાન સર્જનાત્મક માનસિક શ્રમ કરવાની દિશામાં બાળકના બૌદ્ધિક વિકાસ વિશે, બહુ મહત્ત્વનો નિષ્કર્ષ તારવવાનું શક્ય બનાવ્યું. એ નિષ્કર્ષ નીચે મુજબ છે: બાળક વાંચવાનું જેટલું વધારે વહેલું શરૂ કરી દે, અને વાંચન તેના સમગ્ર આંતરિક જીવન સાથે જેટલી વધારે સ્વાભાવિક રીતે સંકળાયેલું હોય, એટલા પ્રમાણમાં, વાંચન દરમિયાન તેના મનમાં ચાલતી ચિંતન પ્રક્રિયાઓ વધારે જટિલ હોય, અને વાંચન તેના બૌદ્ધિક વિકાસમાં વધારે ફાળો આપે. જે બાળક સાત વરસની ઉંમર પહેલાં વાંચવાનું શરૂ કરી દે તેણે બહુ મૂલ્યવાન આવડત કેળવી લીધી હોય છે: શબ્દોની તથા વાક્યોના ખંડોની તેની દૃષ્ટિમૂલક અને માનસિક પરખો કેવળ ધ્વનિઓના ઉચ્ચારણ પૂરતી સીમિત નથી રહેતી, તેને પાર કરી જાય છે. વાંચન કરતી વેળા બાળક શબ્દ સાથે જકડાયેલું નથી રહેતું. તે નજરને પુસ્તકથી જુદી તરફ વાળી શકે છે અને ધ્વનિઓના અર્થ

મારફત વિચાર કરી શકે છે. એ રીતે, બાળક એકીવેળાએ વાંચે છે, વિચારે છે, અને કલ્પનાવિહાર કરે છે.

અમારા સામૂહિક અનુભવે અમને પ્રતીત કરાવી દીધી કે ચોક્કસ એવું વેગીલું વાંચન, સમજણ સાથેના વાંચનના, અત્યંત મહત્ત્વનાં તત્ત્વોમાંનું એક બની રહે છે.

## જિંદગી તો સૌની સહિયારી, જી શકો !

બાળવીરોએ શાળાની વાડીના દૂરના ખૂણામાં ક્રીસેન્થીમમની રોપણી કરી. શરદના દિવસો નજીક આવ્યા ત્યારે ત્યાં સફેદ, નીલાં, અને ગુલાબી ફૂલો ખીલવા લાગ્યાં. એક દિવસે હું મારાં ભૂલકાંઓને ત્યાં લઈ ગયો. આસમાન સાફ હતું અને હવામાં ઊષ્મા હતી. પાર વગરનાં ફૂલો જોઈને તેઓ રાજીરાજી થઈ ગયાં. પરંતુ કડવા અનુભવે શીખવ્યું છે કે બાળકો સુંદરતાની પ્રશંસા કરતાં હોય ત્યારે ઘણી વાર તેમાં આપમતલબી વલણ હોય છે. બાળક ફૂલને ચૂંટી લે છે, તેમાં કશું ખોટું કર્યું હોવાની લાગણી તેને નથી થતી. એ દિવસે પણ એમ જ બન્યું. મને બાળકોના હાથમાં પહેલાં એક, પછી બે, અને પછી ત્રણ ત્રણ ફૂલો જોવા મળ્યાં. માત્ર અરધાં જેટલાં ફૂલો બાકી રહ્યાં ત્યારે કાત્યા બોલી ઊઠી:

"ક્રીસેન્થીમમને આમ ચૂંટી લેવાનું શું ખરેખર ઠીક ગણાય?" તેના શબ્દોમાં અચરજ પણ નહોતું અને ખીજ પણ નહોતી. નાનકડી બાળકી તો ખાલી પૂછી રહી હતી. મેં કંઈ જવાબ ન આપ્યો. આજનો દિવસ ભલે બાળકો માટે બોધપાઠ બની રહે. તેમણે થોડાંક વધુ ફૂલો ચૂંટી લીધાં. ખૂણાની સુંદરતા ખતમ થઈ ગઈ. લીલું ઘાસ જાણે સૂનું પડી ગયું. સુંદરતા જોઈને બાળકોનાં દિલોમાં ઝબકી ઊઠેલો અહોભાવનો ઉછાળો ઓસરી ગયો. તેમને સમજણ જ ન પડી કે હવે ફૂલોનું શું કરવું.

"કેમ, બાળકો, તમને આ ખૂણો રૂપકડો લાગે છે કે?" મેં સવાલ કર્યો. "તમે જેમાંથી ફૂલો ચૂંટી લીધાં એ દાંડીઓ હવે રૂપાળી લાગે છે ખરી?"

બાળકો અબોલ રહ્યાં. પછી કેટલાંય જવાબ આપવા લાગ્યાં:

"ના, રૂપાળી તો નથી લાગતી..."



"અને હવે આપણે રૂડાંમઝાનાં ફૂલો જોવા ક્યાં જઈશું?"

"આ ફૂલોની રોપણી બાળવીરાએ કરેલી," મેં બાળકોને કહ્યું. "તેઓ સોહામણાં ફૂલો જોવા આવશે, પણ એને બદલે તેમને શું જોવા મળશે? તમારે ભૂલવાનું નથી કે તમે બીજા લોકોની ભેગાં રહો છો. સુંદર વસ્તુઓ માણવાનું મન તો સૌને હોય. અહીંયાં આપણી શાળામાં પુષ્કળ ફૂલો છે, પણ દરેક વિદ્યાર્થી ખાલી એક એક ફૂલ પણ ચૂંટી લે તો હાલત કેવી થઈ જાય? કંઈ બાકી ન રહે. લોકોને નીરખવા અને માણવા રૂપકડું કશું બચે જ નહિ. સુંદરતાને જતનથી જાળવી રાખવી જોઈએ, ખતમ કરી નાખવાનું તો ઠીક નહિ. શરદ આવશે, અને દિવસે પણ હવા વધારે ઠંડી બનતી જશે, ત્યારે આપણે ક્રીસેન્થીમમને અહીંથી કાઢીને તાપઘરમાં રોપી દઈશું. પછી ત્યાં તેમની સુંદરતા માણીશું. એક ફૂલ ચૂંટવું હોય તો પહેલાં દસ ફૂલોની રોપણી કરવી પડે."

કેટલાક દિવસો પછી અમે હરિયાળા ઘાસને બીજે ખૂણે ગયાં. ત્યાં ઘણાં વધારે ક્રીસેન્થીમમ હતાં. બાળકોએ ફૂલો ચૂંટયાં નહિ, તેમની સુંદરતા માણી.

બાળકનું હૈયું બીજા લોકો માટે સુંદરતા અને ખુશીના સર્જનની હાકલના સંબંધમાં સંવેદનશીલ હોય છે. એવી હાકલોને પગલે પગલે કામ આવવું જોઈએ, એ વાત મહત્ત્વની છે. જો બાળકને લાગે કે પોતાની આસપાસ લોકો છે, અને પોતાનાં કૃત્યો એ લોકોને ખુશીની ભેટ આપી શકે એમ છે, તો તે નાની ઉંમરથી જ પોતાની મંછાઓનો સમન્વય બીજા લોકોનાં હિતો જોડે સાધતાં શીખી લેશે. અને ભલાઈ તથા માનવતાના વિકાસ માટે એ બાબત અસાધારણ મહત્ત્વની છે. માણસોને પોતાની વ્યક્તિગત મંછાઓની આવશ્યક મર્યાદાઓની સમજ ન હોય તો તેઓ સારા નાગરિકો કદી ન જ બને. આપમતલબી અને સ્વાર્થસાધુ લોકો, બીજાઓની આપદાવિપદાઓની બાબતમાં ઉદાસીન રહેતા લોકો, નાનપણમાં પોતાની ઈચ્છાઓને કાબૂમાં રાખતાં ક્યારેય નથી શીખ્યા હોતા, સમષ્ટિના કલ્યાણ અંગેની કાળજી તેમણે ક્યારેય નથી રાખી હોતી. પોતાની ઈચ્છાઓને કાબૂમાં રાખવાની આવડત તો સાવ સાદી, અને સાથોસાથ બહુ અટપટી, ટેવ છે, એ તો માનવતા, સંવેદનશીલતા, માયાળુતા, અને આત્મશિસ્તનો સ્રોત છે, જેના વગર વ્યક્તિને અંતરાત્મા જેવું કશું હોઈ શકે નહિ અને જેના વગર વ્યક્તિ ખરી માનવ હસ્તી હોઈ શકે નહિ એ લક્ષણોનો સ્રોત છે.

અને બાળકને અસલ ઇન્સાન બનવાની કેળવણી આપવાની બાબતમાં આરંભનાં વર્ષોના મહત્ત્વ અંગેનો નિર્દેશ ભારપૂર્વક કરવાનું અહીંયાં ફરી વાર જરૂરી છે. નૈતિક પ્રતીતિઓ, વલણો, અને ટેવો, એ બધું લાગણીઓ સાથે ગાઢ સંકળાયેલું હોય છે. રૂપકની ભાષામાં કહેતાં, લાગણીઓ ઊંચાં નૈતિક ધોરણનાં કૃત્યો માટે ફળદ્રુપ જમીન જેવી હોય છે. જ્યાં સંવેદનશીલતા ન હોય, આસપાસના જગતની ઊંડી પરખ ન હોય, ત્યાં લોકો મોટા થઈને આત્મારહિત અને લાગણીશૂન્ય બને છે. સંવેદનશીલતાનું, આત્માની સંસ્કારક્ષમતાનું, ઘડતર બાળપણમાં થાય છે. એ લક્ષણોને બાળપણમાં કેળવવામાં ન આવે તો તેમની ખોટ કદી ન પૂરી શકાય.

કેળવણીકારનાં અત્યંત મહત્ત્વનાં કર્તવ્યોમાંનું એક બાળકને માનવીય સંબંધોની જટિલ દુનિયા પાર કરાવવાનું છે. બાળકો ખુશી વગર રહી ન શકે. આપણો સમાજ બને એટલા બધા પ્રયાસો કરે છે કે બાળપણ ખુશીનો ગાળો બની રહે. પરંતુ ખુશી નફકરી કોઈ રીતે ન જ હોવી જોઈએ. મોટેરાંએ કાળજીથી ઉગાડેલા ઝાડમાંથી ખુશીનાં ફળો તોડી લેતી વેળા બાળક જો વિચાર ન કરે કે બીજા લોકો માટે શું બાકી બચે છે, તો તે માનવીનાં અત્યંત મહત્ત્વનાં લક્ષણોમાંના એકને, અંતરાત્માને, ખોઈ બેસે છે. બાળક પોતે સમાજવાદી સમાજનો ભાવિ નાગરિક હોવાની સમજણ હાંસલ કરે તે પહેલાં તેણે ભલાઈના બદલામાં ભલાઈ કરતાં, પોતાના હાથ વડે બીજા લોકો માટે સુખ અને ખુશીનું સર્જન કરતાં, શીખી લેવું જોઈએ.

આનંદ વિદ્યાલયની સ્થાપના પહેલાંનાં વર્ષોમાં મને એ બાબતની ચિંતા રહેતી કે ઘણાં માબાપ પોતાનાં બચ્ચાં ઉપરના સહજ હેતથી અંધ બની જઈને માત્ર તેમનાં સારાં લક્ષણોને જ ધ્યાનમાં લેતાં હોય છે અને નકારાત્મક લક્ષણોને અવગણતાં હોય છે. મને યાદ છે કે ચાર વરસનો એક છોકરો પાયખાના સુધી જવાની તકલીફ લેવાને બદલે પોતાનું કામ મા તથા પાડોશણની સામે જ પતાવી લેતો. મા ખીજે ન ભરાતી પણ ઊલટાની વેવલી બની જતી: "જોયું ને, અમારો દીકરો કેવો ચબરાક છે—એને કોઈ વાતની બીક તો છે જ નહિ!" છોકરો નફટાઈની નજરે તેની સામે જોતો, પહેલાં મોઢું ચડાવતો, અને પછી તુચ્છકારમાં હોઠ મલકાવી દેતો. તેનામાં ઘૃણાસ્પદ બની જવાની નિશાનીઓ વરતાતી



હતી, અને તેને અંકુશમાં ન આણવામાં આવે તો, કોઈ તેને બીજા લોકોની નજરે પોતાને જોતો ન કરી દે તો, અંતે મવાલી બની જવાનો પૂરો સંભવ હતો.

મારે વલોદ્યાની મા જોડે એકથી વધારે વાર વાત કરવી પડી. તે કંઈક કહેવાનું શરૂ કરે કે તરત દીકરો તેનું કપડું ખેંચતો અને હાથ પકડી લેતો. માને તાકીદે કહેવાનું કશુંક દીકરાના મનમાં હંમેશાં રહેતું જ. પરાણે વળગી પડવાના તથા ધ્યાનનો તકાદો કરવાના વર્તનમાં બાળકની સ્વાર્થી વૃત્તિનાં રૂપો વ્યક્ત થતાં હોય છે, અને તેમનાં મૂળ બાળકની દરેક કસૂર માફ કરી દેવામાં, તેની સાથે બોબડાઈથી વાત કરવામાં, તથા તેને સજા ન કરવામાં હોય છે. કેટલાંક માબાપ (અને દુર્ભાગ્યે કેટલાક શિક્ષકો પણ) માનતાં હોય છે કે બાળકો સાથે હંમેશાં બાળક જેવા અવાજે વાત કરવી જોઈએ. બાળક એવા અવાજને બોબડાઈ સમજી લે છે. બાળકનું બિનઅનુભવી દિલ મોટેરાના એવા બાલિશ બબડાટના પ્રતિભાવમાં ગેરવર્તન કરે છે. હું એવા અવાજમાં છુપાઈને પડેલાં જોખમો વિશે હંમેશાં સાવધાની રાખું છું અને એક પળ પણ ભૂલતો નથી કે દરેક નાનકડી વ્યક્તિની અંદર ભાવિ પુખ્ત નાગરિક સમાયેલો હોય છે. જ્યારે બીજા લોકો માટે કામ કરવાની બાબત ચર્ચાતી હોય ત્યારે એવું વલણ મને અસાધારણ મહત્ત્વનું લાગતું. ઘણી ઘણી વાર બાળકોના કાર્યના સંગાથમાં બદતરીન બાબત એવા ખ્યાલની હોય છે કે તેઓ જાણે મોટેરાંની ઉપર ભારે મહેરબાની કરી રહ્યાં હોય, અને એટલે બહુ વખાણને અને કશાક ઇનામનેય લાયક હોય.

...શરદમાં અમે ક્રીસેન્થીમમને ખોદી કાઢીને તાપઘરમાં રોપી દીધાં. એ કામ ગામનાં બાળકોને તો બરાબર માફક આવે એવું હતું. બાળકો છોડવાઓને પાણી પાતાં, અને અધીરાઈથી વાટ જોતાં કે ક્યારે પ્રથમ ફૂલો ઊગે. તાપઘર અદ્‌ભુત ખૂણા જેવું બની ગયું. મેં બાળકોને સલાહ આપી કે "ચાલો, હવે આમંત્રણો આપીને મહેમાનોને બોલાવીએ. કોને બોલાવીશું?" ઘણાં બાળકોને નાનેરાં ભાઈબહેનો હતાં. તેઓ એ નાનકડાં ભૂલકાંઓને હાથ ઝાલીને તાપઘરમાં લઈ આવ્યાં. નાનાં બચ્ચાં ક્રીસેન્થીમમ ચૂંટી લેવા હાથ લંબાવવા લાગ્યાં, પરંતુ મારાં બાળકોએ તેમને ફૂલો ચૂંટવા ન દીધાં.

મેં બાળકોને કહ્યું કે આપણે પૂરતાં ફૂલો ઉગાડી શકીએ તો આંતરરાષ્ટ્રીય

મહિલા દિનના પ્રસંગે, માર્ચની આઠમી તારીખે, બધી મમ્મીઓને એક એક ક્રીસેન્થીમમ ભેટમાં આપીશું. એવા લક્ષ્યથી બાળકોને પ્રેરણા મળી. માર્ચના આરંભ સુધીમાં પૂરતાં ફૂલો ઊગી ગયાં. અમે માતાઓને તહેવાર ઊજવવા આમંત્રી, તાપઘર બનાવ્યું, અને સૌને સુંદર ફૂલો આપ્યાં. ગાલ્યા ભેગી તેની સાવકી મા આવી, નાનકડી બાળકીએ તેને ક્રીસેન્થીમમ આપ્યું. મેં ગાલ્યા જોડે સાવકી મા સાથેના સંબંધો વિશે ઘણી વાર વાતચીત કરી હતી, તેને સમજાવી હતી કે બાઈ સરસ ઈન્સાન છે. મારાં વેણ તેના હૈયામાં પહોંચ્યાં હતાં. કાલ્યા અને તોલ્યાની માતાઓ, સાશાની દાદીમા, અને કોસ્ત્યાની સાવકી મા પણ અમારા મેળાવડામાં આવી હતી. એથી મને ખુશી થઈ.

ઘણુંબધું એવું હોય છે કે જે નાનકડા બાળકને સમજાવી ન શકાય. ઉમદા ચારિત્રને લગતા સુંદર શબ્દો ઘણી ઘણી વાર તેની ચેતના સુધી પહોંચતા જ નથી હોતા, પરંતુ માનવતાની સુંદરતાને તો બાળક પણ પોતાના દિલમાં અનુભવી શકતું હોય છે. હું આનંદ વિદ્યાલયના આરંભના દિવસોથી જ કોશિશ કરતો હતો કે દરેક વિદ્યાર્થી બીજા લોકોની ખુશી, પીડા, ગમગીની, અને વિપદાઓનો અનુભવ કરે. અમે શરદમાં અને વસંતમાં ઘણી વાર કોલખોઝના મધમાખી પાલક આંદ્રેઈદાદાને મળવા જતાં. ઘરડા આદમીને કુટુંબ નહોતું, અને એકલતાની જિંદગીમાં તે બહુ ગમગીન રહેતો. બાળકોને લાગતું કે અમે મુલાકાતે જઈએ ત્યારે આંદ્રેઈદાદાને મઝા આવતી. અમે મળવા જઈએ તે પહેલાં હું બાળકોને કહેતો કે દાદા માટે સફરજન, દ્રાક્ષ, પ્લમ, અને જંગલી ફૂલો ભેગાં કરી લો, ખુશ થઈ જશે. બાળકોનાં હૈયાં બીજા લોકોના મનોભાવ, અનુભવો, અને લાગણીઓ અંગે વધારે સંવેદનશીલ બન્યાં. બાળકો પોતે જ મહેનત કરવા લાગ્યાં કે ઘરડા આદમીને કેવી રીતે કોઇ ને કોઈ જાતની ખુશી આપી શકે. એક દિવસે અમે વનમાં થૂલી બનાવી. તાપણામાં આગ બળવા લાગી ત્યારે બાળકોને કેટલા બધા ખુશાલ અનુભવો થયેલા!.. અને બરાબર ખુશીની એવી ઘડીએ જ વાર્યા વિચારમાં પરી જતી બોલી:

"પણ આંદ્રેઈદાદા તો અત્યારે એકલા હશે!"

બાળકો વિચારમાં ગરકાવ થઈ ગયાં. કોઈ મોટેરાંને એમાં કદાચ લાગણીવેડા દેખાય. કોઈને કદાચ આવો ખ્યાલ આવે: સાત વરસનાં બાળકો એવા માનસિક આવેગો અનુભવવા ખરેખર શક્તિમાન હોય?



હા, મારા પ્યારા સાથી શિક્ષકો, જો ચોક્કસ એ ઉંમરે જ બાળકની માનસિક સંવેદનશીલતા સતેજ બની ગઈ હોય, તે બીજા લોકોની જોડે સહિયારી જિંદગી જીવતું હોવાનું મહાન તથ્ય જો તેના દિલમાં પહોંચાડી દેવામાં આવ્યું હોય, તો તેને પોતાની ખુશીમાં બીજા લોકોને ભાગીદાર બનાવવાનું મન થશે. પોતે મોજ માણતું હોય ત્યારે ભાઈબંધ એકલો હોવાનો ખ્યાલ તેને ગમગીન બનાવી દેશે.

બાળકોએ પોતાની ખુશીમાં આંદ્રેઈદાદાને ભાગીદાર બનાવવાનું નક્કી કર્યું. "થોડીક થૂલી અને ચરબી આંદ્રેઈદાદા માટે લઈ જઈએ..." કોસ્ત્યાએ કહ્યું. શબ્દો સાંભળીને બાળકો ઉત્તેજિત થઈ ગયાં. તેઓ દાદા માટે એટલી બધી થૂલી લઈ ગયાં કે ભૂખ્યું રીંછ પણ ખાઈ ન શકે. અમે મધપૂડાઓના વિભાગમાં ફરી વાર આંદ્રેઈદાદાની જોડે થૂલી ખાધી.

ખુશી અને ગમગીની અંગેની સંવેદનશીલતા કેવળ બાળપણમાં જ કેળવી શકાય. એ ઉંમરે હૈયું માનવીય પીડા, દુખ, હતાશા, અને એકલતા અંગે ખાસ સંવેદનશીલ હોય છે. બાળક પોતાને બીજા ઈન્સાનના સ્થાને મૂકીને જાણે સાવ પલટાઈ જાય છે. મને એક ઘટના યાદ આવે છે. અમે એક દિવસે વનમાંથી પાછાં ફરતાં હતાં. રસ્તે એક અટૂલું ઘર પવનના ઝપાટા ખાતું નજરે પડ્યું. મેં બાળકોને કહ્યું કે તેમાં રહેતો માણસ મહાન દેશાભિમાની યુદ્ધનો અપંગ સિપાહી છે. આદમી માંદો છે અને સફરજનનાં ઝાડ કે દ્રાક્ષના વેલાઓની રોપણી કરી શકે એમ નથી. બાળકોની આંખોમાં આંસુ છલકાઈ આવ્યાં. દરેક બાળકને માંદા માણસની એકલતાનો અનુભવ થયો. અમે તેને ભેટ તરીકે સફરજનનાં બે ઝાડ અને દ્રાક્ષના બે વેલાઓની રોપણી કરી. અને અમે બદલામાં વધારેમાં વધારે મૂલ્યવાન ખુશી માણી, બીજા ઈન્સાન માટે સુખના સર્જનની ખુશી માણી.

બીજા લોકોની વેદના અને વિપદા અંગે સંવેદનશીલતા અને હમદર્દી કેળવવાની બાબત સોવિયેત શાળાના મહત્ત્વના કર્તવ્યના સ્થાને છે. જો બીજાની વેદના માણસની પોતાની વેદના બની જાય તો જ તે બીજાનો મિત્ર, સાથી, અને બંધુ બની શકે. **બાળકને લાગણી થવી જોઈએ કે બીજી વ્યક્તિના દિલમાં શું છે.** હું મારી સમક્ષ જે મહત્ત્વનું શૈક્ષણિક કર્તવ્ય નિર્ધારિત કરું છું તેનું નિરૂપણ એવી રીતે થઈ શકે.

બાળકના સાથી, મિત્ર, માતા, પિતા, અથવા દેશવાસીની લાગણીઓ જો તેને માટે ઉદાસીનતાની બાબત હોય, જો બાળક બીજી માનવ હસ્તીની

આંખોમાં પારખી ન શકે કે તેના દિલમાં શું છે, તો તે અસલ ઇન્સાન કદી ન બને. મેં મારા વિદ્યાર્થીઓની સંવેદનશીલતાને એટલી સતેજ બનાવવાની કોશિશ કરી કે તેઓ કેવળ રોજ મળતાં માણસોની જ નહિ પરંતુ આકસ્મિક મળી જતાં માણસોની આંખોમાં પણ તેમની લાગણીઓ, અનુભવો, ખુશીઓ, તથા વેદનાઓને પારખી શકે.

અમે વનમાંથી પાછાં આવતાં હતાં ત્યારે એક ઘરડો આદમી રસ્તા નજીક ઘાસમાં બેઠેલો નજરે પડયો. તે કોઈ બાબત વિશે પરેશાન દેખાતો હતો. "એને કંઈક થયું છે," મેં બાળકોને કહ્યું. "કાં તો સફરમાં માંદો પડી ગયો હશે, અથવા એનું કંઈક ખોવાઈ ગયું હશે." અમે ઘરડા આદમી પાસે જઈને પૂછ્યું: "દાદા, અમે તમને કંઈ મદદ કરી શકીએ?" તેણે જોરથી શ્વાસ લીધો. "આભાર. બાળકો," તેણે કહ્યું, "મદદ કરવાનું મન તમને ભલે ગમે એટલું હોય, પણ કરી નહિ શકો. મારી વહુ હૉસ્પિટલમાં છે, મરી જાય એવી હાલત છે. એની પાસે જવા નીકળ્યો છું. અહીંયાં બસની વાટ જોતો બેઠો છું. તમે કંઈ મદદ કરી શકો એમ નથી, પણ મને રાહત જરૂર આપી છે. હવે મને સમજાઈ ગયું છે કે દુનિયામાં સારા લોકો હજી છે ખરા." બાળકો શાંત થઈ ગયાં. તેઓ ઘરડા આદમીના ગમગીન શબ્દોની છાપ મનમાં લઈને પોતપોતાને અલગ અલગ રસ્તે ઘેર ગયાં. તેમને થોડું વધારે રમવાનું મન હતું, પરંતુ તેઓ રમતની વાત ભૂલીને ઘેર ચાલ્યાં ગયાં.

શિક્ષણમાં વધારેમાં વધારે મુશ્કેલ કાર્ય **સંવેદનાઓ શીખવવાનું** હોય છે. સમભાવ, સંવેદનશીલતા, નિખાલસતા, અને અનુકંપાની શાળા એટલે મિત્રતા, સાથીભાવ, અને બંધુભાવ. બાળક જ્યારે બીજા લોકોના સુખ, આનંદ, અને આંતરિક શાંતિ ખાતર કંઈક કરે ત્યારે તેને અત્યંત નાજુક લાગણીઓનો અનુભવ થાય છે. માતા, પિતા, દાદી, અને દાદા ઉપર નાનકડા બાળકનું વહાલ જો ઇષ્ટના સર્જનથી પ્રેરિત ન હોય તો અહંતાની લાગણીમાં પલટાઈ જાય છે. બાળક માતાને માત્ર એટલા ખાતર વહાલ કરતું હોય છે કે માતા તેની ખુશીની સરવાણી હોય છે અને તેને એ ખુશીની જરૂર હોય છે. પરંતુ બાળકના હૃદયમાં ખરા માનવીય પ્રેમનું — બીજાં માણસોની દશા વિશે ચિંતા, ઉત્તેજના, કાળજી અને ઉત્સુકતાનું — સીંચન કરવું જોઈએ. ખરો પ્રેમ તો કેવળ એવી વ્યક્તિના હૃદયમાં જ ઉત્પન્ન થાય છે કે જેને બીજા લોકોની દશા વિશે ફિકર થતી હોય બાળકો



જેની તરફ લાગણી અનુભવે એવો મિત્ર ધરાવતાં હોય, એ વાત મહત્ત્વની છે. મધમાખી પાલક આંદ્રેઈદાદા મારા વિદ્યાર્થીઓનો એવો મિત્ર બની ગયો. મને ખાતરી થઈ ગઈ કે બાળક બીજા લોકોના સંબંધમાં જેમ વધારે ફિકરની લાગણી અનુભવે તેમ તેનું હૈયું તેના સાથીઓ અને કુટુંબના સંબંધમાં વધારે સંવેદનશીલ બને છે. મેં બાળકોને આંદ્રેઈદાદાની મુશ્કેલ જિંદગીની વાત કરી: તેના બે દીકરા યુદ્ધમાં ખપી ગયા હતા, અને તેની વહુ મૃત્યુ પામી હતી. તેને લાગતું હતું કે પોતે દુનિયામાં સાવ અટૂલો પડી ગયો છે.

"બાળકો, આપણે આંદ્રેઈદાદાને મળવા વધારે વાર જઈએ અને દરેક વેળા એને કોઈ ને કોઈ ખુશીની ભેટ આપીએ."

અમે તેને મળવા જતાં ત્યારે દરેક બાળક વિચાર કરતું કે દાદાને સુખ આપવા શું શું કરી શકાય. બાળકોએ તેને ચિત્રણપોથી ભેટ આપી. તેમાં દરેક બાળકે ચિત્ર દોર્યું હતું. તેમણે નદીને કિનારેથી તરેહવાર સુંદર પથ્થરો ભેગા કરીને આંદ્રેઈદાદાને આપ્યા. દાદાએ લાકડાનો નાનકડો દાબડો બનાવ્યો, અને પથ્થરો તેમાં મૂકીને તે બાળકોને ભેટ આપ્યો... બાળકોએ પોતાના મિત્ર માટે પરાળનો ટોપો બનાવી આપ્યો. દાદાએ અમારે માટે લાકડાનાં કેટલાંય પ્રાણીઓ બનાવી આપ્યાં — નાનકડું સસલું, શિયાળ, ઘેટું...

બાળકો જેમ જેમ પોતાના મિત્રની વધારે ને વધારે માનસિક સંભાળ રાખતા ગયાં તેમ તેમ પોતાની આસપાસની વિપદા, ગમગીની, અને ફિકરચિંતાને વધારે ને વધારે પારખતાં ગયાં. તેમના ધ્યાનમાં આવ્યું કે નીના અને સાશા ક્યારેક ઉદાસ હાલતમાં શાળાએ આવે છે, તેમની આંખોમાં ગમગીની અને ચિંતા હોય છે. તેમણે બહેનોને પૂછ્યું: માની તબિયત કેમ છે? માની તબિયત ખરાબ હતી એટલે બાળકીઓ ગમગીન હતી... બાળકો જ્યારે પોતાના સાથીઓની વેદના હળવી કરવાની દિશામાં કંઈક કરે ત્યારે તેમનાં દિલોમાં ભલાઈની લાગણી વધારે મક્કમ બનતી. અમે કેટલીય વાર નીના અને સાશાને ઘેર જઈને બગીચીમાં નકામા ઘાસવેલા નીંદવામાં તથા બટેટાં ખોદવામાં મદદ કરી. અમે વનમાં જવાનું નક્કી કરીએ ત્યારે દરેક વેળા બાળકો ફિકરમાં પડી જતાં કે નીના અને સાશા પણ જઈ શકશે કે નહિ, કેમ કે તેમને ક્યારેક પિતાને મદદ કરવા ઘેર રોકાઈ જવું પડતું. એટલે અમારી સહિયારી ખુશીના કાર્યક્રમની પહેલાંના

દિવસે અમે નીના અને સાશાને ઘેર જતાં, અને જે કંઈ કામકાજ કરવાનાં હોય તેમાં મદદ કરતાં.

સમાજમાં જીવન જીવવું એટલે બીજા લોકોની સુખાકારી તથા શાંતિ માટે પોતાની ખુશીઓને જતી કરવા શક્તિમાન બની રહેવું. ઘણું કરીને આપણને સૌને એવા સંજોગોનો અનુભવ થયો હશે. બાળકની નજર સામે જ વેદના, દુખ, અને આંસુઓ હોય છે, તેમ છતાં તે પોતાની ખુશીઓ માણવાનું ચાલુ રાખે છે. એવું પણ બનતું હોય છે કે માતા બાળકનું ધ્યાન કોઈ પણ ગમગીન અથવા કંટાળાજનક બાબતથી વેગળું વાળી દેવાની, બાળકની ખુશીના છલોછલ કટોરામાંથી એક ટીપુંયે ઢોળાવા ન દેવાની, કોશિશ કરે છે. પરંતુ એ તો ઉઘાડી સ્વાર્થી વૃત્તિની શાળા છે. બાળકને માનવીય અસ્તિત્વના ગમગીન પાસાથી વેગળું ન વાળી દો. તેને જાણવા દો કે જીવનમાં ખાલી ખુશી જ નહિ પરંતુ વેદના પણ હોય છે. બીજા લોકોની વેદનાને તેના હૃદયમાં પહોંચવા દો.

આખરી પૃથક્કરણમાં, વ્યક્તિત્વના નૈતિક ઘડતરનો આધાર એ હકીકત ઉપર હોય છે કે વ્યક્તિએ બાળપણનાં વર્ષો દરમિયાન પોતાની ખુશી કેવા પ્રકારોના સ્રોતોમાંથી તારવી હોય છે. જો એ ખુશીઓ અવિચારી અને સ્વાર્થી રહી હોય, જો બાળકને સમજવા ન મળ્યું હોય કે વેદના, મનદુખ, અને વિપદા કેવાં હોય છે, તો તે મોટું થઈને અહંકારી, બીજા લોકોના સંબંધમાં બધિર, માણસ બનશે. દરેક બાળક સર્વોચ્ચ કક્ષાની ખુશીને સમજે, બીજી વ્યક્તિ તરફ લાગણી રાખવાથી મળતા ઉત્તેજનાસભર અનુભવની ખુશીને સમજે, એ વાત બહુ મહત્ત્વની છે.

## અમારો સામૂહિક એકમ —
## વિશાળ કુટુંબ

મેં આનંદ વિદ્યાલયના આરંભના દિવસોથી જ અમારા સામૂહિક એકમમાં કુટુંબ જેવી ઉષ્મા, નિખાલસતા, સહાનુભૂતિ, અને પરસ્પર વિશ્વાસ તથા સહાયની ભાવના સીંચવાની કોશિશ કરી હતી. સપ્ટેંબરમાં ત્રણ બાળકોની વરસગાંઠ આવી: વીત્યા, વાલ્યા, અને કોલ્યાની. અમે એ પ્રસંગો સામૂહિક રીતે ઊજવ્યા. શાળાના રસોડામાં કેક બનાવવામાં આવી, અને વરસગાંઠવાળાં ત્રણેય બાળકોને અમે ચિત્રો અને પુસ્તકોની



ભેટ આપી. મને જાણીને આશ્ચર્ય થયું કે કોલ્યાના કુટુંબમાં વરસગાંઠ ઊજવવામાં જ નહોતી આવતી — માબાપની પણ નહિ અને બાળકોની પણ નહિ. અમારો મેળાવડો નાનકડા બાળકના જીવનમાં એવો પહેલો જ ઉત્સવ હતો. સાથીઓની કાળજીથી તેને ઉત્તેજના થઈ.

દરેક વ્યક્તિ બાળપણનાં વર્ષોમાં હેતવહાલની, કશાકનો ભાગ બની રહેવાની લાગણીની, જરૂરત અનુભવે છે. બાળક લાગણીશૂન્ય સંજોગોમાં ઊછરે તો સુંદરતા અને માયામમતાની બાબતમાં ઉદાસીન બની જાય છે. શાળા કંઈ કુટુંબનું, ખાસ કરીને માતાનું, સ્થાન ન જ લઈ શકે, પરંતુ બાળકને ઘરમાં કાળજી, ઉષ્મા, અને લાગણી ન મળતી હોય તો આપણે કેળવણીકારોએ એ બાબતમાં ખાસ ધ્યાન આપવું જોઈએ.

અમારો નાનકડો સામૂહિક એકમ થોડા સમયમાં જ પોતાનાં ભૌતિક મૂલ્યો, રહસ્યો, ફિકરચિંતાઓ, અને વ્યથાઓ ધરાવવા લાગ્યો. અમે રમકડાં, પેનસિલો, અને નોટબુકો જેવી વસ્તુઓ કબાટમાં રાખી. અમે "સ્વપ્નોના ખૂણા"માં "ખોરાકનું ભંડારિયું" બનાવ્યું અને બટેટાં, ભરડેલું અનાજ, વનસ્પતિ તેલ, તથા ડુંગળી જેવી ચીજો — શરદની વરસાદી સાંજે જરૂરી બને એવી બધી વસ્તુઓ — ત્યાં રાખી. અમારા કુટુંબના બધા સભ્યો નાનાં બાળકો હતાં, પરંતુ તેમાં અમુક તો સાવ નાનાં ભૂલકાં હતાં — દાન્કો, તીના, અને વાલ્યા. અમે ફરવા જઈએ ત્યારે અને વનમાં રખડવા જઈએ ત્યારે દરેક બાળક એ નાનકાં ભૂલકાંઓને મદદ કરવાની બાબતને પોતાની ફરજ ગણતું.

કોઈ બાળકો અજાણ્યાં કારણોસર ઘેર રોકાઈ જાય ત્યારે તેમના સાથીઓ સાંજે તેમને ત્યાં જઈને તપાસ કરતાં કે કદાચ માંદાં ન પડી ગયાં હોય. એવી મુલાકાતોની સરસ પરંપરા સ્થપાઈ ગઈ. હેતની લાગણી તો મહત્ત્વની આંતરિક જરૂરતોનો પાયો છે, લોકો વચ્ચે સામુદાયિક સંબંધોની — બીજા લોકોની જરૂરતો સંતોષવાના વલણની — કલ્પના તેના વગર અશક્ય છે. મેં ખુશીના સ્રોતોને, લાગણીઓની પરિપૂર્ણતા તેમ જ સાથીઓ સાથેના સંપર્કોમાં બધાં બાળકોના સહિયારા અનુભવોને, આંતરિક મૂલ્યોનો પરસ્પર વિનિમય બનાવવાની કોશિશ કરી. દરેક બાળકને, બીજા લોકો માટે સુખ અને ખુશીનું સર્જન કરવાના ઉદ્દેશે, પોતાનું કશુંક લાવવું પડતું.

બાળકોના સામૂહિક એકમના ઘડતરની મારી જહેમતોની પ્રક્રિયામાં મારે ઘણી મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો. એ મુશ્કેલીઓને પહોંચી

વળવા માટે મેં અનુભવી કેળવણીકારોની, પ્રાથમિક શાળાના શિક્ષકોની, બાળકના અંતરને અને ચોકસાઈથી કહેતાં સામૂહિક એકમની નાડીના ધબકારાઓને પારખતા માણસોની, સલાહ લીધી અને તેમની સાથે વાતચીત કરી. અમે અવારનવાર સાંજની વેળાએ, શાળાના મકાનમાં અને વાડીમાં બાળકોના અવાજો શમી ગયા હોય ત્યારે, ભેગા થતા અને સૌ એવી લાગણીમાં સહભાગી થતા કે અમારામાંથી દરેકને બાળકોના સામૂહિક એકમના બહુમુખી જીવનનો કશોક ખ્યાલ છે. અમે સૌ બરાબર જાણતા હતા કે વ્યક્તિના જ્ઞાનનો આરંભ કુટુંબમાં થતો હોય છે, હાલરડું ગાતી માતાની સામે બાળક જે ઘડીએ પહેલી વાર હોઠ મલકાવે ત્યારે થતો હોય છે. ઈષ્ટના, હૃદયની ઉષ્માના, જગતમાં જે સર્વોત્તમ હોય છે તેના—એક વ્યક્તિ ઉપર બીજી વ્યક્તિના વહાલના—પ્રથમ વિચારો વ્યક્તિગત અનુભવ થકી ઉદ્ભવ પામે, બાળકનાં માતાપિતા તેને અત્યંત પ્યારાં ઈન્સાનો બની રહે, એ વાત કેટલા બધા મહત્ત્વની હોય છે! પરંતુ કુટુંબમાં ખરી માનવતા અપૂરતી હોય, અથવા તદ્દન ગેરહાજર હોય, તો સામૂહિક એકમ એ માનવતાની લાગણી કેટલા પ્રમાણમાં પૂરી પાડી શકે? માયામમતાનો અને માનવીય આત્માની સુંદરતાનો માર્ગ બાળકના સંવેદનશીલ અને સંસ્કારક્ષમ હૃદય સમક્ષ કેવી રીતે મોકળો કરી શકાય?

સાંજની વેળાએ એવી વાતચીતના કલાકો દરમિયાન અમે ધીરેધીરે એવા વિચારનું નિરૂપણ કર્યું કે જે મારા અભિપ્રાયે મહત્ત્વનો હતો અને જેણે અમારા શૈક્ષણિક સામૂહિક એકમનું સ્થાન લઈ લીધું: બાળકોનો સામૂહિક એકમ દરેક વ્યક્તિને ઉમદા બનાવે અને તેની વ્યક્તિગત પર્યાપ્તતાની તથા સ્વમાનની લાગણીને વધારે મક્કમ બનાવે તો જ શૈક્ષણિક પરિબળ તરીકે સામર્થ્ય ધરાવી શકે. માતાનો અને પિતાનો ખરો પ્રેમ એવી સ્વમાનની લાગણીમાં તથા સારા લોકો બનવાની મંછામાં પરિણમતો હોય છે. એ અનુભવી કેળવણીકારોમાં મને જોવા મળેલો સર્જકતાનો અત્યંત મૂલ્યવાન અંશ એવા વિચારનો હતો કે બાળકના મનમાં તેના પોતાના તેમ જ તેનાં કૃત્યોના સંબંધમાં ગર્વની લાગણી કેવી રીતે કેળવવી, તેને પોતાના માન તથા મોભાનો બચાવ કરવા તત્પર કેવી રીતે બનાવવું.

મેં અમારી શાળાના ઉત્તમ શિક્ષકો પાસેથી શૈક્ષણિક ડહાપણનાં એવાં રત્નો સાવચેતીથી એકઠાં કર્યાં, અને કોશિશ કરી કે સારા બનવાની મંછા બાળકોના સામૂહિક એકમમાં તેમના હાર્દિક નિખાલસ સંબંધોમાં સામેલ



થઈ જાય. સામૂહિક એકમની અંદર સંબંધોમાં નિખાલસતા અને માયામમતા કેળવવાની બાબતે મારી સતત કાળજીના લક્ષ્યનું સ્થાન લઈ લીધું. મને બાળકોના સામૂહિક એકમના બહુમુખી જીવનમાં, સહિયારાં લક્ષ્યો તથા જહેમતોથી એકસૂત્રે સંકળાયેલા સમરુચિ લોકોની સાદી સહકારી જ નહિ પરંતુ એકબીજાના સંબંધમાં પરસ્પર સંવેદનશીલતા, બીજી વ્યક્તિના મન તથા હૃદયને તેમ જ ખુશીઓ તથા ગમગીનીઓને સમજવાની માનસિક શક્તિ, પરખાવા લાગી. સામૂહિક એકમની અંદર સંબંધોમાંની એવી ઉષ્માભરી લાગણી તથા નિખાલસતામાં સરસ ઈન્સાન બનવાની, બીજા લોકોને બતાવવા કે પ્રશંસા પામવા માટે નહિ પરંતુ સમજો કે પોતાનો મોભો અનુભવવાની અંગભૂત આવશ્યકતાને કારણે સરસ ઈન્સાન બનવાની, ઉમદા આકાંક્ષા સમાયેલી હોય છે.

ત્યાર પછીનાં બધાં વર્ષોમાં મારું શૈક્ષણિક કાર્ય તાત્ત્વિક દૃષ્ટિએ બાળકમાં, કિશોરાવસ્થાની વ્યક્તિમાં, કે યુવાન પુરુષ અથવા સ્ત્રીમાં માનવતાને ઊંચી કક્ષાએ પહોંચાડવાની કાળજીનાં વર્ષોને અંકિત કરતું હતું. સામૂહિક એકમના આંતરિક સંબંધોનો એવો આધાર ચાલુ રહ્યો છે. વ્યક્તિની ઉન્નતિના કર્તવ્યને બાળકોના સામૂહિક એકમના જીવનની, સમાજનો એક ભાગ બની રહેતા એવા જીવનની, આધીનતામાં રાખવાની કોશિશ મેં હંમેશાં કરી છે. બાળકોની સર્જકતાને તેમ જ તેમની વૃત્તિઓ, શક્તિઓ, તથા પ્રતિભાઓના વિકાસને મેં એ કર્તવ્યની આધીનતામાં રાખી છે.

## [illegible]

મારા વિદ્યાર્થીઓનો શાળાનો અભ્યાસ શરૂ થાય તે પહેલાં એક મહિનો બાકી રહ્યો. ઉનાળાનો અદ્ભુત મહિનો ઑગસ્ટ નજીક આવતો ગયો. જુલાઈની ગરમીના દિવસોમાં બાળકો કાં તો સવારમાં વહેલાં અથવા બપોર પછી મોડાં શાળાએ આવતાં. કેટલાંક બાળકો બહુ દૂર રહેતાં હતાં, બપોરે જમવા ઘેર જઈ શકે એમ નહોતાં, એટલે ક્યારેક છ કે સાત બાળકો બપોરે શાળાના ભોજનખંડમાં જમતાં. મને વિચાર આવ્યો કે શાળા શરૂ થાય તે પહેલાંના એક મહિના દરમિયાન બાળકો ઘેર રહેવાને બદલે તળાવને કાંઠે બગીચામાં ક્યાંક રહે તો સારું. અમે તળાવ નજીક જગ્યા પસંદ કરી લીધી. બાળવીરોએ અમને ઝાડીમાં થોડાંક ઝૂંપડાં બાંધવામાં મદદ કરી.

સામૂહિક ખેતરના તરબુચના વાડાના ચોકીદારો આખો ઉનાળો એવાં ઝૂંપડાંઓમાં રહેતા. અમે ઝૂંપડાંમાં ખડ ગોઠવ્યું અને ચિત્રાંકન માટે નાનકડાં મેજ બનાવ્યાં. સામૂહિક ખેતરનો મોટો બગીચો અમારાં ઝૂંપડાંની જગ્યાની અડોઅડ હતો. માળીએ અમને બગીચાનો ઉપયોગ વિશ્રામની મુખ્ય જગ્યા તરીકે કરવાની છૂટ આપી. અમે ઝૂંપડાં નજીક રસોડું બાંધ્યું. ખોરાકની ચીજો અને રસોઈયાનો બંદોબસ્ત કોલખોઝ તરફથી કરવામાં આવ્યો. સાન્યાના બાપુએ હમામ બાંધી આપ્યું. તેની બાજુમાં મોટર-બોટ જોઈને બાળકોની આંખોમાં ઉત્તેજના ઝળકી ઊઠી.

**આરોગ્યની વાડીમાં** અમારા સામૂહિક એકમનું જીવન એવી રીતે શરૂ થયું. અમારી રહેવાની જગ્યા અને વિશ્રામના વિસ્તારને બાળકોનાં માબાપોએ એવું નામ આપ્યું હતું. અમે આખો મહિનો ખુલ્લી જગ્યામાં રહ્યાં. અમે સવારે સૂરજ ઊગતાં પહેલાં ઊઠી જતાં. અમે તળાવમાં નહાતાં, સવારની કસરત કરતાં, અને નાસ્તો કરીને વનમાં, બગીચામાં, અથવા ખેતરમાં ફરવા નીકળી પડતાં. એ મહિના દરમિયાન અમે ભાષાના સ્રોતોની અત્યંત રસપ્રદ "સફરો" કરી. અમે વગડામાં ટેકરીની ટોચેથી સૂર્યોદય નીરખ્યો. અમે જોયું કે સેંકડો પંખીઓ કેવી રીતે ઝુંડમાં ભેગાં થઈને વધારે ગરમ પ્રદેશોમાં ઊડી જવાની તૈયારી કરતાં. અમે જોયું કે નદી ઉપર છવાયેલા ધુમ્મસને સૂર્ય અને પ્રભાતના વાયરા કેવી રીતે આઘું ખસેડી દેતા. બાળકો ખેતરમાં, બીડમાં, અથવા વનમાં બીજી વાર નાસ્તો કરતાં: સફરજન, પેર, પ્લમ, બાફેલાં નવાં બટેટાં, તાજી કાકડી, તરબુચ, ચીભડાં, મકાઈનાં ડૂંડાં, અને ટમેટાં ખાતાં. ઑગસ્ટનો મહિનો એટલે ફળો અને શાકભાજીની મોસમ. એ દિવસો દરમિયાન દરેક બાળકે ઓછામાં ઓછાં બે કિલોગ્રામ જેટલાં સફરજન અને પેર ખાધાં હશે. આંદ્રેઈદાદા દરરોજ મધ લઈને આવતા. બાળકો રોજ સવારે અને સાંજે તાજું દૂધ પીતાં. રસોઈયો અમારે માટે શાકભાજીનો સરસ બોર્શ્ચ સૂપ બનાવતો.

તડકામાં ત્રાંબાવર્ણાં થઈ ગયેલાં બાળકો બાંડિયાં અને ચડ્ડી પહેરીને ઉઘાડા પગે દોડાદોડી કરતાં રહેતાં. તેઓ દરરોજ મોટર-બોટમાં બેસીને સહેલ કરવા જતાં.

પૌષ્ટિક ખોરાક, તડકો, તાજાં હવા અને પાણી, અને ભેગું માફકસરનું કામ તથા મનોરંજન, સારા આરોગ્યના અજોડ સ્રોતો બની રહ્યાં..





અમારા આનંદ વિદ્યાલયના જીવનનો અંત નજીક આવી રહ્યો હતો. મારા વિદ્યાર્થીઓ થોડા વખતમાં શાળામાં દાખલ થઈ જવાના હતા. એથી મને ખુશી પણ થતી હતી અને ચિંતા પણ થતી હતી: ખુશી એ કારણે કે હું એ બાળકો ભેગો જીવન, કામ, અને જ્ઞાનના પંથે થોડાંક વધુ વર્ષો ચાલવાનો હતો, અને વીતેલા વર્ષ દરમિયાન મારાં નાનકાંઓ વધારે તાકાતવાન બન્યાં હતાં અને નાનકડી બેરીઓ જેવાં બદામી થઈ ગયાં હતાં.

અમારા આનંદ વિદ્યાલયના દિવસો પૂરા થવા આવ્યા ત્યારે મેં મારા મનમાં સરખામણી કરી કે વલોદ્યા, કાત્યા, સાન્યા, તોલ્યા, વાર્યા, અને કોસ્ત્યા એક વર્ષ પહેલાં કેવાં હતાં અને હવે કેવાં બની ગયાં હતાં. એ વખતે તેઓ ફિક્કાં અને માંદલાં હતાં અને તેમની આંખો નીચે ઘેરાં કૂંડાળાં હતાં. પરંતુ હવે તેઓ રાતાંમાતાં હતાં અને તડકામાં ત્રાંબાવર્ણાં થઈ ગયાં હતાં, મઝાની તંદુરસ્તીની પુરબહાર હાલતમાં ગણાવી શકાય એવાં બાળકો હતાં. વળી મને એ વાતની ખુશી પણ હતી કે બાળકો ચાક અને પાટિયાં વગર, ઝાંખી નકલો અને કાપેલા અક્ષરો વગર, જ્ઞાનની સીડીનું પહેલું પગથિયું ચડી ગયાં હતાં. તેમણે વાંચતાં અને લખતાં શીખી લીધું હતું. જે બાળકોની જિંદગીમાં એ પગથિયાની શરૂઆત પાટિયાના લંબચોરસ ચોકઠાની અંદર થતી હોય છે તેમની સરખામણીમાં આ બાળકો માટે આગળ વધવાનું અતુલ્ય પ્રમાણમાં વધારે સહેલું બની રહેશે.

મને પ્રબોધાત્મક શિક્ષણમાં ઊંડી નિષ્ઠા છે અને અવિચારી તરકીબો તરફ નફરત છે. ખુદ જિંદગી તકાદો કરે છે કે જ્ઞાનની ઉસ્તાદી થોડી થોડી કરીને શરૂ થાય, અભ્યાસ—બાળકનું અત્યંત ગંભીર અને મહેનત માગી લેતું કર્તવ્ય—સાથોસાથ ખુશીભરી મહેનત બની રહે, બાળકની માનસિક અને શારીરિક શક્તિઓમાં વધારો કરે. એ બાબત એવાં બાળકો માટે ખાસ મહત્ત્વની છે કે જે શ્રમના લક્ષ્યને, મુશ્કેલીઓના સારતત્ત્વને, ન સમજી શકતાં હોય.

હજાર હજાર વાર કહેવામાં આવ્યું છે કે અભ્યાસ તો સખત મહેનતનું કામ છે અને તેને રમતમાં ન જ પલટાવી શકાય. પરંતુ કામ અને રમત વચ્ચે દુસ્તર અવરોધ પણ ન જ ખડો કરી દેવો જોઈએ. બાળકના, ખાસ

કરીને શાળા પૂર્વેની ઉંમરના બાળકના, જીવનમાં રમતની ભૂમિકાનું બારીક નિરીક્ષણ કરવાથી જોવા મળશે કે બાળક માટે રમત તો અત્યંત ગંભીર કામ જેવી હોય છે. બાળક સામે જગત, અને તેના પોતાના વ્યક્તિત્વની સર્જનાત્મક શક્તિઓ, રમતો મારફત પ્રગટ થાય છે. પૂરો માનસિક વિકાસ રમત વગર થતો નથી અને થઈ શકે નહિ. રમત તો સૂર્યના પ્રકાશમાં ઝગમગતી વિશાળ બારી જેવી હોય છે, વિચારોનો અને આસપાસની દુનિયાની સમજણોનો જીવનદાતા પ્રવાહ એ બારી વાટેથી બાળકના આંતરિક જગતમાં વહેતો રહે છે. રમત તો એવો તણખો છે કે જે જિજ્ઞાસા અને કુતૂહલની જ્યોતિ પેટાવી દે છે. બાળક રમતું રમતું લેખન શીખે, બૌદ્ધિક વિકાસના અમુક સ્તરે કામની સાથે રમતનો સમન્વય સાધવામાં આવે, અને શિક્ષક તરફથી બાળકોને ઓછા ને ઓછા પ્રસંગોએ કહેવામાં આવે કે "બહુ રમી લીધું, હવે કામે વળગી જાઓ!" તો તેમાં એકદમ ભયંકર ગણાય એવું શું છે?

રમતને બહોળા અર્થમાં અને ઘણી રીતે સમજી શકાય. બાળકો જ્યારે સૌથી વધારે ઝડપથી દોડવાની હરીફાઈ કરતાં હોય ત્યારે જ રમતાં હોય એવું નથી. રમતને શક્તિ અને કલ્પનાના મોટા પ્રયાસમાં સામેલ કરી શકાય. માનસિક શક્તિની રમતો વગર, સર્જનાત્મક કલ્પનાવિહાર વગર, તો ખરા અભ્યાસની, ખાસ કરીને શાળા પૂર્વેનાં વર્ષો દરમિયાન ખરા અભ્યાસની, ધારણા જ અશક્ય છે. જ્યાં સુંદરતા હોય ત્યાં રમત, શબ્દના બહોળા અર્થમાં રમત, શરૂ થઈ જાય છે. પરંતુ નાના બાળકના સંબંધમાં રસલક્ષી આરંભ વગર શ્રમની ધારણા અશક્ય હોય છે, અને તેમાંથી ફલિત થાય છે કે આરંભનાં વર્ષોમાં સક્રિય પ્રવૃત્તિ રમતો સાથે ગાઢ સંકળાયેલી હોવી જોઈએ. શાળાની જમીનમાં કાપણીની શરૂઆતના ઉત્સવના દિવસે બાળકો સુંદર કપડાં પહેરીને તૈયાર થઈ ગયાં. સૌપ્રથમ લણવામાં આવેલાં ઘઉંનાં કણસલાંની પૂળીઓ ટેબલ ઉપર ફૂલદાનીમાં ગોઠવવામાં આવી હતી. ટેબલ ઉપર મેજપોશ બિછાવેલું હતું. એ રમતમાં ઊંડો મર્મ હતો. પરંતુ રમતોને શ્રમ સાથે કૃત્રિમ રીતે "સાંકળવામાં" આવે ત્યારે તેમનું શૈક્ષણિક મૂલ્ય ખતમ થઈ જાય છે કેમ કે આસપાસની દુનિયાનું તેમ જ વ્યક્તિનું ભાવાત્મક મૂલ્ય રમતની સુંદરતામાં વ્યક્ત નથી થતું.

બાળક પહેલા ધોરણમાં દાખલ થાય અને વર્ગમાં બેસવા લાગે ત્યારે, અથવા કદાચ શાળાના અભ્યાસના આરંભ પૂર્વેના વર્ષમાં થોડાક સમય



પહેલાં, એવો પ્રશ્ન નિરુત્તર રહેતો હોય છે કે વાંચન અને લેખનના અભ્યાસનો એકદમ કાર્યસાધક આરંભ કેવી રીતે કરવો. અમારા શૈક્ષણિક સામૂહિક એકમને અનુભવ મારફત પ્રતીતિ થઈ કે શાળાએ બાળકના જીવનમાં સખત ભંગાણ ન જ પાડવું જોઈએ. બાળક વિદ્યાર્થી બને ત્યારે પણ, તે ગઈકાલે જે કરતું હતું એ જ આજે પણ કરવાનું, તેને ચાલુ રાખવા દેવું જોઈએ. તેના જીવનમાં નૂતનને ધીરેધીરે દાખલ કરવું જોઈએ, તે અનુભવોના ધોધથી આભું થઈ જાય એવી હાલત ન જ પેદા કરવી જોઈએ.

મને ખાતરી થઈ ગઈ છે કે વાંચન અને લેખન શીખવાનું કામ ચિત્રાંકન અને રમતો સાથે ગાઢ સંકળાયેલું હોવું જોઈએ, અને ચિત્રો તથા રમતોની પ્રવૃત્તિ શાળા પૂર્વેના ઉછેર અને શાળાના અભ્યાસને સાંકળતા પુલોમાંનો એક બની રહેવી જોઈએ. મારા વિદ્યાર્થીઓએ અક્ષરોનાં ચિત્રો દોર્યાં ત્યારે ઝાકળનાં બિંદુઓમાં સૂર્યપ્રકાશની સુંદરતા, અને એવી જ રીતે એકસો વરસ પુરાણા વિશાળ ઓકવૃક્ષની ભવ્યતા, તળાવ ઉપર નમી પડેલા બરુની મોહકતા, અને નીલા ગગનમાં ઊડતાં બગલાંના ઝુંડની તથા જુલાઈના દિવસની ગરમી પછી નીંદરમાં પડી ગયેલા બીડની રમ્યતા, તેમની સામે પ્રગટ થઈ ગઈ. બાળકો અક્ષરોનું ચિત્રણ હજી બહુ સારું ન કરી શકતાં હોય તોયે ઠીક છે—બદલામાં બાળકોને દરેક ચિત્રમાં જિંદગીની નાડીના ધબકારા અનુભવવા મળે તો સારા ચિત્રણની બાબત મુખ્ય નથી. બાળકો રંગનું મૂલ્ય અને શબ્દનું સંગીત સમજવા લાગ્યાં ત્યારે મને ખુશી થયેલી: તેમની ચેતનામાં સ્પષ્ટ ભાવવાહક કાવ્યમય ચિંતનના નક્કર પાયા નંખાઈ ગયા હતા. ચિત્રાંકન બાળકોના માનસિક જીવનનો અંગ બની ગયું. બાળકોએ પોતાની લાગણીઓ, વિચારો, અને અનુભવને ચિત્રોમાં વ્યક્ત કરવાની કોશિશ કરી. સંગીત સાંભળવાની બાબતે મારા વિદ્યાર્થીઓની આંતરિક આવશ્યકતાનું સ્થાન લઈ લીધું.

મને એ વાતની ઉત્તેજના પણ થઈ કે બાળકોએ નૈતિક વિકાસની દિશામાં પહેલું ડગલું ભરી લીધું હતું: તેઓ લોકોપયોગી કૃત્યોની સુંદરતાની દુનિયામાં દાખલ થઈ ગયાં હતાં. બીજા લોકોની ખુશીઓ અને ગમગીનીઓ સંબંધી સંવેદનશીલતા તેમનાં હૃદયોમાં જાગૃત થઈ ગઈ હતી. બીજી વ્યક્તિ માટે સુંદરતા અને આનંદના સર્જનથી મળતું સુખ તેમણે જાણી લીધું હતું. શિક્ષણની પ્રક્રિયા ઘણાં વર્ષોના ગાળાને, બાળક શાળાની

ઈમારતમાં પહેલી વાર કદમ માંડે ત્યારથી લઈને સુવિકસિત વ્યક્તિત્વ સાથે પુખ્ત દુનિયામાં પ્રવેશ કરે ત્યાં સુધીના ગાળાને, આવરી લેતી હોય છે. મારે માટે મુખ્ય બાબત વ્યક્તિને લાગણી અનુભવતાં શીખવવાની હતી: આપણે જેમને શિક્ષણ આપના હોઈએ તેમને ઊંડી લાગણી થવી જોઈએ કે તેમની જોડાજોડ રહેતાં માણસો પણ તેમના જેવી જ વેદનાઓ, વિપદાઓ, પીડાઓ, અને આપદાઓની લાગણી અનુભવતાં હોય છે. મેં તકેદારી રાખવાની કોશિશ કરી કે મારા વિદ્યાર્થીઓનાં ઈષ્ટ કૃત્યો સૌપ્રથમ તો વ્યક્તિની લાગણીઓ ઉપર આધારિત હોય. મને એવું જોઈને ખુશી થઈ કે બાળકોએ હમદર્દી ધરાવતાં, પોતાના ખેલસાથીઓ તથા મોટાં બાળકોની તેમ જ માતાપિતાઓ તથા સામાન્ય રીતે મોટેરાં લોકોની લાગણીઓ તથા ઉત્તેજનાઓને ઝડપથી અપનાવી લેતાં, શીખી લીધું. મને મોટામાં મોટું સુખ એ હકીકતમાંથી સાંપડયું કે બાળકો જેની જેની સાથે સંપર્કમાં આવે એ દરેકને સૌપ્રથમ તો વ્યક્તિ તરીકે નીરખતાં.

એવી બધી સારી લાગણીઓની સાથોસાથ મને અમુક પ્રમાણમાં ચિંતા પણ થઈ. રોજિંદો બૌદ્ધિક શ્રમ બાળકની મુખ્ય ફરજ બની રહેતો હોય છે—આસપાસની દુનિયામાં બાળકનો જીવંત રસ હું જાળવી રાખી શકીશ ખરો? દરેક બાળક આ દુનિયાને પોતાની આગવી રીતે નીરખતું હોય છે, વસ્તુઓ અને પરિઘટનાઓને પોતાની આગવી રીતે નીરખતું હોય છે, પોતાની આગવી રીતે વિચાર કરતું હોય છે. વેગીલાં ઊછળતાં ઝરણાંઓને, અને જેમાં વહેણ ભાગ્યે જ ધ્યાનમાં આવતું હોય એવી શાંત ઊંડી સરિતાઓને, બેઉને, હું જ્ઞાનના જગતમાં વહેવડાવી શકીશ ખરો?

મને એથીયે વધારે ફિકર તો દરેક બાળકના આંતરિક જગતની હતી. મારી સામે સંવેદનશીલ, કોમળ, સંસ્કારક્ષમ હૃદયો હતાં. હું જેમ જેમ બાળકોના વધારે ને વધારે સંપર્કમાં આવતો ગયો તેમ તેમ વધારે ને વધારે સ્પષ્ટ સમજતો ગયો કે મારા શબ્દો, અભિપ્રાયો, અને મારી સલાહ તથા ટીકાઓના સૂરના સંબંધમાં દરેક બાળકના હૃદય તથા માનસની ગ્રહણશીલતા એવા સંપર્કથી એકદમ વૃદ્ધિ પામતી હતી. મારી સામે એકત્રીસ બાળકો હતાં, એકત્રીસ નિરનિરાળી દુનિયાઓ હતી.

તેઓ પહેલેથી જ, શાળા પૂર્વેનાં વર્ષોમાંયે, એકબીજાથી કેટલાં નિરાળાં હતાં!—કોલ્યા અને કોરચા, વાર્યા અને તીના, દાન્કો અને



લારીસા, વલોદ્યા અને સ્લાવા... અને વીતી જતા દરેક દિવસે તથા અઠવાડિયે તેમનાં આગવાં વ્યક્તિત્વો વધારે ગહન બનતાં જશે અને વધારે સ્પષ્ટ ધ્યાનમાં આવતાં જશે. દરેક બાળક તેના હૃદયના અત્યંત ગુપ્ત ખૂણામાં ઊંડે ક્યાંક પોતાનો આગવો તાર ધરાવતું હતું. એ તાર પોતાની આગવી રીતે સૂર રેલાવતો હોય છે, અને હૃદયમાં મારા શબ્દોના પડઘા ગુંજી ઊઠે એટલા ખાતર મારા સૂરને દરેક તારના ધ્વનિની તીવ્રતા સાથે બંધબેસતો બનાવવાનો હતો. બાળક જ્યારે ભયભીત બની ગયું હોય અથવા કશીક વેદનામાં અટવાઈ ગયું હોય, અને શિક્ષકને તેની ખબર ન હોય, ત્યારે બાળકના હૃદયમાં કેવા મુશ્કેલ અનુભવોનો આવિર્ભાવ થતો હોય છે, એ બાબત મારા ધ્યાનમાં આવી ગઈ હતી. હું પારખી શકીશ ખરો કે બાળકના દિલમાં રોજ રોજ શું શું હોય છે, તેના મનમાં શું શું ચાલી રહ્યું છે? હું બાળકોના સંબંધમાં હંમેશાં ઈનસાફી રહીશ ખરો?

પરંતુ સૌથી વધારે મહત્ત્વનો સવાલ, બધાં વર્ષોના કાર્ય દરમિયાન મને ચેન ન પડવા દેનારો સવાલ, એવો હતો કે નાનકડા શાળાબાળકને સામાજિક જીવનની વિશાળ દુનિયામાં કેવી રીતે દોરી જવું; દરેક બાળકને કેવળ તેનું ગામ જ નહિ, તેણે આરંભનું બાળપણ જેના કાંઠાઓ ખૂંદીને ગાળ્યું હોય એ નદીની સુંદરતા જ નહિ, પરંતુ તેના વતનની વિશાળ અસીમ દુનિયા પણ જોતું કેવી રીતે કરી દેવું, જેથી તે પ્રકૃતિને તથા માનવીના અંતરને ચાહે એટલું જ નહિ પરંતુ પ્રજાઓની ઉપર જુલમ વરસાવતી વેરી તાકાતને—સામ્રાજ્યવાદને—નફરત પણ કરે. તે સોવિયેત લોકોની સિદ્ધિઓની—સમાજવાદી પદ્ધતિ, આઝાદી, ગૌરવ, અને આપણા દેશની પ્રજાઓની મિત્રતાની—રક્ષા કરવા તત્પર બને. હું નાગરિક કેળવણીને સર્વાંગી વિકાસ જોડે કેવી રીતે સાંકળી શકું? નાનાં શાળાબાળકોને શિક્ષણ આપવાની સમસ્યા બહુ જટિલ હોય છે. હું એ સમસ્યાને તેમની કુમળી વયની આવશ્યકતા મુજબ ઉકેલવામાં સફળ થઈશ ખરો?

## પ્રાથમિક શાળા એટલે શું?

૧૯૫૨ના ઑગસ્ટના છેલ્લા દિવસે સવારે બધા વિદ્યાર્થીઓ, શિક્ષકો, અને માતાપિતાઓ શાળાની ઈમારત સામે હરિયાળા ઘાસના ચોગાનમાં ભેગાં થયાં. વાતાવરણ શાંત હતું, સૂર્યનો પ્રકાશ ચોમેર ફેલાયેલો હતો. શાળાવર્ષના આરંભ પહેલાંનો એ પુનિત દિન લાંબા સમયથી શાળાનો અને પુસ્તકોનો પરંપરાગત તહેવાર બની ગયેલો હતો. આજની સવારનો ઉત્સવ ખાસ ઉત્તેજના પ્રેરક હતો.

કોઈ શોધયાત્રી દૂરની અજાણી ભૂમિ તરફ રવાના થાય ત્યારે જેવી રીતે પોતાના સહયાત્રીઓ અને સાથીઓની આંખોમાં નજર પરોવી દેતો હોય છે એવી જ રીતે મેં મારાં નાનકાં બાળકોની આંખોમાં નજર પરોવી. સૌ ત્યાં ઊભાં હતાં, સોળ નાનકડા છોકરાઓ અને પંદર નાનકડી છોકરીઓ. બાળકો ભેગાં તેમનાં માતાપિતાઓ અને કેટલાંય દાદાદાદીઓ પણ આવ્યાં હતાં. કોલ્યા અને તોલ્યાની માતાઓ મોજૂદ હતી, ગાલ્યાની સાવકી મા નાનકડી બાળકીના ખભા ઉપર હાથ મૂકીને ઊભી હતી, પરંતુ હવે બાળકીનાં ભવાં, એક વર્ષ અગાઉની જેમ, ચડેલાં નહોતાં. સૌએ અમને મુબારકબાદ આપી અને અમારી સફળતાની શુભ કામના વ્યક્ત કરી. દસમા ધોરણનાં કિશોરકિશોરીઓએ બાળકો પાસે જઈને સૌને નવા જીવનનાં પ્રતીકો — પુસ્તકો -- આપ્યાં. દરેક પુસ્તકમાં નીચે મુજબનું શુભેચ્છા લેખન હતું: "ઝળકતા સૌભાગ્યની શુભ કામના, નાનકડા મિત્ર! આ પુસ્તક સંભાળીને રાખજે. એ તને તારા શાળાજીવનના આરંભના દિનની યાદ અપાવતું રહો! તેને પરિવારના પુસ્તકાલયમાં રાખજે." (વર્ષો વીતી ગયાં, મારા વિદ્યાર્થી બાળકો મોટાં થઈ ગયાં, પરંતુ સૌએ એ પુસ્તકોને જાણે પુનિત વસ્તુઓ તરીકે, સોનેરી બાળપણની અમૂલ્ય યાદગીરીઓ તરીકે, સાચવીને રાખ્યાં હતાં.)

અમે સૌ, બાળકો અને માતાપિતાઓ અને શિક્ષકો, અને દસમા



ધોરણના મોટેરા વિદ્યાર્થીઓ, શાળાના બગીચામાં ગયાં. મોટેરા વિદ્યાર્થીઓએ, માટીના મોટા પિંડામાં વળગેલાં મૂળિયાં સહિત કાળજીથી ખોદીને ભેગું આણેલું સફરજનનું ઝાડ, બીજે ઠેકાણે ખોદેલા ખાડામાં ગોઠવી દીધું. બધા નવા વિદ્યાર્થીઓએ ખોબે ખોબે માટી નાખીને ખાડો ભરી દીધો. પછી બાળકો ઝાડને પાણી પાઈને ઘેર ગયાં. તેઓ બીજે દિવસે શાળામાં આવવાનાં હતાં અને તેમનો પહેલો વર્ગ શરૂ થવાનો હતો. તેઓ ચાર વર્ષ પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓ તરીકે ભણવાનાં હતાં, અને મારે એ ચાર વર્ષ દરમિયાન તેમને ભણાવવાનાં તથા ઉછેરવાનાં હતાં. પહેલા દિવસની પૂર્વવેળાએ મેં વિચાર કર્યો કે પ્રાથમિક શાળા એટલે શું. પ્રાથમિક શાળાની પારાવાર અને નિર્ણાયક ભૂમિકા વિશે પુષ્કળ કહેવામાં આવ્યું છે. એવા ઉલ્લેખો કરવામાં આવ્યા છે કે "પ્રાથમિક વર્ગોમાં જ્ઞાનનો નક્કર પાયો નાખવામાં આવે છે", અને "પ્રાથમિક ધોરણો તો પાયાઓનો પાયો છે". મધ્યમ અને ઉપલાં ધોરણોમાં ઊણપો તથા ગલતીઓ જોવા મળે ત્યારે, અથવા બાળકોના જ્ઞાનમાં છીછરાઈ તથા અનિશ્ચિતતા સાફ વરતાઈ આવે ત્યારે, એવાં વાક્યો વારંવાર દોહરાવવામાં આવે છે. આગળના અભ્યાસ માટે આવશ્યક જ્ઞાન તથા કુશળતાઓનું શિક્ષણ બાળકોને ન આપવાનો દોષ અનેકાનેક વાર પ્રાથમિક શાળાને માથે મૂકવામાં આવે છે.

હા, અનુભવ બતાવે છે કે સૌપ્રથમ તો બાળકોને પ્રાથમિક શાળામાં અભ્યાસ કરતાં શીખવવું જોઈએ. નામાંકિત કેળવણીકારો યાન આમોસ કોમેન્સ્કી (૧૫૯૨-૧૬૭૦), કોન્સ્તાન્તીન ઉશીન્સ્કી, અને ફ્રેડરિક દીસ્તેર્વેગે (૧૭૯૦-૧૮૬૬) ચોક્કસ રૂપે એ સમસ્યા વિશે લખ્યું છે. એ બાબત શિક્ષકોના અમલી અનુભવને પુષ્ટિ આપે છે. પ્રાથમિક શાળાનાં અત્યંત મહત્ત્વનાં કર્તવ્યોમાંનું એક વિદ્યાર્થીઓને નક્કર જ્ઞાન તથા કુશળતાઓનું વિશિષ્ટ ક્ષેત્ર આપવાનું છે. અભ્યાસ કરવાની શક્તિની અંદર જ્ઞાનની ઉસ્તાદી સાથે સંકળાયેલી ઘણીબધી બીજી કુશળતાઓ સમાયેલી હોય છે: વાંચવાની, લખવાની, આસપાસના જગતમાંની પરિઘટનાઓને પારખવાની, વિચાર કરવાની, અને વિચારોને શબ્દોમાં વ્યક્ત કરવાની આવડતો. રૂપકની ભાષામાં કહીએ તો એ આવડતો એવાં સાધનો છે કે જેમના વગર જ્ઞાનની ઉસ્તાદી અશક્ય બની રહે છે.

બાળકોને પ્રાથમિક વર્ગોમાં ભણાવવાની તૈયારી કરતી વેળા મેં નક્કી કરવાની કોશિશ કરી કે બાળકોએ કઈ કઈ બાબતો પૂરેપૂરી જાણી લેવી

જોઈએ અને તેઓ શું શું કરવા શક્તિમાન બનવાં જોઈએ.

પરંતુ એ કર્તવ્યો પ્રાથમિક શાળામાં ખતમ ન જ થઈ જવાં જોઈએ. એક પળ પણ ભુલાવું ન જોઈએ કે પ્રાથમિક શાળામાં બાળકો જોડે કામ લેવાનું હોય છે.

વ્યક્તિનું ઘડતર સાતથી અગિયાર વરસની ઉંમરનાં બાળકોને આવરી લેતાં ચાર પ્રાથમિક ધોરણોમાં થાય છે. એ પ્રક્રિયા પ્રાથમિક ધોરણોના સમાપન સાથે પૂરી નથી થઈ જતી, બેશક નહિ પરંતુ માનવીય જીવનનો અત્યંત ગહન અંશ ચોક્કસ એ વર્ષો દરમિયાન જ આવતો હોય છે. એ ગાળા દરમિયાન, બાળકે આગળના અભ્યાસ માટેની તૈયારી કરવી જોઈએ એટલું જ નહિ, તેને માટે ભવિષ્યમાં સફળ અભ્યાસ શક્ય બનાવે એવો જ્ઞાન અને કુશળતાઓનો સામાન એકઠો કરી લેવો જોઈએ એટલું જ નહિ, પરંતુ સમૃદ્ધ આંતરિક જીવન પણ જીવવું જોઈએ. પ્રાથમિક શાળાનાં વર્ષો નૈતિક, બૌદ્ધિક, ભાવાત્મક, શારીરિક, અને રસલક્ષી વિકાસનો આખો ગાળો બની રહે છે, અને બાળક જ્ઞાનની ઉસ્તાદી મારફત કેવળ આવતીકાલની તૈયારી જ કરવાને બદલે સમૃદ્ધ જીવન જીવે તો જ એ વિકાસ કેવળ ખાલીખમ વાતોને બદલે વાસ્તવિક બાબત બની રહે.

આપણા દેશની પ્રાથમિક શાળાઓમાં પ્રાથમિક ધોરણોના સરસ શિક્ષકો હજારો ને હજારોની સંખ્યામાં છે. અને તેમાંનો દરેક, બાળક માટે, કેવળ જ્ઞાનનો દીવો જ નહિ પરંતુ બોધદાતા છે, શબ્દોના ખરા અર્થમાં જીવનની કેળવણી આપનારો છે. સોવિયેતોના દેશમાં પ્રાથમિક શાળા સામાન્ય માધ્યમિક શિક્ષણના નક્કર પાયાના સ્થાને છે. પરંતુ આપણે એવી હકીકત વિશે ચુપ ન જ રહેવું જોઈએ કે ઘણી પ્રાથમિક શાળાઓની, ખાસ કરીને આઠ વર્ષોની તથા માધ્યમિક શાળાઓનાં પ્રાથમિક ધોરણોની, સ્થિતિ ગંભીર ઊણપો વગરની કોઈ રીતે નથી. કેટલીક શાળાઓનાં પ્રાથમિક ધોરણોના વિદ્યાર્થીઓની દશા મને ઈર્ષા કરવા જેવી બિલકુલ નથી લાગતી: બાળકને માથે એવી ગૂણ લાદી દેવામાં આવે છે કે જેમાં શિક્ષકે ઠાંસીઠાંસીને બને એટલું ભરી દેવાની કોશિશ કરી હોય છે. ઘણાબધા દાખલાઓમાં શિક્ષક જીવનનો તથા વિદ્યાર્થીની પ્રવૃત્તિનો એવો અર્થ કરતો હોય છે કે એ ગૂણને નિર્ધારિત સરહદે, એટલે કે માધ્યમિક અને ઉપલાં ધોરણોમાં અભ્યાસ સુધી, પહોંચાડી દેવામાં આવે.

પ્રાથમિક શાળાએ વિદ્યાર્થીને જ્ઞાનનું મક્કમ ક્ષેત્ર આપવું જોઈએ.



એ પ્રક્રિયામાં સ્પષ્ટતાની કોઈ જાતની ખામી, અથવા અનિશ્ચિતતા, રહી જાય તો કેવળ પ્રાથમિક શિક્ષણ જ નહિ પરંતુ અભ્યાસની ત્યાર પછીની કડીઓ પણ કમજોર બને છે. બાળકોને આપવાના જ્ઞાનક્ષેત્ર, આવડતો, અને અમલી કુશળતાઓના ચોકસાઈભર્યા નિર્ધારણ વગર તો શાળા કોઈ રીતે ખરી શાળા બની શકે જ નહિ. ઘણી શાળાઓમાં અભ્યાસની પ્રાથમિક કડીઓમાં જોવા મળતી ગંભીર ઊણપોમાંની એક ચોક્કસ એવી હકીકતમાં સમાયેલી હોય છે કે ઘણીબધી વાર શિક્ષક એક વાત ભૂલી જાય છે—બાળકે પહેલા ધોરણમાં, બીજા ધોરણમાં, અને એમ જ આગળ, કયા કયા નિયમો તથા નિરૂપણોને કાળજીથી વિચારી લેવાં તથા યાદ રાખી લેવાં જોઈએ, કયા કયા શબ્દો સરખી રીતે લખતાં, જોડણી કદી ભૂલ્યા વગર લખતાં, શીખી લેવું જોઈએ. બાળકોનો બૌદ્ધિક બોજો હળવો કરવાની કોશિશ કરતા કેટલાક શિક્ષકો ભૂલી જતા હોય છે કે બાળકે કેટલીક બાબતો વિશે જાણી લેવું તથા ઉત્સુક બની રહેવું જોઈએ એટલું જ નહિ, પરંતુ તેમને યાદ પણ રાખી લેવી જોઈએ, અને સદાને માટે યાદમાં સંઘરી રાખવી જોઈએ. હાલના સમયે, પ્રાથમિક શાળાના વિદ્યાર્થીના સામાન્ય વિકાસ વિશે ઘણુંઘણું કહેવામાં આવે છે. સામાન્ય વિકાસ અભ્યાસનું તથા ઉછેરનું અસાધારણ મહત્ત્વનું તત્ત્વ બેશક છે જ, પરંતુ લાંબા ગાળાની પાકી યાદ અને સામાન્ય વિકાસ જેના વગર અશક્ય બની રહે છે એ મૂળભૂત જ્ઞાન પણ એટલું જ મહત્ત્વનું હોય છે કારણ કે સામાન્ય વિકાસમાં જ્ઞાનની સતત ઉસ્તાદીનો અર્થ સામેલ હોય છે, અને તેને માટે એકદમ આવશ્યક છે કે અભ્યાસ કરવાનું શક્ય હોવું જોઈએ.

પ્રાથમિક શાળા સમક્ષ ઉપસ્થિત બધાં મહત્ત્વનાં કર્તવ્યોને લક્ષમાં લેતાં, કદી ભૂલવું ન જોઈએ કે શિક્ષકને, ચેતાતંત્રના ઘડતરના સક્રિય ગાળામાંથી પસાર થઈ રહેલી વ્યક્તિ જોડે, કામ લેવાનું હોય છે. બાળકના મગજને શિક્ષક માટે તૈયાર, જ્ઞાનને અપનાવી લેવા તથા યાદ રાખી લેવા અને માહિતીને સંઘરી રાખવા માટે તૈયાર, સજીવ તંત્ર તરીકે ન જ ગણવું જોઈએ. સાતથી અગિયાર વર્ષના બાળકનું મગજ ઝડપી વિકાસની પ્રક્રિયામાં હોય છે. શિક્ષક જો ભૂલી જાય કે વ્યક્તિના ચેતાતંત્રના વિકાસની, મગજના આવરણના કોષોને મજબૂત બનાવવાની, કાળજી રાખવાની હોય છે, તો અભ્યાસ બાળકને મંદ બનાવી દે.

અભ્યાસ ગોખણપટ્ટી મારફત જ્ઞાનના અવિરત સંચયમાં, યાદદાસ્તની

સતત તાલીમમાં, મંદતા અને મૂઢતામાં, ન જ પરિણમવું જોઈએ. ગોખણપટ્ટી કોઈને જરૂરી નથી હોતી, અને બાળકના આરોગ્ય તથા માનસિક વિકાસને હાનિ કરે છે. મેં અભ્યાસને બાળકના સમૃદ્ધ આંતરિક જીવનનો ભાગ, તેના વિકાસને પ્રવેગ આપે અને તેના માનસમાં વધારે સમૃદ્ધિ સીંચે એવો ભાગ, બનાવવાની કોશિશ કરી. મારા વિદ્યાર્થીઓ માટે ગોખણપટ્ટી નહિ પરંતુ રમતો, વાર્તાઓ, સુંદરતા, સંગીત, તરંગવિહાર, અને સર્જકતાના જગતમાં પુરજોસ ચાલતી બૌદ્ધિક જિંદગી, અભ્યાસની રીત બની રહેશે. મારી મંછા બાળકોને એવા જગતમાં પ્રવાસીઓ, શોધકો, અને સર્જકો બનાવવાની હતી. નિરીક્ષણ કરવું, વિચારો કરવા, ચર્ચાઓ કરવી, કામની ખુશી અનુભવવી, પોતાના સર્જનનો ગર્વ ધરાવવો, લોકો માટે સુંદરતા અને ખુશી પેદા કરવી અને તેના સર્જનાત્મક સુખમાં પ્રકૃતિ, સંગીત, તથા કલાની સુંદરતા માણવી, ખુદ પોતાના આંતરિક જગતમાં એ સુંદરતાની રેલમછેલ કરી દેવી, બીજા લોકોની ખુશીઓ તથા ગમગીનીઓને હૈયે ધરવી અને તેમની દશાને ખુદ પોતાની દશા જેવી ગણીને અનુભવવી — મારા શૈક્ષણિક આદર્શો એવા હતા. તેની સાથે સાથે જ, મારે ચોક્કસ અને સ્પષ્ટ નિરૂપિત લક્ષ્ય ધ્યાનમાં રાખવાનું હતું: બાળકોએ ચોક્કસ શું **જાણી લેવું જ જોઈએ**? તેમણે કયા શબ્દો શીખી લેવા જોઈએ અને કદી ન ભૂલવા જોઈએ? તેમણે ગણિતના કયા નિયમો યાદ રાખી લેવા જોઈએ? આનંદ વિદ્યાલય ચાલતું હતું ત્યારે મેં એવા શબ્દોની યાદી બનાવી લીધી હતી કે જે પહેલાથી ચોથા ધોરણનાં બાળકોએ સારી રીતે જાણી લેવા જોઈએ.

બૌદ્ધિક શ્રમની રીતો, રૂપો, અને પ્રકારોની ઉસ્તાદી હાંસલ કરી લેવાની બાબત મને ઉછેરના કર્તવ્યમાં ભારે મહત્ત્વની લાગી. પ્રાથમિક ધોરણોના સંબંધમાં ઘણા શાળા-સંચાલકો તથા નિરીક્ષકોનું મોટપનું વલણ જોઈને હું બહુ બેચેન થઈ જતો. નિરીક્ષક આવે ત્યારે સૌથી પહેલાં મધ્યમ તથા ઉપલાં ધોરણો વિશે ઉત્સુકતા બતાવે, એવું વર્તન કરે કે નીચલાં ધોરણોમાં તો ખરું શિક્ષણ નહિ પરંતુ ખાલી બાળકોની રમતો જ ચાલતી હોય છે. પરંતુ એ રમતોના સંબંધમાં પોચું વલણ, વિદ્યાર્થીઓ પાંચમા ધોરણમાં દાખલ થાય કે તરત, વિષયવસ્તુની નબળી જાણકારી અંગેની વ્યગ્રતામાં પલટાઈ જતું.

મેં નાનાં બાળકો સાથે કામ શરૂ કર્યું ત્યારે કોઈ જાતની પોચી લાગણીઓ



ન બતાવી. તેમને બીજું ધોરણ પૂરું કરતાં પહેલાં ઝડપી, ભાવવાહક, અને સમજણભર્યું વાંચન કરતાં, નાનાં વાક્યોને તથા લાંબાં વાક્યોના ખંડોને પોતાની નજર વડે એક જ સમગ્રતા તરીકે પારખી લેતાં, શીખી લેવાનું હતું. વાંચન ચિંતનના તથા માનસિક વિકાસના સ્રોતોમાં સ્થાન ધરાવે છે. મેં મારે માટે કર્તવ્ય નિર્ધારિત કર્યું કે બાળક **વાંચતી વેળા વિચાર પણ કરતું હોય** એવું વાંચન તેને શીખવવું. વાંચન, સમૃદ્ધ માનસિક જીવનના સ્રોતો ભેગું, બાળકની જ્ઞાનની ઉસ્તાદીનું બહુ ચોકસાઈભર્યું સાધન બની રહેવું જોઈએ.

હું આગલા પ્રકરણમાં જણાવીશ કે ૧૯૫૨ની શરદથી લઈને ૧૯૫૬ની વસંત સુધીનાં ચાર વર્ષોના ગાળા દરમિયાન મેં પ્રાથમિક શાળાના એકસરખા મહત્ત્વનાં બે કર્તવ્યોની એકતા કેવી રીતે સાધી: એક તો બાળકોને વિષયવસ્તુનું ઊંડું પાકું જ્ઞાન આપવાનું કર્તવ્ય, અને બીજું ગોખણપટ્ટી નિવારવાનું અને બાળકોના સમૃદ્ધ માનસિક જીવનની તથા આરોગ્યની કાળજી રાખવાનું કર્તવ્ય.

## આરોગ્ય, [illegible], [illegible]

હું અચકાયા વગર દોહરાવું છું કે બાળકના આરોગ્યની કાળજીની બાબત કેળવણીકારનું બહુ મહત્ત્વનું કર્તવ્ય બની રહે છે. બાળકોના માનસિક જીવનનો, વિશ્વ દૃષ્ટિકોણનો, પાકા જ્ઞાનનો, અને આત્મવિશ્વાસનો આધાર તેમની ખુશાલી ઉપર હોય છે. બાળકોના અભ્યાસનાં આરંભનાં ચાર વર્ષો દરમિયાન તેમના સંબંધમાં મારી ફિકરચિંતાઓનાં પ્રમાણો કાઢીએ તો તેમાં અરધીથી વધારે ફિકરચિંતાઓ આરોગ્યને લગતી હતી.

બાળકના આરોગ્યની સંભાળ રાખવાનું, તેના કુટુંબ જોડે સતત સંપર્ક રાખ્યા વગર તો, અશક્ય જ બની રહેતું હોય છે. શાળાનો અભ્યાસ શરૂ થયા પછી, ખાસ કરીને આરંભનાં બે વર્ષો દરમિયાન, મેં કુટુંબો સાથે કરેલી વાતોમાંથી ભારે મોટા ભાગની વાતો બાળકોના આરોગ્ય વિશે હતી. મેં માતાપિતાઓને સમજાવ્યું કે બાળકોને ઘરમાં કરવાનું લેસન નહિ આપવામાં આવે. નિયમો અને વ્યાખ્યાઓ શાળાના વર્ગો દરમિયાન જ મોઢે કરાવી લેવામાં આવશે. ઘરમાં બાળકો મોટે ભાગે તો એવો અભ્યાસ જ કરશે કે જે સામગ્રીની ઊંડી સમજણને પ્રવેગ આપે. એ ઉપરાંત,

બાળકો વાંચન કરશે, ચિત્રો દોરશે, પ્રકૃતિની પરિઘટનાઓનું નિરીક્ષણ કરશે, આસપાસની દુનિયાની વસ્તુઓ તથા ઘટનાઓ વિશે નાનાં નાનાં લેખનો કરશે, અને માનીતાં કાવ્યો મોઢે કરી લેશે. ઘેર કરવાનું લેસન થકાવી નાખે એવું ન જ હોવું જોઈએ, પરંતુ તેને સાવ ટાળવાનું તો અશક્ય જ છે. એવી દલીલ ગંભીરતાથી ન જ કરી શકાય કે ભણતરની રીતો પરિપૂર્ણ બને એટલે વર્ગો પછીના કામને તિલાંજલિ આપવાનું શક્ય બની જાય. એવી દલીલ ભણતરનાં ખરાં લક્ષ્યો તથા નિયમોને પ્રતિબિંબિત નથી કરતી કારણ કે બાળકની બૌદ્ધિક મહેનતને એકધારા ત્રણ કે ચાર કલાકોમાં કેંદ્રિત ન જ કરી શકાય.

માતાપિતાઓએ એવી તકેદારી રાખવાનું વચન આપ્યું કે બાળકો બહાર ફરવામાં વધારે વખત ગાળશે, વહેલાં સૂઈ જશે, વહેલાં ઊઠી જશે, અને બારી ઉઘાડી રાખીને સૂશે. બાળકો આખો ઉનાળો અને શરદ તથા વસંતના મહિનાઓમાં ગરમી હોય ત્યારે આંગણમાં સૂવાનાં હતાં, મેં માતાપિતાઓ સાથે એવી સમજણ કરી લીધી હતી. પિતાઓ અને માતાઓએ કોઠારના છાપરા તળે ખંડના કાતરિયામાં વરસાદથી સલામત ખાસ "નીંદર ખૂણાઓ" બાંધ્યા. બાળકોને એ બહુ ગમ્યું. જેમાં શાળાબાળકો હોય એવા દરેક કુટુંબે આંગણમાં ગ્રીષ્મ-કુટિરની વ્યવસ્થા કરવાની હતી, જેથી બાળકો ત્યાં વાંચન કરી શકે, ચિત્રો દોરી શકે, અને રમી શકે. તેને વિશે મેં કેટલાંક વર્ષો પહેલાં જ માતાપિતાઓ સાથે સમજણ કરી લીધી હતી. એ પરિયોજનામાં મોટેરાં શાળાબાળકોએ મદદ કરી.

બાળકો આનંદ વિદ્યાલયમાં સવારની કસરતથી ટેવાઈ ગયેલાં હતાં. હવે મારે બંદોબસ્ત કરવાનો હતો કે એ ટેવ ચાલુ રહે. મને ખાતરી થઈ ગઈ હતી કે કસરત કરવાની ટેવને ચોક્કસ આરંભના બાળપણમાં જ મક્કમ બનાવી લેવી જોઈએ. માતાપિતાઓએ બાળકોને દરરોજ એકસરખા વખતે ઊઠી જતાં શીખવ્યું. બાળકો તાજી હવામાં કસરત કરી લીધા પછી હાથપગ ધોઈ લેતાં. તેઓ ઉનાળામાં તળાવમાં નાહવા ટેવાઈ ગયાં. એ ઉપરાંત, ઘણાં માતાપિતાઓએ આંગણમાં અથવા બગીચીમાં નાહવાની ઝારીનો બંદોબસ્ત કર્યો. બાળકો પાંચ મહિના દરમિયાન (મે મહિનાથી સપ્ટેંબર સુધી) ત્યાં એવી હમામઝારી વડે નહાતાં. એ ટેવ એટલી મક્કમ બની ગઈ કે તેઓ શિયાળાના મહિનાઓમાં પણ કમ્મરથી ઉપરનો ભાગ પાણી વડે સાફ કરી લેતાં, પણ બેશક ઘરની અંદર.



અમુક બાળકોને હમામઝારીની ખાસ જરૂર હતી — તીના, તોલ્યા, કોસ્ત્યા, લારીસા, નીના તથા સાશા, અને સ્લાવા. અમે માતાપિતાઓની મદદ લઈને ખુલ્લી જગ્યામાં છ જાહેર હમામઝારીઓનો બંદોબસ્ત તેમના ઉપયોગ માટે કર્યો. હું ખાસ તકેદારી રાખતો કે કોઈ જાતની શારીરિક ખોડખાંપણ ધરાવતાં બાળકો, દાખલા તરીકે જેમની કાયા વળી ગયેલી હોય અથવા જેમના ચહેરા કે શરીરમાં અવયવો સપ્રમાણ ન હોય એવાં બાળકો, વ્યાયામ કરે અને હમામઝારી વડે નહાય. વ્યક્તિ કેવળ નીરોગી જ નહિ પરંતુ આકર્ષક પણ હોવી જોઈએ, અને આકર્ષકતા સારા આરોગ્યથી, જીવતંત્રના સંવાદી વિકાસથી, અવિભાજ્ય હોય છે.

શરીરના અવયવોની સંવાદિતા અને સપ્રમાણતાનો તથા, અમુક અંશે, અસ્થિમય પેશીઓના, ખાસ કરીને છાતીના, ધોરણસર વિકાસનો આધાર બાળપણનાં વર્ષો દરમિયાન લેવાતા ખોરાક ઉપર હોય છે. ઘણાં વર્ષો દરમિયાન કરવામાં આવેલું નિરીક્ષણ બતાવે છે કે ખોરાકમાં ધાતુમય દ્રવ્યોની તથા વિરલ તત્ત્વોની ખોટ હોય તો હાડપિંજરના અમુક ભાગોનો વિકાસ સપ્રમાણ નથી થતો અને વ્યક્તિની ચાલ ઉપર તેની અસર જિંદગીભર રહે છે. એવા જોખમના નિવારણ માટે મેં કાળજી રાખી કે બાળકોને બધાં જરૂરી વિટામિનો ખોરાકમાં મળે, અને તેમાં વિટામિનો તથા ધાતુમય દ્રવ્યોનો સમુચિત સમન્વય હોય.

એ સંબંધમાં શ્રેણીબંધ વર્ષો દરમિયાન નિરીક્ષણ અને વિશેષીકૃત સંશોધનમાંથી નીચેનો ચિંતાજનક નિષ્કર્ષ નીકળ્યો: બધાં નાનાં બાળકોમાંથી પચીસ ટકા બાળકો નિશાળે જતાં પહેલાં નાસ્તો નથી કરતાં, તેમને સવારે કંઈ ખાવાનું મન નથી હોતું; ત્રીસ ટકા બાળકો સવારના ધોરણસરના ખોરાક માટે જે કંઈ જરૂરી હોય તેના અરધા ભાગથી ઓછું ખાય છે; ત્રેવીસ ટકા બાળકો ધોરણસરના નાસ્તાથી અરધા ભાગ જેટલું ખાય છે, અને માત્ર બાવીસ ટકા બાળકો સરખી રીતે નાસ્તો કરે છે. જે બાળકે નાસ્તો ન કર્યો હોય તેના પેટમાં, વર્ગમાં કેટલાક કલાકો ગાળ્યા પછી, ઘુરઘુરાટ શરૂ થઈ જાય છે અને તેને ફેર આવે છે. વિદ્યાર્થી બાળક અથવા બાળકી શાળાએથી ઘેર પહોંચે ત્યારે તેણે કેટલાય કલાકો દરમિયાન કશું ખાધું નથી હોતું, પરંતુ તેને ધોરણસરની નીરોગી ભૂખ નથી લાગતી (માતાપિતાઓ ઘણી વાર ફરિયાદ કરતાં હોય છે કે બાળકો સાદો પૌષ્ટિક ખોરાક — સાધારણ સૂપ, બોર્શ્ચ સૂપ, થૂલી, અથવા દૂધ — ખાવા તૈયાર



10-972

નથી હોતાં; કશુંક "લહેજતદાર" માગે છે).

ભૂખ ન લાગવી એ તો સારા આરોગ્યની ઉપર ભયંકર આફત સમાન હોય છે, બીમારીઓ તથા નાદુરસ્તીઓનું મૂળ હોય છે. તેનું મુખ્ય કારણ વર્ગના બંધિયાર ખંડમાં કલાકો સુધી બેસી રહેવાનું, એકધારી અને નીરસ માનસિક મહેનત કરતા રહેવાનું, તાજી હવામાં વિવિધ પ્રવૃત્તિઓની ખોટનું, અને સામાન્ય રીતે "તાજી હવાની ભૂખ"નું હોય છે. બાળક આખો દિવસ કાર્બન ડાયોક્સાઈડ ભરેલી હવા શ્વાસમાં લેતું રહે છે. મેં કેટલાંય વર્ષોના નિરીક્ષણમાંથી બીજો એક પ્રતિકૂળ નિષ્કર્ષ પણ તારવ્યો છે: બાળક કાર્બન ડાયોક્સાઈડ ભરેલા મકાનમાં લાંબો વખત રહે તો તેની એન્ડોક્રાઈન ગ્રંથિઓ ઉપર, પાચનક્રિયામાં મહત્ત્વની ભૂમિકા ભજવતી ગ્રંથિઓ ઉપર, માઠી અસર પડે છે. પછી એ રોગો કાયમી અને અસાધ્ય બની જાય છે. પાચનક્રિયાના અવયવોની ગંભીર બીમારીઓ એવી હોય છે કે માતાપિતાઓ ઘણી વાર બાળકોને તરેહવાર મઝેદાર ચીજો, મુખ્યત્વે મીઠાઈ, આપીને તેમની ભૂખને સતેજ કરવાની કોશિશ કરતાં હોય છે. "તાજી હવાની ભૂખ"ના નિવારણ માટે તાજી હવાનો પૂરતો બંદોબસ્ત કરવો જોઈએ. સારા આરોગ્યની જાળવણીની અત્યંત મહત્ત્વની પૂર્વશરતોમાંની એક એ બાબતમાં અંકિત છે.

મેં માતાપિતાઓને સલાહ આપી કે બાળકો માટે સ્વાદિષ્ટ પૌષ્ટિક ખાવાનું બનાવવામાં આવે અને શિયાળા માટે ભરપૂર વિટામિનોવાળાં ફળો વધારે પ્રમાણમાં સંઘરી રાખવામાં આવે. એ વખતે અમે થોડાક મધપૂડાઓ ધરાવતા હતા, એટલે શિયાળામાં બાળકોને શાળાના ભોજનખંડમાં મધ ખવડાવી શકતા હતા.

બાળકો મોટા ભાગનો વખત બહાર ગાળતાં હતાં અને ખૂબ ફરતાં હતાં, શારીરિક મહેનત કરતાં હતાં, અને વર્ગો પૂરા થઈ ગયા પછી તરત અભ્યાસ કરવા નહોતાં બેસી જતાં, એટલે તેમને સખત ભૂખ લાગતી. બધાં બાળકો સવારે પૂરતો નાસ્તો કરતાં, અને શાળાએ જવા નીકળે ત્યાર પછી ત્રણ કલાકે (વર્ગો શરૂ થયા પછી લગભગ અઢી કલાકે) બપોરનો ખોરાક શાળાના ભોજનખંડમાં લેતાં. તેમાં તેમને ગરમ સાદો સૂપ અથવા માંસવાળો બોર્શ્ચ સૂપ, કટલેટ, પ્યાલો ભરીને દૂધ, અને રોટી તથા માખણ મળતાં. વર્ગો પૂરા થઈ ગયા પછી (શાળામાં બપોરના જમણ પછી ત્રણ કે સાડા ત્રણ કલાકે) સાંજે તેઓ ઘેર જમતાં.



બાળકો ઘેર કે શાળાએ દિવસનો બીજો અરધો ભાગ બહાર ખુલ્લી જગ્યામાં ગાળતાં. માત્ર વરસાદ હોય અથવા હિમ પડતું હોય ત્યારે જ તેઓ મકાનની અંદર રહેતાં.

બાળકના સંવાદી વિકાસમાં બધું પરસ્પર સંકળાયેલું હોય છે. સારા આરોગ્યનો આધાર એ બાબત ઉપર હોય છે કે બાળકને ઘરમાં કરવા માટે આપવામાં આવતું લેસન કેવી જાતનું હોય છે અને તેને ક્યારે તથા કેવી રીતે કરવામાં આવે છે. સ્વતંત્ર માનસિક શ્રમની ભાવાત્મક રંગછાયા જબરજસ્ત ભૂમિકા ભજવતી હોય છે. બાળકને જેમાં રસ ન પડતો હોય એવો અભ્યાસ તેની આંતરિક શક્તિને ભરખી જાય છે એટલું જ નહિ પરંતુ આંતરિક અવયવોના પરસ્પર અવલંબનની જટિલ પદ્ધતિમાં પ્રતિકૂળ રીતે પ્રતિબિંબિત પણ થાય છે. હું એવા ઘણા દાખલાઓ જાણું છું કે જેમાં બાળકોને અભ્યાસ તરફ સખત અણગમો થયો હતો, એથી તેમની પાચનક્રિયામાં ગંભીર ભંગ પડયો હતો, અને તેના પરિણામે જઠર તથા આંતરડાંની બીમારીઓ આવી પડી હતી.

અમે શરદ, વસંત, અને શિયાળાની રજાઓ હંમેશાં બહાર કુદરતના ખોળામાં ગાળતાં — પ્રવાસમાં, વિશ્રામમાં, વનમાં, રમતગમતમાં... પહેલી વાર શિયાળાની રજા આવી ત્યારે બધાં બાળકો સ્કી લઈને વનમાં ગયાં, અને તેમણે હિમમાં સરકવાની મોજ માણી. અમે આનંદ વિદ્યાલયમાં શિયાળામાં જેમ કરેલું તેમ હિમનો કિલ્લો બાંધ્યો અને બરફનો ફાળકો બનાવ્યો. બાળકો બાળવીર સંસ્થાના સભ્યો બન્યાં ત્યારે તેમની ટુકડીઓનાં સૌથી વધારે રસપ્રદ મિલનો વનમાં થતાં.

શિયાળામાં બહાર ખુલ્લી જગ્યામાં કામ સારા આરોગ્યનો બહુ મહત્ત્વનો સ્રોત બની રહ્યું. સાધારણ (માઈનસ ૧૦ ડિગ્રી સેન્ટીગ્રેડ સુધીના) ઠારમાં અઠવાડિયામાં એક વાર આઠ વરસનાં બાળકો બે કલાક, નવ અને દસ વરસનાં બાળકો ત્રણ કલાક, અને અગિયાર વરસનાં બાળકો ચાર કલાક કામ કરતાં. તેઓ ઝાડના રક્ષણ માટે થડો ફરતે પરાળ બાંધતાં, રોપાઓને ટાઢથી બચાવવા નાનકડી હિમગાડીઓમાં હિમ લઈ આવતાં, વગેરે. તાજી હવામાં એવું કામ તેમની કાયાઓને વધારે ખડતલ બનાવવાનું અને તેમને શરદીથી બચાવવાનું સરસ માધ્યમ બની રહ્યું.

બાળકો ઉનાળાની રજાઓમાં બીડો, ખેતરો, તથા વનોમાં ફરવા

નીકળી પડતાં. આખા એક મહિના દરમિયાન કુદરત જોડેનો સીધો સંગ તેમના આરોગ્યને સુધારવામાં તેમ જ તેમના બૌદ્ધિક વિકાસને પ્રવેગ આપવામાં ખૂબ મદદગાર બન્યો. બાળકોએ પહેલું ધોરણ પૂરું કરી લીધા પછી ઑગસ્ટ મહિનો કોલખોઝના બગીચામાં તથા મધપૂડા વિભાગમાં ગાળ્યો. તેઓ બીજું ધોરણ પૂરું કરી લીધા પછી કોલખોઝના તરબુચના વાડામાં રહ્યાં.

ઑગસ્ટ મહિનો કુદરતની ઉદાર બક્ષીસોનો, પ્રકૃતિની ખીલતી સુંદરતાની પરાકાષ્ઠાનો, આનંદોલ્લાસ છલકાતા શ્રમનો, ગાળો હોય છે. એ સમયે હવા ખાસ નિર્મળ, પારદર્શક, અને તાજગીબક્ષ હોય છે, તેમાં લણેલા ઘઉં પાકેલાં તરબુચ, દ્રાક્ષ, અને સફરજનની સુગંધ ઓતપ્રોત હોય છે. ઉનાળા અને શરદની સીમારેખાના સમયે ગામની હવામાં ફાઈટોનસાઈડ ખાસ ભરપૂર હોય છે. ફેફસાંના રોગો, શરદી, અને સંધિવાની વૃત્તિ ધરાવતાં બાળકોને ખડતલ બનાવવાં હોય તો તેમને આખો મહિનો બહાર ખુલ્લી જગ્યામાં રાખો.

એક વાર બાળકોએ આખો દિવસ કોલખોઝના તરબુચના વાડામાં ગાળ્યો. તેમને તરબુચ અને ચીભડાંની મોજ છૂટથી માણવા દેવામાં આવી. મેદાની ખેતરોના મોકળ અફાટ વિસ્તારની વિદાય લેતી વેળા અમે ગમગીન બની ગયાં. એ જ દિવસે સાંજે કોલખોઝના અધ્યક્ષે સૂચના આપી કે તરબુચના વાડામાં ચાર નવાં ઝૂંપડાં બાંધવામાં આવે. ઝૂંપડાં બાંધવાનું કામ એક જ દિવસમાં કરી લેવામાં આવ્યું. મેં બાળકોને જણાવ્યું કે આપણે રજાઓ તરબુચના વાડામાં ગાળીશું, પરંતુ તેઓ માની જ ન શક્યાં: "આપણને ખરેખર ત્યાં રહેવા દેશે?" તેમને માટે બાંધવામાં આવેલાં ઝૂંપડાં, પરાળનાં છાપરાંવાળાં ઝૂંપડાં, નજરે જોયાં ત્યારે જ તેમણે મારી વાત માની. રાતે ત્યાં જ રહેવાનું છે એવી ખબર સાંભળીને બાળકો બેહદ ખુશ થઈ ગયાં. અમે ઝૂંપડાંમાં ભોંયપટ ઉપર મીઠી સુવાસવાળું ખડ પાથરી દીધું, ચાદરો અને ધાબળા લઈ આવ્યા, હાથપગ ધોવાની ચોકડી બનાવી, અને માતાપિતાઓએ બાળકોની ખાવાપીવાની સગવડ માટે રસોડું બાંધી આપ્યું. બે ઝૂંપડાંમાં છોકરાઓને અને બે ઝૂંપડાંમાં છોકરીઓને રહેવાની વ્યવસ્થા કરવામાં આવી. અમે તરબુચના વાડામાં ગાળેલો મહિનો બાળકો કદી ભૂલ્યાં નથી. તેમનો એ અનુભવ નીલા ગગન તથા ચળકતા સૂર્યપ્રકાશના મનમોહક ગીત જેવો હતો.



અમે પરોઢિયે ઊઠી જતાં, પ્રકૃતિની અજોડ સુંદરતા માણતાં, સ્વપ્નોભરી રાત પછી જાગીને ઝાકળ ઉપર રખડતાં, ઝરામાંથી લાકડાનાં પીપડાંમાં ભરી લાવીને ચોકડીમાં રાખેલા પાણી વડે હાથપગ અને મોં ધોતાં. બાળકોને દરેકે દરેક બાબતમાં મોજ પડતી: સવારની કસરત, ટાઢા પાણી વડે શરીરની સફાઈ, બટેટાં રાંધવાનું કામ, બટેટાંની સાથે ટમેટાં અને તરબુચનો નાસ્તો. સવારે નાસ્તો કરી લીધા પછી અમે કામ કરતાં: સામૂહિક ખેતરના ખેડૂતોને તરબુચ તથા ચીભડાંનો પાક ઉતારવામાં મદદ કરતાં.

શહેરનાં બાળકો અને તેમનાં માતાપિતાઓ અમને મળવા આવતાં. અમે ગર્વથી તેમને તરબુચનો વાડો બતાવતાં અને તરબુચ તથા ચીભડાંની મોજ કરાવતાં. બાળકો એક નજર નાખીને જ પાકાં તરબુચ તથા ચીભડાંને પારખી લેતાં શીખી ગયાં. તરબુચના વાડા નજીક ફૂલોની વનસ્પતિઓ વાવવામાં આવી હતી. કોલખોઝનો મધમાખી પાલક ઑગસ્ટમાં ત્યાં આવતો, એટલે અમે આંદ્રેઈદાદાને રોજ મળતાં. અમે તેને તરબુચ, અને અમારી રસોઈયણ પાશાકાકીએ અમારે માટે બનાવેલી ગરમાગરમ કટલેટ, આપતાં. તેણે અમારા વર્ગને મધમાખીઓવાળો મધપૂડો આપ્યો. "આને તમારી શાળાના બગીચામાં લઈ જજો," તેણે કહ્યું. બાળકો મધમાખીઓની જિંદગીનું નિરીક્ષણ ભારે દિલચસ્પીથી કરતાં.

બાળકો રોજ તળાવમાં નહાતાં, પછી વનમાં જઈને આંદ્રેઈદાદા તથા પાશાકાકી માટે જંગલી ફૂલો લઈ આવતાં. બપોરની ગરમીના વખતે અમે ઝૂંપડાંમાં જઈને થોડીક વાર ઊંઘી લેતાં, તાજી હવા માટે દીવાલની કેટલીય "નાની નાની બારીઓ" ઉઘાડી રાખતાં, બારીઓ આડી એવી ફૂલદાર વનસ્પતિઓની દાંડીઓ ગોઠવી દેતાં કે જેની વાસ માખીઓ તથા મચ્છરોથી સહેવાય નહિ. બહાર ગરમી રહેતી પરંતુ ઝૂંપડાંની અંદર ઠંડક લાગતી. આનંદ વિદ્યાલયના આરંભના દિવસોથી જ મેં બાળકોને પવનથી ન ડરવાની તાલીમ આપી હતી. જિંદગી બતાવે છે કે માણસ બાળપણમાં જ પવનથી ટેવાઈ જાય તો પછી પવન જરાક સરખોયે જોખમી નથી હોતો. માણસને હવાની આવજા વગરના ઓરડાની બંધિયાર હવાથી ન ચલાવી લેતાં શીખવવાની બાબત, આરોગ્યની સરખી કાળજી રાખવાની કેળવણી જેટલા જ મહત્ત્વની છે.

ગરમી ઓસરી જાય ત્યારે બાળકો કામ કરવા જતાં: ખેડૂતો તરબુચ અને ચીભડાં ઉતારવા મોટે ભાગે તો બપોર પછી જ આવતા. સૂરજ

આથમી જાય, ખેતરો અને ટેકરીઓ અને બીડો જંબલી ધુમ્મસમાં લપેટાઈ જાય, અને તારલિયા એક પછી એક ટમટમવા લાગે ત્યારે બાળકો કોઈ એક ઝૂંપડા નજીક ભેગાં થઈ જતાં. સાંજની વેળાએ તેમને કોઈ અસાધારણ સાહસો તથા સફરોની, પરાક્રમી કૃત્યોની, કહાણીઓ તથા વાર્તાઓ સાંભળવાની ખાસ આતુરતા રહેતી. હું તેમને આપણા લોકોની કલ્પનામાંથી સર્જાયેલા વાર્તાના જીવોની, જળકન્યાઓ તથા ડાકણોની, અને લોકોની માન્યતા મુજબ ઑગસ્ટની શાંત નિશાઓને ફળદ્રુપતાની બક્ષીસ આપતી શરદ સુંદરીની વાતો કહેતો.

અમને રાતની નીરવતામાં વિસ્મયજનક ધૂન ફરી વાર સાંભળવા મળી: જ્યાં થોડા વખત પહેલાં જ ઘઉંની કાપણી થઈ હતી એ ખેતરો ઉપરથી મધુર ધ્વનિ, વાંસના પાવાના સૂરને બહુ મળતો આવતો ધ્વનિ, રણકી ઊઠયો. દેખીતી વાત હતી કે કોઈ અજાણ્યું નિશાપંખી ગાઈ રહ્યું હતું, પરંતુ બાળકોની કલ્પનાએ કોઈ વિલક્ષણ અને માયાળુ જીવનું સર્જન કરી લીધું—માથે ઘઉંના છોડવાઓનો તાજ પહેરીને લોકોને ખુશ કરવા માટે વાંસળી વગાડતા નાનકડા બાળકનું સર્જન કરી લીધું. બાળકોએ એ જીવને સૂરજસાંઠો નામ આપ્યું. તેમનાં મનની દુનિયામાં સૂરજસાંઠો એટલે સૂર્ય અને ફળદ્રુપ ધરતીનું સંતાન. જ્યાં જ્યાં ઘઉંનાં કણસલાં પાકતાં હોય ત્યાં ત્યાં સૂરજસાંઠો જોવા મળે. ઘઉંની કાપણી થાય ત્યારે તે મીઠી સુવાસ છોડતી ચારાની થપ્પીઓમાં સરકી જાય અને સાંજની વેળાએ ખુશાલ તેમ જ ગમગીન ગીતો ગાય. શિયાળો નજીક આવે ત્યારે તેને હૂંફાળી જમીનમાં જવું પડે, ત્યાં ફળદ્રુપતાના જીવનદાતા રસો નીંદરમાં પડેલા હોય. પરંતુ ઘઉંનો લીલોછમ પાક ઊગી નીકળે ત્યારે સૂરજસાંઠો વળી પાછો ખેતરોમાં પહોંચી જાય અને સુંદર ગીતો ગાવા લાગે.

એવું લાગે ખરું કે બાળકો પ્રકૃતિમાં સજીવારોપણ વધારે પડતી વાર કરતાં હોય છે, અને એવો તરંગવિહાર કદાચ તેમને અમુક પ્રમાણમાં વાસ્તવિકતાથી અળગાં ખસેડી દેતો હોય. ના, હજાર હજાર વાર ના. હકીકતમાં જીવન, ફળદ્રુપતા, અને માનવીને લગતી વાર્તાઓ જ પ્રેરણાના પ્રબળ સ્રોતો બની રહેતી હોય છે. બાળકોએ સૂરજસાંઠા વિશે ઘડી કાઢેલા ગીતમાં એવા જીવનું સજીવારોપિત વાર્તામૂલક કલ્પન મોજૂદ હતું કે જે પોતાની અંદર જીવન, સુંદરતા, ફળદ્રુપતા, અને વિપુલતાને મૂર્ત કરતો હતો. આ રહ્યું તેમનું સાદું ગીત:



રવિ ધરતીને જગાડે,
ઘઉંના પાકને ઉગાડે,
વાંસળી કોણ વગાડે?
સૂરજસાંઠો, સૂરજસાંઠો...
પોશાકમાં એના જાદુગરી છે,
ઘઉંની ઉંબીઓ ને સાંઠીઓ છે,
સરાળવાંનાં સોનેરી ભવાં છે,
અને રંગીલી એની પાંપણો છે...

બાળકો જ્યારે વાર્તામૂલક કલ્પનોની અસરમાં હોય ત્યારે વિસ્મયજનક ઘટના બને છે: તેમણે ક્યાંક સાંભળેલો કે વાંચેલો શબ્દ જાણે ચેતનાના ઊંડાણમાં જાગી ઊઠે છે અને ઝળકતા રંગોના ઝબકારા કરવા લાગે છે. એ રંગોમાં ખેતરો અને બીડોની સોડમ ભરેલી હોય છે. બાળક સર્જન કરે છે, કાવ્યમય કલ્પનો ઘડી કાઢે છે.

વાંચક કદાચ સવાલ કરે કે આરોગ્ય વિશેનાં પૃષ્ઠોમાં હું વાર્તાઓ, તરંગી કલ્પનો, અને બાળકોની સર્જકતાની વાતો કેમ કરું છું. કારણ કે એ બાબતો બાળકોને ખુશી આપતી હોય છે, અને માનસિક તથા શારીરિક આરોગ્યની સંવાદિતા ખુશી વગર અશક્ય બની રહે છે. રળિયામણાં ખેતરો અને ટમટમતા તારલિયાઓથી, તીડોના અનંત ગાન અને વગડાઉ ફૂલોની વાસથી, મોહિત થઈ ગયેલું બાળક ગીત ઘડી કાઢે ત્યારે તેનો અર્થ એવો થાય છે કે તે મન અને તનની સંવાદિતાના શિખરે પહોંચી ગયેલું હોય છે. વ્યક્તિના આરોગ્યની કાળજી, અને વધુ તો બાળકના આરોગ્યની કાળજી, કંઈ માત્ર સ્વચ્છતા અને આરોગ્યરક્ષાનાં ધોરણો તથા નિયમોની સૂચિ જ નથી, ખોરાક અને કામ તથા મનોરંજનની ચોક્કસ વ્યવસ્થાની આવશ્યકતાઓની યાદી જ નથી. તેમાં સૌપ્રથમ તો સમગ્ર શારીરિક તથા માનસિક શક્તિઓની સંવાદી પરિપૂર્ણતાની કાળજી અંકિત હોય છે, અને સર્જકતાનો આનંદ એવી સંવાદિતાના કળશ સમો હોય છે.

બાળકોએ ત્રીજું ધોરણ પૂરું કરી લીધું ત્યારે પણ અમે ઉનાળો તરબુચના વાડામાં ગાળ્યો, પરંતુ જુદી જગ્યાએ, દ્રાક્ષના વેલાઓના મંડપ નજીક. બાળકોએ દ્રાક્ષની વાડીમાં કામ કર્યું, દ્રાક્ષનાં ઝૂમખાં ટોપલીઓમાં ગોઠવવામાં મોટેરાંને મદદ કરી. તેઓ સવારે અને સાંજે તળાવમાં તરવા જતાં અને

ત્યાં મઝાની રમત રમતાં: તેમની કલ્પનામાં ત્રણ હોડીઓ વહેલોને પકડવાના કાફલામાં પલટાઈ જતી, નાનકડું તળાવ મહાસાગર બની જતું, અમે તલાશ કરવા નીકળતાં, વહેલોને ગોતવા જતાં... અમે ત્યાં વાંસળીઓ બનાવી, અમારા સંગીત મંડળનાં મિલનો સાંજે થતાં. અમે લોકગીતોની ધૂનો વગાડતાં અને ગ્રીષ્મની સંધ્યાઓ, ગાજવીજનાં તોફાનો, લાલ ક્ષિતિજ, બંધ નજીકની તળાવડી, અને પ્રવાસી પંખીઓ વિશે ગીતો જોડી કાઢતાં. જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેમ સંગીત અમારા જીવનમાં વધારે ને વધારે ઊંડે ઊતરતું ગયું. બાળકો રજાઓ ગાળવા જ્યાં જ્યાં જાય ત્યાં બધે નામાંકિત સંગીતસર્જકોની કૃતિઓ અને લોકગીતો ટેપ-રેકોર્ડરમાં વગાડીને સાંભળતાં.

બાળકોએ ચોથું ધોરણ પૂરું કર્યું ત્યારે ઉનાળાની રજાઓ ઓકવૃક્ષોની ઝાડી તથા સરોવરના કિનારા નજીક બીડમાં ગાળી. તેમણે ડાળીઓ વડે ઝૂંપડાં બનાવ્યાં અને ઉપર પરાળ ગોઠવી દીધું. માતાપિતાઓએ હમામ અને રસોડું બાંધવામાં મદદ કરી. હવે તો બાળકો રસોઈયણને મદદ કરી શકે અને ગામમાં જઈને રોટી, બટેટાં, મચ્છી, દૂધ, તથા શાકભાજી લાવી શકે એટલાં મોટાં થઈ ગયાં હતાં. અમે વીસ વાછરડાં અને બે ઘોડાની સંભાળ રાખી. બાળકો વાછરડાંને દિવસે ચરાણમાં લઈ જતાં અને રાતે સરોવર નજીક નાનકડા વાડામાં પૂરી દેતાં. બધાં બાળકોએ ઘોડેસવારી શીખી લીધી. તેઓ ગામમાંથી ખાવાપીવાની ચીજવસ્તુઓ લઈ આવવા ઘોડેસવાર થઈને જતાં. દરેક બાળકને થોડાક કિલોમીટર ઘોડો દોડાવવાની તાલાવેલી રહેતી, એટલે ઘોડેસવારીના ચોક્કસ વારા નક્કી કરી દેવામાં આવ્યા. વલોદ્યા, સાન્યા, અને તીનાને ખાસ સરસ ઘોડેસવારી કરતાં જોઈને મને બહુ ખુશી થઈ. ઘોડેસવારીથી તેમની તંદુરસ્તી સુધરી.

એ વરસે બધાં બાળકો ઊંડા સરોવરમાં તરવા જતાં અને તેમણે તરતાં બહુ સરસ શીખી લીધું. મેં નાહવાની સલામત જગ્યા શોધી કાઢી, એને ત્યાંથી વારાફરતી એક એક બાળકને ભેગું લઈને હું તરવાનાં ચક્કર લગાવતો.

ખડને લગતા કામના દિવસોમાં ખાસ મોજ પડતી. અમે મોટેરાંને ઘાસ સુકાવવામાં તથા ખડની ગંજી ગોઠવવામાં મદદ કરતાં, અને સાંજે ગંજી ઉપર ચડતાં. બાળકો એ કલાકો દરમિયાન જાણે વશીકરણમાં બંધાઈ



જતાં: તેમને તારલિયાઓની અને દૂર સુદૂરની દુનિયાઓની વાતો સાંભળવાની તાલાવેલી થતી. તેઓ તારામઢેલા ગુંબજ નીચે જાણે વિશ્વની સામે ખડાં થઈ જતાં અને મને સવાલો પૂછવા લાગતાં: "આ બધું — પૃથ્વી, સૂર્ય, અને તારાઓ — ક્યાંથી આવ્યું હશે?" મને ખાતરી થઈ ગઈ છે કે જ્યારે પ્રકૃતિની સુંદરતા અને વિરાટ રૂપ જોઈને બુદ્ધિ તથા લાગણી હેરતમાં, વિસ્મયમાં, જકડાઈ જાય ત્યારે બાળકોની ચેતનામાં એવા સવાલો ઊભા થતા હોય છે.

એક વાર ગ્રહોની વાત સાંભળી લીધા પછી બાળકોએ પૂછેલું: "પણ તેમની પાર શું હશે?" એ પ્રસંગ હું કદી નહિ ભૂલું. મેં તેમને કહ્યું કે આનું આ જ વિશ્વ દૃશ્ય જગતોની પાર પણ ફેલાયેલું છે, અને જગતો અગણિત છે. બાળકો વિસ્મયમાં ગરકાવ થઈ ગયાં: "પણ વિશ્વનો અંત ક્યાં?" તેમને સૌથી વધારે અગમ્ય લાગતી બાબત વિશ્વની અનંતતાની હતી. મને યાદ છે કે એ ચોંકાવનારી હકીકત જાણીને બાળકો કેવી રીતે અબોલ બની ગયેલાં, અનંતતાની કલ્પનાની કોશિશોમાં ડૂબી ગયેલાં, પરંતુ તેને કલ્પી ન શકેલાં. એ રાતે તેમને કેટલીય વાર સુધી નીંદર ન આવી, અને એકથી વધારે બાળકોને દૂરવર્તી સૂર્ય તથા ગ્રહોનાં સ્વપ્નો આવ્યાં. બીજે દિવસે નાનકડાં બાળકબાળકીઓ તેમનાં મનમાં ઘોળાતો સવાલ વારે વારે પૂછતાં રહ્યાં: અનંતતા એટલે શું? શાળાનાં બધાંયે વર્ષો દરમિયાન તેમનાં મનમાં એ સવાલની નવીનતા ક્યારેય ઓસરી નહિ.

...આનંદ વિદ્યાલયમાં બાળકોની કેળવણીના પહેલા અઠવાડિયાથી જ મેં રમતગમતને ખૂબ મહત્ત્વનું સ્થાન આપ્યું હતું. મોટાં બાળકોએ અમને રમતનું મેદાન બનાવવામાં અને હીંચકો બાંધવામાં મદદ કરી હતી. અમારી પાસે દડા પૂરતી સંખ્યામાં હતા, અને બીજા ધોરણ સુધીમાં બાળકો ટેબલ ટેનીસ રમવા લાગ્યાં હતાં. તેમને ડીસ્ક તથા દડા ફેંકવાનો તેમ જ દોરડાં તથા વાંસડાઓ મારફત ઊંચે ચડવાનો પણ એટલો જ શોખ હતો.

બાળકો આખો ઉનાળો ઉઘાડા પગે ફરતાં અને વરસાદથી જરાય ડરતાં નહિ. હું તેને શારીરિક તાલીમની ખાસ મહત્ત્વની રીત ગણતો. પહેલા અને બીજા ધોરણો દરમિયાન માત્ર ત્રણ બાળકોને શરદી થઈ હતી, અને ત્રીજા તથા ચોથા ધોરણો દરમિયાન કોઈ માંદું નહોતું પડ્યું.

હું માથાની તરેહવાર શરદીના સંબંધમાં પ્રતિરક્ષાને ખાસ મહત્ત્વની

ગણતો. એ વિશેની ચિંતા મારા મનમાં ઘણાં વરસ ઘોળાતી રહી હતી: હવામાનમાં ઝડપી પલટાઓના ગાળાઓ દરમિયાન લગભગ અરધી સંખ્યાનાં બાળકો છીંકો ખાતાં રહેતાં. બાળકને તાવ ન હોય તોપણ એવી નાદુરસ્તીની હાલતમાં તે ધોરણસરનું કામ ન જ કરી શકે. અને માથાની શરદીનો કોઈ મૂળગામી ઇલાજ તો હોતો જ નથી. તબીબી વિજ્ઞાને સાબિત કર્યું છે કે ઘણા પ્રકારોની માથાની શરદી ચેપી બીમારી નથી હોતી, પરંતુ વાતાવરણમાં ઝડપી પરિવર્તનો થાય ત્યારે સૂક્ષ્મગ્રાહી જીવતંત્રની પ્રતિક્રિયાઓ તરીકે એવી શરદી થતી હોય છે. ઘણાં વરસોના અનુભવે બતાવ્યું છે કે પગનું ખાસ રક્ષણ કરવું જોઈએ. જો પગ જરાક જેટલી ટાઢને સહન ન કરી શકતા હોય તો માણસ માથાની બિનચેપી શરદીનો ભોગ બને. અમારા કેળવણી કાર્ય દરમિયાન શરીરને વધારે મજબૂત બનાવવાની જે પદ્ધતિ વિકાસ પામી તેની શરૂઆત પગને વધારે ખડતલ બનાવવાથી થઈ હતી. પરંતુ એમ કરી શકાય તે પહેલાં બાળકની સામાન્ય સ્થિતિને લક્ષમાં લેવી જ જોઈએ. પગને ખડતલ બનાવવા માટે ચોક્કસ ગાળા દરમિયાન કરવાની કોઈ ખાસ કસરતો નથી હોતી. તેમાં સામાન્ય નિયમોનું સતત પાલન કરવાનું, બાળકોને "તાપઘરના વાતાવરણથી" ટેવાવા ન દેવાનું, અને શરીરની પ્રતિકાર શક્તિને તોડી નાખે એવી ફાલતુ ફિકરચિંતાઓ ન કરવાનું જરૂરી હોય છે. બાળક ઉનાળામાં ઉઘાડા પગે ન ફરતું હોય તો પગને ધોતા રહેવાથી અથવા ભીના ટુવાલો વડે પલાળતા રહેવાથી કશો ફાયદો ન થાય.

...બાળકોએ પ્રાથમિક શાળાનો અભ્યાસ એવી રીતે પૂરો કર્યો. રજાનો છેલ્લો દિવસ હતો. તેઓ સરોવરમાં તરવાની મોજ પછી હરિયાળા ઘાસના મેદાનમાં ભેગાં થયાં—જોરાવર, તડકામાં ત્રાંબાવર્ણાં થઈ ગયેલાં, રૂપાળાં. તેઓ હતાં તો અગિયાર વરસનાં, પરંતુ બાર કે તેર વરસનાં ધારી શકાય એવાં લાગતાં હતાં. લાંબા વખત સુધી "વામન" કહેવાતો રહેલો નાનકડો દાન્કો પણ પાંચમા ધોરણનાં કેટલાંય બાળકો જેટલો ઊંચો થઈ ગયો હતો.

તેમની તબીબી તપાસ વરસમાં કેટલીય વાર થતી રહી હતી. પહેલા ધોરણમાં ચાર બાળકોની નજર નબળી હતી, બીજા ધોરણમાં સંખ્યા ઘટીને બે થઈ ગઈ, અને ત્રીજા ધોરણમાં એકેય બાળકની નજર નબળી નહોતી રહી. જિંદગી બતાવે છે કે નબળી નજર કંઈ આંખોની ખોડ નથી હોતી,



તેમાં શારીરિક અને માનસિક વિકાસ વચ્ચેના વિસંવાદનું પરિણામ અંકિત હોય છે. આરંભનાં બે વર્ષો દરમિયાન ત્રણ બાળકોના સંબંધમાં હૃદયની નબળાઈનાં લક્ષણોનું નિદાન કરવામાં આવ્યું હતું, બે બાળકોને પ્લુરસીની બાકી રહી ગયેલી અસરોની તકલીફ હતી, એક બાળકના સંબંધમાં બ્રોંકાઈટીસની નિશાનીઓ વરતાઈ હતી, અને એક બાળકને સુપ્ત ક્ષય રોગ હતો. તેમણે પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કર્યો ત્યાં સુધીમાં માત્ર એક જ બાળકના સંબંધમાં હૃદયની નબળાઈનાં લક્ષણો બાકી રહ્યાં હતાં, અને એ લક્ષણો પણ શાળાનાં આરંભનાં બે વર્ષોની સરખામણીમાં બહુ પાંખાં પડી ગયાં હતાં.

[illegible]

બાળકો શાળાનો અભ્યાસ શરૂ કરે ત્યાર પછી પ્રકૃતિ, રમતગમત, સુંદરતા, સંગીત, તરંગવિહાર, અને સર્જકતાની વિસ્મયકારક દુનિયા વર્ગનાં બંધ બારણાંની બહાર જ ન રહી જવી જોઈએ, એ વાત મહત્ત્વની છે. શાળાજીવનના આરંભના મહિના તથા વરસો દરમિયાન બાળકોની પ્રવૃત્તિ એકમાત્ર ભણતર પૂરતી જ સીમિત ન રહેવી જોઈએ, બાળકે અગાઉ માણેલી ખુશીઓ જેવી જ ખુશીઓને જો શિક્ષક તેની સમક્ષ મોકળી કરી દે તો જ તેને શાળાના સંબંધમાં હેતપ્રેમની લાગણી ઊપજે. બાળકોને કંટાળો ન આવે એટલા ખાતર અભ્યાસને બાળકોની ખુશીઓ જોડે બંધબેસતો બનાવી દેવાનું અને ઇરાદાપૂર્વક હળવો કરી દેવાનું વલણ શિક્ષકે ન જ લેવું જોઈએ. બાળકને માનવીય જીવનના અત્યંત મહત્ત્વના પાસા માટે—માનસિક પ્રયાસ વગર અશક્ય બની રહેતી ગંભીર, એકધારી, ખંતીલી મહેનત માટે—ધીરેધીરે તૈયાર કરવું જોઈએ.

બાળકોમાં સખત મહેનતની ટેવો અને સર્જનાત્મક બૌદ્ધિક શ્રમ કરવાની ભાવના કેળવવાની બાબતને હું મહત્ત્વના શૈક્ષણિક કર્તવ્ય તરીકે ગણતો હતો. બાળકમાં ચોક્કસ ઘડીએ આસપાસના જગતથી અલિપ્ત બની જવાની, માનસિક પ્રયાસોને શિક્ષકે અથવા ખુદ બાળકે નિર્ધારિત કરેલા લક્ષ્યની દિશામાં વાળી દેવાની, શક્તિ હોવી જોઈએ. મેં બાળકોમાં એવી એકાગ્રતાની ટેવ કેળવવાની કોશિશ કરી. કેવળ એવી સ્થિતિમાં જ બૌદ્ધિક શ્રમ માનીતી પ્રવૃત્તિનું સ્થાન લઈ શકે.

પ્રાથમિક શાળાનું કર્તવ્ય વિદ્યાર્થીઓને કેવળ શારીરિક મુશ્કેલીઓ જ નહિ પરંતુ બૌદ્ધિક મુશ્કેલીઓ પણ ઉકેલતાં ધીરેધીરે શીખવી દેવાનું છે. બાળકોને બૌદ્ધિક શ્રમનું અસલ સારતત્ત્વ, માનસિક પ્રયાસ અને વસ્તુઓ, તથ્યો, તથા પરિઘટનાઓની જટિલતાઓ તથા બારીક વિશિષ્ટતાઓ તેમ જ વિગતો તથા આંતરવિરોધોની પરખ બની રહેતું સારતત્ત્વ, સમજાવું જોઈએ. કોઈ પણ સંજોગોમાં, બાળક માટે અભ્યાસ વધારે સરળ બનાવવાના આશયે તેને એ મુશ્કેલીઓની જાણકારીથી બચાવવું ન જ જોઈએ. વિષયવસ્તુના જ્ઞાનની ઉસ્તાદીની પ્રક્રિયાની સાથોસાથ સ્વતંત્ર બૌદ્ધિક શ્રમ પણ થવો જ જોઈએ. બૌદ્ધિક કેળવણી માનસિક જીવનનાં ક્ષેત્રોમાં સ્થાન ધરાવે છે. તેમાં કેળવણીકારનો પ્રભાવ સ્વશિક્ષણ સાથે આંગિક રીતે સમન્વિત હોય છે. મનોબળના ઘડતરની શરૂઆત વ્યક્તિની સામે ઉપસ્થિત લક્ષ્યોની માનસિક સંઘટનાથી, બૌદ્ધિક શક્તિના કેંદ્રીકરણથી, સમજવાના પ્રયત્નથી, અને આત્મસંયમથી થાય છે. મારી મુરાદ એવી હતી કે બાળકો "મુશ્કેલ" શબ્દનો અર્થ બૌદ્ધિક શ્રમમાંથી જ સમજે.

બાળક શાળામાં જે કંઈ કરતું હોય એ બધું જો તેને માટે આસાન બની રહેતું હોય તો વખત જતાં તેની માનસિક પ્રક્રિયાઓ મંદ બની જાય. તે જીવનના સંબંધમાં છીછરું વલણ ધરાવતી ભ્રષ્ટ વ્યક્તિ બની જાય. વાત અજબ લાગે એવી છે, પરંતુ પ્રતિભાવાન બાળકો માટે અભ્યાસ જો પડકાર સમો ન હોય તો ઘણાબધા દાખલાઓમાં ચિંતન મંદ બની જાય છે. અને મંદ ચિંતનની ઘટના ઘણાબધા દાખલાઓમાં આરંભનાં ધોરણોમાં, જ્યારે બીજાં બાળકો પાસેથી અમુક પ્રમાણમાં માનસિક પ્રયાસ માગી લેતી બાબતોની ઉસ્તાદી પ્રતિભાવાન બાળક સહેલાઈથી હાંસલ કરી લે છે અને મુખ્યાત્વે ભટકતું રહે છે ત્યારે, બનતી હોય છે. વિદ્યાર્થીઓને કામ વગર ન રહેવા દેવાની બાબત પણ અનન્ય શૈક્ષણિક કર્તવ્ય બની રહે છે.

અમારું પહેલું ધોરણ સાવ અલગ નાનકડા મકાનમાં ચાલતું હતું. અમે સરસ હવાઉજાસવાળા મોટા ખંડમાં અભ્યાસ કરતાં. ખંડની બારીઓ પૂર્વમાં અને દક્ષિણમાં પડતી હતી, એટલે વર્ગમાં પુષ્કળ તડકો આવતો. બારીઓની બહાર સૂકાં ફળોનાં ઝાડ હતાં અને તેમની પાર સફરજન, પેર, તથા જરદાલુનાં વૃક્ષો હતાં. એથીયે આવે ઓકવૃક્ષોનું ઝુંડ હતું.



માત્ર અમારી શાળાના મકાન ફરતે જ નહિ પરંતુ બીજાં મકાનો ફરતે પણ હરિયાળી ફેલાયેલી હતી. વૃક્ષોનાં પર્ણો હવામાં પ્રાણવાયુ ભરી દેતાં. શાળાની વાડીમાં હંમેશાં નીરવતા છવાયેલી રહેતી. અમારા વર્ગના ખંડની અડોઅડ આવેલી ચાલી બીજા મકાનમાં પહોંચતી હતી. અમે ત્યાં વાર્તાઓનો ખંડ બાંધવાનું સ્વપ્ન સેવતાં હતાં.

અમારા મકાનની સામે કાંકરેટનો ચોક હતો. તેમાં પગરખાં ધોવાની જગ્યા હતી. તેને માટે વરસાદનું પાણી ભરી રાખવામાં આવતું. પીચ, લીન્ડન, અને ચેસ્ટનટનાં વૃક્ષોની કતારોવાળી કેટલીય પગદંડીઓ ચોકમાંથી નીકળતી હતી. એક પગદંડી શાળાના આંગણની વચ્ચોવચ આવેલા મોટા દ્રાક્ષલતા મંડપ સુધી, બીજી અમારા એકદમ નજીકના પાડોશીઓના, પાંચમા ધોરણના વિદ્યાર્થીઓના, ખંડ સુધી, ત્રીજી હરિયાળા ઘાસનાં મેદાનો તથા વૃક્ષરાજિઓ સુધી, અને ચોથી છોડવેલાઓ છવાયેલા કોતર સુધી જતી હતી.

મને પહેલા અને બીજા ધોરણના વર્ગો અલગ અલગ મકાનોમાં રાખવામાં ડહાપણ લાગ્યું. તેમના, ખાસ કરીને પહેલા ધોરણનાં બાળકોના, અભ્યાસ તેમ જ શ્રમ તથા મનોરંજનની ખાસ આગવી રીતો હોય છે. વધારે મોટાં સામૂહિક સંઘટનોમાં બૂમબરાડા અને તોફાનમસ્તી લાક્ષણિક હોય છે, પરંતુ નાનકડાં શાળાબાળકોની બાબતમાં એ વર્જિત છે. પૂરા બૌદ્ધિક વિકાસ માટે આવશ્યક શાંતિની ન્યામતનો ઉપયોગ બને એટલો લાંબો સમય કરવાની સવલત નાનકડાં શાળાબાળકોને મળવી જોઈએ. ઘણાં વર્ષોના નિરીક્ષણમાંથી મેં નિષ્કર્ષ તારવ્યો હતો કે શાળાના આરંભના થોડાક દિવસો દરમિયાન બાળકને ઘેરી વળતા સંજોગો તેને આભું બનાવી દે છે. બાળકો બૌદ્ધિક શ્રમથી બહુ નહિ પરંતુ વધારે તો વર્ગોના આરંભના થોડાક દિવસો દરમિયાન રાડારાડી તથા દોડાદોડીની સતત ઉત્તેજનાથી થાકી જતાં હોય છે. પહેલા ધોરણનાં બાળકોની બાબતમાં, લાંબી છુટ્ટી પછી તેમની સ્થિતિનું નિરીક્ષણ હું પાંચ વર્ષોના ગાળા દરમિયાન કરતો રહ્યો હતો. બાળકો અરધો કલાક આખી શાળાના સામૂહિક સંઘટનના ઘોંઘાટ, બૂમબરાડા, ધક્કામુક્કી, અને તોફાનમસ્તીના વાતાવરણમાં રહેતાં હોય છે. છુટ્ટી પૂરી થાય એટલે બાળકો વર્ગોમાં પાછાં ફરે છે. અનુભવી શિક્ષકોના વર્ગનો આરંભની દસેક મિનિટોનો સમય બાળકોને શાંત કરવામાં વેડફાઈ જાય છે. પહેલા ધોરણનાં બાળકો પોતાના

નાનકડા સામૂહિક સંઘટનમાં જ ગાળે ત્યારે નિરાળું ચિત્ર જોવા મળે છે. ઉત્તેજના પછી બાળકોને શાંત કરવામાં બે મિનિટથી વધારે સમય નથી લાગતો.

નિરંકુશ રડારાડી અને દોડાદોડીમાં શાળાનું ઉત્તમ લક્ષણ કોઈ રીતે અંકિત નથી જ. બાળકોની ખુશી તો ઊંડી સરિતા જેવી હોય છે, તેના ઉછાળાઓ તથા તલસાટોને મર્યાદામાં રાખતા કિનારાઓ હોવા જ જોઈએ.

હાલના સમયે અમારાં પહેલા અને બીજા ધોરણોનાં બાળકો હરિયાળીથી ઘેરાયેલાં અલગ અલગ મકાનોમાં અભ્યાસ કરે છે. બાળકો માટે પેદા કરવામાં આવેલા સંજોગો વારાફરતી કામ અને રમતગમતની ગોઠવણીમાં મદદગાર બને છે.

મેં આરંભનાં થોડાંક અઠવાડિયાં દરમિયાન બાળકોને ધીરેધીરે નવા જીવનમાં પ્રવેશ કરાવ્યો. શાળાના અભ્યાસ અને આનંદ વિદ્યાલયની પ્રવૃત્તિઓ વચ્ચે તાત્ત્વિક દૃષ્ટિએ બહુ ઓછો ફરક હતો, અને હું સંજોગો એવા રાખવાની કોશિશ કરતો હતો. અમે સપ્ટેંબર દરમિયાન રોજની ચાળીસ મિનિટથી વધારે અને ઑક્ટોબર દરમિયાન રોજના બે કલાકથી વધારે સમય વર્ગમાં નહોતા ગાળતાં. લેખન અને ગણિતના વર્ગો માટે સમય નક્કી કરી લેવામાં આવ્યો હતો. બીજા બે કલાક બહાર ગાળવામાં આવતા. અમે વર્ગમાં જે કંઈ કરીએ તેને બાળકો "ખરું ભણવાનું" કહેતાં, અને તેની વાટ આતુરતાથી જોતાં. એવાં ઉત્કંઠા જોઈને મને ખુશી થતી, અને હું મનમાં વિચારતો: "બાળકો, તમને ખબર હોત ને કે વર્ગના બંધિયાર ખંડમાં થાકી જતા તમારા બીજા શાળાસાથીઓ છુટ્ટીના ઘંટના રણકારની વાટ કેવી આતુરતાથી જોતા હોય છે..."

બાળકોને વર્ગમાં અભ્યાસ માટે ધીરેધીરે તૈયાર કરવાની રીતમાં પરિપૂર્ણ ધંધાકીય, નૈતિક, શારીરિક, અને બૌદ્ધિક શિક્ષણની આવશ્યક શરત અંકિત હોય છે. અંતિમ લક્ષ્ય વ્યક્તિને નિરનિરાળા સંજોગોમાં કામ કરતાં શીખવવાનું હોય છે. વર્ગની અંદર ભણવાનું કંઈ એવું કોઈ અનિષ્ટ નથી કે જેને ઇચ્છાએ કે અનિચ્છાએ વેઠી લેવું જ પડે. એ તો બૌદ્ધિક શ્રમ માટે અત્યંત સાનુકૂળ સંજોગને અંકિત કરતું હોય છે, પરંતુ તેને માટે બાળકને ધીરેધીરે તૈયાર કરવું જોઈએ. નાનકડાં શાળાબાળકોના ભણતરની વિશિષ્ટતાઓ તેમાં સમાયેલી છે. તેમને શરૂઆતથી જ વર્ગમાં રોજના ચાર કલાક કામે લગાડી દેવામાં આવે તો એવી સ્થિતિ, બીજી રીતે તેમના



અભ્યાસ માટે સાનુકૂળ સંજોગ બની રહે એ જ સ્થિતિ, તેમના આરોગ્ય ઉપર માઠી અસર પાડે.

અમે વર્ગમાં બાળપોથીઓ વાંચતાં, ચિત્રો અને રેખાઓ દોરતાં, અક્ષરો લખતાં, તથા દાખલાઓ ઘડી કાઢતાં અને ઉકેલતાં. એ બધું બાળકોમાં નીરસતાનો કંટાળો ઉપજાવ્યા વગર તેમના બહુમુખી માનસિક જીવનમાં ધીરેધીરે સામેલ થતું રહ્યું. બધાં બાળકોએ વર્ણમાળા સરખી રીતે શીખી લીધી હતી એટલે અમારે બાળપોથીમાંથી એકનું એક વાંચન ફરીફરીને નહોતું કરવું પડતું, અને વાંચનની રીત ઘડી કાઢવા માટે મેં પ્રવૃત્તિનાં તરેહવાર માધ્યમોનો ઉપયોગ કર્યો. બાળકો પ્રકૃતિ વિશે ટચૂકડાં લેખનો રચીને લખી લેતાં, અને એવી રીત વાંચનની તેમની શક્તિના વિકાસ માટે, એકની એક વાચના ફરીફરીને વાંચવા કરતાં, અતુલ્ય પ્રમાણમાં વધારે સહાયક બની.

મેં પૂરી તકેદારી રાખી કે દરેક બાળકમાં આવશ્યક વાંચન કૌશલ્યો વિકસે. વાંચન શીખવવામાં મહાવરાના કામ વગર અથવા નિશ્ચિત ધોરણો વગર કશાં પરિણામો ન સાધી શકાય. તેમાં કેવળ અક્ષરોની જાણકારી પૂરતી નથી હોતી. વિદ્યાર્થીઓને શબ્દાંશો અને શબ્દો વાંચતાં આવડવું જોઈએ. વાંચન તો દુનિયામાં પડતી બારી હોય છે, અને વાંચન છટાદાર રીતે તથા ઝડપથી થવું જોઈએ. વાંચન એવું હોય તો જ ઉપયોગ માટે તૈયાર સાધન બની રહે. મેં બાળકોને વિધવિધ પ્રવૃત્તિઓમાં — ભાવવાહક વાંચન, લેખન, તથા ચિત્રાંકનમાં — સાંકળી લેવાની કોશિશ કરી, વાંચનનું રૂપાંતર અર્ધ-સ્વચાલિત પ્રક્રિયામાં કરાવવાની કોશિશ કરી, જેથી તેઓ બીજા ધોરણમાં પહોંચતાં સુધીમાં શબ્દાંશોની બહુલતાવાળા શબ્દોને પારખતાં થઈ જાય. મેં પ્રકૃતિનાં ટચૂકડાં વર્ણનોની રચના કરાવી અને બાળકોમાં એવી જાતના કામની જીવંત રુચિ કેળવવાની કોશિશ કરી તેમાં, તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં, બાળકોને વાંચતાં શીખવવાના એક લક્ષ્યની સિદ્ધિ માટે આવશ્યક "શૈક્ષણિક પદ્ધતિ" અંકિત હતી.

વર્ગો દરમિયાન કાર્યનાં વિવિધ રૂપોને એક એવી પદ્ધતિ ગણાવી શકાય. અનુભવે બતાવ્યું કે પહેલા ધોરણના આરંભના ગાળામાં કેવળ વાંચન, લેખન, અને ગણિત જ ભણાવવાનું જરૂરી નથી. એમાં તો નીરસતા વિદ્યાર્થીઓને થકાવી દે. બાળકો થાકવા લાગ્યાં કે તરત મેં કામના બીજા કોઈ નવા રૂપના ઉપયોગની કોશિશ કરી. વિવિધતા આણવામાં

ચિત્રાંકન પ્રબળ સાધન તરીકે સાબિત થયું. બાળકો થાકવા લાગે, અને એ વાત મારા ધ્યાનમાં આવે, એટલે હું કહેતો: "બાળકો. તમારી ચિત્રણપોથીઓ ખોલો, અને આપણે જે કહાણી વાંચી રહ્યાં છીએ તેને વિશે ચિત્રો દોરો." બાળકોની આંખોમાંથી થાકની શરૂઆતની નિશાનીઓ અદૃશ્ય થઈ જતી અને તેમનું સ્થાન ખુશીના ઝબકારા લઈ લેતા. નીરસ કામગીરી સર્જન પ્રવૃત્તિમાં પલટાઈ જતી... ગણિતના વર્ગોમાં પણ હું એમ જ કરતો. સ્વતંત્ર કાર્ય માટે મે આપેલા દાખલાની શરતો બાળકોને સમજવી મુશ્કેલ બને, અને એ વાત મારા ધ્યાનમાં આવે, ત્યારે હું ચિત્રાંકનની સર્જકતાને કુમકે બોલાવતો. બાળકો દાખલાને ફરી વાર વાંચી લેતાં, અને પછી તેનું "રેખાંકન" કરતાં. એ બિંદુ સુધી સાવ અગમ્ય લાગતાં અવલંબનો સ્પષ્ટ બની જતાં... લાંબા વખત સુધી સાંભળતા રહેવાની હાલત પણ બાળકોને થકાવી દે છે. મને બાળકોની આંખોમાં નીરસતા વરતાવા લાગે ત્યારે હું કહાણી થંભાવી દેતો, તેના છૂટા 'તાણાવાણા સાંધી દેતો", અને અમે ચિત્રાંકન શરૂ કરી દેતાં.

શાળાવર્ષ શરૂ થયા પછી ત્રણ અઠવાડિયે એક વાર મારા વિદ્યાર્થીઓ પ્રકૃતિને લગતી ચિત્રણપોથીઓ ભરવા લાગ્યા. ઉપલાં ધોરણોનાં વિદ્યાર્થીઓએ દરેક બાળક માટે પાકા પૂંઠાની નોટબુક બનાવી આપી. તેમાં વજનદાર કાગળનાં વીસ પાનાં હતાં, અને પૂંઠા જોડે પેનસિલ બાંધેલી હતી. અમે અઠવાડિયામાં એક વાર ચિંતન અને ભાષાની સરવાણીઓએ જઈને એક ચિત્ર દોરતાં, આસપાસના જગતની કહાણીનું ચિત્ર દોરતાં. અમે સૌપ્રથમ ફળવાડીની "સફર" કરી. ફળોની મોસમમાં મોડાં પાકતાં સફરજનો ત્યાં ઊગી રહ્યાં હતાં. બાળકોએ કહાણીઓ ઘડી કાઢી, અને પરખો તથા વિચારોનાં તેમનાં અલગ અલગ જગતો તેમાં પ્રતિબિંબિત થયાં.

"સફરજનો ધરતીને નમન કરે છે", "સફરજનો તડકાની મોજ માણે છે", "લીલાં પાંદડાંઓમાં રાતાં સફરજનો", "સૂરજ સફરજનને વહાલ કરે છે, અને ડાળી સફરજનને હલાવે છે", "વસંતમાં સફેદ ફૂલો અને શરદમાં સોનેરી સફરજનો", "અમે સફરજનોની મુલાકાતે"— બાળકોએ ચિત્રણપોથીઓમાં પ્રકૃતિ વિશે એવાં લખાણો કર્યાં. બાળકોએ તેમનાં લઘુલેખનો વર્ગમાં વાંચી સંભળાવ્યાં, અને તેમાં તેમને ખૂબ મઝા પડી. બગીચામાં અભ્યાસ કંઈ અંતિમ લક્ષ્યના સ્થાને નહોતો. લઘુલેખનો



બાળકોને ભવિષ્યમાં ખંતીલા ગંભીર બૌદ્ધિક શ્રમ માટે તૈયાર કરવાનું સરસ માધ્યમ બની રહ્યાં. પહેલા ધોરણમાં, અને ખાસ કરીને બીજા ધોરણમાં, મેં તકેદારી રાખી કે દરેક વિદ્યાર્થીને તેનું અલગ કાર્ય સોંપવામાં આવે, અને તે એ કાર્યને પૂરું કરે. માનસિક શ્રમમાં શિસ્ત કેળવવાના સંબંધમાં એ બાબત બહુ મહત્ત્વની હતી.

અભ્યાસના પહેલા વર્ષમાં બધી પોથીઓ ચિત્રો અને લેખનોથી ભરાઈ ગઈ. બાળકોએ રાતાં બેરીફળોના ગુચ્છાઓ વિશે, કાપણી વિશે, નિદ્રાધીન સરોવર વિશે (તેમણે સરોવરને નીંદરમાં પડેલું કદાચ એ કારણે માની લીધું હશે કે અમે ત્યાં જતાં ત્યારે દરેક વેળાએ નિર્મળ અને શાંત જળ આરસા જેવું લાગતું હતું), શાળાના બગીચામાં કામ કરતાં બાળકો વિશે, પ્રભાતના લાલ આકાશ વિશે, શરદના શરૂઆતના ઠાર વિશે, શરદના વાદળઘેરા વરસાદી દિવસો વિશે, ૧૯૧૭ની મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિની જયંતીના ઉત્સવ વિશે, અમારા ગામના જીવન વિશે, પ્રથમ હિમવર્ષા વિશે, જાન્યુઆરીના હિમઝંઝાવાતો વિશે, વાર્તાઓમાં સરિતાઓ અને સરોવરોને જકડી લેતા હિમદાદા વિશે, ફેબ્રુઆરીમાં ઓગળતા હિમ વિશે, માર્ચમાં હિમ ઉપર પડતા નીલા પડછાયાઓ વિશે, શરૂઆતનાં ક્રોકસ ફૂલો વિશે, હૂંફાળા વિસ્તારોમાંથી બહુ વહેલાં પાછાં ફરતાં અને માર્ચના હિમઝંઝાવાતો જોઈને હેરતમાં ગરકાવ થઈ જતાં સ્ટાર્લિંગ પક્ષીઓ વિશે, પ્રવાસી પંખીઓનાં ખુશાલ વસંતી ઝુંડો વિશે ("ખુશાલ વસંતી ઝુંડો" શબ્દો બાળકોએ પોતે વાપરેલા છે), અને શરદમાં ફરી ઝબકી ઊઠતા ઉનાળાના તડકે નહાતા દિવસોમાં ડેઝી ફૂલોને વિદાય આપતી મધમાખીઓ વિશે લખ્યું હતું.

પ્રકૃતિ વિશેની ચિત્રણપોથીઓ અમારા સામૂહિક સંઘટન માટે અનન્ય કાવ્યમય વાંચન પુસ્તિકાઓ બની રહી. તેમાં અમારા પ્રાકૃતિક વાતાવરણના રંગોની નાજુક છાયાઓ, ધરતી તથા ગગનનું સંગીત, અને શબ્દોની સુગંધનાં પ્રતિબિંબો ઝિલાયાં હતાં. એ બાબતોમાં બાળકોની એવી ખુશી સમાયેલી હતી કે જેના વગર અભ્યાસને તેમના આંતરિક જીવનમાં સ્થાન ન જ મળ્યું હોત.

બાળકોએ વર્ગના ખંડમાં ગાળેલા સમયને જુદાજુદા પાઠોમાં વિભાજિત કરીએ તો શાળાવર્ષના શરૂઆતના બે મહિનાઓમાં રોજનો એક પાઠ, ત્રીજા અને ચોથા મહિનાઓમાં રોજના બે, પાંચમા અને છઠ્ઠા મહિનાઓમાં

અઢી, તથા સાતમા અને આઠમા મહિનાઓમાં ત્રણ પાઠ થયા હતા. શરૂઆતના બે મહિનાઓમાં પાઠ અરધો કલાક ચાલતો, અને ત્યાર પછી પિસ્તાળીસ મિનિટ. બાળકને કોઈ કારણસર પાઠ પૂરો થતાં પહેલાં વર્ગમાંથી જવું પડે તો રજા લઈને જતું. શિક્ષકને ખલેલ પાડવાનું અશક્ય હોય તો બાળક ખાલી ઊભું થઈ જાય, શિક્ષકને સમજાઈ જાય કે તેને ખંડમાંથી જવું પડે એમ છે, અને તેને મૂંગી પરવાનગી આપી દેવામાં આવે. પરંતુ ભારે મોટી સંખ્યાનાં બાળકો જે પ્રણાલીથી કશી મુશ્કેલી વગર ટેવાઈ ગયાં તેને અપનાવવામાં કેટલાંક બાળકોને તકલીફ પડી. તોલ્યા, કાત્યા, કોસ્ત્યા, અને શુરા બહુ જલદી થાકી જતાં. પાઠ દરમિયાન શાંત બેસી રહેવામાં પડતી મહેનત તેમને માટે બીજી કોઈ બાબત કરતાં વધારે બોજો બની રહેતી, તેમને લાગતું કે ચોક્કસ પ્રણાલીને કારણે તેમની પ્રવૃત્તિની આઝાદી સારી પેઠે ઘટી જાય છે. તેમની દરેક ઇચ્છા પૂરી કરવાનું તો મારે માટે બેશક અશક્ય હતું. બધા વિદ્યાર્થીઓએ મેજ પાસે બેસીને ગંભીરતાથી કામ કરવાની ટેવ પાડી લેવાની હતી, પરંતુ વધારે પડતું કડક વલણ લઈને બાળકોની ઇચ્છાઓ તથા ટેવોમાં ભંગ પાડવાનું પણ મારે માટે શક્ય નહોતું. હું કેટલાંય અઠવાડિયાં સુધી બાળકોને પાઠ દરમિયાન જવાની પરવાનગી આપતો રહ્યો, અને મેજ પાસે બેસીને કામ કરવાની ટેવ તેમનામાં ધીરેધીરે કેળવતો રહ્યો. શાળાવર્ષ શરૂ થયા પછી ત્રણ કે ચાર મહિનામાં બધાં બાળકો શાળાકાર્યની પ્રણાલીનું પાલન કરતાં થઈ ગયાં.

શરદમાં સૂર્યપ્રકાશની રેલમછેલ હોય એવા દિવસોએ અમે સફરજનનાં ઊંચાં વૃક્ષો તળે ઘાસમાં "હરિયાળા વર્ગ"માં અભ્યાસ કરતાં. કેટલાંય વર્ષો પહેલાં મને મોટેરા વિદ્યાર્થીઓએ તાર અને લોખંડના સળિયાઓ વડે ભાવિ "હરિયાળા વર્ગખંડો"નાં માળખાં બાંધવામાં મદદ કરી હતી. પછી અમે ઊંચે ચડતા છોડવેલાઓની — હોપફળના છોડવાઓ તથા જંગલી દ્રાક્ષવેલાઓની — રોપણી કરી હતી. બે વરસમાં હરિયાળો વર્ગ તૈયાર થઈ ગયો, વેલાઓ છાપરે પણ ફેલાઈ ગયા. કેટલાંય નાનકડાં "જાળિયાંમાંથી" જરૂરી અજવાળું પણ આવતું રહેતું. બહાર તાપ હોય ત્યારે અંદર ઠંડક રહેતી, અને શરદમાં અંદર હૂંફ તથા સગવડ લાગતી. હરિયાળા વર્ગમાં હંમેશાં શાંતિ છવાયેલી રહેતી. દ્રાક્ષ અને હોપના છોડવેલાઓની ડાળખીઓ વડે "જાળિયાં" બંધ કરી શકાતાં, ત્યારે અંદર અરધું અંધારું છવાઈ જતું, ડાળખીઓ વચ્ચેની જગ્યા વાટેથી સૂર્યકિરણો



અંદર રેડાતાં રહેતાં, પ્રકાશ અને પડછાયાની તરંગી રમત થતી રહેતી. બાળકો તેને "વાર્તાઓ માટે જાળિયાં બંધ કરવાની રીત" કહેતાં. હરિયાળા વર્ગમાં વાંચન, લેખન, તથા ગણિતના દાખલાઓ કરવા માટે નાનકડાં ટેબલો તથા સ્ટૂલોની વ્યવસ્થા હતી.

બીજો "હરિયાળો વર્ગ" ઘાસના ચોગાનમાં બનાવવામાં આવ્યો હતો. તેમાં ત્રણ બાજુએ તુષાર-પ્રતિરોધી પ્રકારના દ્રાક્ષવેલાઓની દીવાલો બનાવી લેવામાં આવી હતી. બહુ તાપ હોય — અને દેશના અમારા વિસ્તારમાં શરદ અને વસંત દરમિયાન તાપના દિવસો વિરલ નહોતા — ત્યારે ત્યાં ઠંડક રહેતી.

એ ઉપરાંત, બીજો એક "હરિયાળો વર્ગ" દૂર કોતરની અડોઅડ આવેલી ઝાડીમાં લીલાં ઝાડવાં હેઠળ ઘાસમાં હતો. અમે ક્યારેક ક્યારેક છેલ્લા પાઠ માટે, કશા કામ માટે શાળાના મકાનમાં પાછું જવું પડે એમ ન હોય ત્યારે, ત્યાં જતાં. મેં વરસ દરમિયાન ૪૦ ટકા પાઠોનું શિક્ષણ શાળાના મકાનમાં નહિ પરંતુ "હરિયાળા વર્ગોમાં" આપ્યું હતું, અને બાકીના ૬૦ ટકામાંથી નોંધપાત્ર પ્રમાણના પાઠોનું શિક્ષણ "હરિયાળી પ્રયોગશાળા" અથવા શાળાના તાપઘરમાં આપવામાં આવ્યું હતું. "હરિયાળી પ્રયોગશાળા" જુદા મકાનમાં હતી. તેની ચારેય તરફ વૃક્ષો અને દ્રાક્ષવેલાઓની રેલમછેલ હતી. અંદર અભ્યાસના ખંડમાં ભરચક રોપાઓ તથા ફૂલોની ગોઠવણી હતી.

અમારું શિક્ષણ નોંધપાત્ર પ્રમાણમાં પ્રકૃતિના ખોળામાં, તાજી હવામાં, અને નીલા ગગન તળે ચાલતું, અને એ હકીકત બાળકોના સંબંધમાં અસાધારણ મર્મ ધરાવતી હતી. તેઓ અભ્યાસના બાકીના સમય દરમિયાન ખુશાલ રહેતાં, અને ક્યારેય દુખતું માથું લઈને ઘેર પાછાં ન જતાં.

વર્ગ પછીના સમયમાં બાળકો ઘેર આરામ કરતાં. બાળકોને શાળામાં વધારે પડતી મહેનત ન કરવી પડે, એટલા ખાતર ગમે એવાં ખાસ પગલાં લેવામાં આવે તોપણ તેઓ અભ્યાસ પછી થાકી જતાં અને તેમને આરામની જરૂર પડતી. ઘણાં વર્ષોના અનુભવે મને ખાતરી કરાવી દીધી હતી કે બાળકોને દિવસના ઉત્તરાર્ધ દરમિયાન સામાન્ય રીતે શાળા જેવા ઊંડા બૌદ્ધિક શ્રમની હાલતમાં ન જ મૂકી દેવાં જોઈએ. નાનકડા બાળકની ઉપર વધારે પડતો બોજો લાદી દેવાનું અજુગતું હોય છે, એટલે એ બાબત વધારે મહત્ત્વની બની રહે છે. શાળામાં ત્રણ કે ચાર કલાકના બૌદ્ધિક

શ્રમ પછી જો ઘેર પણ બાળકને એટલા જ ઊંડા શ્રમની હાલતમાં મૂકી દેવામાં આવે તો થોડા વખતમાં તેને માથે તેની શક્તિથી વધારે બોજો લદાઈ જાય.

ઘેર કરવાનું લેસન તો અનિવાર્ય છે. બાળકે પોતાની શક્તિઓને કેંદ્રિત કરતાં, એકાગ્ર બનતાં, શીખી લેવું જ જોઈએ. પરંતુ એ હેતુ સૌપ્રથમ તો પાઠો દરમિયાન, સ્વતંત્ર માનસિક શ્રમની ટેવો ધીરેધીરે કેળવીને, સાધવો જોઈએ. એકાગ્રતાથી અને ધ્યાન કેંદ્રિત કરીને કામ કરતાં શીખવાનું બાળક માટે સહેલું નથી હોતું. અનુભવી શિક્ષક બાળકના ધ્યાનને પોતાની કહાણીઓ તથા ખુલાસાઓ જોડે કોઈ જાતના ખાસ સાધન વગર, ખાલી પાઠની સામગ્રી મારફત જ, "બાંધી" લે છે. નાની ઉંમરે બૌદ્ધિક શ્રમની સંઘટનાની ઉસ્તાદી એ બાબતમાં સમાયેલી હોય છે કે બાળકને શિક્ષકની વાતો ધ્યાનથી સાંભળતું, જે કંઈ કહેવામાં આવતું હોય તેને યાદ રાખતું અને તેનો વિચાર કરતું, કરી દેવામાં આવે, અને શરૂઆતમાં તેને ખ્યાલ ન આવે કે એમ કરવામાં મહેનત પડે છે.

જો શિક્ષક તેમાં સફળ થઈ જાય તો બાળકને દિલચસ્પ લાગતું બધું યાદ રહી જશે. એ બાબત બહુ વિસ્મયકારક છે. મારા વર્ગનાં બાળકો વર્ણમાળા તેમ જ વાંચન અને લેખન બહુ સહેલાઈથી કેમ શીખી ગયાં? કારણ કે તેમને માટે એ શીખવાનું આવશ્યક નહોતું બનાવવામાં આવ્યું. કારણ કે દરેક અક્ષર બાળક માટે સ્પષ્ટ કલ્પનનું, તેના મનમાં પ્રશંસાની લાગણી પેદા કરતા કલ્પનનું, મૂર્ત રૂપ બની રહેતો હતો. મેં શાળા પૂર્વેનાં નાનકડાં બાળકોને રોજ "થોડુંક જ્ઞાન" આપ્યું હોત, તેમને અક્ષર બતાવ્યો હોત અને એ શીખી લેવાનો તકાદો કર્યો હોત, તો હું કશી સફળતા ન મેળવી શક્યો હોત. તેનો અર્થ એવો બેશક નથી જ કે લક્ષ્યને બાળકથી છૂપું રાખવામાં આવે. માત્ર શીખવવાની રીત એવી હોવી જોઈએ કે બાળકો લક્ષ્ય વિશે વિચાર જ ન કરે—એથી તેમની માનસિક મહેનત હળવી બની જાય છે. એ બાબત પહેલી નજરે જેટલી સાદી લાગે છે એટલી સાદી કોઈ રીતે નથી. આપણે બાળકના માનસિક વિકાસની વિશિષ્ટ કક્ષાની, વિદ્વાનો જેને ચેતાતંત્રના શૈશવનો ગાળો ગણાવે છે તેની, છણાવટ કરી રહ્યા છીએ. એ ગાળામાં, શાળાની ઉંમરનાં નાનકડાં બાળકો માટે, ખાસ કરીને અભ્યાસના પહેલા વર્ષ દરમિયાન, ધ્યાન કેંદ્રિત કરવાનું



શક્ય જ નથી હોતું. શિક્ષકે બાળકોને ધ્યાન આપતાં કરી દેવાં જોઈએ, માનસશાસ્ત્રમાં જેને અનાયાસ ધ્યાન કહેવામાં આવે છે એવી વૃત્તિ બાળકોમાં કેળવવી જોઈએ.

નાના બાળકનું ધ્યાન તો ચંચળ જીવ જેવું હોય છે. હું તેને બહુ જલદી ડરી જતા પંખી જેવું માનું છું. એવા પંખીની પાસે જવાનો પ્રયત્ન કરીએ ત્યારે દરેક વેળાએ તે માળાથી વધારે ને વધારે આઘું ઊડી જતું હોય છે. આખરે જ્યારે પંખીને આંબી જવાય ત્યારે તેને કાં તો હાથમાં અથવા પાંજરામાં જ રાખી શકાય છે. સપડાઈ ગયું હોવાની લાગણીવાળા પંખી પાસેથી ગીત સાંભળવાની ધારણા ન રાખી શકાય. નાનકડા બાળકનું ધ્યાન એવું હોય છે: તેને કેદી પંખીની જેમ રાખવામાં આવે તો તે કેવળ નમાલું મદદગાર જ બની રહે.

કેટલાક શિક્ષકો પાઠ દરમિયાન પોતે બાળકોની અંદર "સતત માનસિક પ્રયાસના સંજોગો" પેદા કર્યા હોવાની બાબતને સિદ્ધિ ગણતા હોય છે. ઘણીબધી વાર, બહારની કોઈ બાબત બાળકના ધ્યાનને જકડી રાખતી લગામની કામગીરી કરતી હોય છે: ધ્યાનથી સાંભળવાના અણથંભ તકાદા, એક જાતના કામમાંથી બીજી જાતના કામમાં ઝડપી ફેરબદલીઓ, ખુલાસો અપાયા પછી તરત જ માહિતીની સમજણની ચકાસણી (વધારે ચોકસાઈથી કહેતાં, જે કંઈ કહેવામાં આવતું હાય તેને વિદ્યાર્થી ધ્યાનથી ન સાંભળે તો ઓછા માર્ક આપીને નાપાસ કરવાની ધમકી), અને સૈદ્ધાંતિક નિરૂપણનો ખુલાસો અપાયા પછી તરત કોઈ જાતનું અમલી કામ અચૂક આપવાનું વલણ.

પહેલી નજરે જોતાં, એ બધી પદ્ધતિઓ સક્રિય બૌદ્ધિક શ્રમની છાપ પાડે છે: કામના પ્રકારો બહુરૂપદર્શકની જેમ પલટાતા રહે એટલે બાળકો શિક્ષકના દરેક શબ્દને એકાગ્રતાથી સાંભળે, અને વર્ગમાં તંગ શાંતિ છવાયેલી રહે. પરંતુ એ બધામાં કેટલી મહેનત જરૂરી બનતી હોય છે, અને પરિણામો કેવાં આવે છે? ધ્યાન આપવાનો અને કશું ચૂકી ન જવાનો સતત પ્રયાસ, પરંતુ એ ઉંમરે બાળક હજી પોતાને એકાગ્ર નથી બનાવી શકતું—થાકી જાય છે, વધારે પડતો બોજો અનુભવે છે, તેનું જોમ ચુસાઈ જાય છે. તેનું ચેતાતંત્ર શોષાઈ જાય છે. પાઠ દરમિયાન એક મિનિટ પણ ગુમાવવી નહિ, સક્રિય બૌદ્ધિક શ્રમ વગરની એક પળ પણ જવા દેવી નહિ—વ્યક્તિની કેળવણી જેવી નાજુક બાબતમાં એથી

વધારે મૂઢતાભર્યું બીજું શું હોઈ શકે! શિક્ષકના કામમાં તેને મળતું આવતું એકલક્ષી વલણ, બાળકોમાં જેટલું આપવાની શક્તિ હોય એટલું બધુંયે તેમની અંદરથી નિચોવી લેવાનું વલણ, પણ એટલું જ મૂઢતાભર્યું છે. એવા "અસરકારક" પાઠ પછી બાળકો થાકની હાલતમાં ઘેર જાય છે. તેઓ ચિડિયલ બની જાય છે અને જલદી ઉત્તેજિત થઈ જાય છે. તેમને વિશ્રામ અને રમતગમતની જરૂર હોય છે, પણ ઘેર કરવાનું લેસન હજી બાકી હોય છે, દફતરમાંથી ચોપડીઓ અને નોટબુકો કાઢતી વેળા તેમનાં હૈયાં કકળતાં હોય છે.

વિદ્યાર્થીઓ બહુ ગેરવર્તન કરતા હોય છે, શિક્ષકોની સામે અને એકબીજાની સામે તોછડાઈ કરતા હોય છે, ઠપકાના જવાબ ગુસ્તાખીથી આપતા હોય છે, એવું બધું જોવા મળે છે તેમાં આકસ્મિક કંઈ નથી હોતું. આખા પાઠ દરમિયાન વર્ગનું ધ્યાન "ઊંચા પ્રમાણની અસરકારકતા"ના કક્ષાએ ટકાવી રાખવાના, વિષયવસ્તુને બહુરૂપદર્શકની જેમ બદલતા રહેવાના, એવા પ્રયત્નોના પરિણામે પુષ્કળ ઘર્ષણો પેદા થાય છે કારણ કે બાળકની ચેતાતંત્રીય શક્તિ ઉપર આખરી હદનો બોજો લદાઈ જાય છે, અને શિક્ષક પણ કંઈ કોમ્પ્યુટર નથી હોતો. ઘણી વાર બાળકો વર્ગમાં ભણીને ઘેર જાય ત્યારે ગમગીન, ચિડિયલ, અને દરેક બાબત અંગે ઉદાસીન હોય છે, અથવા એથી ઊલટી સ્થિતિ હોય છે, તેમનાં મનમાં ગંભીર ખીજ ભરાયેલી હોય છે, અને તેમાં આકસ્મિક કંઈ જ નથી હોતું.

બાળકોનું ધ્યાન, એકાગ્રતા, અને માનસિક પ્રવૃત્તિનો હેતુ એવા ભોગે સાધવાની કોશિશ ન જ કરવી જોઈએ. વિદ્યાર્થીઓનું, ખાસ કરીને નાનકડાં વિદ્યાર્થીઓનું, માનસિક જોમ અને ચેતાતંત્રીય શક્તિ કંઈ પાતાળકૂવો નથી કે જેમાંથી પાર વગરનું પાણી કાઢતા રહી શકાય. એ કૂવામાંથી તો, બુદ્ધિનો ઉપયોગ કરીને અને દૂરંદેશી રાખીને, જેટલું જરૂરી હોય એટલું જ પાણી કાઢવું જોઈએ, અને સૌથી વધારે મહત્ત્વની વાત એ છે કે બાળકની ચેતાતંત્રીય શક્તિનાં વહેણોને ફરીફરીને ભરતા રહેવું જોઈએ. એ વહેણો એટલે આસપાસના જગતની વસ્તુઓ અને પરિઘટનાઓનું નિરીક્ષણ, પ્રકૃતિથી ઘેરાયેલું જીવન, વાંચન, પણ એવા પ્રકારનું કે જે વર્ગમાં તેના તકાદાની બીક પેદા નહિ બલકે દિલચસ્પી, કશુંક શોધી કાઢવાની ઉત્કંઠા પેદા કરે, અને ચેતનમય વિચારો તથા ભાષાની સરવાણીઓની "સફરો".



શાળાના સામૂહિક સંઘટનના જીવનમાં છટકણું કશુંક હોય છે. તેને માનસિક સમતુલા ગણાવી શકાય. હું એ વિભાવનામાં નીચેની બાબતોને સામેલ કરું છું: બાળકોમાં જીવનની પરિપૂર્ણતાની લાગણી, ચિંતનની સ્પષ્ટતા, પોતાની શક્તિ અંગેનો આત્મવિશ્વાસ, મુશ્કેલીઓને પહોંચી વળવાની શક્યતાની ખાતરી. માનસિક સમતુલાની લાક્ષણિક વિશિષ્ટતા સહેતુક શ્રમ ઉપર આધારિત સ્વસ્થતાની, પરસ્પર સમાનતાના તથા સાથીભાવી સંબંધોની, અને ચીડિયાપણાના અભાવની હોય છે. માનસિક સમતુલા વગર ધોરણસરનું કામ અશક્ય બની રહે છે, એ સમતુલામાં ભંગ પડે ત્યારે સામૂહિક જીવન દોજખ જેવું બની જાય છે: વિદ્યાર્થીઓ એકબીજાને દૂભવે તથા ખીજ ચડાવે, અને શાળામાં બેચેનીની આણ ફેલાઈ જાય. માનસિક સમતુલાનું સર્જન કરવા માટે, અને ખાસ મહત્ત્વની વાત કે તેને જાળવી રાખવા માટે, કેવી પદ્ધતિ અપનાવવી જોઈએ? ઉત્તમ કેળવણીકારોના અનુભવે મને ખાતરી કરાવી દીધી છે કે એ સંબંધમાં મુખ્ય બાબત શિક્ષણના બહુ નાજુક ક્ષેત્રની છે—માનસિક શક્તિના ઉપયોગમાં આંચકાઓ, ધાઈ, અથવા યાતના વગર અવિરત ચિંતન પ્રવૃત્તિ.

માનસિક સમતુલા માટે સદ્‌ભાવ, પરસ્પર સહાય, અને દરેક વિદ્યાર્થીની બૌદ્ધિક શક્તિઓ તથા તેની આવડત મુજબના કામ વચ્ચે સુમેળનું લાક્ષણિક વાતાવરણ આવશ્યક હોય છે. મેં પ્રાથમિક શાળાઓના અનેક શિક્ષકોમાંથી માનસિક સમતુલાના અસાધારણ ઉસ્તાદોની શૈક્ષણિક કલાનું પરીક્ષણ કાળજીથી કર્યું. મેં મારા ખ્યાલ મુજબ વધારેમાં વધારે શાણપભરી, અને સાથોસાથ વધારેમાં વધારે સ્વાભાવિક, બાબતનાં "રહસ્યો" શોધી કાઢવાની કોશિશ કરી: તેમના બધા વિદ્યાર્થીઓ પૂરી શક્તિ લગાવીને ભણે છે, સરસ વિદ્યાર્થી બની શકે એમ હોવા છતાં સરેરાશ વિદ્યાર્થી બની રહેતું હોય એવું એક પણ બાળક તેમાં નથી, એવા વર્ગોમાં જેઓ સરેરાશ વિદ્યાર્થીઓ છે તેઓ પોતાને ભાગ્યના દુખી શિકારો તરીકે નથી ગણતા, અને તેમના સાથીઓ તેમની જોડે મોટપનું વર્તન નથી કરતા.

ટોચના માર્ક માટે દોડ લગાવવાની મનોવિકૃતિ અંગે મને હંમેશાં ફિકરની લાગણી થતી રહી છે. એ મનોવિકૃતિ ઘરમાં પેદા થતી હોય છે, અને શિક્ષકો તેને ઝડપી લેતા હોય છે. તે વિદ્યાર્થીઓનાં ઊગતાં દિલો

ઉપર ભારે બોજો લાદી દે છે, તેમને પીંખી નાખે છે. બાળકમાં કોઈ ચોક્કસ વેળાએ ટોચના માર્ક મેળવવાની શક્તિ નથી હોતી, પરંતુ માતાપિતા તેની પાસેથી એકદમ ઊંચા માર્કનો અથવા, ઓછામાં ઓછા, એકદમ ઊંચી કક્ષા પછીના માર્કનો તકાદો કરે છે. અનુભવી શિક્ષકોની બાબતમાં એમ નથી બનતું. સરસ વિદ્યાર્થીઓ ખાસ પ્રતિમાની લાગણી નથી ધરાવતા, અને સરેરાશ વિદ્યાર્થીઓ ઊણપની લાગણીથી નિરાશામાં નથી ધકેલાઈ જતા. હું એવા અસલ કેળવણીકારો પાસેથી બુદ્ધિમય એકાગ્ર માનસિક શ્રમની ખરી ઉસ્તાદી શીખ્યો. મને તેમનામાં શૈક્ષણિક કલાનું બહુ સૂક્ષ્મ લક્ષણ જોવા મળ્યું: બાળકોનાં હૃદયો અને માનસોમાં જ્ઞાનની ખુશીની બૌદ્ધિક લાગણી પેદા કરવાની શક્તિ. કોઈ પણ સફળતાઓ, એકદમ સાધારણ સફળતાઓ પણ, એ શિક્ષકોના વિદ્યાર્થીઓમાંથી કોઈમાંયે સત્યની શોધ અને સંશોધન સાથે ખુશાલ માનસિક જુવાળ પેદા કર્યા વગર ન રહેતી. એ અનુભવી શિક્ષકોની કામગીરીમાંથી શાણપણનાં મોતીઓની તારવણી કરતી વેળા મેં કોશિશ કરી કે બાળકો ઊંચા માર્ક મેળવવા ખાતર નહિ પરંતુ ઉત્તેજક બૌદ્ધિક લાગણીઓ અનુભવવાની ઉત્કંઠાથી પ્રેરાઈને કામ કરે. મને ભારે ખુશી હતી કે અમારા બાળ સામૂહિક સંઘટનમાં સરસ માર્ક મેળવવાની ઘેલછા કે સરેરાશ માર્કની વ્યાકુળતા જેવું કંઈ નહોતું.

...દર અઠવાડિયે અમારા કેટલાય પાઠ ચિંતન તથા માતૃભાષાની સરવાણીઓની "સફરો"ના, નિરીક્ષણના, રહેતા. તેમાં પ્રકૃતિ સાથે સીધું સાયુજ્ય સાધવામાં આવતું. એવા સાયુજ્ય વગર તો બાળકની માનસિક શક્તિઓ અને ચેતાતંત્રીય શક્તિનો કૂવો ઝડપથી સુકાઈ જાય. શરદ, વસંત, અને ઉનાળામાં હવામાં ગરમી હોય ત્યારે અમે અમારી સફરો માટે સૂર્યોદય પહેલાં બહુ વહેલાં રવાના થઈ જતાં. ગામનાં બાળકો સવારે બહુ વહેલાં ઊઠી શકતાં હોય છે. પ્રકૃતિની, આસપાસના જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓની, કહાણીઓથી બાળકોની જિજ્ઞાસા જાગૃત થઈ ચૂકેલી હતી, મારે પુષ્કળ સવાલોના જવાબ આપવા પડતા. હું કેટલાક સવાલોની યાદી રજૂ કરું છું: "સૂરજ વહેલી સવારે લાલ અને બપોરે આગના ભડકા જેવો કેમ હોય છે? વાદળો ક્યાંથી આવે છે? ડેન્ડીલાયન ફૂલો કેમ સવારે ઊઘડે છે અને બપોરે બિડાઈ જાય છે? વીજળી અને વાદળોની ગર્જના કેમ થાય છે? પશ્ચિમનો પવન કેમ વરસાદ લઈને આવે છે? અને પવન પૂર્વમાંથી ફૂકાતો હોય તો વરસાદ કેમ નથી



આવતો? સૂરજમુખીના ફૂલનું માથું સૂરજ તરફ વળેલું કેમ હોય છે? એ શું માણસની જેમ જોઈ શકતું હશે? લોઢાને કાટ કેમ ચડે છે? કબૂતરો ક્યારેય ઝાડ ઉપર કેમ નથી બેસતાં? ઉનાળામાં ઝાડને પાંદડાં હોય ત્યારે તેને એક જગ્યાએથી કાઢીને બીજી જગ્યાએ કેમ ન રોપાય? ખરતા તારા ક્યાં પડતા હોય છે? હિમકણો જાણે કાગળમાંથી કાપેલા હોય એવા સુંદર કેમ હોય છે? પંખીઓ બહુ દૂર જવાનાં હોય ત્યારે માર્ગ કેવી રીતે ખોળી કાઢે છે? ચંદ્ર ફરતે સફેદ કૂંડાળું ક્યાંથી આવી જાય છે? સૂરજ ઊગે અને આથમે ત્યારે આકાશ લાલ કેમ હોય છે? મધમાખીઓ મધ ભેગું કરવા ઊડી જાય તે પહેલાં "નાચ" કેમ કરતી હોય છે? ઝાડવાંમાં મોર આવ્યો હોય ત્યારે બગીચામાં ખડ કેમ બાળવામાં આવે છે? વનમાં પડઘા કેમ સંભળાય છે? મેઘધનુષ એટલે શું? શિયાળામાં ગાજવીજ કેમ નથી થતી? ખારું પાણી બહુ ટાઢું થઈ જાય ત્યારે જ કેમ જામે છે? એક જાતનાં સસલાં બખોલ ખોદતાં હોય છે, અને બીજી જાતનાં નથી ખોદતાં, એમ કેમ? ઉનાળામાં દૂધના વાસણ ફરતે ભીનો ટુવાલ બાંધી દો તો સખતમાં સખત તાપના દિવસોએ પણ દૂધ જરાય ઊનું ન થાય, એમ કેમ? ચકલાંની એક જાતનાં પંખીઓ વરસાદ પહેલાં જમીનથી સાવ નજીક ઊડતાં હોય છે, કેમ? લાવરી ખેતરમાં માળો બાંધે, પણ સ્ટાર્લીંગ અને ટીટમાઉસ પંખીઓ ઝાડમાં માળા બાંધે, એમ કેમ? બતકને તરતાં આવડે પણ મરઘાને ન આવડે, એમ કેમ? આજે વિમાનની પછવાડે ધુમાડાની સેર હતી, પણ ગઈકાલે નહોતી, કેમ? તારા આકાશમાંથી ખરી કેમ પડે છે? અને ખરીને ક્યાં પડે છે? પવન ફૂકાતો હોય ત્યારે વમળ જેવા ધૂળના થાંભલા કેમ બનાવે છે? વિલોનાં ઝાડ "રોતાં" કેમ હોય છે? ક્રોકસ ફૂલો વસંતની શરૂઆતમાં જ કેમ ખીલતાં હોય છે? વસંતના પાકની વાવણી વસંતમાં જ થાય છે, પણ શિયાળુ ઘઉંની વાવણી શરદમાં થાય છે, એમ કેમ? આગિયા ચળકાટ કેમ મારતા હોય છે? ગાયને એક જ વાછરડું થાય, પણ ભૂંડણને એકીસાથે કેટલાંય બચ્ચાં થાય, એમ કેમ? સૂરજ ઉનાળામાં ઊંચો અને શિયાળામાં નીચો કેમ હોય છે? બારીના કાચ ઉપર જામી જતા બરફમાં મઝાની ભાત કેમ પડી જાય છે? શરદમાં પાંદડાં બદામી રંગનાં કેમ થઈ જાય છે?

મેં દરેક સવાલનો જવાબ આપવાની કોશિશ કરી, જેથી બાળકોની સામે પ્રાકૃતિક પરિઘટનાઓનું સારતત્ત્વ પ્રગટ કરી શકું એટલું જ નહિ

પરંતુ તેમના કુતૂહલ તથા જિજ્ઞાસાને વધારે સતેજ પણ કરી શકું. બાળકોના સવાલોના જવાબોમાં, તેમની આસપાસના જગત વિશેની વાતચીતમાં, ચિંતનની પ્રથમ શાળાઓ અંકિત હતી. કેટલાક સવાલોનો બાબતમાં હું જાણતો જ નહોતો કે તેમના જવાબો કેવી રીતે આપવા. સવાલ સપાટી ઉપર જેટલો વધારે સાદો હોય એટલા પ્રમાણમાં જવાબ આપવાનું વધારે મુશ્કેલ લાગતું. મેં પ્રાથમિક શાળાના શિક્ષકોને ખાસ મળીને સલાહ માગી કે બાળકોના "દાર્શનિક" સવાલોના જવાબ કેવી રીતે આપવા. બાળકોના ચિંતનની અટપટી ભુલભુલામણીની ચર્ચાઓમાં અમે કેટલીય સાંજનો પૂરો સમય ગાળી નાખ્યો.

પ્રાથમિક શિક્ષકોના, બાળકોના ચિંતનના નિષ્ણાતોના, અનુભવમાંથી મેં નિષ્કર્ષ તારવ્યો કે સાદા અને સ્વાભાવિક લાગતા સવાલોમાં ઘણી વાર મોટી મુશ્કેલીઓ છુપાઈને પડેલી હોય છે. "વસંતના પાકની વાવણી વસંતમાં જ થાય છે, પણ શિયાળુ ઘઉંની વાવણી શરદમાં થાય છે, એમ કેમ?"—એ સવાલનો જવાબ ખરતા તારાઓ અને ઉલ્કાઓ વિશેના સવાલના જવાબ કરતાં સારી પેઠે વધારે મુશ્કેલ છે. મેં પ્રકૃતિની દુનિયામાં "સફરો"ને એવી બનાવવાની તકેદારી રાખી કે વસ્તુઓ અને પરિઘટનાઓ વચ્ચેનો કાર્યકારણ સંબંધ બાળકોના ધ્યાનમાં આવી જાય, અને તેઓ અવલંબનોને મહત્ત્વના શૈક્ષણિક કર્તવ્ય તરીકે જોતાં શીખી લે.

પ્રકૃતિમાં "સફર" છેલ્લા પાઠ દરમિયાન કરવામાં આવે તો અમે તે પૂરી થઈ ગયા પછી રમતગમતની મોજ માણતાં. બાળકો પોતે જૂથ-રમતો ઘડી કાઢતાં. પ્રાકૃતિક પરિઘટનાઓની દુનિયા વાર્તાઓ સાથે ગૂંથાઈ જતી. બાળકોને જેમાં ખાસ મોજ પડતી એવી એક રમતનું વર્ણન કરું: તેનું નામ હતું "ભેદી ટાપુની શોધ". અમે સૌ બે જૂથોમાં વહેંચાઈ જતાં. એક જૂથ વનના કોઈ આઘેરા ખૂણામાં ગોઠવાઈ જતું. અમે રમતની જગ્યા ફરતી નિશાનીઓની સાંકળ રચી દેતાં. એ નિશાનીઓ કેવળ અમારી જ જાણમાં હતી અને ટાપુના તટવિસ્તારનો નિર્દેશ કરતી હતી. ટાપુમાં ખડકો હતા અને ઘણાં શિકારી જનાવરો હતાં. ભેદી ટાપુમાં ભરાઈ ગયેલાં બાળકો ખરાબે ચડી ગયેલા કોઈ વહાણના મુસાફરો હતાં. તેમણે સાંકડી પટ્ટીમાં સીફતથી છુપાયેલી નિશાનીઓ કરી રાખી હતી. એ નિશાનીઓ ટાપુમાં જવાનો માર્ગ બતાવતી હતી. (બન્ને જૂથોએ નિશાનીઓ વિશે પહેલેથી સમજણ કરી લીધી હતી.) અમારું કામ ખરાબે



ચડી ગયેલા વહાણના મુસાફરોને બચાવી લેવાનું હતું. બાળકોએ વનમાં કેટલાય કિલોમીટર લાંબા તટવિસ્તારનું એક એક ડગલે પરીક્ષણ કર્યું, એવી જગ્યાની તલાશ કરી કે જેને પાર કરીને ટાપુમાં પહોંચી શકાય. તેમાં તેજ નજર અને બહાદુરી જરૂરી હતી એટલું જ નહિ પરંતુ ઘણી પ્રાકૃતિક પરિઘટનાઓના પરીક્ષણની તથા તર્કસંગત ચિંતનની શક્તિ પણ આવશ્યક હતી. રમતમાંથી પ્રમાણિકતા અને સત્યપરાયણતાની કેળવણી પણ મળતી હતી. બાળકોએ ટાપુનો છૂપો માર્ગ શોધી કાઢયો અને મુસાફરોને મદદ કરી, માંદાં માણસોને હૉસ્પિટલમાં મોકલ્યાં. રમતમાં વિમાન ચાલકો અને ડૉકટરો પણ સામેલ હતા. રમતના અંતમાં, ખરાબે ચડેલા વહાણના મુસાફરો અને તેમને મદદ કરનારાઓ ખીર બનાવતા. અમે તાપણા પાસે બેસી જતાં, અને હું વાર્તા કહી સંભળાવતો. હું વાર્તા કહેતો હોઉં ત્યારે ઘણાં બાળકો તેના આધારે ચિત્રો દોરતાં, તેમનાં અજબ કલ્પનોને કાગળ ઉપર ઉતારી લેતાં.

પ્રકૃતિમાં "સફરો" દરમિયાન પક્ષીઓ તથા પ્રાણીઓના જીવનનું નિરીક્ષણ ખૂબ ધ્યાનથી કરવામાં આવતું. સાવ નવી વિસ્મયકારક દુનિયા અમારી સામે ખુલ્લી થઈ જતી. શરદના શાંત દિવસોએ અમે જોતાં રહેતાં કે શેળાનાં બચ્ચાંનું આખું ટોળું કેવી રીતે માની પાછળ પાછળ ઘરમાંથી નીકળીને તેને પગલે પગલે ભમતું રહે છે, અને મા તેમની રખેવાળી કેવી રીતે કરે છે. વસંતમાં અમે નાનકડાં સસલાંનું નિરીક્ષણ કરતાં. બાળકોને જોવા મળી ગયું કે સસલી મા નવજાત બચ્ચાંને કાયમને માટે છોડીને જતી રહે છે, બચ્ચાંને પોતાનું પોતે જ સંભાળી લેવું પડે છે. બીજું કોઈ સસલું આકસ્મિક આવીને ખવડાવે એવા સંજોગની વાટ જોવી પડે છે. જુલાઈમાં બાળકોએ જમીનનાં દેડકાં જોયાં. એક દિવસે અમને દૂરની જગ્યાએ લોંકડીની બખોલ જોવા મળી. બાળકોએ જોયું કે લોંકડી બચ્ચાંને ફરવા લઈ જતી, દોડતાં શીખવતી, અને તેમની જોડે રમતી. વનના દૂરના એક ખૂણામાં અમને બીવર પ્રાણીઓ જોવા મળ્યાં.

અમારી સફરો અને નિરીક્ષણોથી ચિંતન વધારે સમૃદ્ધ બન્યું અને વાણી તથા અભિવ્યક્તિનો વિકાસ થયો. પર્યટનો દરમિયાન બાળકોનાં મનમાં જેમ જેમ વધારે ને વધારે સવાલો ઊઠતા ગયા તેમ તેમ વર્ગમાં, અમે પ્રાકૃતિક પરિઘટનાઓ અને કામ તથા દૂરવર્તી ભૂમિઓની વાતો કરતાં હોઈએ ત્યારે, તેમની જિજ્ઞાસા અને કુતૂહલ વધારે ને વધારે સ્પષ્ટ

બનતાં ગયાં. પ્રકૃતિમાં "સફરો" પછી બાળકોની ભાવાત્મક સ્થિતિ જોઈને મને એવા પ્રાચીન શાણપણની સમુચિતતાની વધુ ખાતરી થઈ કે "જ્ઞાન અંગેના પ્રેમનો આરંભ વિસ્મયમાંથી થાય છે."

મેં કોશિશ કરી કે પ્રકૃતિનાં રહસ્યો ખુલ્લાં થવાથી પેદા થતો એ વિસ્મય, શોધની ખુશીનો અનુભવ, બાળકોને જાગૃત અને સક્રિય બનાવતા આવેગની કામગીરી બજાવે. અમારા વર્ગમાં એવા વિદ્યાર્થીઓ હતા કે જેમને બિનજટિલ સમસ્યાઓનો વિચાર કરવામાંયે પુષ્કળ સમયની જરૂર પડતી (વાલ્યા, પેત્રીક, નીના). દરેક દાખલામાં કારણો જુદાંજુદાં હતાં, પરંતુ પરિણામ એકસરખું હતું: એ બાળકોની બાબતમાં મગજના આવરણના કોષો કોઈ જાતની મંદ સ્થિતિમાં હતા. હું વર્ગમાં જે કંઈ સમજાવું તેના સંબંધમાં એ બાળકો ઉદાસીન રહેતાં.

એ બાળકોના ચિંતનમાં ઊણપ હતી, અને ઊણપના ખુલાસાથી મારા એવા નિષ્કર્ષને પુષ્ટિ મળી કે તેમનાં મગજના આવરણના કોષો જડ અને મંદ હતા. ઊણપ એ હકીકતમાં જોવા મળતી હતી કે કેટલીય વસ્તુઓ અથવા પરિઘટનાઓ વચ્ચેનાં જોડાણોને નિર્ધારિત કરવાનું, અને ખાસ તો ધ્યાનમાં રાખવાનું, તેમને માટે મુશ્કેલ બની રહેતું. ઉદાહરણ તરીકે, મેં તેમને સફરજનો, ટોપલીઓ, અને બાળકોને આવરી લેતો દાખલો કરવા આપ્યો. બાળકે સફરજનો તથા ટોપલીઓ વિશે તો વિચાર કર્યો, પરંતુ બાળકોને તે સાવ ભૂલી ગયું. બાળકો યાદ આવ્યાં ત્યારે તે સફરજનો તથા ટોપલીઓને ભૂલી ગયું. આસપાસના જગતની વસ્તુઓ અને પરિઘટનાઓ વચ્ચેના કાર્યકારણ સંબંધો વિશે વિચારોને વધારે ઊંડા બનાવવાથી, નાનકડી શોધોથી, તથ્ય જોઈને પેદા થતી વિસ્મયની લાગણીથી — એ બધી બાબતોથી વાલ્યા, પેત્રીક, તથા નીનાને ભારે ખુશી થઈ. બાળકોને ખૂબ માનસિક ઉત્થાનનો અનુભવ થયો. તેમની આંખોમાં ખુશાલ ઉત્તેજનાની જ્યોતિ ઝળહળવા લાગી. ઉદાસીનતા અદૃશ્ય થઈ ગઈ, અને તેનું સ્થાન પરીક્ષણની વસ્તુ અંગેની વ્યક્તિગત દિલચસ્પીએ લઈ લીધું. જો હું બાળકના મનમાં એવો સવાલ ઊભો કરી શકું કે જેમાં સ્પષ્ટ ભાવાત્મક રંગછાયા ધ્યાનમાં આવી જાય તો એ વખતે બાળકના મસ્તકમાં સ્પષ્ટ ચેતનમય પ્રક્રિયાઓ ચાલતી હોય, જાણે કેમ અગાઉની સુપ્ત શક્તિઓ સક્રિય બની ગઈ હોય. મને ખુશાલ પ્રતીતિ થઈ કે અત્યંત ગૂંચવાયેલાં — માનસિક વિકાસની બાબતમાં — બાળકો પણ



વધારે ને વધારે જાગૃત બની રહ્યાં હતાં. તેઓ કહાણીઓને આતુરતાથી સાંભળતાં, સમસ્યાને બહેતર સમજતાં. મેં મારાં અવલોકનો પ્રાથમિક વર્ગોના અનુભવી શિક્ષકોને જણાવ્યાં, અને અમે એ કાર્યને **બુદ્ધિની ભાવાત્મક જાગૃતિ** નામ આપ્યું.

મેં સમજવાની કોશિશ કરી કે શિક્ષક જ્યારે વાલ્યા, પેત્રીક, અને નીના જેવાં બાળકોમાં પ્રસ્તુત વિષય અંગેનો રસ ઉત્પન્ન કરવામાં સફળ થઈ જાય ત્યારે તેમનાં મનમાં શું ચાલતું હોય છે. મેં જીવવિજ્ઞાનીઓ, માનસશાસ્ત્રીઓ, કેળવણીકારો, અને ચેતાતંત્ર ચિકિત્સકોની કૃતિઓ વાંચી. પ્રખ્યાત વિદ્વાન ઝીગમુન્ડ ફ્રોઈડની (૧૮૫૬-૧૯૩૯) કૃતિઓમાં મને મગજના આવરણના કોષો અને ઉપ-આવરણીય કેંદ્રોની આંતરક્રિયા વિશે રસપ્રદ વિચાર જોવા મળ્યો. ફ્રોઈડે ચિંતનમાં મગજના ઉપ-આવરણીય કેંદ્રોની ભૂમિકાને નિર્ણાયક ગણાવી છે. ઘણા સંશોધકોએ બતાવી આપ્યું છે કે એ કેંદ્રો માનવીના માનસની ભાવાત્મક પ્રક્રિયાઓનું નિયંત્રણ કરતાં હોય છે. વિદ્વાને લાગણી અને બુદ્ધિની સરખામણી ઘોડા અને ઘોડેસવાર જોડે કરી છે. તેના અભિપ્રાય મુજબ, ઘોડો માર્ગનું (એટલે કે લાગણી — મગજનાં ઉપ-આવરણીય કેંદ્રો) નિર્ધારણ કરતો હોય છે. ઘોડો પોતે જ્યાં જવા માગતો હોય ત્યાં ઘોડેસવારને લઈ જાય છે, પરંતુ એવી રીતે કે ઘોડેસવાર પોતે ઘોડાનું નિયંત્રણ કરતો હોય એમ માની લે. એ રીતે, ફ્રોઈડના વિચારો મુજબ, મગજનું આવરણ નહિ પરંતુ ઉપ-આવરણીય કેંદ્રો જ મુખ્ય બાબતના સ્થાને હોય છે.

મહાન રૂસી શરીરક્રિયાવિજ્ઞાની ઈવાન પાવલોવ (૧૮૪૯-૧૯૩૬) પણ, ફ્રોઈડના સ્પષ્ટ દાવાઓમાંથી કેટલાયને નકારતી વેળા, મગજના ઉપ-આવરણને ખૂબ મહત્ત્વનું ગણતો હતો. તેણે લખ્યું છે કે મગજના આવરણની પ્રવૃત્તિ માટે મુખ્ય આવેગ ઉપ-આવરણમાંથી આવતો હોય છે અને આપણે એ લાગણીઓને બકાત રાખીએ તો મગજના આવરણને તેની શક્તિના મુખ્ય સ્રોત વગરનું બનાવી દઈએ. પરંતુ, પાવલોવના વિચારો મુજબ, મોટા મગજનું આવરણ માનવીય ચિંતન અને વર્તનના મુખ્ય સંચાલકની ભૂમિકા ભજવતું હોય છે (ઘોડેસવાર ઘોડાને થંભાવી અને પાછો વાળી શકે છે). બાળકોના બૌદ્ધિક શ્રમના નિરીક્ષણથી મને વધુ પ્રતીતિ થઈ કે મગજના ઉપ-આવરણમાંથી આવરણમાં આવતા ભાવાત્મક આવેગો (ખુશાલ ઉત્તેજનાની લાગણી, વિસ્મય, અચંબો), આવરણમાં

સુપ્ત પડેલા કોષોને જગાવતા હોય, સક્રિય બનાવી દેતા હોય, એમ લાગે છે. અનુભવે બતાવી આપ્યું છે કે નાનાં બાળકોની બૌદ્ધિક કેળવણીમાં તેમની અંદર જ્ઞાનની આવશ્યકતા વિકસાવવાનો, જિજ્ઞાસા તથા કુતૂહલ પેદા કરવાનો, પંથ લેવો જોઈએ.

પ્રકૃતિમાં "સફરોએ" પ્રાથમિક વર્ગોમાં પરંપરાનું સ્થાન લઈ લીધું. બાળકો વન, ખેતર, અથવા તળાવડીનાં પર્યટનોની વાટ જોતાં રહેતાં. અને પહેલેથી જ રમતો ઘડી કાઢીને તૈયાર રાખતાં. મુશ્કેલીઓને પહોંચી વળવાની કામગીરી સાથે સંકળાયેલી રમતો, જેમાં રમનારાએ ખરા અથવા કલ્પિત બહાદુરો બની રહે એવી રમતો, બાળકોની માનીતી બની ગઈ. બાળકો બીજા ધોરણમાં હતાં ત્યારે મેં તેમને રોબીન્સન ક્રુઝો વિશે જણાવ્યું, એથી રસપ્રદ રમત શરૂ થઈ અને કેટલાય મહિનાઓ સુધી ચાલતી રહી. સ્પાર્ટાકસની કહાણી સાંભળીને બાળકોએ ઊંચી ટેકરી ઉપર કોતરની કોર નજીક વિદ્રોહી ગુલામોની કલ્પિત છાવણી બાંધી. દૂરના ભૂતકાળમાં અમારા પ્રદેશમાં રહેતા શક માલધારીઓ, શિકારીઓ, તથા માછીમારોની કહાણી સાંભળીને બાળકો એટલા બધા ઉત્તેજિત થઈ ગયાં કે તેમણે એ પ્રાચીન મહેનતકશ લોકોની જિંદગી અને કામના ઢોંગની રમત ઘડી કાઢી.

અભ્યાસ માનસિક અને શારીરિક શક્તિની બહુમુખી રમતો સાથે મક્કમ સંકળાયેલો હોવો જોઈએ, જેથી રમતો સ્પષ્ટ ઉત્તેજક લાગણીઓ ઉપજાવે, અને આસપાસનું જગત બાળકોની સામે રસપ્રદ પુસ્તક તરીકે, વાંચવાનું મન થાય એવા પુસ્તક તરીકે, પેશ થાય. પ્રકૃતિમાં "સફરો" અને રમતો ઉપરાંત, શારીરિક શ્રમ બૌદ્ધિક અને શારીરિક શક્તિનાં વિકાસનું બહોળું મેદાન બની રહ્યો. મહેનતની પ્રવૃત્તિની ખુશાલ ઉત્તેજક લાગણીઓ વગર તો ખરા સુખી બાળપણની કલ્પના જ અશક્ય છે. અનુભવ બતાવે છે કે નાના બાળકના સંબંધમાં શારીરિક શ્રમ ખાલી આવડનો તથા ટેવો કેળવવાની જ, ખાલી નૈતિક શિક્ષણની જ, બાબત નહિ પરંતુ ચિંતનની અસીમ અને વિસ્મય થાય એવી સમૃદ્ધ દુનિયા પણ હોય છે. એ દુનિયા નૈતિક, બૌદ્ધિક, અને રસાત્મક લાગણીઓ ઉત્પન્ન કરે છે. એવી લાગણીઓ વગર જગતને જાણવાનું, અને તેનો અર્થ એવો થયો કે અભ્યાસ કરવાનું પણ, અશક્ય બની રહે છે. અભ્યાસ જોડે ગૂંથાયેલા શારીરિક શ્રમે બાળકોને સ્વપ્નો અને સર્જકતાની દુનિયામાં ઉત્તેજક પ્રવાસ કરાવ્યો. મારા વિદ્યાર્થીઓમાં ચોક્કસ શારીરિક શ્રમની પ્રક્રિયા દરમિયાન જ માનસના



મહત્ત્વના ગુણોનું ઘડતર થયું હતું: જિજ્ઞાસા, કુતૂહલ, લચીલું ચિંતન, અને સ્પષ્ટ અભિવ્યક્તિ.

બાળકના જીવનમાં શારીરિક શ્રમ દરમિયાન કોઈ પ્રેરક વિચાર આવ્યો હોય તો પાઠ દરમિયાન બૌદ્ધિક શ્રમ વાંછનીય અને રસપ્રદ બની રહે છે અને બાળકને વિકસાવે છે તથા વધારે સમૃદ્ધ બનાવે છે. અમે બીજા ધોરણ સુધીમાં અમને ગમતી મહેનત અઠવાડિયામાં એક વાર કરતાં થઈ ગયાં હતાં, અને બાળકો વિચારો તથા લાગણીઓના આધારે જે કામોની ઉસ્તાદી હાંસલ કરી શકે એવાં કામોમાં મશગૂલ રહેતાં. અમે ત્રીજા અને ચોથા ધોરણમાં અમને ગમતી મહેનત અઠવાડિયામાં બે વાર કરતાં.

ગમતી મહેનત... તેનો અર્થ એવો નથી કે બાળકને કશાકમાં રસ પડવા લાગે ત્યાં સુધી શિક્ષકે નિષ્ક્રિય બેસી રહેવું. ધંધાકીય શિક્ષણમાં, અને સામાન્ય રીતે સમગ્ર શૈક્ષણિક કાર્યમાં, કોઈ પણ બાબતને ખાલી આપમેળે બનતી ન જ રહેવા દેવાય. બાળકોને રસપ્રદ કામોના વાતાવરણમાં ઘેરાયેલાં રાખવાં જોઈએ. મારા વિદ્યાર્થીઓની આસપાસ બધે કિશોરવયનાં બાળકો અને તરુણ નરનારીઓ કામ કરતાં રહેતાં. બધા વિદ્યાર્થીઓ ડઝનબંધ રસપ્રદ બાબતોની ઉત્તેજનામાં ડૂબેલા રહેતા. તેઓ વૃક્ષો રોપતા, અનાજની ખેતી કરતા, યંત્રો અને યંત્રક્રિયાઓના નમૂનાઓ બનાવતા, માટીની મેળવણી કરતા, જનાવરોની સંભાળ રાખતા, નવા તાપઘરમાં અથવા કારખાનામાં કામ કરતા, અથવા પાણીની મોટી નળીઓ જોડતા.

શોધની ભાવના, જિજ્ઞાસા, અને કુતૂહલ બાળકોમાં કામ અંગેની દિલચસ્પી પેદા કરે છે. મારો મુદ્રાલેખ હંમેશાં આવો રહ્યો છે: કામ કંઈ આખરી લક્ષ્ય નથી હોતું, એ તો શિક્ષણની પ્રક્રિયામાં અનેક વિવિધ લક્ષ્યો — સામાજિક, વૈચારિક, નૈતિક, બૌદ્ધિક, સર્જનાત્મક, રસાત્મક, અને ભાવાત્મક લક્ષ્યો — સિદ્ધ કરવાનું સાધન હોય છે.

અભ્યાસને જો ચિંતન, લાગણી, સર્જકતા, સુંદરતા, અને રમતોના ઝળકતા પ્રકાશ વડે ઝગમગાવી દેવામાં આવે તો તે બાળકો માટે રસપ્રદ, તલ્લીન બનાવી દેનારી, બાબત બની શકે. અભ્યાસમાં સફળતા અંગેની મારી કાળજી શરૂઆતમાં એવી કાળજી હતી કે બાળક કેવો ખોરાક ખાય છે અને કેવી નીંદર કરે છે, કેવી લાગણીઓ અનુભવે છે, કેવી રીતે રમે છે, દિવસમાં કેટલા કલાકો બહાર ગાળે છે, કેવાં પુસ્તકો વાંચે છે અને કેવી વાર્તાઓ સાંભળે છે, કેવાં ચિત્રો દોરે છે અને પોતાના વિચારો

તથા લાગણીઓને ચિત્રાંકન મારફત કેવી રીતે વ્યક્ત કરે છે, પ્રકૃતિનું સંગીત અને લોક તેમ જ શાસ્ત્રીય સંગીતરચનાઓ સાંભળીને તેના અંતરમાં કેવી લાગણીઓ ઉત્પન્ન થાય છે, તેને ગમતાં કામ કયાં કયાં છે, તે બીજા લોકોની ખુશીઓ તથા વિપદાઓને કેટલા પ્રમાણમાં પારખે છે, અને બીજા લોકો માટે શું શું સર્જે છે તથા એ સંબંધમાં કેવી જાતની લાગણીઓ અનુભવે છે.

જ્ઞાન બીજી પ્રવૃત્તિઓથી અળગું ન હોય ત્યારે અભ્યાસ બાળકોના આંતરિક જીવનનો ભાગ બની રહે છે. બાળકને ગુણાકારનાં કોષ્ટકોમાં અથવા લંબચોરસના ક્ષેત્રફળની ગણતરીમાં આપમેળે રસ લેતું કરવાનું મુશ્કેલ હોય છે. જ્ઞાન જ્યારે શ્રમ સાથે સંકળાયેલાં સર્જનાત્મક લક્ષ્યોની સિદ્ધિનું સાધન બની રહે ત્યારે જ બાળકને વાંછનીય લાગે છે. મેં બાળકોની નાની ઉંમરથી જ શારીરિક શ્રમને તેમની નજરમાં ઉત્તેજક બનાવવાની કોશિશ કરી, જેથી તે ચતુરાઈ તથા કરામતની શક્યતાને મોકળી કરી દે. શાળાનાં અત્યંત મહત્ત્વનાં કર્તવ્યોમાંનું એક બાળકોને તેમના જ્ઞાનનો ઉપયોગ કરતાં શીખવવાનું છે. જ્ઞાન નકામા બોજામાં પલટાઈ જાય તો જોખમ ઊભું થાય છે, અને આરંભનાં ધોરણોમાં, જ્યારે બૌદ્ધિક શ્રમ, તેના સ્વરૂપને જ કારણે, વધારે ને વધારે પ્રમાણમાં નવી આવડતો તથા ટેવો કેળવવાની પ્રક્રિયા સાથે બીજી કોઈ બાબત કરતાં વધુ સંકળાયેલો હોય છે ત્યારે એમ બનતું હોય છે. એ આવડતો અને ટેવો માત્ર કેળવી લેવામાં આવે પરંતુ કદી ઉપયોગમાં ન લેવામાં આવે તો અભ્યાસ, જાણે બાળકની રુચિઓથી અળગો પડી ગયો હોય એમ, ધીરેધીરે તેના આંતરિક જીવનમાંથી બહાર નીકળી જાય છે. શિક્ષકે એ પરિઘટનાને પહોંચી વળવાના પ્રયત્નો કરતી વેળા કાળજી રાખવી જોઈએ કે દરેક બાળક પોતાની આવડતો અને ટેવોનો સર્જનાત્મક ઉપયોગ કરે.

### ‘પ્રકૃતિના [illegible]’

પ્રખ્યાત જર્મન ગણિતવિજ્ઞાની ફેલીક્સ ક્લેઈને (૧૮૪૯-૧૯૨૫) માધ્યમિક શાળાના વિદ્યાર્થીની સરખામણી એવી તોપ સાથે કરી હતી કે જેમાં જ્ઞાનનો દારૂગોળો દસ વરસથી ભરી રાખેલો હોય, અને પછી તેનો ધડાકો કરવામાં આવે ત્યારે તેમાં કશું બાકી ન રહે. જેને સમજાયું ન હોય



એવું કશુંક, મનમાં સ્પષ્ટ છાપ ન પાડી શક્યું હોય અને કલ્પનો તથા જોડાણોના ખ્યાલો ન ઉપજાવી શક્યું હોય એવું કશુંક, પરાણે ગોખાવી દેવામાં આવેલું હોય એવા બાળકના બૌદ્ધિક શ્રમનું નિરીક્ષણ કરતી વેળા મને એ કારમી મજાક યાદ આવી જતી. ચિંતન, સ્પષ્ટ પરખો, અને યાદ રાખી લેવામાં આવેલી પરિઘટનાના સારતત્ત્વના નિરીક્ષણના સ્થાને યાદને મૂકી દેવાની બાબત મોટી ખામી બની રહે છે, એ ખામી બાળકને જડ બનાવી દે છે અને અંતે અભ્યાસની ઉત્કંઠાને ખતમ કરી નાખે છે.

શાળા પૂર્વેની ઉંમરના બાળકની સાફ અને પાકી યાદદાસ્ત જોઈને વિસ્મયમાં ગરકાવ ન થઈ ગયું હોય એવું કોઈ આપણી અંદર છે ખરું? પાંચ વર્ષનું બાળક પિતા અને માતા સાથે વનમાં કે ખેતરમાં જાય છે. તેના મનમાં સ્પષ્ટ કલ્પનો, ચિત્રો, અને પરિઘટનાઓની છાપો ભરાઈ જાય છે. એક મહિનો કે એક વરસ વીતી જાય છે, માતાપિતા ફરી વાર ફરવા નીકળે છે. બાળકના મનમાં સૂર્યકિરણો વડે મઢાયેલું શાંત પ્રભાત માણવાના ઉમંગો રમવા લાગે છે, તેને યાદ આવે છે કે પોતે એક વાર, કલ્પી ન શકાય એટલા લાંબા સમય પહેલાં, માતાપિતા સાથે વનમાં ગયું હતું. બાળકની યાદોમાં ચળકતી સ્પષ્ટ ચેતનમય વિગતો જોઈને માતાપિતા છક થઈ જાય છે: બાળકને જુદાજુદા બે રંગોની પાંખડીઓવાળું આશ્ચર્યજનક ફૂલ યાદ હોય છે. ફૂલમાં પલટાઈ ગયેલાં ભાઈબહેનની અદ્‌ભુત દંતકથા દોહરાવતા બાળકના શબ્દો સાંભળીને પિતા વિસ્મયમાં ગરકાવ થઈ જાય છે. તેણે એ દંતકથા એક વરસ પહેલાં વનને છેડે કહી સંભળાવેલી, પિતાની વાત બાળક સાંભળી રહ્યું હોય એમ એ વખતે નહોતું લાગ્યું. એ તો પતંગિયાને પકડવા દોડી રહ્યું હતું — તો પછી આસપાસના જગતની એવી ગૌણ વિગત તેને કેવી રીતે યાદ રહી ગઈ?

હકીકત એવી છે કે બાળકો કલ્પનોના રંગ, વિગતો, અને ધ્વનિઓની સ્પષ્ટ રોમાંચક રમતોના સંબંધમાં વિસ્મયજનક સાફ યાદદાસ્ત ધરાવતાં હોય છે, એ બધું તેમની યાદદાસ્તમાં ઊંડે ધરબાઈ જતું હોય છે. બાળક આસપાસના જગતનાં કલ્પનોને પારખવાની પ્રક્રિયા દરમિયાન તેની ચેતનામાં ઊઠતા સવાલો અણધાર્યા પૂછીને મોટેરાંને અચરજમાં નાખી દે છે. આશ્ચર્યજનક ફૂલને યાદ કરીને બાળક પિતાને પૂછે છે: "પણ ભાઈબહેન એકબીજાને જોઈ શકે કે નહિ? તમે કહેલું કે વનસ્પતિઓ સજીવ હોય છે — તેનો અર્થ એવો થયો કે તેમને સંભળાતું અને દેખાતું હોય, નહિ?



12-972

એકબીજાની જોડે વાત કરતાં હશે? કરતાં હોય તો આપણે સાંભળી શકીએ?" પિતાને વિસ્મયમાં ગરકાવ કરી દેતો આખો ચિંતન પ્રવાહ નજરે પડે છે, પણ બાળકે એક વરસ પહેલાં આ બધું કેમ નહિ પૂછ્યું હોય? તેણે એટલા લાંબા વખત સુધી કેવળ યાદને જ નહિ પરંતુ એ પળોના ભાવાત્મક રંગછાયાને પણ કેવી રીતે જાળવી રાખી? પિતાને ખાતરી થઈ જાય છે કે નાનકડું બાળક પુષ્પોના પચરંગી આવરણવાળી ખુલ્લી જગ્યાની, નીલા ગગનની, અને દૂરથી સંભળાતા વિમાનના ઘરઘરાટની સ્પષ્ટ કલ્પના કરી શકે છે.

એ બધાને વિશે વિચાર કરતાં મારા મનમાં સવાલ ઊઠયો કે ચેતનમય સ્પષ્ટ કલ્પના કરી શકતું, સાફ યાદદાસ્ત ધરાવતું, અને આસપાસના જગતની પરિઘટનાઓની સંવેદન છલકાતી ભાવાત્મક પ્રતિક્રિયાઓ કરતું બાળક શાળામાં બે કે ત્રણ વરસના અભ્યાસ પછી વ્યાકરણના નિયમો કેમ યાદ નથી રાખી શકતું, બાળકને "વગડો" શબ્દની જોડણી, કે છ અને નવના ગુણાકારથી મળતી સંખ્યા, યાદ રાખવાનું કેમ મુશ્કેલ બની રહે છે. મેં તેમાંથી જર્મન વિદ્વાનના જેવી જ વિષાદમય તારવણી કરી: શાળાવર્ષોમાં જ્ઞાનને આત્મસાત્ કરવાની પ્રક્રિયા ઘણી વાર બાળકના આંતરિક જીવન સાથે સંકળાયેલી નથી હોતી. બાળકની યાદદાસ્ત સાફ અને પાકી ચોક્કસ એ કારણે હોય છે કે સ્પષ્ટ કલ્પનો, ચિત્રો, પરખો, અને વિચારોનું નિર્મળ ઝરણું તેમાં વહેતું હોય છે. બાળકોનું ચિંતન સૂક્ષ્મ, અણધાર્યા, "દાર્શનિક" સવાલો પેશ કરીને આપણને છક કરી દે છે કારણ કે તે એ ઝરણાની મૂળ સરવાણીઓ થકી પોષાતું હોય છે. શાળાના ખંડનું 'બારણું આસપાસના જગતને બાળકની ચેતનાથી છુપાવી રાખતી આડશ ન જ બની રહેવું જોઈએ, એ વાત મહત્ત્વની છે. મેં તકેદારી રાખવાની કોશિશ કરી કે આસપાસની દુનિયા અને પ્રકૃતિ મારા વિદ્યાર્થીઓનાં માનસોને બાળપણનાં બધાં વર્ષો દરમિયાન સ્પષ્ટ કલ્પનો, ચિત્રો, પરખો, અને વિચારો વડે પોષતી રહે, બાળકો ચિંતનના નિયમોને સપ્રમાણ ઈમારત જેવા સમજે, જેનું સ્થાપત્ય એથીયે વધારે સરસ બંધાયેલી — પ્રકૃતિની — ઈમારતથી પ્રેરિત હોય એવી ઈમારત જેવા સમજે. બાળકને જ્ઞાનના કેવળ સંગ્રહસ્થાનમાં, તથ્યો અને નિયમો તથા સૂત્રોના ખજાનાના પટારામાં, પલટાવી નાખવાની હાલતથી બચવા માટે તેને વિચાર કરતાં શીખવવું જ જોઈએ. બાળકોનાં માનસો તથા યાદદાસ્તનાં રૂપલક્ષણો જ તકાદો કરે છે કે તેમની આસપાસની સ્પષ્ટ દુનિયા તથા એ દુનિયાના નિયમો તેમની સામે ઢંકાયેલ ન રહે, એક પળ પણ ઢંકાયેલ ન રહે. મને ખાતરી થઈ ગઈ કે બાળકોની સાફ યાદો અને સ્પષ્ટ ચિંતન, તેઓ શાળામાં દાખલ થાય ત્યારે, નબળાં પડી જવાનું બિલકુલ જરૂરી નથી; એથી ઊલટું, બાળક જેમાં વિચાર કરતાં, યાદ રાખતાં, અને બુદ્ધિનો ઉપયોગ કરતાં શીખે એ વાતાવરણ તેની આસપાસના જગતનું હોય તો એ લક્ષણોને વધારે દૃઢ પણ બનાવી શકાય.

બૌદ્ધિક શિક્ષણમાં પ્રકૃતિની ભૂમિકાનું અતિ મૂલ્યાંકન ન કરવું જોઈએ. બાળકો પ્રકૃતિથી ઘેરાયેલાં હોય તો એ હકીકત જ બૌદ્ધિક વિકાસના પ્રબળ પ્રવેગકને આવરી લેતી હોવાની માન્યતા ધરાવતો શિક્ષક ગંભીર ભૂલ કરતો હોય છે. બુદ્ધિ, લાગણીઓ, કે વાંછના ઉપર સીધી ક્રિયા કરતાં કોઈ જાદુઈ પરિબળો પ્રકૃતિમાં નથી હોતાં. વ્યક્તિ પ્રકૃતિને જાણે, તેના મનમાં કાર્યકારણ સંબંધના વિચારો ઓતપ્રોત થઈ જાય, ત્યારે જ પ્રકૃતિ શિક્ષણનું જોરદાર સાધન બની રહે છે. પ્રત્યક્ષનું પુનર્મૂલ્યાંકન એટલે બાળકોના ચિંતનની અલગ અલગ વિશિષ્ટતાઓનું નિરપેક્ષીકરણ, જ્ઞાનાત્મક પ્રવૃત્તિઓનું જ્ઞેયના ક્ષેત્રમાં રૂપાંતર. બાળકોના ચિંતનની વિશિષ્ટતાઓને, ખાસ કરીને તો બાળકો કલ્પનો, રંગો, અને ધ્વનિઓમાં વિચાર કરતાં હોય છે એ બાબતને, જંતરમંતર ન જ ગણી લેવી જોઈએ. એ લક્ષણ તો વસ્તુગત હકીકત હોય છે, અને ઉશીન્સ્કીએ તેનું મહત્ત્વ પ્રતીતિજનક રીતે પ્રદર્શિત કર્યું છે. પરંતુ બાળક કલ્પનો, રંગો, અને ધ્વનિઓમાં વિચાર કરતું હોય તો તેમાંથી એવી તારવણી આવશ્યક નથી જ કે તેને અમૂર્ત રીતે વિચાર કરતાં ન શીખવવું જોઈએ. અનુભવી કેળવણીકાર દૃશ્ય સાધનોના ઉપયોગના મહત્ત્વ ઉપર, બૌદ્ધિક શિક્ષણમાં પ્રકૃતિની મોટી ભૂમિકા ઉપર, ભાર મૂકતી વેળા એ પદ્ધતિઓને અમૂર્ત ચિંતનના વિકાસ તથા સહેતુક શિક્ષણના સાધન તરીકે ગણે છે. મારા વિદ્યાર્થીઓ માટે ચિંતનની સરવાણી બની રહેવી જોઈએ એવી દરેક બાબત વિશે મનન કરીને મેં નિર્ણય લીધો કે ચાર વર્ષોના ગાળામાં રોજબરોજ બાળકો આસપાસના જગતમાંથી તેમના વિચારોની સરવાણીઓ બની રહે એવી પરિઘટનાઓનું નિરીક્ષણ કરે. ત્રણ સો પાનાંનું 'પ્રકૃતિનું પુસ્તક' એવી રીતે સાકાર થયું. તેમાં એવાં ત્રણ સો નિરીક્ષણો, ત્રણ સો સ્પષ્ટ ચિત્રો, છે કે જેની છાપ બાળકોનાં મનમાં અંકિત થઈ ગઈ હોય. અમે અઠવાડિયામાં બે વાર વિચાર કરતાં શીખવા માટે, કેવળ નિરીક્ષણ માટે જ નહિ પરંતુ વિચાર કરતાં શીખવા માટે, પ્રકૃતિમાં ફરવા નીકળતાં. એ

પર્યટનોમાં મુખ્યત્વે ચિંતનના પાઠો હતા, દિલચસ્પ લટારો નહિ પણ પાઠો હતા. પરંતુ પાઠ એકદમ તલ્લીન બનાવી દે એવો, બહુ રસપ્રદ, બની શકતો હતો, અને એ હકીકતમાં એવો સંજોગ હતો કે જેણે બાળકની આંતરિક દુનિયાને વધારે સમૃદ્ધ બનાવી.

મેં બાળકોનાં મનમાં વાસ્તવિકતાનાં સ્પષ્ટ ચિત્રો અંકિત કરવાનું, જ્યાં ચિંતનની પ્રક્રિયાઓ વિભાવનાઓના જીવંત તાદૃશ આધારોમાં પહોંચી જાય એવું બિંદુ સર કરી લેવાનું, લક્ષ્ય નિર્ધારિત કર્યું, જેથી બાળકો આસપાસના જગતનું નિરીક્ષણ કરતી વેળા પરિઘટનાઓનાં કાર્યકારણોને પારખી શકે, વસ્તુઓના ગુણધર્મ તથા નિશાનીઓની સરખામણી કરી શકે. નિરીક્ષણથી બાળકના બૌદ્ધિક વિકાસનો બહુ મહત્ત્વનો નિયમ વધારે દૃઢ બન્યો: પાઠોમાં જેમનો સાર તારવવામાં આવે એ તથ્યો જેટલાં વધારે અમૂર્ત હોય, બૌદ્ધિક મહેનતની જેટલી વધારે જરૂર પડે, એટલા પ્રમાણમાં વધારે વાર વિદ્યાર્થીએ જ્ઞાનની સરવાણીઓએ — પ્રકૃતિમાં — જવું જોઈએ, એથી આસપાસના જગતનાં કલ્પનો તથા ચિત્રો તેની ચેતનામાં એટલા પ્રમાણમાં વધારે સ્પષ્ટ છાપ અંકિત કરે. પરંતુ બાળકની ચેતનામાં સ્પષ્ટ કલ્પનોનું પ્રતિબિંબ કંઈ ફોટોગ્રાફીની ફિલ્મમાં પડતા પ્રતિબિંબની જેમ નથી પડતું. વિભાવનાઓ ગમે એટલી સ્પષ્ટ હોય તોપણ પોતે જ લક્ષ્ય નથી બની રહેતી, અને તેઓ અભ્યાસનું લક્ષ્ય પણ નથી હોતી. બૌદ્ધિક શિક્ષણની શરૂઆત તો જ્યાં સૈદ્ધાંતિક ચિંતન હોય ત્યાં, ચેતનમય મનન પોતે જ લક્ષ્ય ન બની રહેતું હોય પરંતુ કેવળ સાધન જ હોય ત્યાં, થતી હોય છે: આસપાસના જગતનું સ્પષ્ટ કલ્પન તો હજાર સવાલોની સરવાણી, વિવિધ રૂપો તથા રંગો અને ધ્વનિઓ ધરાવતી સરવાણી, હોય છે. શિક્ષક એ સવાલોના અંતસ્તત્ત્વને પ્રગટ કરવા પ્રકૃતિના પુસ્તકનાં પાનાં ફેરવે છે.

પ્રકૃતિના પુસ્તકના પહેલા પાનાનું મથાળું 'સજીવ અને અજીવ' છે. શરદના આરંભમાં એક દિવસે બપોરે સૂર્ય પ્રકાશ પાથરી રહ્યો હતો અને હવામાં ગરમી હતી ત્યારે અમે નદીકિનારે જઈને ઘાસમાં આરામથી બેઠાં. અમારી સામે ફેલાયેલા બીડમાં શરદનાં ફૂલો ખીલેલાં હતાં. નદીના નિર્મળ જળમાં ઊંડે ઊંડે માછલાં તરી રહ્યાં હતાં. પતંગિયાં આમનેમ ઊડાઊડ કરી રહ્યાં હતાં. ઉપર નીલા આકાશમાં ચકલાં ઊડી રહ્યાં હતાં. અમે ચાલતાં ઊંચી ભેખડની ટોચે ગયાં. ત્યાં થોડીક જમીન કેટલાંય વર્ષોથી ખાલીખમ પડી છે. બાળકોએ માટી અને રેતીના વિવિધરંગી થરોનું પરીક્ષણ કર્યું:



પીળા, રાતા, નારંગી, અને સફેદ. એક ઠેકાણે સફેદ માટીને પાતળો થર છે, તેની નીચે સોનેરી રેતી છે, અને પછી સુંદર ઘન સ્ફટિકનો એથીયે વધારે પાતળો થર છે. બાળકોએ ટોચની કાળી જમીનના ઉપલા થરોની સરખામણી નીચલા થરો સાથે કરી.

"જમીનના ઉપલા થરોમાં શું દેખાય છે?" મેં પૂછ્યું.

"ઘાસનાં મૂળિયાં," બાળકોએ જવાબ આપ્યો, "નીચલા થરોમાં મૂળિયાં નથી."

"ભેખડની છેક કોરે ઊગેલી ઘાસની લીલી સળીઓ જુઓ, અને રેતીની પટ્ટી ઉપર નજર ફેરવો. ઘાસ અને રેતી વચ્ચે શું ફરક છે?"

"ઘાસ ઉનાળામાં ઊગે, શરદમાં કરમાઈ જાય, અને વસંતમાં પાછું સજીવન થઈ જાય ..." બાળકો બોલ્યાં. "અને ઘાસને નાનકડાં બી હોય, બી ધરતી ઉપર વેરાઈ જાય, એમાંથી નવું ઘાસ ઊગે ..."

"અને રેતી?" મારી નેમ એવી છે કે બધાં બાળકો, ખાસ કરીને તો વિચાર કરવામાં ઢીલાં પેત્રીક, વાલ્યા, અને નીના, આસપાસના જગતની વસ્તુઓની સરખામણી કરે. વર્ગમાં હજી એવાં બાળકો છે કે જેમના વિચાર પ્રવાહની સરખામણી ધીમા વેગે પરંતુ છલોછલ વહેતી નદી સાથે કરી શકાય — મીશા અને સાશા. હજી એક નાનકડી બાળકી લ્યુદા એવી છે કે જેની વિચારક્રિયા મને સાત સીલ મારેલા પટારાની અંદરની વસ્તુઓ જેવું રહસ્ય જ લાગે છે. શરૂઆતમાં મને લાગતું કે બાળકીના માનસિક વિકાસની પ્રક્રિયા ધીમી હોવાની જ વાત છે, બીજાં બાળકોને સહેલાઈથી સમજાઈ જતી બાબતો સમજવામાં તેને મુશ્કેલી પડે છે. પરંતુ નાનકી બાળકીની આંખો ચેતનમય અને સંસ્કારો ઝીલી શકે એવી હતી. તે ચિંતન અનુભવતી હતી, તેને કોઈ જાતની આંતરિક શક્તિ વડે પકડી રાખતી હતી, જાણે સભાન કોશિશ કરતી હતી કે પોતે જે કંઈ બહુ સારી રીતે જાણતી હોય તે કહી નાખવાની ઉતાવળ ન કરે ...

"બાળકો, સોનેરી રેતી અને લીલું ઘાસ જુઓ. અથવા એથીયે બહેતર કે લીલી રેતી અને લીલું ઘાસ જુઓ. તેઓ સરખાં કેવી રીતે છે, અને એકબીજાથી જુદાં કેવી રીતે પડે છે?"

બાળકો વિચાર કરે છે, હરિયાળા બીડ ઉપર અને ખાલીખમ ભેખડ ઉપર નજર ફેરવે છે. લ્યુદાની આંખો ગમગીન છે, અને પેત્રીકનાં ભવાં ગૂંથાઈ ગયેલાં છે. વાલ્યા રેતીને એક હથેળીમાંથી બીજી હથેળીમાં રેડે છે.

"રેતીને ફૂલો ન આવે, ઘાસને આવે," લ્યુદા બોલી.

"ગાયો ઘાસ ચરે, પણ રેતીને ચરવાની કોશિશ તો કરે!" પેત્રીક બોલી ઊઠયો.

"વરસાદ પડે ત્યારે ઘાસ ઊગે," વિચારમાં ગરકાવ મીશાએ કહ્યું, "પણ વરસાદથી રેતી કેવી રીતે ઊગી શકે?"

"રેતી જમીનમાં ઊંડે હોય છે, પણ ઘાસ તો ઉપર સપાટીએ જ હોય છે," યૂરાએ જાહેર કર્યું.

પણ સેર્યોઝાએ વાંધો ઉઠાવ્યો: "દરિયાને કાંઠે રેતી નથી હોતી? ઘાસ સૂરજને આંબી જવા મથે છે, પણ રેતી તો તડકામાં ખાલી ગરમ થાય છે..."

પછી કોઈએ નાનકડો કાંકરો ઉપાડી લીધો. અમે કાંકરા, મેપલવૃક્ષનાં લીલાં પાંદડાં, રાતા કાચનો કટકો, ડેઝીફૂલો, તળાવડીમાં તરતાં માછલાં, હંસનું પીંછું, પુલનો ભરતર લોખંડનો કઠેરો, અને ઝાડવાંને વળગેલી વેલીઓની સરખામણી કરવા લાગ્યાં. બાળકોનાં મનમાં પુરજોસ વિચારો ચાલવા લાગ્યા. નાનકડાં બાળકબાળકીઓએ તેમની આસપાસના જગતની વસ્તુઓ અને પરિઘટનાઓ વચ્ચેનાં પરસ્પર દૃશ્ય અવલંબનોને પારખી લીધાં, અને તરત દેખાઈ ન આવે એવાં જોડાણો શોધી કાઢયાં. સજીવ અને અજીવની પ્રથમ વિભાવનાઓ બાળકોનાં મનમાં સાકાર થઈ. કેટલાક પદાર્થો સજીવ હોય છે અને બીજા અજીવ હોય છે—બાળકોએ સંખ્યાબંધ હકીકતોમાં એ જોયું. પછી મેં પૂછયું: "સજીવ અને અજીવ વચ્ચે શું ફરક હોય છે?" પણ બાળકો જવાબ ન આપી શક્યાં. તેમનાં મનમાં ધીરેધીરે ખ્યાલ બંધાતો હતો, તેઓ પાછાં પોતે જે કંઈ નજરે જોયું હોય તેના વિચારો કરવા લાગતાં. બાળકોએ સાચી રીતે પારખી લીધેલી નિશાનીઓની સાથોસાથ ભૂલો પણ કરી, અને એ ભૂલોને અમે ત્યાં કરેલા ચેતનમય નિરીક્ષણની પ્રક્રિયા દરમિયાન સુધારી લેવામાં આવી. કોસ્ત્યા બોલ્યો: "સજીવ પદાર્થો હલે છે, અજીવ પદાર્થો નથી હલતા." લગભગ સૌ તેની સાથે સંમત થઈ ગયાં, પણ પછી નીરવતા છવાઈ ગઈ. બાળકો આસપાસ નજર નાખવા લાગ્યાં અને વાતચીત કાને પડી:

"લાકડી નદીમાં તરતી હોય ત્યારે હલે છે, પણ સજીવ નથી હોતી."

"ટ્રેક્ટર હલે છે, પણ એય સજીવ નથી હોતું."

"કરોળિયાનું જાળું હવામાં તરે છે, પણ સજીવ નથી હોતું."

"જૂના છાપરા ઉપર છવાયેલી શીલ હલતી નથી, પણ સજીવ હોય છે—સાચેસાચ સજીવ હોય છે ખરી?"

"રેતી પણ હલે છે. આપણે રેતીની ખાણમાં ગયેલાં અને જોયેલું કે રેતી કેવી રીતે નદીની જેમ સરકતી હોય છે."

ના, તફાવત ગતિને લગતો નથી. સજીવ અને અજીવને નોખાં પડતું આખર છે શું? બાળકો તેમની આસપાસની દુનિયાની જુદીજુદી વસ્તુઓને ફરીફરીને સરખાવવા લાગ્યાં. શુરા ખુશાલ અવાજે બોલી ઊઠી:

"સજીવ વધીને મોટું થાય છે, અજીવ વધતું નથી."

બાળકો એ શબ્દો વિશે વિચાર કરવા લાગ્યાં, અને ફરી તેમની નજર આસપાસના જગત ઉપર ફરવા લાગી. તેઓ મોટેથી બોલીને તર્ક દોડાવવા લાગ્યાં: ઘાસ સજીવ છે—ઘાસ વધે છે; ઝાડવાં સજીવ છે—વધે છે; જંગલી ગુલાબના છોડ સજીવ છે—વધે છે; પથ્થરો અજીવ છે કેમ કે વધતા નથી. રેતી અજીવ છે કેમ કે વધતી નથી. તો વાત એમ છે—જે કંઈ સજીવ હોય તે વધે છે; જે કંઈ અજીવ હોય તે વધતું નથી... મીશા વિચારોમાં ડૂબી ગયેલો હતો અને તેની નજર દૂર મંડાયેલી હતી. તેણે સાથીઓની વાતો સાંભળી હશે? બાળકોએ આસપાસના બધા સજીવ અને અજીવ પદાર્થો ગણાવી લીધા ત્યારે નાનકડો છોકરો બોલ્યો:

"જે સજીવ હોય તે સૂરજના તેજ વગર હયાત ન રહી શકે," અને તેણે વન, બીડ, તથા ખેતર તરફ આંગળી ચીંધી.

એ શબ્દોએ મને પ્રતીતિ કરાવી કે ધીમે વિચાર કરતાં બાળકો ઘણી વાર તેમની ગ્રહણશીલતા, એકાગ્રતા, અને સતેજ નિરીક્ષણને કારણે નોંધપાત્ર બની રહે છે. મીશાના શબ્દોએ બાળકોનાં મનમાં કલ્પનાઓનો ઝગમગાટ ઉત્પન્ન કરી દીધો. "મને પહેલાં એવો ખ્યાલ કેમ ન આવ્યો?"—બાળકબાળકીઓ જાણે અબોલ સવાલ પૂછતાં રહ્યાં. એવું ખંતીલું ચિંતન જાણે આસપાસના જગતની વસ્તુઓને ફરી અનુભવતું હતું, અને બાળકો ફરી મોટેથી બોલીને વિચાર કરવા લાગ્યાં: "ઘાસ, ફૂલો, ઝાડવાં, અને ઘઉં સૂરજ વગર જીવંત ન રહી શકે. લોકો પણ સૂરજ વગર જીવતા ન રહી શકે... કે પછી લોકો સૂરજ વગર જીવતા રહી શકે? ના, લોકો ધરતીના પેટાળમાં ઊંડે ક્યાંક રહેતા હોવાની તો કલ્પના પણ ન જ થઈ શકે. આપણે જાણીએ છીએ કે વૃક્ષોની ડાળીઓ પડછાયા પાથરી દેતી હોય છે, એથી ઘાસ કરમાઈ જાય છે. બાપુએ કહેલું કે વરસાદ પછી સૂરજ ધરતીને ગરમાવો ન આપે તો પાક લીલા ન થાય, અને સૂરજ

વગર તો 'હાલત ખરાબ થઈ જાય…" પરંતુ પથ્થરો સૂરજ વગર પણ જેવા ને તેવા જ રહે. ના, ન રહે, સાંજના અંધારામાં તેમની ઉપર ફૂગ જામી જાય છે. ફૂગ સજીવ હોય કે અજીવ? સૂરજ ઉપયોગી વસ્તુઓ આપે છે, પણ વાત ખાલી એટલી જ નથી; લાંબા વખત સુધી વરસાદ ન પડે તો સૂરજ પાકને બાળી નાખે. તેનો અર્થ એવો થયો કે સજીવ પદાર્થોને કેવળ સૂરજની જ નહિ પરંતુ પાણીની જરૂર પણ પડે છે.

બાળકોના વિચારોની નાનકડી ઝરણીઓ એવી હતી, પછી એ ઝરણીઓ ભેગી મળીને મોટા ઝરણામાં પલટાઈ ગઈ, અને બાળકોનાં મનમાં વધારે સ્પષ્ટ થઈ ગયું કે તેમને હજી સાફ ન સમજાતી કોઈ જાતની પરિઘટનાઓ સજીવ પદાર્થોમાં બનતી હોય છે, અને એ પરિઘટનાઓનો આધાર સૂરજ, પાણી, અને આપણી આસપાસની પ્રકૃતિમાંની દરેક વસ્તુ ઉપર હોય છે… બાળકો પ્રકૃતિના પુસ્તકના પહેલા પાનાની પહેલી લીટી વાંચી રહ્યાં હતાં. તેમને સમજાયું કે આખું જગત બે તત્ત્વોનું બનેલું હોય છે — સજીવ અને અજીવ. સજીવ અને અજીવની તેમનાં મનમાં પડેલી પહેલી છાપોએ ઘણા સવાલો પેદા કર્યા. બાળકોએ ઘેર પાછાં જતી વેળા તેમને પરિચિત લાગતી દરેક વસ્તુ વિશે વિચાર કર્યા, અને તેમને સમજણ પડી કે તેમણે અગાઉ ખરેખર તો કંઈ જોયું જ નહોતું, તેઓ જેમ જેમ વધુ ને વધુ નીરખતાં હતાં તેમ તેમ મનમાં વધારે ને વધારે સવાલો પેદા થતા હતા: ઓકવૃક્ષના ફળમાંથી ફૂટતા ટચૂકડા ફણગાઓ વિશાળ ઓકવૃક્ષમાં કેમ પલટાઈ જાય છે? શરદમાં ઝાડવાંનાં પાંદડાં કેમ ખરી જાય છે? શિયાળામાં ઝાડ ઊગે કે નહિ? એવા બધા સવાલોના જવાબ તરત આપવાનું અશક્ય હતું, અને એવો પ્રયત્ન પણ ન કરવો જોઈએ. બાળકો સવાલો પૂછતાં હતાં એ જ મઝાની વાત હતી. બાળક વિચાર કરતી વેળા જવાબો માટે જ્ઞાન અને ચિંતનની સરવાણીઓએ — આસપાસની દુનિયામાં — જતાં શીખતું હતું, અને એ બહુ સારી વાત હતી. તે પોતાના વિચારોને વ્યક્ત કરતી વેળા ચોક્કસ તથા સાચો શબ્દ શોધી કાઢતું હતું, અને એ સરસ વાત હતી. ચિંતનની સ્પષ્ટતા, આસપાસના જગતના સીધા સાયુજ્યની પ્રક્રિયા દરમિયાન કરવામાં આવેલા વિચારોનું, મહત્ત્વનું તત્ત્વ હોય છે.

બાળક કલ્પનો, રંગો, અને ધ્વનિઓમાં વિચાર કરતું હોય છે, પરંતુ તેનો અર્થ એવો નથી કે તે મૂર્ત ચિંતનની દુનિયાની ભીતર જ રહે. કલ્પનોમાં ચિંતન વિચારોની સમજણ મેળવવાની પક્રિયામાં આવશ્યક કદમ



છે. મેં ધીરેધીરે બાળકોમાં નીચેની ક્રિયાત્મક વિભાવનાઓ કેળવવાની કોશિશ કરી: **પરિઘટન**, **કારણ**, **અસર**, **બનાવ**, **શરતીપણું**, **અવલંબન**, ફરક, **સામ્ય**, **સમુદાય**, **મેળ**, **અણમેળ**, **શક્યતા**, **અશક્યતા**, **અને** બીજી. ઘણાં વર્ષોના અનુભવે મને ખાતરી કરાવી દીધી કે એ વિભાવનાઓ અમૂર્ત ચિંતનના ઘડતરમાં મોટી ભૂમિકા ભજવે છે. ચેતનમય હકીકતો અને પરિઘટનાઓ સંબંધી સંશોધન વગર, જે કંઈ નજરે જોવા મળતું હોય તેને વિશે વિચાર કર્યા વગર, વાસ્તવિક ચીજો તેમ જ હકીકતો અને પરિઘટનાઓમાંથી ધીરેધીરે સામાન્ય અમૂર્ત નિષ્કર્ષોમાં ફેરબદલી વગર, એ વિભાવનાઓની ઉસ્તાદી હાંસલ કરવાનું અશક્ય હોય છે. બાળકોનાં મનમાં ઊઠતા સવાલો એવી ફેરબદલીને પ્રવેગ આપે છે. મેં મારા વિદ્યાર્થીઓને પ્રકૃતિની વસ્તુગત પરિઘટનાઓનું નિરીક્ષણ કરતાં અને કાર્યકારણ સંબંધોની શોધ કરતાં શીખવ્યું. ચિંતન અને મૂર્ત કલ્પનો વચ્ચેના ગાઢ જોડાણને કારણે બાળક ધીરેધીરે અમૂર્ત વિભાવનાઓ સંબંધી કામગીરીની ટેવ કેળવે છે. બેશક, એ પ્રક્રિયા લાંબી હોય છે અને વર્ષોના ગાળા દરમિયાન ચાલતી રહે છે.

પ્રકૃતિના પુસ્તકનું વાંચન બાળકોને રસપ્રદ લાગતું હતું. પરંતુ રસ કંઈ આખરી લક્ષ્યના સ્થાને નહોતો. સોવિયેત શિક્ષણવિજ્ઞાન બાળકના અતિવર્ધિત સીધા વ્યક્તિગત રસને નકારે છે, બાળકોની પ્રવૃત્તિને શિક્ષણનું લક્ષ્ય ગણવાના વલણને નકારે છે. ઉશીન્સ્કીએ લાંબા વખત પહેલાં લખેલું: "બાળકને જેમાં રસ પડતો હોય એ જ નહિ પરંતુ જેમાં રસ ન પડતો હોય એ પણ કરતાં શીખવો, અને એ તેને પોતાની ફરજોના પાલનની ખુશીને ખાતર કરતાં શીખવો. તમારે બાળકને જીવન માટે તૈયાર કરવાનું છે, અને જીવનમાં કંઈ બધીયે ફરજો મનોરંજક નથી હોતી."* અભ્યાસની સામગ્રી, રૂપ, અને પદ્ધતિનું પરીક્ષણ વિદ્યાર્થીઓની વ્યક્તિગત જરૂરતો સંતોષવાની દૃષ્ટિએ કરવાની મૂડીવાદી વિદ્વાનોની વૃત્તિ સોવિયેત શિક્ષણવિજ્ઞાનથી વેગળી છે.

સોવિયેત શિક્ષણવિજ્ઞાનમાં બાળકની વ્યક્તિગત દિલચસ્પીઓને શાળામાં શૈક્ષણિક લક્ષ્યોની — વૈજ્ઞાનિક જ્ઞાનનું ક્ષેત્ર હાંસલ કરવાના તથા દ્વંદ્વાત્મક-

---

* કોન્સ્તાન્તીન ઉશીન્સ્કી, 'નિબંધો', ગ્રંથ ૬, મોસ્કો, રૂસી સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકનું શિક્ષણવિજ્ઞાન અકાદમી પ્રકાશન ગૃહ, ૧૯૪૯, પૃષ્ઠ ૨૫૨ (રૂસી ભાષામાં). — સં.

ભૌતિકવાદી પ્રતીતિઓનું ઘડતર કરવાના લક્ષ્યોની — સિદ્ધિનું સાધન ગણવામાં આવે છે. પ્રકૃતિના પુસ્તકનું વાંચન કરતી વેળા અમે કંઈ ખાલી વખત નહોતાં ગાળતાં, મઝાની રમત નહોતાં રમતાં, પરંતુ અમને વૈજ્ઞાનિક જ્ઞાનની દુનિયામાં પહોંચાડી દે એવા પંથે ડગલાં ભરી રહ્યાં હતાં. બાળકો આસપાસના જગતની એવી પરિઘટનાઓ વિશે વિચાર કરતાં કે જેમાં પ્રકૃતિના નિયમોનું સારતત્ત્વ પ્રગટ થતું હતું. હું પ્રકૃતિના પુસ્તકની સામગ્રી કંઈ દરેક બાળકની વ્યક્તિગત દિલચસ્પીઓને સંતોષવા ખાતર નહિ પરંતુ જગતની દ્વંદ્વાત્મક વૈજ્ઞાનિક અનુભૂતિને ખાતર નિર્ધારિત કરતો હતો. એ હકીકત, સોવિયેત શૈક્ષણિક સિદ્ધાંતમાં શાળાબાળકની પ્રવૃત્તિનાં લક્ષ્યોનું નિરૂપણ કરતાં મૂળતત્ત્વોને, વ્યવહારવાદીઓના પેલા જાણીતા વિધાનથી — કરી અને તેમાંથી શીખો — જુદાં તારવે છે.

સોવિયેત શૈક્ષણિક સિદ્ધાંતમાં પ્રવૃત્તિ પદ્ધતિસર વૈજ્ઞાનિક શિક્ષણની નિશાની નહિ પરંતુ શૈક્ષણિક તથા સામાન્ય ઉછેરને લગતાં લક્ષ્યોની સિદ્ધિનું સાધન હોય છે. બેશક, બાળકની વ્યક્તિગત દિલચસ્પી વગર તો પ્રવૃત્તિ અને જ્ઞાનની ઉસ્તાદીને પ્રોત્સાહન નિરર્થક જ બની રહે છે. સોવિયેત શૈક્ષણિક સિદ્ધાંતમાં દિલચસ્પીને તર્ક અને પરીક્ષણની પ્રક્રિયામાં શાળાબાળકની સર્જનાત્મક આંતરિક શક્તિનો સક્રિય ભાગ ગણવામાં આવે છે. જેનું પરીક્ષણ કરી શકાય અને જેને જાણી શકાય તેમાં વિદ્યાર્થીનો રસ, તે જે તથ્યોના સંબંધમાં ઉસ્તાદી હાંસલ કરી લે એ તથ્યો જેટલા પ્રમાણમાં તેની વ્યક્તિગત પ્રતીતિઓ બની જાય એટલા પ્રમાણમાં, વધારે ઊંડો બને છે. સોવિયેત શૈક્ષણિક સિદ્ધાંતમાં રસ વિચારસરણી સાથે, વૈજ્ઞાનિક-ભૌતિકવાદી શિક્ષણ સાથે, અવિભાજ્ય રીતે સંકળાયેલો છે.

અમે પ્રકૃતિના પુસ્તકનું એક પછી એક પાનું વાંચતાં ગયાં અને પરીક્ષણ તથા વિચાર કરતાં ગયાં. બાળકોએ જેની જાણકારી હાંસલ કરી એ બીજું પાનું આવું હતું: 'અજીવ પદાર્થો સજીવ પદાર્થો સાથે બંધાયેલા હોય છે'. અમે તાપઘરમાં જઈને નિરીક્ષણ કર્યું કે જમીન તળે ઊંડેથી આવતી પેલી સોનેરી રેતીમાં, ઈંટની કટકીઓ ઉપર પાથરેલી સોનેરી રેતીમાં, મોટેરા વિદ્યાર્થીઓ કાકડી, ટમેટાં, જવ, અને ઓટની ખેતી કેવી રીતે કરતા. બાળકોએ જોયું કે ધાતુના ડબા તથા લાકડાનાં ખોખાંમાં ઈંટની કટકીઓ તથા રેતી કેવી રીતે ભરવામાં આવતી, અને તેમાં રાસાયણિક દ્રવ્યોનું મિશ્રણ કેવી રીતે રેડવામાં આવતું. કાકડી અને ટમેટાંને વધવા



અને પાકવા માટે જે કંઈ જરૂરી બને એ બધું તેમનાં મૂળિયાં એ માધ્યમમાંથી મેળવી લેતાં. નિર્જીવ કાંકરા, અને પાણીમાં ભેળવેલી સફેદ ભૂકી — એવું બધું જાણે જીવન માટે જરૂરી હોય એમ લાગતું. જવની સાંઠીઓ તો સપાટ ખોખાંમાં રેતી અને કાંકરા વગર પણ વધતી રહેતી: તેમનાં મૂળિયાં સફેદ ભૂકીના દ્રાવણમાંથી પોષણ મેળવી લેતાં. પરંતુ ફૂલોનું અને પાકતાં ફળોનું બારીક નિરીક્ષણ કરતી વેળા બાળકોને જોવા મળ્યું કે જ્યાં પાણી અને સૂર્યપ્રકાશ હોય ત્યાં જ અજીવ પદાર્થો સજીવ પદાર્થો માટે વાતાવરણ બની રહે છે. પ્રકાશ, ઉષ્મા, અને જળ વગર જીવન અશક્ય હોય છે. વાદળો છવાયેલાં હતાં, તાપઘરમાં વીજળીની બત્તીઓ ચાલુ હતી. બહાર ટાઢ હતી, પરંતુ ગરમાવાની કેંદ્રીય વ્યવસ્થાની નળીઓ તાપઘરમાં હવાને ગરમ બનાવી રહી હતી.

મેં તેમને કહ્યું: "બાળકો, તમારી આસપાસ જે કંઈ દેખાય છે તેને ધ્યાનથી જુઓ, અને વિચાર કરો કે સજીવની હયાતી અજીવ વગર શક્ય છે કે નહિ. તમને સામે મોટું ખોખું દેખાય છે, તેમાં તરેહવાર રાસાયણિક ખાતર ભરેલાં પુષ્કળ નાનકડાં ખોખાં છે. જુઓ કે તમારા મોટેરા સાથીઓ જુદાંજુદાં ખોખાંમાંથી સફેદ, પીળી, અને રાખોડી ભૂકી લઈને કેવી રીતે ભેળવે છે તથા પાણીમાં ઓગાળે છે. તેઓ કઠણ રેતીને મરી ગયેલી વનસ્પતિઓ સાથે ભેળવીને ઉપજાઉ માટી બનાવી લે છે. જુઓ, એ મિશ્રણમાં કેવાં રસબસ ટમેટાં ઊગે છે! છોડવેલાઓને પાંદડાં, દાંડીઓ, તથા ફળો માટે જરૂરી સામગ્રી ક્યાંથી મળે છે? અજીવ પદાર્થોમાંથી. અજીવ પદાર્થો સજીવ પદાર્થોને વાતાવરણ પૂરું પાડે છે." એ તથ્યોએ બાળકોનાં દિલોમાં પ્રકૃતિનાં રહસ્યો અંગે હેરતની લાગણી પેદા કરી.

ફરી આપણને એરીસ્ટોટલની (ઈસુ પૂર્વે ૩૮૪-૩૨૨) ગણાવવામાં આવતી ઉક્તિ યાદ આવી જાય છે કે જ્ઞાન અંગેના પ્રેમનો આરંભ આશ્ચર્યમાંથી થાય છે. પ્રકૃતિનાં રહસ્યોની શોધથી મનમાં ઊપજતો વિસ્મય વિચારોના પ્રવાહના સંચાલન માટે પ્રબળ પ્રવેગ બની રહે છે. બાળકોએ રાસાયણિક દ્રવ્યોની મેળવણીમાંથી સાવ નિરનિરાળા પ્રકારોના છોડવેલાઓને — ટમેટાં, કાકડી, જવ — ઊગતા જોઈને મારી ઉપર સવાલોની ઝડી વરસાવી દીધી: "સાફ દ્રાવણ જાડી દાંડીઓમાં, જેની આસપાસ મધમાખીઓ ઊડાઊડ કરતી રહે છે એ ફૂલોમાં, અને રસબસ ફળોમાં કેવી રીતે પલટાઈ

જાય છે?" "સજીવ પદાર્થો ક્યાંથી આવે છે? છોડવેલાઓને લીલોતરીના કકડા સૂરજ પહોંચાડી દેતો હોય છે, કે પછી એ તો ખાલી તેજ અને ઉષ્મા જ આપતો હોય છે?" "એકના એક દ્રાવણમાંથી લીલી કાકડી અને લાલ ટમેટાં કેવી રીતે ઊગે છે?" "કાકડીઓ અને ટમેટાં જોડાજોડ ઊગતાં હોવા છતાં તેમના રંગ જુદાજુદા, લીલો અને લાલ, કેમ હોય છે?" "જુદાજુદા રંગની ભૂકીઓમાં શું હોય છે?" "મોટી અને મરી ગયેલી વનસ્પતિઓની મેળવણીમાંથી છોડવેલાઓ લીલા કેમ બને છે?"

સજીવ અને અજીવ વચ્ચેનાં જોડાણો વિશેના પ્રથમ દૃશ્ય વિચારો બાળકોના વધુ બૌદ્ધિક વિકાસ માટે બહુ મહત્ત્વના હોય છે. "સજીવ પદાર્થો ક્યાંથી આવે છે?" અને "સૂરજ અજીવ પદાર્થમાંથી સજીવ પદાર્થ કેવી રીતે 'બનાવે' છે?"—એ સવાલો વિશે વિચાર કરતી વેળા બાળક પોતાને જીવનના વિશાળ પુસ્તકના વાંચન માટે અને અત્યંત જટિલ પ્રક્રિયાઓનાં રહસ્યોની શોધ માટે તૈયાર કરે છે.

હું પ્રકૃતિના પુસ્તકના વાંચનને માનસિક પ્રવૃત્તિ પ્રેરવાનું સાધન ગણતો હતો. વિચારો, ચિત્રો, અને કલ્પનો તો સક્રિય ચિંતનના કેવળ આરંભને જ અંકિત કરતાં હોય છે. ફ્રેડરિક દીસ્તેર્વેગે લખ્યું છે: "કોઈ પણ પદ્ધતિ વિદ્યાર્થીને જેટલા પ્રમાણમાં સાદી પરખની તથા નિષ્ક્રિયતાની તાલીમ આપતી હોય એટલા પ્રમાણમાં નબળી ગણાય, અને કોઈ પણ પદ્ધતિ વિદ્યાર્થીને જેટલા પ્રમાણમાં પ્રવૃત્તિ કરવા પ્રેરે એટલા પ્રમાણમાં સારી ગણાય."* મેં પ્રકૃતિના પુસ્તકના વાંચનને પ્રકૃતિનાં ચિત્રો અને કલ્પનોની સાદી પરખ નહિ પરંતુ સક્રિય ચિંતન, જગતની સૈદ્ધાંતિક અનુભૂતિ, અને પદ્ધતિસર વૈજ્ઞાનિક જ્ઞાનનો આરંભ બનાવવાની કોશિશ કરી.

સુખ્યાત સોવિયેત માનસશાસ્ત્રી ગ્રીગોરી કોસ્ત્યુકે લખ્યું છે: "ખરી ઉત્તમ સામગ્રીને વિદ્યાર્થીઓની વ્યક્તિગત પ્રવૃત્તિમાં સામેલ કરવામાં આવે ત્યારે એ તેમની ચેતનામાં પહોંચી જાય છે." પ્રવૃત્તિ ખાલી પ્રવૃત્તિને ખાતર નહિ, વ્યક્તિગત દિલચસ્પીઓ સંતોષવા ખાતર નહિ, પરંતુ એવી

---

* ફ્રેડરિક દીસ્તેર્વેગ, 'ચૂંટેલા શૈક્ષણિક નિબંધો', મોસ્કો, ઉચપેદગીઝ પ્રકાશન ગૃહ, ૧૯૫૬, પૃષ્ઠ ૧૨૮ (રૂસી ભાષામાં).—સં.



પ્રવૃત્તિ કે જે વૈજ્ઞાનિક જ્ઞાનની સામગ્રીને પ્રગટ કરે—સોવિયેત શિક્ષણશાસ્ત્રમાં સક્રિય અને વૈજ્ઞાનિક તત્ત્વની એકતાનું સારતત્ત્વ એવું છે.

પ્રકૃતિના પુસ્તકના નવા પાનાનું મથાળું આવું હતું: 'પ્રકૃતિમાં દરેક વસ્તુ પલટાતી રહે છે'. અમે એ પાનાનું વાંચન ફરીફરીને કેટલીય વાર કર્યું. શરદમાં એક વાર ઝળકતા દિવસે બપોરે લગભગ જમવાના સમયે અમે ફળવાડીમાં ગયાં. સફરજન અને પેરનાં વૃક્ષોની ડાળીઓ ફળોના ભારને લીધે નીચે નમી ગયેલી હતી. મેં તેમને કહ્યું: "બાળકો, યાદ કરો, આપણી ફળવાડી શિયાળામાં કેવી લાગતી હતી—સાવ ખાલીખમ, ડાળીઓ ઉપર અને થડો ફરતે બરફ અને હિમના થર છવાયેલા હતા... પણ હવે ડાળીઓ ભરચક લીલોતરીથી છવાયેલી છે, અને સફરજનો તથા પેરફળોમાં ધરતીના રસો ભરાઈ રહ્યા છે."

બે મહિના પછી અમે ફરી ફળવાડીમાં ગયાં. ત્યારે એ કેવી લાગતી હતી? જમીન ઉપર પીળાં પાંદડાંનો પોચો ગાલીચો પથરાઈ ગયેલો હતો, અને ડાળીઓ અરધી ખાલી થઈ ગયેલી હતી. સફરજનનું એક જૂનું પોલું ઝાડ, અને બાજુમાં ઊગતું જંગલી સફરજનનું નાનકડું ઝાડ, જોડાજોડ ખડાં હતાં. સફરજનનું જૂનું ઝાડ અમારા પૂર્વજોએ રોપેલું હતું. તેની અરધી ડાળીઓ મરી ગયેલી હતી. માત્ર થોડીક જ ડાળીઓ લીલી હતી, અને તેમાં ગોળ રસબસ ફળો લટકતાં હતાં. સફરજનના જૂના ઝાડને બે વરસમાં કાપી નાખવું પડે એમ હતું. બાળકોએ તેની કલમ કાપીને રોપેલા ટચૂકડા નવા રોપાની નાજુક દાંડીમાં કુમળો અંકુર લીલો બની રહ્યો હતો. વરસો વીતતાં જશે અને એ રોપો મોટો થઈને વૃક્ષમાં પલટાઈ જશે, પછી તેમાં મોર આવશે અને સોનેરી ફળો પાકશે.

"બાળકો, ધ્યાનથી આસપાસ નજર ફેરવો, બધો વખત જેવો ને તેવો જ રહેતો હોય એવો કોઈ છોડ કે વેલો તમને દેખાય છે?"

બાળકોને જીવનનો અનુભવ બહુ ઝાઝો નહોતો, પરંતુ તેઓ સાવ નાની ઉંમરથી શ્રમ અને પ્રકૃતિના જગતમાં જિંદગી ગુજારતાં રહ્યાં હતાં, અને તેમને ખબર હતી કે છોડવેલાઓ વધતા, ખીલતા, અને ફળફૂલ આપતા રહે છે... તેમણે વર્ણન કર્યું કે જમીનમાંથી કેવી રીતે કુમળો ફણગો ફૂટી નીકળે છે, વધીને રોપાની જાડી દાંડીનો ઘાટ લે છે, વૃક્ષોમાં કેવી રીતે કૂંપળો આવે છે અને પછી પાંદડાં ઊગે છે... સજીવ વસ્તુઓના જગતમાં કૂદકે ને ભૂસકે થતાં વેગીલાં પરિવર્તનો જોઈને બાળકો વિસ્મયમાં

ગરકાવ થઈ ગયાં. આગલે દિવસે અમે પીચફળોની વાડીમાં ગયાં હતાં અને ત્યાં અમને કાળી કળીઓ તથા ખાલીખમ ડાળીઓ જોવા મળી હતી. આજે અમે સવારમાં વહેલાં ત્યાં ગયાં તો અમને નજર સામે નવું જ ચિત્ર જોવા મળ્યું: ડાળીઓમાં ગુલાબી રંગનાં ટચૂકડાં ફૂલો ખૂલી રહ્યાં હતાં... કળીઓ બહુ ઝડપથી — રાતોરાત — ખૂલી ગઈ હતી અને વૃક્ષો ખીલી ઊઠયાં હતાં. એમ કેવી રીતે બની ગયું? તેઓ રાતે સૂતેલાં કે નહિ? વૃક્ષો સામાન્ય રીતે નીંદર કરે કે નહિ? વૃક્ષોની ડાળીઓ કાપી નાખવામાં આવે ત્યારે તેમને પીડા થતી હશે ખરી? વૃક્ષો કેમ ઘરડાં થઈ જાય છે અને મરી જાય છે? મારે એ સવાલોના જવાબો આપવા માટે લાંબો સમય વિચાર કરવો પડયો હતો. પરંતુ જવાબોએ સવાલોનો નવો પ્રવાહ વહેવડાવી દીધો.

પ્રકૃતિના પુસ્તકનું એ પ્રકરણ અમે તળાવને કાંઠે, કોતરમાં ગીચ ઝાડીઝાંખરાંમાં, અને ખેતરમાં વાંચ્યું. છીછરા પાણીમાં દેડકાંનાં ટચૂકડાં બચ્ચાં તરી રહ્યાં હતાં. બાળકોને ખબર હતી કે એ બચ્ચાં વખત જતાં મોટાં દેડકાં બની જશે. પણ કેવી રીતે? અંકવેરિયમમાં નાનામાં નાની માછલી પણ માછલી જેવી જ દેખાતી હોય છે, પરંતુ દેડકાનું બચ્ચું દેડકા જેવું બિલકુલ નથી દેખાતું. એમ કેમ? અમે જોયું કે સામૂહિક ખેડૂતો રેશમના કીડાઓને કેવી રીતે ખવડાવે છે. અકરાંતિયા ટચૂકડા કીડાઓ પોપીના છોડનાં બી જેવાં નાનકડાં ઈંડાંમાંથી નીકળતાં હતાં. તેઓ માત્ર શેતૂરીનાં પાંદડાં જ કેમ ખાતાં હશે? રેશમનો કીડો પોતાના મૂળ કદથી કેટલાય ગણો મોટો થઈ જાય છે, જાણે જૂની ચામડી ઉતારતો રહેતો હોય એવી રીતે — કેમ? તે રેશમ કાંતીને પોતાની ફરતે કોશેટો બનાવે છે, અને પોતાના નાનકડા સોનેરી ઘરમાં છુપાઈ રહે છે — ત્યાં અંદર શું બનતું હશે? અમે કેટલાય કોશેટા લઈને બારીએ મૂક્યા. થોડા વખત પછી અમને જોવા મળ્યું કે તેમાંથી રૂપાળાં પતંગિયાં નીકળી આવ્યાં. તેમણે ઈંડાં મૂક્યાં, અને અગાઉના જેવી જ પ્રક્રિયાનું પુનરાવર્તન થયું. કીડાઓ રેશમનો બારીક દોરો કેવી રીતે બનાવતા હશે? તેઓ કોશેટા કાંતવાનું શરૂ કરતાં પહેલાં શેતૂરીનાં ઘણાંબધાં પાંદડાં કેમ ખાતા હશે?

પ્રવૃત્તિ પ્રકૃતિની સક્રિય અનુભૂતિ સાથે જેમ જેમ વધારે સંકળાતી જાય તેમ તેમ, જેના વિચારો મનમાં ઘોળાતા હોય એ વસ્તુઓનું વધારે ઊંડું દર્શન આસપાસના જગતમાં મળતું રહે છે. બાળકોએ આસપાસની



જે પરિઘટનાઓ ઉપર અગાઉ કશું ધ્યાન નહોતું આપ્યું તેમને તેઓ દર મહિને વધારે ને વધારે પ્રમાણમાં પારખતાં ગયાં. એ રીતે તેમણે જીવનનાં એવાં રૂપો જોયાં કે જે તેમની જાણમાં આવી ચૂકેલાં રૂપોથી સાવ નિરાળાં હતાં: અંધારા અને ભેજવાળા ભંડકિયામાં તેમને બટેટામાં ધોળી આંખો જોવા મળી. એ શું મૂળિયાં હશે કે ભવિષ્યની દાંડીઓ? વૃક્ષોનાં થડોમાં ઉત્તર તરફ અંધારામાં રહેતી બાજુએ લીલી શેવાળ જામી ગઈ હતી. શેવાળ સૂરજથી છુપાઈને કેમ રહેતી હશે? શેવાળને બી કેમ નથી હોતાં? તે કેવી રીતે પ્રજનિત થતી હશે? શેવાળ સિવાયની બધી વનસ્પતિઓ ખીલતી હોય છે. શેવાળ કેવી જાતની વનસ્પતિ છે?

પ્રકૃતિના પુસ્તકની કેટલીય લીટીઓએ બાળકોને ખાતરી કરાવી દીધી કે માત્ર સજીવ વસ્તુઓમાં જ પરિવર્તનો થતાં હોય એવું નથી. અમે નદીકાંઠે ગયાં. બાળકોએ ભૂખરા પથ્થરોનું પરીક્ષણ કર્યું તો તેમાં બારીક તિરાડો જોવા મળી. બાળકોના હાથમાં પથ્થરોમાંથી નાનકડા કટકા બટકી ગયા. તેનો અર્થ એવો થયો કે પથ્થરો પણ સદા પથ્થરોની સ્થિતિમાં જ નથી રહેતા. બાળકોએ થોડાક મહિનાઓ પહેલાં કહેલા શબ્દો તેમને યાદ આવી ગયા: "પથ્થરો તડકામાં કે ભંડકિયામાં જેવા ને તેવા જ રહે છે." પથ્થરો દિવસે તપે છે અને રાતે ટાઢા થઈ જાય છે. તેમાં તિરાડો પડે છે અને પાણી અંદર જાય છે. બાળકોને ખ્યાલ આવ્યો કે પથ્થરો પણ સનાતન નથી હોતા.

"પ્રકૃતિમાં દરેક વસ્તુ પરિવર્તન પામે છે" — એ વિષયને લગતા ચિંતનના પાઠોનું પૃથક્કરણ કરતાં મને ખાતરી થઈ ગઈ કે બાળકો જેમ જેમ વધારે શોધ કરતાં જાય, અને રોજના જીવનના જે નિયમો અગાઉ તેમના ધ્યાનમાં ન આવ્યા હોય તેમને વધારે ને વધારે શોધી કાઢતાં જાય, તેમ તેમ આસપાસના જગતની પરિઘટનાઓના સંબંધમાં તેમની જ્ઞાનેન્દ્રિયો વધારે ગ્રહણશીલ બનતી જાય છે અને ચિંતનની પ્રક્રિયા સાથે વધારે ગાઢ સંકળાતી જાય છે. સોવિયેત માનવશાસ્ત્રી મિખાઈલ નેસ્તુર્ખની કૃતિઓમાં આવતું એક વાક્ય, મારા ખ્યાલ મુજબ, બાળકના માનસિક વિકાસની પ્રક્રિયાની સમજણની ચાવી પૂરી પાડે છે: વ્યક્તિ બાળપણનાં વર્ષોમાં નવી માહિતીના અવિરત પ્રવાહનું લક્ષ્ય બનતી હોય છે, અને ચોક્કસ એ ઉંમરે જ જ્ઞાન મેળવવાની **વધતી જતી જરૂરિયાતોનું** લક્ષણ હાંસલ કરે છે.

માહિતીનો પ્રવાહ માનસિક વિકાસની અત્યંત મહત્ત્વની શરતોમાં

સ્થાન ધરાવે છે. એ પ્રવાહ એક અથવા બીજા કારણસર નબળો પડી જાય, અને તેને વધારે પહોળો ન બનાવી શકાય, ત્યારે શું થાય છે? બાળક પોતે જે કંઈ જોતું હોય તે હજી માહિતીનો પ્રવાહ નથી હોતું. શિક્ષણ એવી હકીકતમાં સમાયેલું હોય છે કે બાળકનાં મોટેરાંઓ આસપાસના જગતનું પોતાનું જ્ઞાન તેને આપે. તેમના વિચારોની શક્તિ ધીરેધીરે માહિતીનો પ્રવાહ બાળકના મનમાં રેડે છે અને તેની અસર બાળક ઉપર પડે છે.

મેં દરેક બાળકના જન્મથી લઈને તે શાળામાં દાખલ થાય ત્યાં સુધી તેના ઘરના વાતાવરણનું બહુ કાળજીભર્યું પરીક્ષણ શરૂ કર્યું. તેમાંથી રસપ્રદ સામાન્ય તારણો નીકળવા લાગ્યાં. બાળક શાળામાં દાખલ થાય તે પહેલાંનાં વર્ષોમાં તેને પોતાનું પોતે જ સંભાળી લેવાની હાલતમાં છોડી દેવામાં આવે, જેના વગર ધોરણસરના માનવીય વાતાવરણની ધારણા જ અશક્ય છે એ માહિતીના પ્રવાહનું સર્જન મોટેરાંઓ ન કરે, તો બાળકનું મગજ નિષ્ક્રિય સ્થિતિમાં રહી જાય: જિજ્ઞાસા તથા કુતૂહલ ઓસરી જાય અને ઉદાસીનતા પેદા થાય. લાગે છે કે બાળકના બૌદ્ધિક વિકાસને નિર્ધારિત કરતી જ્ઞાન મેળવવાની વધતી જતી જહેમતો, અને ચિંતન માટે મહત્ત્વની શક્તિ, એવા વાતાવરણમાં પારાવાર પ્રમાણમાં મોખરે આવે છે.

પેત્રીકને બાળપણમાં પોતાનું પોતે જ સંભાળી લેવાની હાલતમાં છોડી દેવામાં આવ્યો હતો. તેની મા અને દાદા સવારે કામે ચાલ્યાં જતાં. નાનકડો છોકરો ઘેર એકલો રહેતો. તેને કોઠારની છાપરી તળે અથવા વાડ બાંધેલા ફળિયામાં લીલા ઘાસમાં રાખવામાં આવતો. પાડોશમાંથી કોઈ થોડી થોડી વારે તપાસ કરી જતું કે બાળક હેમખેમ છે. પેત્રીકને બે વરસથી પાંચ વરસની ઉંમર સુધી એવી રીતે "ઉછેરવામાં" આવ્યો હતો. એ તો "વનસ્પતિ" જેવો ઉછેર હતો. બાળકને ખોરાક સરખી રીતે મળતો, અને પૂરતાં કપડાં તથા પગરખાં મળતાં, પરંતુ જે સૌથી વધારે મહત્ત્વનું હતું એ જ ન મળતું — માનવીય વાતાવરણ. પેત્રીક પાંચ વરસની ઉંમરથી શેરીઓમાં બીજાં બાળકો જોડે રમતો, મોટે ભાગે તેની ઉંમરનાં બાળકો જોડે રમતો. તે શાળામાં દાખલ થયો ત્યારે વતનની ભાષાના સાદામાં સાદા શબ્દોના અર્થ નહોતો જાણતો. આસપાસની વસ્તુઓ ઉપરથી રહેતી તેની ઉદાસીન અભિવ્યક્તિ મને નાનકડા બુઢ્ઢા માણસની અભિવ્યક્તિ જેવી લાગી. તેનો અર્થ એવો થયો કે ચિંતનનો જીવંત સરંજામ, તેના મગજના આવરણના કોષોના રૂપનો સરંજામ, નિષ્ક્રિય હતો કેમ કે તેના



ચેતાતંત્રના અત્યંત મહત્ત્વના ગાળામાં, મગજની શિશુવયના ગાળામાં, તેને આસપાસના જગતમાંથી માહિતીનો વેગીલો પ્રવાહ નહોતો મળ્યો. એટલે એ નાનકડા છોકરાના શિક્ષણમાં પ્રકૃતિના પુસ્તકના વાંચનની ભૂમિકા મોટી બની રહેવાની હતી.

...અમે પ્રકૃતિના પુસ્તકનું નવું પાનું ખોલ્યું — 'જીવનનાં બીજ'. શરદમાં બાળકોએ પેરફળ, સફરજન, પીચફળ, અને પ્લમફળનાં બીજ શાળાની ફળવાડીમાં વાવવા માટે એકઠાં કર્યાં. તેમણે અનુભવમાંથી જાણી લીધું હતું કે વનસ્પતિઓ બીજમાંથી ઊગતી હોય છે. વસંતમાં અને ઉનાળામાં વગડામાં, વનો તથા ઝાડીઓમાં, વનસ્પતિઓનાં બીજ પાકે છે અને જાતિનું પુનરુત્પાદન થતું રહે છે. અમે પર્યટનમાં ગયાં. વસંતી હવા પોપલારવૃક્ષો તથા ડેન્ડીલાયનના છોડવાઓમાંથી રૂ જેવા પદાર્થનાં સફેદ નાનકડાં પૂમડાં પાડી નાખતી હતી. બાળકોને એ હળવા રૂમાંથી ટચૂકડાં બીજ મળ્યાં. એ બીજના સંબંધમાં પ્રકૃતિ તરફથી લેવામાં આવતી ખૂબ તકલીફને જોઈને તેઓ વિસ્મયમાં ગરકાવ થઈ ગયાં: પૂમડાં જમીનની સૂકી સપાટીને વળગી રહેતાં, પરંતુ ભેજની સ્થિતિ અસ્તિત્વમાં આવે કે તરત પૂમડું ચોંટી જતું, જમીનમાં મજબૂત જડાઈ જતું, અને ટચૂકડા બીજમાંથી ફણગો ફૂટતો. બાળકો પ્રકૃતિના પુસ્તકની એક એક લીટી દિલચસ્પીથી વાંચતાં ગયાં. તેમણે જોયું કે ઘણી વનસ્પતિઓમાંથી બીજ કેવી રીતે "છૂટે છે", જીવનનાં બીજ કેવી રીતે ચોમેર વેરાઈ જાય છે, હવામાં ડોલતા પોપીના છોડવાઓમાં જે બીજ વહેલાં પાકી જાય તે માથાંની "ટચૂકડી બારીઓમાંથી" કેવી રીતે બહાર ઊડી જાય છે. બીજ જેના વડે માણસનાં કપડાંમાં અથવા જનાવરની ખાલમાં ચોંટી શકતાં હોય છે એ બારીક આંકડીઓ, નહોર, તથા "ચડવાના લોખંડ"નું અમે સૂક્ષ્મદર્શક કાચ વડે પરીક્ષણ કર્યું. અમે જુદીજુદી જાતનાં અનાજનાં બીજ ભેગાં કર્યાં. બાળકો વિચાર કરવા લાગ્યાં કે ટચૂકડા બીજમાંથી મોટો છોડ કેવી રીતે ઊગતો હશે. બીજ સજીવ હોય કે અજીવ? બાળકોએ શિયાળામાં એ પાનાની કેટલીય રસપ્રદ લીટીઓ વાંચી: કેટલાક છોડવાઓ બીજને હિમમાં પાડી નાખતા હોય છે, બીજ અમુક અઠવાડિયાં હિમમાં પડ્યાં રહે છે અને પછી તેમાં ફણગા ફૂટે છે.

બાળકો જ્ઞાન હાંસલ કરવાના પ્રયત્નો જેમ જેમ વધારે ઊંડાણથી કરતાં જાય, પોતાના કામમાં વધારે રસ લેતાં જાય, તેમ તેમ કામનું

પરીક્ષણલક્ષી સ્વરૂપ વધારે ગહન રીતે પ્રગટ થતું જાય છે. જ્યારે હાથ ચિંતકને મદદ કરે, જ્યારે બાળક પોતાનો ઉત્તેજિત કરી દેનારા સવાલનો જવાબ શ્રમ મારફત મેળવવાની, કોયડાને ઉકેલવાની, અને જે તત્કાળ પૂરતું કેવળ વિધાન જ હોય તેનું સત્ય નિર્ધારિત કરવાની કોશિશ કરે ત્યારે આસપાસના જગતમાંથી માહિતીનો પ્રવાહ જ્ઞાનપ્રાપ્તિમાં ખાસ જોરદાર પ્રવેગક બની રહે છે. કાર્યકર બની ગયેલું બાળક દબાણને લીધે નહિ પરંતુ હાર્દિક ઝંખનાના આધારે અસલ ચિંતક બની જાય છે. બાળકની કામ કરવાની ઝંખનાનો સ્રોત સૌપ્રથમ તો **શોધ કરવાની ઝંખનામાં** વ્યક્ત થાય છે. એ ઝંખનાને વિકસાવવામાં આવે તો બાળકના મનમાં શ્રમ અંગેની ઉત્સુકતા વધારે જોરદાર બને છે. શૈક્ષણિક સિદ્ધાંતમાં જેને કામ અંગેનો પ્રેમ કહેવામાં આવે છે તે બાળકમાં જિજ્ઞાસા, કુતૂહલ, અને માનવીય મોભાની લાગણીની સાથોસાથ અસ્તિત્વમાં આવે છે.

પ્રકૃતિના પુસ્તકનાં અત્યંત ઉત્તેજક પાનાંમાંના એકના, 'સૂર્ય—જીવનનો સ્રોત' સંબંધી પાનાના, વાંચનની "સફરો" એ બાળકોની ચેતનામાં તેમ જ ભાવાત્મક સ્મરણોમાં ઊંડી છાપ પાડી. ઉનાળામાં એક વાર તપતા દિવસે અમે ખેતરમાં, બગીચામાં, અને દ્રાક્ષવાડીમાં ગયાં. અમે અમારી સામે ઘઉં અને સૂરજમુખીનાં ખેતરો, દ્રાક્ષનાં ઝૂમખાં, સોનેરી પેરફળો, અને પાકતાં ટમેટાં ફેલાયેલાં જોયાં. બાળકોને ફળદ્રુપતાની એ બધી બક્ષીસોમાં સૂર્યનો પ્રકાશ અને ઉષ્મા જોવા મળ્યાં. માનવીને જે કંઈ જરૂરી હોય તે બધું તેને ધરતી પાસેથી સૂર્યને કારણે મળતું હતું. ઘણાં નિરીક્ષણો તથા તુલનાઓ અને કાર્યકારણ સંબંધોના નિર્ધારણના પરિણામે તારવવામાં આવેલા એ નિષ્કર્ષે બાળકોનાં મનમાં વિસ્મયની લાગણી પેદા કરી, અને તેમના વિચારોના ઉડાનને નવો પ્રવેગ પૂરો પાડ્યો. બાળકોએ આસપાસના જગતનું પરીક્ષણ કર્યું અને દરેક વસ્તુની ઉત્પત્તિ વિશે વિચાર કર્યો. બાળકોને ખાતરી થઈ ગઈ કે જીવનનો એકમાત્ર સ્રોત સૂર્ય છે, અને એથી તેમની વિસ્મયની લાગણી વધારે ઊંડી બની ગઈ.

રોટી, બટેટાં, સૂરજમુખીનાં ફૂલો—કશાનુંયે અસ્તિત્વ સૂર્ય વગર શક્ય નથી. માંસ, દૂધ, અને માખણનું અસ્તિત્વ પણ શક્ય નથી કારણ કે પશુઓનો ખોરાક સૂર્યના પ્રકાશ અને ઉષ્માને કારણે જમીનમાં ઊગતી વનસ્પતિઓનો હોય છે. બાળકો વિસ્મયમાં પૂછવા લાગ્યાં: "સૂરજ



એટલે શું? તે આપણને જે ઉષ્મા આપે છે એ તેને ક્યાંથી મળે છે? સૂરજ શિયાળામાં જમીનને આટલી ઓછી કેમ તપાવે છે? સૂરજ બળીને ખતમ થઈ જાય તો શું થાય?"

પ્રકૃતિના પુસ્તકના વાંચન દરમિયાન ઉદ્‌ભવ પામેલા સવાલો ઉચ્ચતર જ્ઞાનની દિશામાં ચિંતનનાં ઉડાનોના આરંભને અંકિત કરતા હતા, અને બાળકો કેટલાંક વર્ષો પછી એ ઉચ્ચતર જ્ઞાનના આધારે જીવનનાં જટિલ રહસ્યોને પ્રકાશમાં આણવાનાં હતાં. મેં કોશિશ કરી કે બાળકો જગતના સંબંધમાં જિજ્ઞાસુ પરીક્ષકો અને શોધકો બને, જેથી સત્ય તેમની સામે શિક્ષકો તરફથી સુપરત કરવામાં આવતા તૈયાર નિષ્કર્ષ તરીકે નહિ પરંતુ આસપાસના જગતના સ્પષ્ટ ચિત્ર તરીકે રજૂ થાય, જોરજોરથી ધડકતા દિલની સ્થિતિમાં અનુભવેલા સત્ય તરીકે રજૂ થાય. કોઈ શોધ બાળકને ઉત્તેજિત કરી દે તો સત્ય વ્યક્તિગત પ્રતીતિ બની રહે અને આખી જિંદગી તેના મનમાં જળવાઈ રહે. બૌદ્ધિક લાગણીઓ, જ્ઞાનની ખુશીનો અનુભવ, પ્રકૃતિની વિરાટતા અને તેના નિયમોની સુઘટિતતા જોઈને થતું આશ્ચર્ય—પાકી યાદદાસ્તનો સ્રોત તેમાં હોય છે.

કેટલાંક બાળકોની બાબતમાં મને બૌદ્ધિક લાગણીઓ તેમના વિકાસની તથા તેમની યાદદાસ્તને વધારે પાકી બનાવવાની મુખ્ય રીત લાગી. વાલ્યાની યાદદાસ્ત નબળી હતી, બધું એક કાનમાં દાખલ થઈને બીજા કાનેથી બહાર નીકળી જતું. મારે નાનકડી બાળકીના હૃદયને આસપાસના જગતનાં ચિત્રો અંગેના વિસ્મય થકી ધડકતું કરી દેવું પડતું. પ્રકૃતિના પુસ્તકમાંથી 'દરેક સજીવ હસ્તી પોતાના વાતાવરણને બંધબેસતી બની રહે છે' નામે પાનાનું વાંચન કરવા અમે કેટલાય દિવસ ખેતરમાં અને વનમાં, નદીકાંઠે, બગીચામાં, તથા મધપૂડા વિભાગમાં ફર્યાં. મેં બાળકોનું ધ્યાન એ હકીકત તરફ દોર્યું કે કેટલાંક ફૂલો ગરમીમાં બિડાઈ જાય છે અને સાંજે ઠંડક થાય ત્યારે પાછાં ખૂલી જાય છે. મેં બતાવ્યું કે સ્નોડ્રોપ છોડની નાજુક દાંડી ખરેલાં પાંદડાંના જાડા થરોમાંથી કેવી રીતે તીરની જેમ બહાર નીકળી આવે છે, મધમાખીઓ કેવી રીતે મધપૂડા બાંધે છે અને તેમાં મધ ભરે છે, દ્રાક્ષના વેલાઓનાં મૂળિયાં ભેજ મેળવવા કેવી રીતે જમીનમાં ત્રણ મીટરની ઊંડાઈએ પહોંચી જાય છે, અને બરુની ડાળીઓ કાદવમાં પડીને કેવી રીતે મૂળિયાં ધારણ કરી લે છે તથા તેમાંથી કેવી રીતે નવું ઝાડ ઊગે છે... એ શોધોથી નાનકડી બાળકીના દિલમાં ખુશાલ ઉત્તેજના

છલકાવા લાગી. બાળકીની આંખોમાં ઉદાસીનતાના ભાવનું સ્થાન ચેતનમય વ્યક્તિગત ઉત્સુકતાએ લઈ લીધું. શાંત રહેતી વાલ્યા બોલવા અને સવાલો પૂછવા લાગી: "પણ મધમાખીને ક્યાંથી ખબર પડે કે પાછું ઘેર કઈ રીતે પહોંચવું? તે પોતાનો મધપૂડો કેવી રીતે ગોતી કાઢે છે? ભોંયે હજી હિમ પથરાયેલું હોય ત્યારે સ્નોડ્રોપ ફૂલને ટાઢ નહિ વાતી હોય?" જ્યાં સવાલો હોય ત્યાં વિચારો હોય, અને જ્યાં વિચારો હોય ત્યાં આસપાસના જગતનાં ચિત્રો અને પ્રકૃતિના નિયમો યાદદાસ્તમાં જળવાઈ રહે.

પ્રકૃતિના પુસ્તકમાંથી અમે એક પછી એક વાંચેલાં પાનાંનાં નામો આ મુજબ છે: 'વનસ્પતિઓ અને પ્રાણીઓની દુનિયા', 'પાણીનું ટીપું કેવી રીતે પ્રવાસ કરે છે,' 'માનવી પ્રકૃતિનાં પરિબળોને ઉપયોગમાં લે છે', 'પ્રકૃતિ વસંતમાં જાગે છે', ઉનાળાનો સૌથી વધારે લાંબો દિવસ', 'વન, ખેતર, અને બીડમાં વસંતી ફૂલો'. 'ઉનાળાનાં ફૂલો', 'ક્રીસેન્થીમમ ફૂલો — શરદનાં સંતાનો', 'તળાવમાં જીવન', 'શરદના અંતની ગરમીના છેલ્લા દિવસો', 'શિયાળાની રાહ જોતી પ્રકૃતિ', 'શિયાળાનું પ્રથમ પ્રભાત', 'શિયાળુ વનમાં પંખીઓની જિંદગી', 'ઘઉંના કણસલાં', 'પંખીના કુટુંબની જિંદગી', 'ચકલાં માળા બાંધે છે', 'ગાજવીજનું તોફાન આવી રહ્યું છે', 'શરદમાં વરસાદી હવામાન', 'શિયાળાના સંજોગોમાં ફૂલોની દુનિયા', 'વન ભેજને જાળવી રાખે છે', 'બગલાં આવી પહોંચ્યાં', 'પંખીઓ શિયાળા માટે દક્ષિણમાં ઊડી જવાની તૈયારી કરે છે', 'ઉનાળામાં વરસાદ પછી સૂર્ય', 'નદી ઉપર આકાશમાં મેઘધનુષ', 'શિયાળુ અને વસંતી પાકો', 'સૂરજમુખીનાં ફૂલો ખીલવા લાગ્યાં છે', 'ગગનમાં તારલિયા', 'જમીનમાં જીવન', 'લીલું પાંદડું, સૂર્યપ્રકાશનો ભંડાર', 'મશરૂમ અને શેવાળ', 'ઓકવૃક્ષના સૂકા ફળમાંથી મોટું વૃક્ષ કેવી રીતે ઊગે છે', અને બીજાં ઘણાં.

દીસ્તેર્વેગે લખ્યું છે: "નમાલો શિક્ષક સત્યોને રજૂ કરી દે છે, અને કાબેલ શિક્ષક બતાવે છે કે તેમને કેવી રીતે શોધી કાઢવાં." આપણા યુગમાં આસપાસના જગતની પરિઘટનાઓના સંબંધમાં પરીક્ષણલક્ષી વલણે ખાસ મહત્ત્વ ધારણ કરી લીધું છે. વિદ્યાર્થીઓની ચિંતનની પદ્ધતિ પરીક્ષણ અને ખોજ ઉપર આધારિત હોવી જોઈએ, જેથી વૈજ્ઞાનિક તથ્યોની પ્રતીતિ પહેલાં હકીકતોના સંચય, પૃથક્કરણ, તુલના, અને તેમની વચ્ચેના ભેદ પારખવાની કામગીરી થાય. એ બાબત બહુ મહત્ત્વની છે. બાળક પ્રકૃતિની



પરિઘટનાઓ તથા ચિત્રોનું નિરીક્ષણ કરતી વેળા ચિંતનનાં રૂપો તથા પ્રક્રિયાઓની ઉસ્તાદી હાંસલ કરે છે અને પોતાની સમજણને વધારે સમૃદ્ધ બનાવે છે, સતેજ નજરને પરખાઈ જતા કાર્યકારણ સંબંધોનું ખરું સર્વાંગી ચિંતન એ સર્વમાં ભરાઈ જાય છે. અનુભવે સાબિત કરી દીધું કે પ્રકૃતિના પુસ્તકનું વાંચન કરતી વેળા બાળકોના વિચારો મહત્ત્વનાં લક્ષણોને કારણે વિશિષ્ટ બની રહેતા હતા: અમૂર્ત સમજણો લઈને કામગીરી કરતાં બાળકો એ સમજણોનો આધાર બની રહેતા ખ્યાલો, કલ્પનો, તથા ચિત્રોનું પરીક્ષણ વિચારપૂર્વક કરતાં હતાં.

મારા વિદ્યાર્થીઓ બાળપણનાં બધાં વર્ષો દરમિયાન પ્રકૃતિના પુસ્તકનું વાંચન કરીને કિશોરવયમાં પહોંચ્યા અને પછી તરુણ નરનારીઓ બન્યા ત્યારે મને જાણવાની ખાસ ઉત્સુકતા થઈ કે સામાન્ય બૌદ્ધિક વિકાસ દરમિયાન તેમની આસપાસના જગતની સક્રિય અનુભૂતિ, તેમના બૌદ્ધિક શ્રમના સ્વરૂપ તથા પદ્ધતિમાં તેમ જ બહુમુખી બૌદ્ધિક રુચિઓમાં, કેવી રીતે પ્રતિબિંબિત થતી હતી. મને ખાતરી થઈ કે મારા વિદ્યાર્થીઓના બૌદ્ધિક જીવનમાં ઊંડી જિજ્ઞાસાની વિશિષ્ટતા હતી. તેમના બધા મામલાઓમાં તેમની આસપાસનું બધું તેમની લાગણીઓ તથા વિચારો ઉપર અસર પાડતું હતું. મારા વિદ્યાર્થીઓની કિશોરાવસ્થાનાં તથા આરંભની પુખ્ત ઉંમરનાં વર્ષો દરમિયાન તેમના માનસિક જીવનનાં લક્ષણોમાંનું એક પ્રકૃતિની વસ્તુઓ તથા પરિઘટનાઓના આંતરસંબંધને પારખવાની શક્તિનું હતું. તેઓ પોતાને જે કંઈ અસ્પષ્ટ લાગે, અથવા ન સમજાતું હોય, તેને પુસ્તકોમાંથી શોધી કાઢવાની કોશિશ કરતા. પુસ્તકો તેમને માટે જ્ઞાનનો સ્રોત બની રહ્યાં અને તેમના માનસિક જીવનમાં જરૂરી બની ગયાં.

### વસ્તુઓના જગતમાંથી [illegible]

### બધું ક્યાંથી આવે છે?

પ્રકૃતિ માનવીના શિક્ષણનો વિપુલ સ્રોત છે. માનસ, લાગણીઓ, વલણો, અને પ્રતીતિઓના ઘડતરનો આરંભ કેવળ પ્રકૃતિની સમજણમાંથી થાય છે. માનવી સમાજમાં રહે છે, અને તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં તેનું સમગ્ર જીવન, તે બીજા લોકો સાથે જે સંબંધો બાંધે તેના સંદર્ભમાં,

રજૂ થાય છે. મેં કોશિશ કરી કે તેઓ પ્રાથમિક શાળાનાં ચાર વર્ષોના આખા ગાળા દરમિયાન એક મહત્ત્વના સત્ય વિશે વિચાર કરતાં રહે: માણસની જિંદગીમાં તેની ભૌતિક અને માનસિક જરૂરિયાતો સંતોષનારા સેંકડો, અથવા હજારો પણ, લોકો ઉપકારક હોય છે.. સેંકડો અને હજારો બીજા લોકો માટે માનસિક મૂલ્યોનું સર્જન કર્યા વગર સમાજમાં રહેવાનું અશક્ય હોય છે. કામમાં અને સમાજની અંદર પરસ્પર સંબંધોની પ્રક્રિયામાં વ્યક્તિનાં માનસિક મૂલ્યો, જીવન અંગેનું વલણ, તથા વિશ્વ દૃષ્ટિકોણની જોડાજોડ નૈતિક સૂરતનું ઘડતર થાય છે. શિક્ષકનાં મહત્ત્વનાં શૈક્ષણિક કર્તવ્યોમાંનું એક બાળકોમાં એવી સમજણ તથા લાગણી રીંચવાનું છે કે ભૌતિક અને માનસિક ઈષ્ટના સર્જન મારફત આપણા સમાજની અંદર વ્યક્તિગત આંતરસંબંધો અસ્તિત્વમાં આવે છે તેમ જ નાગરિકની સામાજિક સૂરત ઘાટ પામે છે.

અનુભવે મને ખાતરી કરાવી દીધી કે નાનકડું બાળક સામાજિક સંબંધોની સમજણ વસ્તુઓની સમજણ મારફત, બધી વસ્તુઓ ક્યાંથી આવે છે તેની જાણકારી મારફત, હાંસલ કરે છે.

અમે શાળાના ભોજનખંડમાં જમ્યાં અને અમારી પ્લેટો ધોઈ. બાળકો, થોભો, ભોજનખંડમાંથી જશો નહિ, આપણે હજી અરધો કલાક ટેબલ પાસે બેસીએ. આપણે વિચાર કરીએ કે હાલ ઉપયોગમાં લેવાતી બધી વસ્તુઓ ક્યાંથી આવે છે. આપણને આપવામાં આવેલી બધી વસ્તુઓ ક્યાંથી આવી છે? બાળકોએ જે કંઈ ખાધું હતું તે ગણી બતાવ્યું: રોટી, માંસ, બટેટાં, દૂધ માખણ, ઈંડાં... ખોરાક ચૂલા ઉપર રાંધવામાં આવ્યો હતો. ચૂલો થોડા વખત પહેલાં નવાં ઈંટો વડે બાંધવામાં આવ્યો હતો. ચૂલામાં કોલસા બાળવામાં આવતા હતા. કોલસા ખાણોમાંથી આવતા હતા. અમે જ્યાં બેઠાં હતાં એ ખુરશીટેબલ ધાતુ અને પ્લાસ્ટીક વડે બનાવેલાં હતાં...

"બસ, એટલું જ?" મેં પૂછ્યું.

"હા," બાળકોએ જવાબ આપ્યો.

"ધ્યાનથી જુઓ. કશુંક તમારી નજરમાં નથી આવ્યું..."

ખૂણામાં પડેલું રેફ્રીજરેટર વીજળી વગર ન ચાલે. દીવાલોએ વીજળીની બત્તીઓ હતી. હું વિચારવા લાગ્યો કે એ વસ્તુઓ બાળકોના ધ્યાનમાં આવશે કે નહિ.



પણ આવી ગઈ. તેમને ખ્યાલ આવ્યો કે વીજળી ન હોય તો ઘરમાં રહેવાનું અને શાળામાં અભ્યાસ કરવાનું મુશ્કેલ બની જાય. એવા ખ્યાલે તેમને વિસ્મયમાં ગરકાવ કરી દીધાં.

આપણે જેના વગર રહી ન શકીએ એવી એ બધી વસ્તુઓ ક્યાંથી આવી છે?

સામાજિક ઉત્પાદનમાં અને કામના સંબંધોની અટપટી દુનિયામાં અમારી "સફરો" એ સવાલથી શરૂ થઈ. અમારું દરેક ડગલું વધુ અને નવી શોધોમાં પરિણમતું ગયું. એ રીતે, બાળકોએ સત્ય શોધી કાઢ્યું કે ટેબલ ઉપર રોટી પીરસવા માટે લગભગ બધાં માતાપિતાઓનો શ્રમ આવશ્યક હતો, અને સાથોસાથ તેમણે મહેનતકશ લોકો તરફ ઊંડા આદરની લાગણી અનુભવી. પરંતુ એ કંઈ આખી વાત નહોતી. ટ્રૅક્ટરો, હળો, અને કાપણીના સંચાઓ બનાવનારાઓનું કામ પણ આવશ્યક હતું કારણ કે યંત્રો વગર અનાજ ન લણી શકાય. ખાણિયાઓનો શ્રમ આવશ્યક હતો કારણ કે યંત્રો માટે ધાતુ ગાળવાનું કોલસા વગર ન બને.

અમે બીજી બાબતોની વધારે બારીક જાણકારી મેળવી ત્યારે થયેલી શોધો જરાય ઓછી આશ્ચર્યજનક નહોતી. ધરતીના પેટાળમાંથી કોલસા અમારી શાળાના રસોડામાં પહોંચાડવા માટે આપણા વતનનાં દૂરનાં અને નજીકનાં શહેરો અને ગામોમાં બહુ તરેહવાર કામધંધાઓના સેંકડો લોકો મહેનત કરે છે. આપણાં ટેબલો બનાવવા માટે ધાતુ ગાળવામાં તથા રેતી અને માટીમાંથી ઈંટો પકાવવામાં સેંકડો લોકોને કામ કરવું પડે છે.

અમે એવી જ રીતે સામાજિક ઉત્પાદનમાં, કામને લગતા આંતરસંબંધોની દુનિયામાં, પહેલું ડગલું ભર્યું, અમે શોધી કાઢ્યું કે કપડાં ક્યાંથી આવે છે, કાગળ કેવી રીતે બને છે, પુસ્તકો અને ફિલ્મો કોણ બનાવે છે, અને સંગીતની રચના કોણ કરે છે. અમે એક પછી એક અઠવાડિયું અને એક પછી એક મહિનો સામાજિક સંબંધોની જટિલતાઓને સમજવાની કોશિશ કરતાં રહ્યાં. અમે વ્યક્તિનો પરિચય વસ્તુઓના જગત મારફત મેળવ્યો. વ્યક્તિને નીરખવામાં, સમજવામાં, અને તેની હસ્તીનો અનુભવ કરવામાં અમને વસ્તુઓએ, ભૌતિક અને માનસિક મૂલ્યોએ, મદદ કરી. અમે ભઠિયારા સ્તેપાન મક્સીમોવિચને તેની કામની જગ્યાએ મળ્યા. બાળકોની નજરમાં તે ખાલી એક માણસ, રોટી બનાવવાનું સાધારણ કામ કરનારો માણસ, નહિ પરંતુ જીવનનો, જેના વગર સેંકડો

અને હજારો લોકો રહી ન શકે એ જીવનનો, સર્જક હતો. દર અઠવાડિયે અમે કામદારોને, સેંકડો અને હજારો લોકો માટે ભૌતિક અને માનસિક ઈષ્ટનું ઉત્પાદન કરનારાઓને, કાપણીયંત્રો તથા ટ્રૅક્ટરો ચલાવનારાઓને, અને ધાતુના કારીગરો તથા સંઘાડિયાઓને મળતાં. બાળકોએ ત્રીજું ધોરણ પૂરું કરી લીધું ત્યાર પછી વસંતના એક દિવસે અમે ક્રેમેનચુગ હાઈડ્રોઇલેક્ટ્રિક સ્ટેશને ગયાં અને જોયું કે વીજળીનું ઉત્પાદન કેવી રીતે થાય છે. અમે વીજળીના નિષ્ણાતીને મળ્યાં.

બાળકો જે કામદારોને મળ્યા તેમનું પોતપોતાનાં કામ અંગેનું વલણ બાળકોના નૈતિક દૃષ્ટિકોણના ઘડતરમાં મહત્ત્વનું ઘટક બની રહ્યું. લોકો બીજાને માટે જેનું સર્જન કરતા હોય છે એ વસ્તુઓ પહેલી નજરે એટલી સાધારણ લાગે છે કે રોટી, માંસ, દૂધ, ખાંડ, તથા બીજી વસ્તુઓ જેવી ભૌતિક પ્રસાદીઓમાં કશું અદ્ભુત હોવાનો ખ્યાલ ન આવે. લોકોને પોતાના શ્રમનો ગર્વ અનુભવતા અને તેને સમાજની સેવા ગણતા જોઈને બાળકોનાં મનમાં જોરદાર અસર પડી. કામ વ્યક્તિને ઉચ્ચતર કક્ષાએ લઈ જાય છે અને પરિપૂર્ણ સુખની લાગણી બક્ષે છે, એ તથ્ય બાળકોની નજરમાં અમૂર્ત ખ્યાલ ન રહ્યું પરંતુ જીવનનું સારતત્ત્વ બની ગયું. વ્યક્તિને બાળપણમાં જ ખાતરી થઈ ગઈ કે પોતાની શક્તિઓ તથા સર્જન પ્રતિભા જેમાં પ્રગટ થઈ શકે એ ક્ષેત્ર, જીવનનું સૌથી વધારે મહત્ત્વનું ક્ષેત્ર, સમાજના કલ્યાણ માટે પ્રમાણિક કામનું છે.

### જીવનના [illegible] એક હજાર
### દાખલાઓ

શાળાનું મહત્ત્વનું એક કર્તવ્ય વ્યક્તિને સર્જનાત્મક રીતે વિચાર કરતાં અને શોધક જિજ્ઞાસુ માનવી બનતાં શીખવવાનું છે. હું બાળપણનાં વર્ષોને ચિંતનના વિદ્યાલય તરીકે, અને શિક્ષકને વિદ્યાર્થીઓની કાયા તથા આંતરિક દુનિયાના ઘડતરની કાળજી રાખનારી વ્યક્તિ તરીકે, ગણતો હતો. બાળકના મગજને વિકસાવવાની તથા તેમાં વધારે શક્તિ સીંચવાની કાળજી રાખવી, જેથી દુનિયાને પ્રતિબિંબિત કરતું એ દર્પણ હંમેશાં સંવેદનશીલ તથા ગ્રહણશીલ રહે, એ બાબત કેળવણીકારની મુખ્ય ફરજોમાં સ્થાન ધરાવે છે. જેવી રીતે શારીરિક કસરત કરવાથી અને મુશ્કેલીઓને પહોંચી વળવાથી સ્નાયુઓ વિકસે



છે તથા વધારે મજબૂત બને છે, એવી જ રીતે મગજના ઘડતર અને વિકાસ માટે પ્રયાસો અને શ્રમ આવશ્યક હોય છે.

બાળકનું મગજ કોષોની શક્તિની જાગૃતિની જટિલ આંતરિક પ્રક્રિયાને કારણે વિકસે છે તથા વધારે પ્રબળ બને છે. એ પ્રક્રિયા આસપાસના જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓ વચ્ચેનાં બહુમુખી જોડાણોના — કાલગત અને ક્રિયાત્મક કાર્યકારણના — આધારે નિર્ધારિત ઘડીએ થાય છે. વિદ્યાર્થી જ્યારે કશાકનો વિચાર કરે છે, તલાશ કરે છે, પોતાને ન સમજાતા કશાકનું સારતત્ત્વ પામવાની મહેનત કરે છે, ત્યારે તેના મગજના આવરણના કોષો જહેમતો કરવા લાગે છે, તેના પરિણામે એ સૂક્ષ્મ સ્નાયુઓ સક્રિયતાની સ્થિતિમાં ધકેલાઈ જાય છે અને તેમની શક્તિ બુદ્ધિ બની રહે છે. મારી દૃષ્ટિમાં મારું કર્તવ્ય એવું હતું કે બાળકોને આસપાસના જગતની પરિઘટનાઓ વચ્ચેનાં જોડાણોને સમજવામાં, અને દરેક વખતે એ સૂક્ષ્મ સ્નાયુઓની જહેમતોમાં નવી શક્તિને સક્રિય બનાવવામાં, મદદ કરવી. એ પરિઘટનામાં સૌથી વધારે મહત્ત્વના ગુણોના — જિજ્ઞાસા, તીવ્ર બુદ્ધિપ્રભા, અને નિરીક્ષણની શક્તિના — ઘડતર, મજબૂતી, તથા વિકાસની પ્રક્રિયા અંકિત હોય છે.

માનવીય મગજનું કાર્ય પૃથક્ પૃથક્ હોય છે, સમયાંતરે થતું રહે છે. આસપાસના જગતમાંથી માહિતીના પ્રવાહની ગતિ પહેલાં મગજના આવરણના કોષોના એક જૂથમાં અને પછી બીજા જૂથમાં ઉદ્ભવ પામે છે. વિચાર તત્કાળ એક વસ્તુ ઉપરથી બીજી વસ્તુ ઉપર ફેરવાઈ જાય છે, અને એવી ફેરબદલી ચિંતનની પ્રક્રિયામાં મહત્ત્વનું ઘટક બની રહે છે. વિચારપ્રવાહને સત્વર બદલાવી નાખવાની શક્તિ કોષોના એક જૂથમાંથી બીજા જૂથમાં વિચારોની ફેરબદલીને અનુરૂપ હોય છે. પૂરતી માનસિક શક્તિની મુખ્ય પૂર્વશરત એવી છે. બાળક વિચાર કરી શકે છે — તેનો અર્થ એવો થયો કે અમુક સમયાંતર દરમિયાન (દાખલા તરીકે એક સેકંડ) તેના વિચારો ઘણી વાર એક વસ્તુ ઉપરથી બીજી વસ્તુ ઉપર ફેરવાઈ શકે છે. એ પ્રક્રિયા એટલી ઝડપી હોય છે કે વિચાર કરનારના ધ્યાનમાં નથી આવતી, તેને તો એમ જ લાગે છે કે પોતે એકીવેળાએ તરવાના હોજના વિસ્તાર વિશે, અને અમુક સમયમાં ચોક્કસ પ્રમાણનું પાણી અસમાન વહેણોમાં વહાવતી પહેલી તથા બીજી નીકો વિશે, વિચાર કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો વિદ્યાર્થી એકીવેળાએ વિવિધ વસ્તુઓ તથા પરિઘટનાઓનો વિચાર કરે છે અને તેમનું

પૃથક્કરણ તથા તુલના કરે છે. આપણું કર્તવ્ય દરેક બાળકમાં એ મહત્ત્વની માનસિક શક્તિ વિકસાવવાનું છે.

મગજની આંતરિક શક્તિને જાગૃત કરવાના તથા "બૌદ્ધિક સ્નાયુઓમાં" શક્તિની ક્રિયાને પ્રવેગ આપવાના અસરકારક મહાવરાઓ એવા કોયડાઓમાં થઈ શકે છે કે જે બુદ્ધિની તીવ્રતા અને ત્વરાને વિકસાવે. એવા કોયડાઓ આસપાસના જગતની ચીજો, વસ્તુઓ, અને પરિઘટનાઓમાંથી જ મળી આવે છે. હું બાળકોનું ધ્યાન આ કે તે પરિઘટના તરફ ખેંચતો, તેમને હજી ન સમજાતાં રહસ્યો તેઓ પારખી શકે એવી કોશિશ કરતો, જેથી તેઓ એ વસ્તુઓનું સારતત્ત્વ શોધી કાઢવાના, સત્યને પારખી કાઢવાના, પ્રયત્નો કરે. પ્રવૃત્તિ અને શ્રમ એ કોયડાઓના ઉકેલની ચાવી તરીકે રજૂ થાય છે. માનસિક શક્તિના સખત ઉપયોગે, વસ્તુઓ અને પરિઘટનાઓ વચ્ચેનાં જોડાણો નિર્ધારિત કરવાની કોશિશોએ, બાળક પાસેથી ચોક્કસ કાર્ય પૂરું કરાવ્યું. આસપાસના જગતમાં એવા હજારો કોયડાઓ છે. તેમને લોકોએ ઘડી કાઢ્યા હતા અને તેઓ લોકવાર્તા સાહિત્યની સર્જકતામાં રસપ્રદ કહાણીઓ તથા ઉખાણાં તરીકે જીવંત છે. મેં બાળકોને વિશ્રામના સમયમાં ઉકેલવા આપેલા પ્રથમ કોયડાઓમાંનો એક આવો હતો:

"તમારે એક વરુ, એક બકરી, અને કોબીજના એક ગાંટાને નદીને એક કાંઠેથી બીજે કાંઠે પહોંચાડવાનાં છે. ત્રણેયને એકીવેળાએ લઈ જવાનાં નથી. વરુ તથા બકરીને કે બકરી તથા કોબીજને ભેગાં નથી રહેવા દેવાનાં. ગમે એટલા ફેરા કરી શકો છો, પણ કોબીજની સાથે માત્ર વરુને જ લઈ જઈ શકો, અથવા ત્રણમાંથી કોઈને એક એક કરીને લઈ જઈ શકો. વરુ, બકરી, અને કોબીજને સામે કાંઠે કેવી રીતે પહોંચાડશો કે જેથી કામ સમુંસરખું પાર પડી જાય?"

લોક ડહાપણમાં એવા કોયડાઓની રેલમછેલ છે, અને નાનાં બાળકોને તેમાં બહુ રસ પડે છે. બધાંય નાનકડાં બાળકો ઉકેલ ગોતી કાઢવાની કોશિશમાં મશગૂલ થઈ ગયાં કે ત્રણેય "મુસાફરો"ને કેવી રીતે સામે કાંઠે પહોંચાડી દેવાં, અને સાથોસાથ વરુ બકરીને અથવા બકરી કોબીજને ખાઈ ન જાય તેની તકેદારી રાખવી. અમે તળાવને કાંઠે બેઠાં હતાં. બાળકોએ રેતીમાં નદીનું ચિત્ર બનાવ્યું અને નાનકડા કાંકરા ગોતી લીધા. દરેકે દરેક બાળક કોયડાનો ઉકેલ શોધી કાઢે એવું તો ઘણું કરીને નહિ બને, પરંતુ બધાં



બાળકોએ બહુ વિચાર કર્યો. તેમાં માનસિક શક્તિને વિકસાવવાની સરસ રીત અંકિત હતી.

એવા કોયડાને ઉકેલવામાં શેતરંજની રમત જેવા જ પ્રયાસો જરૂરી બને છે: કેટલાંય કદમોનો વિચાર અગાઉથી કરી લેવો પડે છે. મેં એ કોયડો સાત વર્ષનાં બાળકોને પહેલા ધોરણના આરંભ પછી તરત આપ્યો હતો. શુરા, સેર્યોઝા, અને યૂરા—એ ત્રણ બાળકોએ કોયડાને દસ મિનિટમાં ઉકેલી લીધો. એ બાળકોનો વેગીલો વિચારપ્રવાહ ધસમસાટ આગળ ધપવા લાગ્યો. તેમાં પાકી સાફ યાદો સંકળાયેલી હતી. પંદર મિનિટમાં લગભગ બધાં બાળકોએ કોયડો ઉકેલી લીધો, પરંતુ વાલ્યા, નીના, પેત્રીક, અને સ્લાવા વળી કશું પરિણામ ન સાધી શક્યાં. મારા ધ્યાનમાં આવ્યું કે તેમનો વિચારપ્રવાહ એકાએક થંભી જતો હતો. નાનકડાં બાળકો કોયડામાં સમાયેલા ખ્યાલને, અમારી વાતોમાં સ્પષ્ટ રજૂ થયેલ ઉદાહરણો તથા પરિઘટનાઓને, સમજતાં હતાં, પરંતુ તેઓ પ્રથમ સંકેતને પાર કરી જાય કે તરત, અગાઉ સ્પષ્ટ બની રહેલો ખ્યાલ ઝાંખો પડી જતો હતો. બીજા શબ્દોમાં કહીએ તો બાળક માત્ર એક સેકંડ પહેલાં જ યાદ આવેલી બાબતને પાછું ભૂલી જતું હતું.

હું લોક ડહાપણના ભરચક ખજાનામાંથી વધારે ને વધારે કોયડાઓ લેતો ગયો. મને સૌથી પહેલી આશા એવી હતી કે ધીમા વેગે શીખનારા મારા વિદ્યાર્થીઓમાં કોયડાઓની રચના તથા વિષય અંગે રસ જાગશે. બે દિવસ પછી મેં તેમને નીચેનો કોયડો ઉકેલવા આપ્યો: "સિપાહીઓની નાનકડી ટુકડી નદીકાંઠે પહોંચી. નદી પાર કરવાની હતી. પુલ હઠાવી લેવામાં આવ્યો હતો. નદી ઊંડી હતી. શું કરવું? એકાએક અફસરની નજર પડી કે બે છોકરા કાંઠે એક નાવડીમાં રમતા હતા. પણ નાવડી એટલી નાની હતી કે એક ફેરામાં કાં તો એક સિપાહી અથવા બે છોકરા નદી પાર કરી શકે, એથી વધારે નહિ. બધા સિપાહીઓ એ નાવડીમાં નદી પાર કરી ગયા. કેવી રીતે?"

મેં ફરી જોયું કે બાળકો કેવા વિચારોમાં મશગૂલ થઈ ગયાં. તેમણે ફરી રેતીમાં ચિત્ર દોર્યું, ભેજામાં એકીવેળાએ કેટલાંય "કદમો" વિચારી રાખવાની કોશિશ કરી. ફરી મેં જોયું કે નીના, સ્લાવા, અને પેત્રીક કેવાં હતાશ થઈ ગયેલાં હતાં. પરંતુ વાલ્યાની આંખોમાં ખુશી ઝગારા મારતી હતી. તેણે કોયડાને ઉકેલી લીધો હતો.

ધીમા વેગે શીખનારાં બાળકોની સાથે મેં અલગ કામગીરી શરૂ કરી.

મેં તેમને સાદા લોક કોયડાઓ આપ્યા. એ કોયડાઓમાં હેતુ ધન પૂર્ણાંકોની સમજણ વધારે ઊંડી બનાવવાનો અને સંખ્યાઓનું પરસ્પર અવલંબન નિર્ધારિત કરવાનો હતો. એવા પાંચ કોયડા નીચે આપ્યા છે:

૧. "બાજપંખીઓ અને આકનાં ઝાડ": કેટલાંક બાજપંખી ઊડતાં જઈને ઓકનાં કેટલાંક ઝાડ ઉપર ઊતર્યાં. એક ઝાડ દીઠ એક બાજપંખી હોય તો એક પંખી બાકી રહી જતું હતું. એક ઝાડ દીઠ બે બાજપંખી હોય તો એક ઝાડ બાકી રહી જતું હતું. કેટલાં પંખી હતાં. અને કેટલાં ઝાડ હતાં?

૨. "ચરાણમાં": બે રબારી છોકરા હતા. પહેલો છોકરો બીજા છોકરાને એક ઘેટું આપે તો બેઉની પાસે ઘેટાંની સંખ્યા સરખી થઈ જાય. બીજો છોકરો પહેલા છોકરાને એક ઘેટું આપે તો તેની સરખામણીમાં પહેલા છોકરા પાસે બે ઘેટાં વધી જાય. દરેકની પાસે કેટલાં ઘેટાં હતાં?

૩. "કેટલી હંસલીઓ": હંસલીઓનું ટોળું ઊંચે ઊડ્યું. તેમને એક હંસલો મળ્યો. "સલામ, એકસો હંસલીઓ!" તે બોલ્યો.

"ના રે ના, અમે એક્સો નથી," હંસલીઓએ જવાબ આપ્યો. "તારે જાણવું હોય કે અમે કેટલી છીએ તો અમારી સંખ્યાને બમણી કરી દે, પછી અરધી કરીને ઉમેરી દે, પછી ચોથા ભાગની કરીને ઉમેરી દે, અને પછી તું મઝાનો હંસલો પણ સામેલ થઈ જા. એમ કરીશ તો સંખ્યા એકસો થઈ જશે." ટોળામાં કેટલી હંસલીઓ હતી?

૪. "માથાં અને પગ": આંગણમાં મરઘાં ચણતાં હતાં અને સસલાં કૂદાકૂદ કરતાં હતાં. કુલ મળીને દસ માથાં હતાં અને ચોવીસ પગ હતા. સસલાં કેટલાં અને મરઘાં કેટલાં?

૫. "કેટલા દડા?": કોથળામાં દસ પીળા, દસ લાલ, પાંચ લીલા, અને પાંચ કાળા દડા હતા. આંખો મીચીને બને એટલી નાનામાં નાની સંખ્યાના દડા કાઢી લો. પણ એટલી ચોકસાઈ રાખવાની છે કે એક રંગના સાત દડા તમારી પાસે હોય. કેટલા દડા કાઢવા પડે?

એ કોયડાઓએ માનસની તાલીમની અજોડ રીત પૂરી પાડી. બાળકોને દરેક કોયડો ઉકેલવામાં બેથી ચાર "કદમો" અગાઉથી વિચારીને યાદ રાખી લેવાં પડતાં હતાં. છ મહિનામાં વાલ્યા અને સ્લાવા એવા કોયડાઓને ઉકેલવા લાગ્યાં, પરંતુ પેત્રીક અને નીનાને હજી સફળતા નહોતી મળતી. તેઓ કશું યાદ નહોતાં રાખી શકતાં, અને યાદદાસ્ત વગર "હારબંધ" કદમો લેવાનું અશક્ય હતું.



એ પરિઘટનાનો ખુલાસો શું હતો? દેખીતી વાત હતી કે કેટલાંક બાળકો વિચારોને એક વસ્તુ ઉપરથી તત્કાળ બીજી વસ્તુ ઉપર ફેરવી નાખવાની શક્તિ નહોતાં ધરાવતાં. સમસ્યાનાં બધાં તત્ત્વોને તરત યાદ રાખી લેવાનું અને સમજી લેવાનું તેમની બાબતમાં શક્ય નહોતું બનતું. એવી શક્તિનું ઘડતર મગજના આવરણના કોષોમાં કેમ નહોતું થયું, એ સવાલ જુદો છે. ખુલાસો કેવળ જન્મજાત શક્તિની ગેરહાજરીમાં જ નહોતો, પરંતુ એવા સંભવને નકારી ન શકાય. નિરીક્ષણ બતાવે છે કે વિચારપ્રવાહ તત્કાળ તૂટી જાય, અને એ જ પળે બાળક પોતાની માનસિક દૃષ્ટિને, જે ચાલુ સમયે મોજૂદ હોય તથા જે કેટલીક પળો પહેલાં મોજૂદ રહ્યું હોય તેની ઉપર, ઠેરવી ન શકે તો વિચાર ન કરી શકે. બાળક માટે કેટલીય વિવિધ વસ્તુઓ અને પરિઘટનાઓ વચ્ચેનાં જોડાણોને નિર્ધારિત કરવાનું મુશ્કેલ બની રહે.

મેં બાળકોના, ખાસ કરીને તો ધીમે શીખનારાં વાલ્યા, પેત્રીક, તથા નીના જેવાં બાળકોના, ચિંતનનું પરીક્ષણ કોઈ જાતનાં સૈદ્ધાંતિક લક્ષ્યો ખાતર નહિ પરંતુ તેમના બૌદ્ધિક શ્રમને સરળ બનાવવા માટે કર્યું, તેમને અભ્યાસ કરતાં શીખવવા માટે કર્યું. નિરીક્ષણ સાબિત કરી દે છે કે બાળકોને સૌપ્રથમ હારબંધ વસ્તુઓ, પરિઘટનાઓ, તથા બનાવોના વિચારો મનમાં રાખતાં, અને તેમની વચ્ચેનાં જોડાણોનો વિચાર કરતાં, શીખવવું જોઈએ. બાળકે વસ્તુના સારતત્ત્વ અને આંતરિક ગોઠવણીના પરીક્ષણને ગહન બનાવવાની સ્થિતિમાંથી વિસ્તારીને, તેનાથી આઘેરી મૂકવામાં આવેલી હારબંધ વસ્તુઓને પણ તેમાં આવરી લેવી જોઈએ. ધીમે શીખનારાઓના ચિંતનનું પરીક્ષણ કરતી વેળા મને અગાઉથીયે વધારે ખાતરી થઈ ગઈ કે, દાખલા તરીકે, સમસ્યાનો વિચાર કરવાની અશક્તિમાં અમૂર્ત રીતે વિચાર કરવાની, મૂર્તથી વેગળા ખસવાની, અશક્તિનું પરિણામ અંકિત હોય છે. બાળકોને અમૂર્ત વિચારોમાં ધ્યાન લગાવતાં શીખવવું જોઈએ. વાલ્યાએ પોતાની કલ્પનામાં વરુનું મૂર્ત ચિત્ર ન દોરવું જોઈએ. તેનું ચિંતન એવા બિંદુએ થંભી ન જવું જોઈએ કે બકરી કેવી રીતે કોબીજ ખાવા મોં લંબાવે છે. બાળકના મનમાં એ બધાં કલ્પનો અમૂર્ત વિચારોની સ્થિતિમાં હોવાં જોઈએ. પરંતુ અમૂર્તનો માર્ગ તો મૂર્તની ઊંડી સમજણમાં થઈને જતો હોય છે. બાળક જ્યારે વિચાર કરતું હોય ત્યારે તેના મગજમાં શું ચાલી રહ્યું છે, તેની ધારણા કરવી જોઈએ. વિચાર કરવાની શક્તિ

કેળવવી જોઈએ, નહિતર બાળકો યાદો ઉપર જોર લગાવશે અને ગોખણપટ્ટી કરશે, વિચારોને અગાઉથીયે વધારે બુટ્ઠા બનાવી દેશે. મેં ધારણા કરવાની કોશિશ કરી કે મારા વિદ્યાર્થીઓનાં મગજોમાં શું ચાલી રહ્યું છે. એ કદાચ માત્ર આલેખન જ હતું, પરંતુ મને ખાતરી છે કે તેમાં, અમુક પ્રમાણમાં, વિચારક્રિયાના ચિત્રનું સાચું પ્રતિબિંબ હતું. બાળકનું ચિંતન એક ખ્યાલ ઉપરથી બીજા ખ્યાલ ઉપર ફેરવાઈ જાય ત્યારે મગજના કોષોનું નવું જૂથ સક્રિય બની જાય છે. તેના વિચારો તો કેવળ એવી સ્થિતિમાં જ આગળ ધપે કે જ્યારે કલ્પનો તથા પરખો વચ્ચેનો વિચારપ્રવાહ ક્યાંય તૂટતો ન હોય, અને માહિતી તથા સંકેતો એક તરફથી બીજી તરફ જતાં હોય: નવો વિચાર જાણકારી મેળવે છે કે અગાઉ શું મેળવવામાં આવ્યું હતું, અને અગાઉ જે મેળવવામાં આવ્યું હોય એ તેને નવી માહિતીના યાદ અપાવે છે. એવી વેગીલી અદલાબદલી એક પળની અંદર ઘણી વાર થાય છે. એ પ્રક્રિયા જ આપણી છણાવટનો વિષય છે: બાળક વિચાર કરે છે અને ધ્યાન લગાવે છે. બે વિચારો વચ્ચે ચાલુ થયેલો વિચારપ્રવાહ જેટલો વધારે દૃઢ હોય, ચિંતન જેટલું વધારે ગહન હોય, એટલા પ્રમાણમાં વધારે બહોળા વર્તુળની વસ્તુઓ અને પરિઘટનાઓને બાળકો પોતાની તર્કબુદ્ધિમાં જાળવી રાખી શકે.

એ વિચારપ્રવાહોની દૃઢતાના સ્રોતો, દેખીતી રીતે, મગજની અંદરના ચેતનમય પદાર્થના અસલ રૂપલક્ષણોમાં, ચોક્કસ વ્યક્તિના મગજમાં ચાલતી બહુ નાજુક જીવરાસાયણિક પ્રક્રિયાઓમાં, અને, શાળા પૂર્વેની ઉંમરનાં બાળકોના નિરીક્ષણમાં જાણવા મળે છે તે મુજબ, આસપાસના વાતાવરણના સ્વરૂપમાં છુપાઈને પડેલા હોય છે. ચેતાતંત્રની શિશુવયના ગાળામાં બૌદ્ધિક શક્તિઓના ઘડતરનો આધાર ગણનાપાત્ર પ્રમાણમાં આસપાસના વાતાવરણ ઉપર હોય છે. નિ:શંક વાત છે કે વાલ્યા, નીના, અને પેત્રીકનાં મગજોના કોષોમાં ચેતાશક્તિના, ચિંતનના વિવિધ જીવંત ટાપુઓ વચ્ચેનાં જોડાણોમાં વિચારપ્રવાહની દૃઢતાનો સ્રોત બની રહેતી ચેતાશક્તિના, અપૂરતા વિકાસની ખામી હતી. જાગૃતિનાં કેંદ્રોને જોડતી કડીઓ નબળી હોય છે અને ઝડપથી નષ્ટ થઈ જાય છે. બાળક એકીવેળાએ કેટલાંય કલ્પનોના વિચારને જાળવી નથી રાખી શકતું. પેત્રીકે કેટલીક સેકંડો પહેલાં તેના મનમાં સ્પષ્ટ રહેલી બાબતને યાદ કરવાનો પ્રયાસ કર્યો ત્યારે મને જોવા મળ્યું કે તેનો વિચારપ્રવાહ દેખીતી રીતે તૂટી ગયેલો હતો.



જુદાંજુદાં બાળકોમાં વિચારક્રિયાની એવી વિશિષ્ટતાનાં કારણો જુદાંજુદાં હોય છે. મુખ્ય કારણ દેખીતી રીતે એવું છે કે બાળપણના આરંભમાં જ્યારે પરખોનો પ્રવાહ ખાસ બહુવિધ અને તરેહવાર હોય છે ત્યારે બાળકે પોતાની આસપાસના જગતની વસ્તુઓ અને પરિઘટનાઓ વચ્ચેનાં જોડાણો વિશે ઝાઝો વિચાર નથી કર્યો હોતો, અને તેના મગજમાં ચિંતનના જીવંત ટાપુઓમાં માહિતીના પ્રવાહ માટે દ્વિપથ જોડાણો નથી વિકસ્યાં હોતાં. એ સર્વમાં મોટેરાં તરફથી બાળકની વિચારક્રિયાના વિકાસ અંગે દુર્લક્ષ અથવા ઉદાસીનતાનું પરિણામ અંકિત હોય છે. બાળક કોઈ મોટેરાને પહેલી વાર "કેમ?" પૂછે અને તેને જવાબ ન મળે, બીજી વાર પૂછે ત્યારે પણ કંઈ પરિણામ ન આવે. મોટેરાંની ઉદાસીનતા (અથવા ક્યારેક ટૂંકો જવાબ—"અહીંથી જા, મને હેરાન ન કર") મગજની અંદરનાં નાજુક જોડાણોને કમજોર બનાવી દે છે, પરંતુ તેમને તો ચોક્કસ એ વર્ષો દરમિયાન જ ફરીફરીને વધારે મક્કમ બનાવવાનાં હોય છે.

વિચારક્રિયાના એવા નકારાત્મક લક્ષણનાં કારણોમાંનું એક આસપાસના જગતની પરિઘટનાઓના સંબંધમાં બાળકોની ભાવાત્મક પ્રતિક્રિયાઓની ઓછપનું હોય છે, તેના પરિણામે મગજના ઉપ-આવરણીય વિસ્તારમાંથી આવતા ભાવાત્મક આવેગો નબળા થઈ જાય છે.

પાછો ચાલતા રહ્યા તેમ તેમ દર મહિને મને શાળા પૂર્વેની ઉંમરનાં બાળકોનાં માતાપિતાઓને કેળવણી આપવાની બાબતના મહત્ત્વ અંગે વધારે ને વધારે ખાતરી થતી ગઈ. બાળક શાળામાં દાખલ થાય તે પહેલાં, તે હજી ઘેર માતા અને પિતા ભેગું રહેતું હોય ત્યારે, માતાપિતાને કેળવણી વિશે ઘણુંબધું જણાવવું જોઈએ. શાળાબાળકોની ભાવિ પેઢીઓના લાભને ધ્યાનમાં રાખીને અમે એવાં માતાપિતાઓ માટે વિદ્યાલયની સ્થાપના કરી કે જેમને બેથી છ વર્ષની ઉંમરનાં બાળકો હતાં. અમે અભ્યાસનો કાર્યક્રમ ઘડી કાઢયો. તેમાં બાળકના શારીરિક, માનસિક, બૌદ્ધિક, નૈતિક, અને રસલક્ષી વિકાસની બાબતો સામેલ હતી, અને માતાપિતાઓ તરફથી ભાવિ વિદ્યાર્થીઓને વિચાર કરતાં શીખવવાની રીતને પણ આવરી લેવામાં આવી હતી. હવે એ વિદ્યાલય કાયમી આધારે ચાલે છે.

જ્યારે બાળકને કેળવણી આપનાર એકલાં માતાપિતા જ હોય એ ગાળામાં, શાળા પૂર્વેનાં વર્ષો દરમિયાન, શૈક્ષણિક જ્ઞાન ખાસ મહત્ત્વનું બની રહે છે. બાળકની બેથી છ વર્ષની ઉંમર સુધી તેના માનસિક જીવનનો

આધાર મોટે ભાગે માતાપિતાના એવા પ્રાથમિક જ્ઞાન ઉપર હોય છે. એ જ્ઞાન વ્યક્તિના બહુ જટિલ માનસિક વિકાસની શાણપભરી સમજણમાં વ્યક્ત થાય છે. અમે માતાપિતાઓને અમુક જ્ઞાન તથા ટેવોનો સાધનસરંજામ પૂરો પાડવાની કોશિશ કરી. અમે માતાપિતાઓ માટેના વિદ્યાલયમાં એવી બાબતો ઉપર પુષ્કળ સમય લગાવ્યો કે બાળકને વિચાર કરતાં કેવી રીતે શીખવવું, અને તેની બૌદ્ધિક શક્તિઓનો વિકાસ કેવી પદ્ધતિ મારફત સાધવો જોઈએ. ઘણાં વર્ષોના અનુભવના આધારે અમે આસપાસના જગત વિશે એવા હજાર સવાલો રજૂ કર્યા કે જે બાળકો તરફથી ઘણી ઘણી વાર માબાપને પૂછવામાં આવતા હોય છે. અમે સમજાવ્યું કે નાનકડું બાળક સવાલો પૂછે ત્યારે તેની જિજ્ઞાસા અને કુતૂહલનો વિકાસ થાય એવી રીતે જવાબ આપવા. અમે માતાપિતાઓની સાથે મળીને શાળા પૂર્વેનાં બાળકો માટે પ્રકૃતિનાં પર્યટનોનો કાર્યક્રમ ઘડી કાઢ્યો, અને નિરીક્ષણ માટેની વસ્તુઓ નિર્ધારિત કરી. અમે ખાસ તકેદારી રાખી કે શાળા પૂર્વેની ઉંમરનાં બાળકો ધરાવતા દરેક કુટુંબમાં પુસ્તકો અંગે આદરનું વાતાવરણ છવાયેલું રહે.

ઘણાં વર્ષોના નિરીક્ષણે મને ખાતરી કરાવી દીધી છે કે અમુક વારસાગત બાબતો પણ બૌદ્ધિક શિક્ષણમાં મુશ્કેલીઓ ઊભી કરતી હોય છે. માબાપની નશાખોરી બાળકના સમગ્ર જીવતંત્રના ભયંકર દુશ્મન સમી હોય જ છે, પરંતુ તેના મગજની બાબતમાં તો ખાસ હાનિકારક હોય છે.

સમસ્યાના ઉકેલ માટે મગજની કામગીરીના મહાવરાના રૂપમાં સાનુકૂળ સંજોગો પેદા કરવામાં આવે ત્યારે દરેક વેળાએ હું ધીમે વિચાર કરતાં બાળકોને ખાસ મહેનત કરીને યાદ રાખતો અને મારી તરફ વધારે નજીક આણતો. મારે તરેહવાર કોયડાઓ અને ઉખાણાં ઘડી કાઢવા પડતાં. આખરે નીનાના મસ્તકમાં ચિંતનના જીવંત ટાપુઓ વચ્ચેનાં પ્રથમ જોડાણો, આસપાસના જગતની છાપો તથા કલ્પનોને સાંકળતાં જોડાણો, સાધી લઉં ત્યાં સુધી હું એવા પ્રયાસો ચાલુ રાખતો.

મને શિયાળાનો એક દિવસ યાદ આવે છે. અમે એક્વેરિયમ પાસે બેઠાં હતાં. બાળકો માછલાંની સંખ્યા ગણતાં હતાં. ગણતરીમાં કેટલાંક બાળકોની સંખ્યા વધારે આવતી હતી અને કેટલાંકની ઓછી. મેં તેમને એક કોયડો આપ્યો: "એક્વેરિયમમાં ભાઈને બે મોટાં અને ચાર નાનાં માછલાં દેખાયાં. બહેનને બે મોટાં અને ત્રણ નાનાં માછલાં દેખાયાં.



માને ત્રણ મોટાં અને પાંચ નાનાં માછલાં દેખાયાં. એક્વેરિયમમાં હતાં એટલાં બધાંય માછલાં માને દેખાઈ ગયાં હતાં. બોલો, તેમાં કેટલાં માછલાં હતાં?" ઘણાં બાળકોને કોયડો ઉકેલવામાં કશી મુશ્કેલી ન પડી. પરંતુ નીના કેટલીય વાર સુધી વિચાર કરતી રહી. આખરે તેણે ખુશ થઈ જઈને તાળી પાડી: "હા, ભાઈ અને બહેનને બધાંય માછલાં નહોતાં દેખાયાં પણ માને બધાંય દેખાઈ ગયાં હતાં. એટલે એક્વેરિયમમાં ત્રણ મોટાં અને પાંચ નાનાં માછલાં હતાં. કોઈ માછલાં ઘાસમાં છુપાયેલાં હતાં, નજરે નહોતાં પડતાં... પણ માને દેખાઈ ગયાં." વાલ્યા અને પેત્રીક એવા કોયડાઓને, અને એથી જરાક વધારે મુશ્કેલ કોઈ કોઈ કોયડાઓને પણ, ઉકેલવા લાગ્યાં.

બાળકોએ સાધેલી સફળતાને મક્કમ બનાવવાના આશયે હું તેમને ધીરેધીરે વધારે ને વધારે મુશ્કેલ કોયડાઓ આપતો ગયો. અભ્યાસના ત્રીજા વર્ષમાં અમે કોલખોઝની ફળવાડીમાં ઝાડવાં ઉપરથી સફરજન તોડીને ઉતારતાં હતાં ત્યારે નીનાએ આવો કોયડો ઉકેલી લીધો: "ત્રણ ભાઈઓ બીડમાં ખડ વાઢતા હતા. તેઓ બપોરે આરામ કરવા ઓકના ઝાડ નીચે લાંબા થયા અને નીંદરમાં પડી ગયા. બહેન તેમને માટે ખાવાનું લઈને આવી: સૂપ, રોટી, અને દરેકને માટે કેટલાંક સફરજન. તેણે ભાઈઓને જગાડયા નહિ, ખાવાની ચીજોની ટોપલી મૂકીને તે ઘેર જતી રહી. સૌથી મોટો ભાઈ જાગી ગયો. તેને સફરજન નજરે પડયાં. તેણે ત્રણ ભાગ પાડયા પણ પોતાના ભાગનાં બધાં સફરજન ખાધાં નહિ, સૌથી નાના ભાઈ માટે એક રહેવા દીધું, નાનકો તેનો માનીતો હતો. પછી તે પાછો લાંબો થઈને ઊંઘી ગયો. થોડી વારમાં વચેટ ભાઈ જાગી ગયો. તેને ખબર નહોતી કે સૌથી મોટા ભાઈએ અમુક સફરજન ખાધાં છે. તેણેય ત્રણ ભાગ પાડયા, પણ પોતાના ભાગનાં બધાં સફરજન ખાધાં નહિ, સૌથી નાના ભાઈ માટે એક રહેવા દીધું, નાનકાને મીઠી ચીજો બહુ ભાવતી... પછી વચેટ ભાઈ પણ ફરી લાંબો થઈને ઊંઘી ગયો. આખરે સૌથી નાનો ભાઈ જાગ્યો. તેણે જોયું તો ટોપલીમાં સાત સફરજન હતાં. તેને સમજાયું નહિ કે ત્રણ ભાગ કેવી રીતે પાડવા. તે કેટલીય વાર સુધી વિચાર કરતો રહ્યો પણ ફેંસલો ન કરી શક્યો. એટલામાં બીજા ભાઈઓ જાગ્યા અને તેમણે બધો ખુલાસો કર્યો. બહેન ભાઈઓ માટે કેટલાં સફરજન લાવેલી?"

ગણિતના કોયડાઓમાંના ઘણા કામ સાથે સંકળાયેલા રહેતા, અને

બાળકોને કામની સારી જાણકારી હતી. એ કોયડાઓને ઉકેલતી વેળા બાળકોને વારંવાર જોવા મળતું કે મોટેરાં કેવી રીતે જમીન ખેડે છે, બી વાવે છે, ઝાડવાં રોપે છે, ખાતર પૂરે છે, કાપણી કરે છે, ખોરાક સંઘરી રાખે છે, મકાનો બાંધે છે, અને રસ્તાઓની મરામત કરે છે. જીવનમાંનાં એવાં જોડાણો સ્પષ્ટ બનવાથી મનની છાપો વચ્ચેનાં જોડાણો વધારે મક્કમ બનતાં હતાં. ચિંતન અને યાદદાસ્તનો વિકાસ અખંડ એકતા તરીકે થયો. બાળકો ભારે મોટા ભાગની સમસ્યાઓ ઉકેલવામાં ચિત્રાણની રીત અજમાવતાં અથવા ચર્ચાના દાખલાઓના પ્રતીકાત્મક નમૂનાઓ બનાવતા. તેમણે ત્રીજા ધોરણના ઉત્તરાર્ધમાં દીવાલ-અખબાર શરૂ કર્યું હતું. તેઓ તેમાં કોયડાઓ, ઉખાણાંઓ, અને મગજ કસવાની તરકીબો રજૂ કરતાં. સમસ્યા ઉકેલવાની કામગીરીએ ખંત; લગન, અને સખત મહેનતની મૌલિક પ્રકારની હરીફાઈનું રૂપ ધારણ કરી લીધું. અમે ત્રીજા ધોરણમાં સૌપ્રથમ ગણિતની સ્પર્ધાનું આયોજન કર્યું. બાળકોને તરેહવાર મુશ્કેલીઓવાળા દાખલાઓ આપવામાં આવ્યા, જેથી દરેક બાળક અમુક દાખલાઓ તો સફળતાથી કરી શકે જ. ગણિતની સ્પર્ધા ધીરેધીરે બીજા પ્રાથમિક વર્ગોના ધ્યાનમાં આવતી ગઈ અને પછી આખી શાળામાં થવા લાગી.

"આસપાસના જગતના ગણિતગ્રંથ"માંથી કોયડાઓ ઉકેલતી વેળા બાળકોનાં મનમાં વિચારો ઉત્પન્ન થતા અને તેઓ વિચાર કરતાં શીખવા લાગ્યાં. બાળકોને વિચાર કરતાં ન શીખવવામાં આવ્યું હોય, તેમનાં મગજો વિચારની પ્રક્રિયા થકી વધારે સબળ ન બન્યાં હોય, તો તેઓ ગણિતની અથવા બીજા કોઈ વિષયની સારી જાણકારી ધરાવતાં હોવાની વાત જ ન થઈ શકે.

લેવ તોલ્સ્તોયે સલાહ આપી છે: "ગણિતની બધી વ્યાખ્યાઓ અને નિયમોથી વેગળા જ રહો, બને એટલી પ્રવૃત્તિઓ ચલાવવાની મહેનત કરો, અને ધ્યાનમાં રાખો કે જે નિયમો મુજબ ન થયું હોય તેને નહિ પરંતુ જેની પાછળ ચિંતન ન હોય તેને સુધારવું."* એ સલાહ સૈદ્ધાંતિક સામાન્ય તારવણીઓ, વ્યાખ્યાઓ, તથા નિયમોને નકારતી નથી, જોકે

* લેવ તોલ્સ્તોય, 'શૈક્ષણિક નિબંધો', મોસ્કો, ઉચપેદગીઝ પ્રકાશન ગૃહ, ૧૯૫૩, પૃષ્ઠ ૩૩૯. (રૂસી ભાષામાં).—સં.



પહેલી નજરે કદાચ એમ લાગે. વાત એથી ઊલટી જ છે. તોલ્સ્તોયનો ઉદ્દેશ વિદ્યાર્થીને વ્યાખ્યાઓ તથા નિયમોના સારતત્ત્વના ચિંતનની દિશામાં, કોઈ જાતની અગમ્ય વાસ્તવિકતાને બદલે નિયમની અંદરના તથ્યનાં રૂપલક્ષણોમાંથી જ નીકળતી સામાન્ય તારવણીની પરખની દિશામાં, વાળવાનો છે. જો શિક્ષક સત્યની બાબતમાં એવો અભિગમ અપનાવે તો બાળક પોતે જ વ્યાખ્યાઓને "શોધી કાઢે છે." એવી શોધની ખુશીમાં મોટો ભાવાવેગ અંકિત હોય છે, અને તે ચિંતનના વિકાસમાં મોટી ભૂમિકા ભજવે છે. આપણે ભૂલવું ન જોઈએ કે તોલ્સ્તોયની સલાહ માત્ર નાનકડાં બાળકોને જ લાગુ થાય છે.

"આસપાસના જગતના ગણિતગ્રંથ"માંથી સમસ્યાઓને ઉકેલવાની કામગીરીને ગણિતમાં વધારે સફળતાની એકમાત્ર રીત તરીકે ન ગણવી જોઈએ. તે ચિંતનને વિકસાવવાની ક્ષમતા ધરાવતી હોવા છતાં સહાયક ભૂમિકા ભજવે છે અને વર્ગો દરમિયાન શિક્ષણની પ્રક્રિયાની માગણીઓથી ગૌણ સ્થાને હોય છે. એ રીત તો બૌદ્ધિક, નૈતિક, રસલક્ષી, અને ધંધાકીય શિક્ષણની પદ્ધતિઓ અને રીતોના સામાન્ય સંકુલની ભીતર જ અસરકારક બને. રૂપકની ભાષામાં કહેતાં, હું તેને પ્રાથમિક શાળાના મુખ્ય લક્ષ્ય સુધી પહોંચવાના, બાળકોને સાદા જ્ઞાન તથા અમલી આવડતોની સ્પષ્ટ રૂપરેખા આપવાના, સેતુ તરીકે ગણું છું. ગણિતના અભ્યાસમાં ચોકસાઈ તેમ જ નિશ્ચિત માગણીઓ અને લક્ષ્યો ખાસ મહત્ત્વની ભૂમિકા ભજવે છે. હું દરેક શાળાવર્ષના સંબંધમાં નક્કી કરી લેતો કે વિદ્યાર્થીઓએ ચોક્કસ શું શું બરાબર જાણી લેવું જોઈએ અને યાદદાસ્તમાં સંઘરી લેવું જોઈએ. ગણિતના અધિક શિક્ષણનો આધાર ગણિતીય જ્ઞાનના મૂળતત્ત્વો ઉપર હોય છે. તેમાં ધન પૂર્ણાંકોના સિદ્ધાંતોનું જ્ઞાન અંકિત હોય છે. મેં પહેલા ધોરણમાં જ એવા બિંદુએ પહોંચવાની કોશિશ કરી કે જ્યાં દરેક વિદ્યાર્થી એકસો સુધીના સરવાળા તથા બાદબાકીને લગતા સવાલોના જવાબો વિચાર કરવા અટક્યા વગર ઝડપથી આપી શકે. એ લક્ષ્ય સિદ્ધ કરવા માટે સંખ્યાઓના સંયોજનના પૃથક્કરણના મહાવરાઓનું સંકુલ ઘડી કાઢવામાં આવ્યું. પ્રાથમિક ધોરણોમાં કે ભવિષ્યમાં ગુણાકારના કોષ્ટકની પાકી જાણકારી વગર સર્જનાત્મક કાર્યની કલ્પના હું કરી જ નહોતો શકતો. જ્ઞાનનાં આવશ્યક ક્ષેત્રોને યાદ રાખવાની બાબત સર્જનાત્મક ચિંતનની મહત્ત્વની રીતોમાં સ્થાન ધરાવે છે.

કમજોર યાદદાસ્ત ધરાવતા બાળક માટે વિચાર અથવા કલ્પના કરવાનું મુશ્કેલ હોય છે. મારા મનમાં લાંબા વખત સુધી વિચારો ઘોળાતા રહ્યાં હતા કે બાળકોની યાદોને કેવી રીતે મક્કમ બનાવવી તથા વિકસાવવી, તેમના ચિંતનમાં હંમેશાં સાધનો તરીકે ઉપયોગમાં લઈ શકાય એવાં તથ્યો અને સામાન્ય તારવણીઓની તેમની સમજણને વધારે સમૃદ્ધ કેવી રીતે બનાવવી. યાદદાસ્તને વિકસાવવાની રીતોમાંની એક "ગણિત પેટી"ની હતી. બાળકો એ દૃશ્ય સાધનની મદદ લઈને ગણિતની પોતાની જાણકારીને ચકાસી જોતાં. ચકાસણી બાળકોએ પોતે બનાવેલી સમચોરસ આકૃતિઓના આધારે કરવામાં આવતી. સમચોરસ આકૃતિઓની બાજુઓએ ઘન આકૃતિઓ ગોઠવવામાં આવતી. દરેક ઘન આકૃતિ ઉપર લખવામાં આવેલી સંખ્યા બધી બાજુઓએ સમાન સંખ્યાઓમાં સરવાળો આપતી "ગણિત પેટી"માં ગુણાકારના કોષ્ટકને દોહરાવવા માટે ખાસ સમસ્યાઓ ઘડી કાઢવામાં આવી હતી.

ગણિત "ઈલેક્ટ્રીના" યાદદાસ્તને વિકસાવવા તથા મક્કમ બનાવવાનું સરસ સાધન હતું. તે વિદ્યુત પરિપથના આધારે ચાલતું હતું. દરેક બાળક એ સાધનમાં ગુણાકારના કોષ્ટકને દોહરાવતું અને ધન પૂર્ણાંકો નિર્દેશિત કરતું. અમે ત્રીજા ધોરણમાં અમારાં પોતાનાં ગણિતીય "ઈલેક્ટ્રીના" બનાવવાનું શરૂ કર્યું. ચોથું ધોરણ પૂરું થયું તે પહેલાં અમે ચાર સાધનો બનાવી લીધાં હતાં. એ કાર્ય દરમિયાન મને ફરી વાર ખાતરી થઈ ગઈ કે ચિંતન અને જાતમહેનતનો સમન્વય વિદ્યાર્થીના બૌદ્ધિક વિકાસમાં કેટલો મહત્ત્વનો હોય છે. ડગમગતી યાદદાસ્ત ધરાવતાં બાળકોએ દૃશ્ય સાધનો બનાવવાના કાર્યમાં ભાગ લઈને પોતાની યાદદાસ્તને મક્કમ બનાવી. (બેશક, ચિંતનની પ્રક્રિયા ઉપર અસર પાડતાં બીજાં સાધનોના સંગાથમાં એવી પ્રવૃત્તિમાંથી ચોક્કસ પરિણામો સિદ્ધ થયાં.)

બાળકોને વિચાર કરતાં શીખવવામાં શેતરંજની રમત મહત્ત્વના સ્થાને હતી. શુરા, ગાલ્યા, સેર્યોઝા, યૂરા, વાન્યા, મીશા, અને બીજાં કેટલાંક બાળકોએ આનંદ વિદ્યાલયમાં જ શેતરંજ રમવાનું શરૂ કરી દીધું હતું. નાનકડાં બાળકબાળકીઓ ઘણી વાર શેતરંજની રમતમાં મશગૂલ નજરે પડતાં. શેતરંજની રમતથી ચિંતનમાં શિસ્ત આવતી હતી અને એકાગ્રતાની તાલીમ મળતી હતી. પરંતુ તેમાં મુખ્ય બાબત યાદદાસ્તના વિકાસની હતી. શેતરંજના નાનેરા ખેલાડીઓનું નિરીક્ષણ કરતી વેળા મને જોવા



મળ્યું કે બાળકો કેવી રીતે ગત સંજોગોને યાદ કરતાં હતાં અને સંભવિત સંજોગોની ધારણા કરતાં હતાં. મારા મનમાં બહુ ઊંડી ઇચ્છા હતી કે વાલ્યા, નીના, અને પેત્રીક શેતરંજ રમતાં શીખે. મેં તેમને રમત શીખવી. બાળકો આગલી ચાલનો વિચાર કરતાં. શેતરંજની રમતે મને બતાવ્યું કે લ્યુબા અને પાવેલ ગણિતીય રીતે વિચાર કરી શકતાં હતાં. તેમણે ત્રીજા ધોરણમાં શેતરંજ રમવાનું શરૂ કર્યું ત્યાં સુધી તેમના ચિંતનમાં કોઈ જાતની તીવ્રતા કે દૃઢતા મારા ધ્યાનમાં નહોતી આવી.

શેતરંજની રમત વગર બૌદ્ધિક શક્તિઓ અને યાદદાસ્તના વિકાસની કલ્પના અશક્ય છે. શેતરંજની રમત પ્રાથમિક શાળાના જીવનમાં બૌદ્ધિક વિકાસના એક તત્ત્વ તરીકે સામેલ થઈ જવી જોઈએ. અહીંયાં આપણે ખાસ કરીને પ્રાથમિક શાળાની વાત કરીએ છીએ. તેમાં બૌદ્ધિક શિક્ષણ ખાસ સ્થાન ધરાવતું હોય છે અને ખાસ રૂપો તથા કાર્યરીતો માગી લેતું હોય છે.

પ્રાથમિક શાળાના શિક્ષકે બાળકના માનસિક દૃષ્ટિકોણને વતનનાં ખેતરો તથા વનોની મર્યાદામાંથી ધીરેધીરે વિસ્તારવો જોઈએ અને આપણા દેશની તથા આખી દુનિયાની પ્રકૃતિ અને જિંદગીના ચિત્રને તેમાં આવરી લેવું જોઈએ.

બાળકોએ પહેલા ધોરણમાં જ સમજણ હાંસલ કરી લીધી હતી કે પૃથ્વી વિરાટ દડા જેવી છે, સૂર્યની આસપાસ ફરતી રહે છે, અને એકીવેળાએ પૃથ્વીના કેટલાક ભાગોમાં ધોમ ધખતો ઉનાળો હોય છે તથા બીજા ભાગોમાં સખત શિયાળો હોય છે, કેટલાંક સ્થળોએ રાત હોય છે તથા બીજાં સ્થળોએ દિવસ હોય છે. બીજા ધોરણથી અમે જગતના "પ્રવાસો" શરૂ કર્યા. બાળકો "હરિયાળા વર્ગ"માં બેસતાં. તેમની સામે પૃથ્વીનો મોટો ગોળો અને કૃત્રિમ રીતે પ્રકાશિત "સૂર્ય" ગોઠવવામાં આવતા. "પૃથ્વી" સૂર્યની આસપાસ ફરતી રહે છે, અને "ચંદ્ર" "પૃથ્વી"ની આસપાસ ફરતો રહે છે. આપણા દેશ તરફ આંગળી ચીંધીને મેં કહ્યું: "બાળકો, જુઓ, આપણે અહીંયાં રહીએ છીએ. આપણે પશ્ચિમની સરહદ નજીક રહીએ છીએ, એટલે લાંબો પ્રવાસ ખેડીને પૂર્વમાં જઈશું, શહેરો અને કસબાઓ

જોઈશું, લોકોના જીવનનું નિરીક્ષણ કરીશું." પછી મેં અમારા પ્રવાસમાં આવતાં ખેતરો અને નદીઓની તેમ જ વસતિવાળાં સ્થળોની વાત કરી. હું વાત કરતો હતો અને સાથોસાથ ચિત્રો તથા નાની ફિલ્મો બતાવતો હતો.

સાંજ પડવા આવી હતી. અમારા પ્રવાસમાં બે કલાક વીતી ગયા હતા અને અમને ખબરેય નહોતી પડી. અમે પ્રવાસમાં પૂરા એકસો કિલોમીટરનું અંતર પણ નહોતું કાપ્યું. બાળકો આગળના પ્રવાસની વાટ અધીરાઈથી જોવા લાગ્યાં.

...અમે ફરી શહેરો અને કસબાઓ, વનો અને નદીઓ, ચણતરનાં સ્થળો અને પ્રાચીન સ્મારકો જોઈએ છીએ, પરંતુ પ્રવાસ ખાલી પુનરાવર્તન જેવો બિલકુલ નથી લાગતો. "પ્રવાસ"માં કેટલાય દિવસો વીતી ગયા. અમે વોલ્ગા નજીક પહોંચ્યાં. અમે હાઈડ્રોઈલેક્ટ્રિક સ્ટેશનો જોયાં અને વોલ્ગાને કિનારે બહોળા વગડાઉ વિસ્તારોમાં ભરવાડોને મળ્યાં. બાળકોએ સ્તાલીનગ્રાદની મહાન લડાઈની * વાત અદ્ધર શ્વાસે સાંભળી. એ લડાઈએ માનવજાતિનું ભાવિ નિર્ધારિત કર્યું હતું. કેટલાય હજારો બહાદુરો ત્યાં મોતની ઘડી સુધી અણનમ ખડા ન રહ્યા હોત, તેમણે ક્રૂર અને જોરાવર દુશ્મનના હલ્લાને પરાજિત ન કરી દીધો હોત, તેની કમ્મર ન તોડી નાખી હોત, તો એ દિવસે અમે મઝાના વર્ગમાં ન બેઠાં હોત. બાળકોને નાની ઉંમરથી જ માનવજાતિના ભાવિ અંગેની ચિંતા અને ખેવનાની વધારે વિશાળ દુનિયામાં દોરી જવાં જોઈએ. બાળકને એવી લાગણી અનુભવવા દેવી જોઈએ કે પૃથ્વી ઉપર નવા ખૂનખાર યુદ્ધના ભડકા સળગાવવાની તૈયારી કરતાં પરિબળો હાલ પણ છે. બાળકોના દાદાઓ તથા પરદાદાઓનાં બહાદુરીભર્યાં પરાક્રમોનાં વર્ણનો થકી તેમનાં મનમાં ખાતરી પેદા કરવી જોઈએ કે વ્યક્તિ કંઈ ભાવિના વંટોળિયામાં રજકણ સમી નથી હોતી પરંતુ મહાન પરિબળ હોય છે.

---

* ૧૯૪૨-૪૩માં સ્તાલીનગ્રાદ (હવે વોલ્ગોગ્રાદ) નજીક લશ્કરી કામગીરીઓ — સ્તાલીનગ્રાદ નજીક સોવિયેત સૈન્યોના વિજયથી નાઝી ચડાઈખોરોની સામે સોવિયેત સંઘના મહાન દેશાભિમાની યુદ્ધમાં તેમ જ સમગ્ર દૃષ્ટિએ બીજા વિશ્વયુદ્ધની ઘટનાઓના ક્રમમાં મૂળગામી પરિવર્તન શરૂ થયું હતું. — સં.



બાળકોએ વતનની ભૂમિના વધુ ઊંડાણમાં પ્રવાસ કર્યો અને તેમની સામે નવું ચિત્ર તરવરી ઊઠ્યું: અખૂટ ખાણોનો સમૃદ્ધ ઉરાલપ્રદેશ, રહસ્યમય તાઈગાવન, અને સાઈબિરિયાની વિશાળ સરિતાઓ... ખનીજ ભંડારોની તલાશ કરતા ભૂસ્તરવિજ્ઞાનીઓની સાથે "પ્રવાસ" કરીને અમે ઉરાલના પથ્થરોની સુંદર ભૂમિમાં કેટલાક દિવસો ગાળ્યા. પછી અમે આગબોટમાં બાઈકાલ સરોવરના તટવર્તી જળવિસ્તારમાં સફર ખેડીને પર્વતો અને વનોની રમણીયતા માણી, રાતે તાપણા ફરતે બેસવાની મોજ કરી... અમે આગળ વધ્યાં, બાળકોની સામે દૂર પૂર્વની સમૃદ્ધિઓ રજૂ થઈ ગઈ, પછી સાગર. અમે મહાસાગરની સફર ખેડતી આગબોટમાં સાખાલીન ગયાં, પછી કુરીલ ટાપુઓમાં ગયાં, અમારા દેશમાં દિવસનો આરંભ ત્યાં થાય છે. અમારો પ્રવાસ લગભગ ત્રણ મહિના ચાલ્યો. અમે દરરોજ લગભગ એકસો કિલોમીટરનો પ્રવાસ કરતાં. પ્રવાસ દરમિયાન અમે ચાળીસથી વધારે પ્રજાઓના પ્રતિનિધિઓને મળ્યાં, સરસ લોકોનો પરિચય મેળવ્યો — અનાજના ખેડૂતો, ઈમારતો બાંધનારાઓ, ખાણિયાઓ, માછીમારો, અને ભૂસ્તરવિજ્ઞાનીઓ. સૌ લોકો એટલા ખાતર મહેનત કરતા હતા કે અમે સારી જિંદગી જીવી શકીએ. બાળકોનાં મનમાં ગર્વની લાગણી વિકસી: જુઓ, આપણો દેશ કેટલો વિશાળ, સમૃદ્ધ અને મૈત્રીભાવી છે.

અમે સ્વદેશમાં એક પછી એક કરીને થોડાક વધુ પ્રવાસો કર્યા. અમે ઉત્તરમાં ગયાં, આકરો પરંતુ મનોહર ટૂંડ્રપ્રદેશ જોયો, જબરજસ્ત ઉત્તર ધ્રુવીય મહાસાગરનું દર્શન કર્યું. અમે ધ્રુવપ્રદેશની શોધયાત્રા કરનારા હિંમતવાન ઈન્સાનોને, રેઈનડીયરોનો ઉછેર કરનારા માણસોને, અને કઠિયારાઓને મળ્યાં. પશ્ચિમમાં અમને અમારા હમવતની હુત્સુલ લોકોની જિંદગીની જાણકારી મળી. અમે પહાડી ચરાણોની સુંદરતા માણી, અને દક્ષિણમાં કોકેસસના પહાડોને તથા મધ્ય એશિયાના મેદાની પ્રદેશોને પાર કર્યા.

અમે આખું વરસ ફરતાં રહ્યાં. બાળકોનાં મનમાં "સ્વદેશ" શબ્દમાં ઝળકતાં ચિત્રો ભરાઈ ગયાં, અને તેમને સોવિયેત જનતાના પરાક્રમી કાર્ય અંગે ગર્વની લાગણી થઈ. અમારો દાખલો જોઈને બીજા પ્રાથમિક વર્ગોના શિક્ષકોએ પણ વતનની ભૂમિના "પ્રવાસો" શરૂ કરી દીધા. અમે બાળકોનાં મનમાં સોવિયેત જનતાના મહાન વિજયોની, "સ્વદેશ" શબ્દના અર્થમાં અંકિત વિજયોની, મોંઘા મૂલ્યે સાધવામાં આવેલા અને

સોવિયેત જનતાને પ્યારા વિજયોની, સમજણ સીંચવાની કોશિશ કરી.

સોવિયેત સંઘનાં બંધુભાવી પ્રજાસત્તાકોના અમારા "પ્રવાસો" શૈક્ષણિક દૃષ્ટિએ બહુ રસપ્રદ હતા. અમે ત્રણ બંધુભાવી પ્રજાસત્તાકોના લોકોની – રૂસીઓ, ઉક્રાઈનીઓ, અને બેલોરૂસીઓની — સરિતા નીપરને કિનારે પ્રવાસ શરૂ કર્યો. એ મહાન સરિતામાં તરતાં તરતાં અમે શહેરોની, ગામોની, અને પ્રજાઓના પરાક્રમી ભૂતકાળ તથા ખરા બંધુભાવની જાણકારી મેળવી. સ્મોલેન્સ્ક અને લોએવ, કીયેવ અને કાનેવ, ચેર્કાસી અને ક્રેમેનચુગ, ઝાપોરોઝ્યે અને કાખોવકા — તેમાંના દરેક શહેરો બાળકોને પ્રજાઓના મહાન બંધુભાવની યાદ અપાવી. ગુલામી લાદનારાઓની સામે, શોષકોથી મુક્તિ મેળવવા માટે, અને આંતરવિગ્રહ* તથા મહાન દેશાભિમાની યુદ્ધનાં વર્ષો દરમિયાન આઝાદી અને સ્વતંત્રતા ખાતર લડવામાં આવેલા સંઘર્ષોમાં રેડાયેલા લોહીની મહોર એ બંધુભાવ ઉપર લાગેલી છે. નીપરના જળમાર્ગે અમારા "પ્રવાસ" દરમિયાન બાળકોએ ઉક્રાઈની, રૂસી, અને બેલોરૂસી ગીતો સાંભળ્યાં, એ સરિતાની મહાનતાને અને પ્રજાઓની મિત્રતા તથા બંધુભાવને બિરદાવતાં ગીતો સાંભળ્યાં. સોવિયેત સત્તાનાં વર્ષો દરમિયાન અમારા પ્રજાસત્તાકમાં થયેલા નિર્માણની કહાણી સાંભળીને બાળકોનાં મનમાં સમાજવાદી સ્વદેશ અંગે ઊંડા ગર્વની લાગણી ઉત્પન્ન થઈ.

અમે કેટલાક દિવસો મિત્રતાનાં સ્મારકોનાં સ્થળોના પ્રવાસમાં ગાળ્યા. અમે શરૂઆત પેરેયાસ્લાવ-ખ્મેલનીત્સ્કીથી કરી. ઉક્રાઈની પ્રજાએ રૂસી પ્રજા જોડે કાયમી એકતાની મંછા ત્યાં વ્યક્ત કરી હતી. અમે કેટલાય સેંકડા એવાં શહેરોની માનસિક મુલાકાત લીધી, કે જેમનું ભાવિ વતનની ભૂમિની આઝાદી તથા સ્વતંત્રના માટે, તેમ જ આંતરવિગ્રહ તથા ફાસીવાદી કબજા દરમિયાન ખતમ થઈ ગયેલા ઉદ્યોગોના પુનર્નિર્માણ માટે, ઉક્રાઈનીઓ તથા રૂસીઓના સર્વસામાન્ય સંઘર્ષ જોડે સંકળાયેલું રહ્યું હતું.

રૂસી સમવાયમાં અમારો પ્રવાસ ઘણા દિવસ ચાલ્યો, અને તેણે બાળકોનાં મનમાં અવિસ્મરણીય છાપ પાડી. તેમની સામે આપણા દેશની

---

* સોવિયેત સંઘમાં આંતરવિગ્રહ (૧૯૧૮-૨૨) – સોવિયેત રશિયામાં મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિની (૧૯૧૭) સિદ્ધિઓની રક્ષા કાજે પરદેશી અને પ્રતિક્રાંતિકારી તાકાતોની સામે કામદારો અને મહેનતકશ કિસાનોનો જંગ. — સં.



પ્રજાઓની મહાન મિત્રતાનું ચિત્ર રજૂ થયું. રૂસી ભૂમિમાં વસતી વિધવિધ પ્રજાઓની સંખ્યા એકસોથી વધારે છે. બાળકોએ પોવોલ્ઝ્યે, ઉત્તર કોકેસસ, ઉરાલ, સાઇબિરિયા, દૂર પૂર્વ, અને દૂર ઉત્તરની પ્રજાઓના જીવન અને કાર્યનો પરિચય મેળવ્યો.

અમે સ્વદેશના નકશામાં લેનિનનાં સ્મારકોનાં સ્થળોના કેટલાય પ્રવાસો કર્યા. ઉલ્યાનોવ્સ્ક, કૂઇબીશેવ, કઝાન, લેનિનગ્રાદ, મોસ્કો, શૂશેન્સ્કોયે — નકશામાંના એ દરેક બિંદુએ બાળકોનાં દિલોમાં સ્પષ્ટ ચિત્રો ઉપસાવ્યાં. મેં કોમ્યુનિસ્ટ પાર્ટી તથા સોવિયેત રાજ્યના સર્જક વ્લાદીમિર ઇલ્યીચ લેનિનના બાળપણ, તરુણાવસ્થા, અને પુખ્ત જીવનનાં વર્ષોની વાતો કહી સંભળાવી.

બેલોરશિયા તથા મોલદાવિયા તેમ જ મધ્ય એશિયા તથા બાલ્ટિક પ્રદેશનાં અને કોકેસસની પાર આવેલાં પ્રજાસત્તાકોના અમારા "પ્રવાસો"થી બાળકોની સામે આપણી પ્રજાઓની મહાન મિત્રતાનાં નવાં ચિત્રો વધારે ને વધારે રજૂ થતાં ગયાં. અમારો વર્ગ રૂસી અને બેલોરૂસી શાળાબાળકો જોડે પત્રમૈત્રીના સંબંધો ધરાવતો હતો, એટલે અમારા કાલ્પનિક "પ્રવાસો" વધારે સ્પષ્ટ અને વધારે રસપ્રદ બની રહ્યા.

અમે આપણા દેશની સરહદો ફરતે "પ્રવાસે" નીકળી પડયાં. મારી મંછા બાળકોને પૃથ્વીના જુદાજુદા ખૂણાઓની પ્રકૃતિની વિવિધતા અને સુંદરતા બતાવવાની, દુનિયાની પ્રજાઓના જીવન અને કાર્યમાં જે કંઈ ઇષ્ટ હોય તેની વાત કહી સંભળાવવાની, અને તેમનાં મનમાં વર્તમાન સમયના તથા ભૂતકાળના વિવિધ ભાષાઓ બોલતા લોકોની સંસ્કૃતિ અને કલા વિશે ઉત્સુકતા ઉત્પન્ન કરવાની હતી. હું આખા ગ્રહમાં ઇષ્ટ અને અનિષ્ટ વચ્ચે ચાલતો સંઘર્ષ બાળકોને બતાવવા માગતો હતો. દૃશ્ય સાધનોએ વતનની ભૂમિના "પ્રવાસ"માં જેટલી ભૂમિકા ભજવી હતી એથીયે વધારે ભૂમિકા એ "પ્રવાસો"માં ભજવી: બાળકોનાં મનમાં સુદૂરની ભૂમિઓની, તેઓ સ્વદેશમાં જેને નહોતાં નીરખી શકતાં એવી પ્રાકૃતિક પરિઘટનાઓની, છાપ અંકિત કરવાનું જરૂરી હતું.

અમે પહેલાં તો એવા દેશોનો પ્રવાસ કર્યો કે જ્યાં હંમેશાં ઉનાળો રહેતો હતો. એક પછી એક દિવસે બાળકો ઇજિપ્ત, ભારત, શ્રીલંકા, અને ઇન્ડોનેશિયાની પ્રજાઓની પ્રકૃતિસંપદા, જીવનરીતિ, કાર્ય અને સંસ્કૃતિનો પરિચય મેળવતાં રહ્યાં. તેમણે એ દેશો વિશેની કહાણીઓ સાંભળી અને ફિલ્મો જોઈ. તેઓ જાણે તાડનાં ઊંચાં વૃક્ષો તળે બેઠાં,

તેમણે ઉષ્ણકટિબંધીય સૂર્યના ધખતા ધોમમાં તથા વરાળના ગોટા પેદા કરતા વરસાદમાં કામદારોની જિંદગી જોઈ. પિરામિડોની ભૂમિનો, ઈજિપ્તનો, "પ્રવાસ" ઉત્તેજના પ્રેરક બની રહ્યો.

પછી અમે પાડોશી રાજ્યોની "પ્રવાસે" નીકળી પડયાં. અમે બાલ્ટિક સાગરના કિનારાના દેશો તથા સ્કેન્ડીનેવિયાનો, મધ્ય યુરોપના દેશો તથા તુર્કીનો, ઈરાન, અફઘાનિસ્તાન, અને જાપાનનો પ્રવાસ કર્યો. એવી જ રીતે અમે આફ્રિકા તથા દક્ષિણ અમેરિકા, કેનેડા તથા સંયુક્ત રાજ્ય અમેરિકા, અને ઑસ્ટ્રેલિયા તથા દક્ષિણ ધ્રુવપ્રદેશનો પ્રવાસ કર્યો.

પૃથ્વીના જુદાજુદા ભાગોમાં લોકોની કામ કરવાની રીત બાળકોને બહુ રસપ્રદ લાગી. લોકો ગમે ત્યાં રહેતા હોય, ગમે તેવા રંગની ચામડી ધરાવતા હોય, ગમે તે ભાષા બોલતા હોય, પરંતુ સૌ કામ કરતા હોય છે, બાળકોને ઉછેરતા હોય છે, અને સુખનાં સ્વપ્નો જોતા હોય છે. મેં આપણા બાંધવોના, સમાજવાદી દેશોના લોકોના, જીવન તથા કાર્યનું બને એટલું સ્પષ્ટ દર્શન કરાવવાની, અને બાળકોનાં દિલોમાં મહેનતકશ લોકો તરફ મિત્રતાની લાગણી જગાવવાની, કોશિશ કરી.

મેં બાળકોને જર્મન લોકશાહી પ્રજાસત્તાકની વાત કરી. તેમનાં મનમાં સાફ ખ્યાલ બંધાયો કે નાઝીવાદ અને જર્મન લોકો એકરૂપ નથી, હિટલરપંથી પ્રત્યાઘાતના વાદળઘેરા દિવસોમાં જર્મન કામદાર વર્ગનાં ઉત્તમ સંતાનોએ નાઝીવાદનો, સોવિયેત જનતા જેની સામે લડેલી એ જ દુશ્મનનો, સામનો કરવામાં જાન કુરબાન કરી દીધા હતા.

પૃથ્વીનો "પ્રવાસ" કરતી વેળા બાળકોએ જોયું કે તમામ લોકો સુખની જિંદગી જીવતા હોય એવું નથી, દુનિયામાં એવા દેશો પણ છે કે જ્યાં એક માણસ બીજા માણસનું શોષણ કરે છે, જ્યાં ગરીબી અને ભૂખમરાની આણ ફેલાયેલી છે. બાળકોનાં મનમાં એ અનિષ્ટનાં કારણોનો ખ્યાલ બંધાયો—અન્યાયી સામાજિક પદ્ધતિ. બાળકોને ધીરેધીરે સમજાતુ ગયું કે દુનિયામાં શોષકો અને શોષિતો વચ્ચે તીવ્ર અને અણનમ સંઘર્ષ ચાલી રહ્યો છે. મેં મારા વિદ્યાર્થીઓને એવી રીતે કેળવવાની કોશિશ કરી કે હજી શોષકોની પકડમાં જકડાયેલા કામદારો અને હજી ગુલામીમાં જકડાયેલી પ્રજાઓના સંબંધમાં તેઓ અફસોસની લાગણી અનુભવે.

દુનિયામાં એક માણસના હાથે બીજા માણસનું શોષણ ચાલુ રહે ત્યાં સુધી સમગ્ર માનવજાતિ અંગે પ્રેમની લાગણી કેળવવાનું ન બને કારણ



કે અમૂર્ત માનવજાતિ જેવું કંઈ હોતું નથી, વર્ગના સંબંધે ભાઈઓ—શોષિતો—અને તેમના કટ્ટર દુશ્મનો—શોષકો—હોય છે. દરેક બાળકને સાવ નાની ઉંમરથી જ સમજણ હોવી જોઈએ અને મનમાં લાગણી થવી જોઈએ કે ક્રાંતિકારી સામ્યવાદી વિચારો કેવા હોય છે, એ બાબત બહુ મહત્ત્વની છે. બાળકોને આપણા દેશના બહુ દૂરના ન ગણાય એવા ભૂતકાળમાં થોડુંક પર્યટન કરાવીને, દેશની પ્રજાઓના આઝાદી તથા સ્વતંત્રતાના સંઘર્ષ વિશે જણાવીને, અને આપણા યુગમાં સંસ્થાનવાદી તથા મૂડીવાદી દેશોના કામદારો તરફથી પોતાના અધિકારોની રક્ષા માટેના સંઘર્ષના સ્પષ્ટ દાખલાઓ રજૂ કરીને, મેં ધીરેધીરે એવા નિષ્કર્ષ ઉપર પહોંચાડી દીધાં કે લોકો ચોક્કસ એ વિચારો ખાતર જ, વિચારોના સંઘર્ષમાં, વર્ગો વચ્ચેની વિષમતાના સારતત્ત્વમાં એકદમ સ્પષ્ટ રીતે વ્યક્ત થતા સંઘર્ષમાં, મોતને ભેટતા હોય છે. ઉદાત્ત ઉમદા વિચારો ખાતર પોતાની જિંદગી કુરબાન કરી દેનારા લોકો આપણા વિદ્યાર્થીઓ માટે આદર્શ બની રહેવા જોઈએ, એ બાબત બહુ મહત્ત્વની છે. બીજી તરફ, જરાક સરખોયે અવાજ ઉઠાવ્યા વગર જુલમ વેઠી લેનારા લોકો તરફ ઘૃણાની લાગણી થવી જોઈએ. એટલે આવશ્યક છે કે બાળકની નજર સામે દુનિયા સૌપ્રથમ તો સુખી ભવિષ્ય માટે લોકોના જીવન, કાર્ય, તથા સંઘર્ષ તરીકે રજૂ થાય.

હું બાળકોને સામ્યવાદી વિચારોની સમજણમાંથી ધીરેધીરે કોમ્યુનિસ્ટ પાર્ટીની સમજણ સુધી દોરી ગયો. મેં બાળકોને સ્વદેશના ભૂતકાળની વાત કરતી વેળા સ્પષ્ટ ઉદાહરણો ટાંકીને કામદાર વર્ગના ઉત્તમ પ્રતિનિધિઓના નિ:સ્વાર્થ સંઘર્ષ વિશે જણાવ્યું. તેઓ એટલા ખાતર સંઘર્ષ લડયા હતા કે એક માણસના હાથે બીજા માણસનું શોષણ ન થાય, કામદારો સુખની જિંદગી જીવે, સંપત્તિનું સર્જન કરનારા લોકો જ તેના માલિકો બની રહે. મારી વાતોમાં મેં ઉઠાવદાર ચિત્રો ઉપસાવીને બતાવ્યું કે લેનિને અને કોમ્યુનિસ્ટ પાર્ટીએ આપખુદશાહીને ઉથલાવી પાડવા તથા સોવિયેત સત્તાની સ્થાપના કરવા માટે કામદાર વર્ગ તથા કિસાનોને કેવી રીતે તૈયાર કર્યા હતા. મેં કોમ્યુનિસ્ટોના, લેનિનના સહયોગીઓના, નિ:સ્વાર્થ સંઘર્ષનું, અને મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ જે મુશ્કેલ સંજોગોમાં કરવામાં આવી હતી તેનું, વર્ણન કર્યું. એ ક્રાંતિએ આપણા દેશની પ્રજાઓ માટે આઝાદી અને સુખનો તેજસ્વી માર્ગ મોકળો કરી દીધો, અને મૂડીવાદી દેશોમાં ગુલામીમાં સબડતા લાખોકરોડો લોકો માટે સ્વતંત્રતાનો પંથ નિર્દેશિત કર્યો.

વતનની ભૂમિમાં "પ્રવાસ" કરતી વેળા મેં બાળકોને બતાવ્યું કે આપણો દેશ, સોવિયેત સત્તાનાં વર્ષો દરમિયાન, ઓળખી પણ ન શકાય એટલો બધો કેવી રીતે બદલાઈ ગયો છે, તેના ખાલી વિસ્તારોમાં કેવાં વિરાટ કારખાનાં ખડાં થઈ ગયાં છે, કેવાં ચમત્કારી સામૂહિક મેતરોએ તેની ભૂમિને નવી સુંદરતા બક્ષી છે, સોવિયેત જનતાની સંસ્કૃતિ અને જીવનરીતિનો વિકાસ કેવી રીતે થયો છે. એ વાતો દરમિયાન મેં આપણાં બાળકોના જીવનની, આપણી સમગ્ર જનતા જેની સતત રક્ષા કરે છે એ સુખી બાળપણની, છણાવટ ખૂબ ધ્યાન આપીને કરી.

સોવિયેત ભૂમિમાં ખીલતા જીવનની સામે મૂડીવાદી દેશોમાંના મુશ્કેલ જીવનનું ચિત્ર રજૂ થયું.

જાપાનનો "પ્રવાસ" કરતી વેળા બાળકોને એવાં હજારો માણસો વિશે જાણવા મળ્યું કે જે વિકિરણ રોગથી પીડાતા હતા. ૧૯૪૫માં હીરોશીમા ઉપર પરમાણુ બૉંબ ફેંકવામાં આવ્યા ત્યારે તેઓ એ બીમારીના શિકાર બની ગયાં હતાં. બાળકોને નાનકડી બાળકી સાદાકો સાસાકી વિશે પણ જાણવા મળ્યું. તે ગંભીર માંદગીને લીધે પથારીવશ હતી. સુદૂર વસતી બહેન અંગે બાળકોને ખૂબ અફસોસની લાગણી થઈ. તેઓ માંદી નાનકડી બાળકીને મદદ કરવા ઉત્સુક થઈ ગયાં, પરંતુ કેવી રીતે કરે? જાપાનનો "પ્રવાસ" થઈ ગયા પછી થોડાંક અઠવાડિયાં વીતી ગયાં હતાં ત્યારે સાદાકો સાસાકી વિશે અખબારમાં છપાયેલો ટૂંકો લેખ મેં બાળકોને વાંચી સંભળાવ્યો. તેણે કાગળનાં એક હજાર સારસ બનાવવાનું નક્કી કર્યું હતું. (જાપાની લોક પરંપરા મુજબ, જાતમહેનતથી એક હજાર સારસ બનાવનાર વ્યક્તિ સદા સુખી રહે.) ઉક્રાઈની લોકોમાં તેને મળતી માન્યતા છે: હેતાળ મા પોતાના માંદા બાળકને તંદુરસ્ત બનાવવાના ઉદ્દેશે રૂપેરી કાગળની લાવરીઓ બનાવતી હોય છે. એટલે નાનકડાં બાળકબાળકીઓએ લાવરીઓ બનાવીને ઊગતા સૂર્યના સુદૂર દેશમાં મોકલી... વર્ષો વીતી ગયાં, મારા વિદ્યાર્થીઓ યુવાન સ્ત્રીપુરુષો બની ગયા, પરંતુ તેઓ સાદાકો સાસાકીની તબિયતના કોઈ પણ સમાચારનું ધ્યાન સતત રાખતા રહ્યા. દૂરના દેશમાં વસતી પોતાની મિત્રના અવસાનના સમાચાર મળ્યા ત્યારે તેમનાં યુવાન દિલોમાં વ્યક્તિગત ખોટની લાગણી થઈ.

દુનિયાની ક્ષિતિજ બાળકની દૃષ્ટિ સામે સતત ગતિમાન હોય છે. દુનિયા કંઈ માત્ર સમુદ્રો, મહાસાગરો, ખંડો, ટાપુઓ, અજાણ્યાં પ્રાણીઓ



તથા વનસ્પતિઓ, ઉત્તર ધ્રુવનો અરુણપ્રકાશ, અને ઉષ્ણકટિબંધના અનંત ઉનાળાઓ જ નથી હોતી. દુનિયા એટલે સૌપ્રથમ તો લોકો, તેમનું કાર્ય અને સુખી ભવિષ્ય માટેનો તેમનો સંઘર્ષ, સુખ અને ઇનસાફ માટે માનવજાતિનાં સદીઓ પુરાણાં સ્વપ્નો. કેટલાક દેશોમાં એ સ્વપ્નો સાકાર થઈ ગયાં છે અને માણસના હાથે બીજા માણસના શોષણની સ્થિતિને ખતમ કરી નાખવામાં આવી છે. બાળકોએ એ દુનિયામાં તટસ્થ નિરીક્ષકો તરીકે નહિ, ક્યાં શું કરવામાં આવ્યું છે તેના જાણકાર તથા આ કે તે બાબતની ચર્ચા કરવા શક્તિમાન નિરીક્ષકો તરીકે નહિ, પરંતુ માનવજાતિના ભવિષ્ય અંગે ચિંતાની લાગણી ધરાવતા લોકો તરીકે દાખલ થવું જોઈએ.

સ્વદેશના "પ્રવાસો"માં મર્યાદાઓનું અને એક જોખમનું — બાળકોનાં મનમાં જાણકારી અને છાપો "વધારે પડતી ભરી દેવાના" જોખમનું — ધ્યાન રાખવું જોઈએ. લેવ તોલ્સ્તોયે નાનાં બાળકોના શિક્ષકોને સલાહ આપી છે કે "વિજ્ઞાનમાં તારવવામાં આવેલા અસાધારણ નિષ્કર્ષોના અહેવાલોને (ખાસ કરીને શાળાઓ માટેનાં વિદેશી પુસ્તકોમાંના) વેગળા રાખો, દાખલા તરીકે એવી બાબતો કે પૃથ્વીનું અથવા સૂર્યનું વજન કેટલું છે, સૂર્યમાં શું હોય છે, વૃક્ષોમાં તથા માનવીઓમાં કેવી જાતના કોષો હોય છે, અને લોકોએ કેવી કેવી જાતનાં અસાધારણ યંત્રો ઘડી કાઢયાં છે."* મહાન લેખક અને કેળવણીકારે સમજાવ્યું છે તે મુજબ, ખાલી પરિણામોની જ માહિતી વિદ્યાર્થીને હાનિ કરે છે અને પ્રસ્તુત આંકડાઓમાં નિષ્ઠા રાખવાની વૃત્તિ તેનામાં કેળવે છે. એ શબ્દો લખવામાં આવ્યા ત્યાર પછી દાયકાઓ વીતી ગયા છે, વિજ્ઞાનની જબરજસ્ત સફળતાઓને કારણે દુનિયા ઓળખી ન શકાય એટલી બધી બદલાઈ ગઈ છે, અને નાનાં બાળકો હવે નિરાળો દૃષ્ટિકોણ ધરાવે છે. પરંતુ તોલ્સ્તોયની સલાહનું મૂલ્ય હજી, આજે પણ, ખતમ નથી થયું. બાળકો માટેની કહાણીઓ એવી માહિતીમાં તરબોળ ન હોવી જોઈએ કે જે તેમને આભાં બનાવી દે.

---

* લેવ તોલ્સ્તોય, 'શૈક્ષણિક નિબંધો', મોસ્કો, ઉચપેદગીઝ પ્રકાશન ગૃહ, ૧૯૫૩, પૃષ્ઠ ૩૩૯-૪૦ (રૂસી ભાષામાં). — સં.

## બાળકને બૌદ્ધિક શ્રમની અને
## અભ્યાસમાં સફળતાની ખુશી આપો

વિદ્યાર્થીનો માનસિક શ્રમ અને અભ્યાસમાં સફળતાઓ અને નિષ્ફળતાઓ, તેનું માનસિક જીવન, આંતરિક જગત, બની રહે છે; અને તેને અવગણવાથી માઠાં પરિણામો આવવાનો સંભવ છે. બાળક ખાલી કશુંક શોધી કાઢતું હોય અને સામગ્રીની ઉસ્તાદી હાંસલ કરી લેતું હોય એવું નથી, તે પોતાના કાર્યને અનુભવે છે, સફળતા અને નિષ્ફળતા સાથે ઊંડો વ્યક્તિગત સંબંધ વ્યક્ત કરે છે.

નાના બાળકની દૃષ્ટિમાં શિક્ષક ઇનસાફનું જીવંત મૂર્ત રૂપ હોય છે. પહેલા ધોરણના કોઈ એવા બાળકની નજરમાં નજર પરોવો કે જેને ઓછા માર્ક આપીને નાપાસ કરી દેવામાં આવ્યું હોય... બાળક દુખી હોય છે એટલું જ નહિ પરંતુ શિક્ષક તરફ દ્વેષની, અને ઘણી વાર તો દુશ્મનાવટની, લાગણી પણ અનુભવતું હોય છે. કશુંક સમજી ન શકેલા વિદ્યાર્થીને ઓછા માર્ક આપનાર શિક્ષક બાળકોને ગેરઇનસાફી માણસ લાગે છે.

એક શાળામાં નીચે મુજબ બનેલું: એક વિદ્યાર્થીને સમજાતું જ નહોતું કે વનસ્પતિઓ કેવી રીતે પોષણ મેળવે છે અને શ્વાસ લે છે, કૂંપળોમાંથી પાંદડાં કેવી રીતે બને છે, અને ફૂલમાંથી ફળ કેવી રીતે બને છે, વગેરે. શિક્ષક નાના બાળક પાસે ઘણી વાર જતો અને દરેક વખતે દોહરાવતો: "તને આવી સાદી બાબતોયે નથી સમજાતી તો પછી તું આખર શું સમજવાનો?" એક પાઠમાં તેણે કહ્યું: "બે દિવસમાં ચેસ્ટનટનાં ઝાડવાંમાં કૂંપળો ફૂટવા લાગશે. આખો વર્ગ ચેસ્ટનટની કતારો જોવા જશે. જો આલ્યોશા સૌને સમજાતી બાબતો ત્યારે પણ જાણાવી નહિ શકે તો પછી સાવ નમાલો જ ગણાય." શિક્ષકને પોતાના રોપા બહુ જ પ્યારા હતા— બી વાવીને ચેસ્ટનટનાં ઝાડની કતારો ઉગાડવામાં આવી હતી. પાઠ પહેલાંની સાંજે તે કેટલાક વિદ્યાર્થીઓને દરેક નાનકડા ઝાડની ટોચમાં સુંદરતા ભરી દેતી કળીઓ જોવાની મોજ માણવા લઈ ગયો. બીજે દિવસે આખો વર્ગ ચેસ્ટનટનાં ઝાડની કતારો પાસે પાઠ માટે એકઠો થયો ત્યારે દેખાવ જોઈને શિક્ષક ચોંકી ગયો: તમામ ઝાડ ઉપરથી કળીઓ તોડી નાખવામાં આવી હતી. બાળકો ગમગીન થઈ ગયાં. શિક્ષકને આલ્યોશાની આંખોમાં ખારીલી ખુશી નજરે પડી...



એ કૃત્યની પાછળ બાળકની આંતરિક શક્તિનો જોરદાર ધડાકો હતો, હૈયાને વલોવી નાખતી ઊંડી પીડા હતી. બાળકની શક્તિઓમાં વિશ્વાસ નહોતો રાખવામાં આવતો, અને બાળક તેનો વિરોધ જાહેર કરતું હતું. પરંતુ શિક્ષણના કાર્યના વાસ્તવિક સંજોગોમાં એવી ઘટનાઓ ઘણી વાર બનતી હોય છે. બાળકને ખરાબ માર્ક મળવાથી જાણે કશો ફરક પડતો જ ન હોય એમ ફરીફરીને ખરાબ માર્ક મળતા જાય છે. બાળકને ખરાબ માર્ક મળવાની હકીકત ક્યારેક તેના સાથીઓ માટે હસવાની બાબત બની જાય છે, અને ધીરેધીરે બધાં બાળકો એવી હકીકતથી ટેવાઈ જાય છે કે વાન્યા અથવા પેત્યાને નાપાસ થવાના માર્ક સિવાય બીજું કંઈ મળી શકે જ નહિ. હજી ઘડાઈ રહેલા વ્યક્તિત્વના માનસિક જીવનના સંબંધમાં એ તો કલ્પી શકાય એટલી વધારેમાં વધારે ભયંકર બાબત છે. જેના સ્વ-મૂલ્યની લાગણી નાનપણથી જ બોદી બનાવી દેવામાં આવી હોય એવી વ્યક્તિ પાસેથી શાની અપેક્ષા રાખી શકાય?

અત્યંત મહત્ત્વનાં શૈક્ષણિક કર્તવ્યોમાંનું એક એવી તકેદારી રાખવાનું છે કે દરેક બાળકને જ્ઞાનની ઉસ્તાદીની પ્રક્રિયામાં માનવીય મોભાની અને ગર્વની લાગણી થાય. શિક્ષક વિદ્યાર્થીની સામે દુનિયાને કેવળ પ્રગટ કરવા પૂરતો સીમિત નથી રહેતો પરંતુ બાળકને દુનિયામાં સક્રિય સર્જક તરીકે જાળવી રાખે છે, અને બાળક પોતાની સિદ્ધિઓ અંગે ગર્વની લાગણી અનુભવી છે. અભ્યાસ સામૂહિક સંઘટનની ભીતર થાય છે, પરંતુ બાળકો સમજણના પંથે દરેક ડગલું સ્વતંત્ર રીતે ભરે છે. બૌદ્ધિક શ્રમ તો ઊંડી વ્યક્તિગત પ્રક્રિયા હોય છે, તેનો આધાર શક્તિઓ ઉપર નહિ પરંતુ બાળકના ચારિત્ર ઉપર તથા બીજા કેટલાય એવા સંજોગો ઉપર હોય છે કે જે ઘણી વાર ધ્યાન બહાર રહી જતા હોય છે.

બાળકો મોકળાં મન લઈને, સરખી રીતે અભ્યાસ કરવાની હાર્દિક વાંછના લઈને, શાળામાં આવતાં હોય છે. તેઓ એવા ખ્યાલ સુદ્ધાંથી ડરતાં હોય છે કે તેમને કદાચ આળસુ અથવા નિષ્ફળ ગણી લેવામાં આવે. સરખી રીતે અભ્યાસ કરવાની વાંછના ઇષ્ટ વાંછના છે, અને મને લાગે છે કે બાળકના જીવનના સમગ્ર વિચારને, બાળકોની ખુશીની દુનિયાને, ઉજાળી દેતી ઝળહળ જ્યોતિ સમી હોય છે. એ જ્યોતિને નબળી અને નિરાધાર સ્થિતિમાં અપાર શ્રદ્ધાની લાગણીથી શિક્ષક પાસે લાવવામાં આવે છે. શિક્ષક બાળકની વાંછનાને પારખી ન લે તો તેનો અર્થ એવો

થાય કે શિક્ષકને પોતાના વિદ્યાર્થીઓના વર્તમાન અને ભવિષ્ય વિશે પૂરતી ચિંતા નથી. બાળકના હૃદયને અવિચારી સ્પર્શ કરવાથી, દુભાવો અથવા ઉદાસીનતા પેદા કરતું લાપરવા વેણ કહી નાખવાથી, એ જ્યોતિ જોતજોતામાં ઓલવાઈ જાય છે. એ નબળી જ્યોતિ માટે જીવનદાતા હવા જ્ઞાનની તૃષાની હોય છે, અને બાળક અભ્યાસમાં સફળ થાય તો જ, પોતે જ્ઞાનના ઊંચા ચઢાણે પ્રગતિ કરતું હોવાની ખાતરીનો ગર્વ અનુભવે તો જ, એવી તૃષા ઉત્પન્ન થાય છે.

વ્યર્થ અને કશાં પરિણામો વગરનું કામ તો મોટેરાંઓની નજરમાં પણ નફરત પેદા કરતું, મૂઢ બનાવી દેતું, અને નિરર્થક કામ બની રહે છે, અને આપણે તો અહીંયાં આખર બાળકોની વાત કરી રહ્યા છીએ. બાળકને પોતાના કામનાં પરિણામો વરતાય નહિ તો જ્ઞાનની તૃષા લય પામે છે અને બાળકનું હૈયું ટાઢુંબોળ તથા ભાવશૂન્ય બની જાય છે, જ્યોતિને ફરી પેટાવવામાં ન આવે ત્યાં સુધી કોઈ બાબતની ઉત્તેજના નથી અનુભવી શકતું, અને જ્યોતિને બીજી વાર પેટાવવાનું કેટલું મુશ્કેલ હોય છે! એનો તો વાત જ ન પૂછો! બાળક પોતાની શક્તિ અંગેનો આત્મવિશ્વાસ ખોઈ બેસે છે, રૂપકની ભાષામાં કહેતાં "પોતાના હોઠ સીવી લે છે", સાવધ બની જાય છે, અને તપી જાય છે તથા શિક્ષકની સલાહ અને ટકોરોના જવાબ તોછડાઈથી આપે છે. અથવા એથીયે બદતર બને છે: તેની વ્યક્તિગત મોભાની લાગણી બોદી બની જાય છે, અને પોતે કશું ન કરી શકતું હોવાના ખ્યાલથી તે ટેવાઈ જાય છે. એવું બાળક જોઈને તો કોઈનાયે મનમાં ક્રોધ અને ખીજની લાગણી છલકાવા લાગે—ઉદાસીન, નસીબને વશ થઈ ગયેલું, આખો કલાક શિક્ષકનો ઉપદેશ સાંભળતું રહેવા તૈયાર, અને પોતાના સાથીઓનાં એવાં વેણથી કશી લાગણી ન અનુભવતું કે તું પાછળ રહી ગયેલ છો અને તારે આવતે વરસે આનો આ જ વર્ગ દોહરાવવો પડશે... વ્યક્તિને પોતાના સ્વ-મૂલ્યની લાગણી ન અનુભવવા દેવાની બાબતથી વધારે અનૈતિક બીજું શું હોઈ શકે!

વિદ્યાર્થી બાળપણનાં તથા કિશોરાવસ્થાનાં વર્ષો દરમિયાન સંબંધોનું ઘડતર જેવી રીતે કરે, પોતાને કામની દુનિયામાં જેવી રીતે નીરખે, એ બાબત તેના નૈતિક દૃષ્ટિકોણને મહદંશે નિર્ધારિત કરતી હોય છે. ઉશીન્સ્કીએ લખ્યું છે કે બાળકના સ્વભાવમાં માનસિક આળસ હોતી જ નથી, તેને સ્વતંત્ર પ્રવૃત્તિ ગમતી હોય છે, અને તે બધું જાતે કરવા ઉત્સુક હોય છે.



બાળકોને કામ કરતાં, વિચાર કરતાં, નિરીક્ષણ કરતાં, બૌદ્ધિક શ્રમ શું હોય છે અને સરખી રીતે કામ કરવાનો અર્થ શું હોય છે એ સમજતાં શીખવવું જોઈએ, અને ત્યાર પછી જ સફળતાને લગતા માર્ક આપવા જોઈએ. જેણે અભ્યાસમાં મહેનતની ખુશી કદી ન અનુભવી હોય, મુશ્કેલીઓને પહોંચી વળવાથી થતો ગર્વ ન અનુભવ્યો હોય, એવું બાળક દુખી વ્યક્તિ હોય છે. દુખી વ્યક્તિ આપણા સમાજ માટે ભારે કમનસીબીની બાબત ગણાય, અને દુખી બાળક તો એથીયે વધારે મોટી કમનસીબી ગણાય. હું બાળપણને અદ્‌ભુત રંગો વડે રંગી દેનારો માણસ કોઈ રીતે નથી, પરંતુ છેક બાળપણનાં વર્ષોમાં જ લોકો ઘણી વાર આળસુ બની જતા હોય છે, કામને ધિક્કારતા હોય છે, પૂરી શક્તિઓ લગાવીને કામ કરવાના ખ્યાલને ઘૃણાની નજરે પણ જોતા હોય છે, અને એ બાબત મને ચેન નથી પડવા દેતી. પરંતુ બાળક એવું આળસુ કેમ બની જતું હોય છે? મારા પ્યારા સાથી શિક્ષકો, તેનું કારણ એવું છે કે બાળકને શ્રમની ખુશીની જાણકારી જ નથી હોતી. તેને એ સુખ આપો, એ ખુશીનું મૂલ્ય સમજાવો, એટલે તે પોતાના માનમોભાને મૂલ્યવાન ગણશે અને તેને કામ કરવાનું ગમશે.

બાળકોને મહેનતની અને અભ્યાસમાં સફળતાની ખુશી બક્ષવી, તેમનાં દિલોમાં ગર્વની અને વ્યક્તિગત મોભાની લાગણી ઉત્પન્ન કરવી—શિક્ષણનો પહેલો આદેશ એવો છે. આપણી શાળાઓમાં દુખી બાળકો, પોતે કોઈ જાતની શક્તિઓ ન ધરાવતાં હોવાનો ખ્યાલ જેમનાં દિલોને કોરી ખાતો હોય એવાં બાળકો, હોવાં જ ન જોઈએ. બાળકની આંતરિક શક્તિનો એકમાત્ર સ્રોત અભ્યાસમાં સફળતાનો છે, એ સ્રોત મુશ્કેલીઓને પહોંચી વળવાના જોમને અને અભ્યાસ કરવાની વાંછનાને ઉત્પન્ન કરે છે.

બાળકને અભ્યાસ કરવાનું મન ન થતું હોય તો આપણી બધી યોજનાઓ, તલાશો, અને નિર્માણો સમજો કે ધૂળમાં જાય. બાળકને અભ્યાસમાં સફળતા મળે તો જ તેને અભ્યાસ કરવાનું મન થાય. વાત વિરોધાભાસી લાગે છે: બાળક સફળતા મેળવવા માગતું હોય તો પાછળ રહી જવાથી કામ ન ચાલે. પરંતુ તેમાં વિરોધાભાસ નથી બલકે બૌદ્ધિક શ્રમની પ્રક્રિયાની દ્વંદ્વાત્મક એકતા છે. જ્ઞાન હાંસલ કરવામાં સધાતી સફળતામાંથી પ્રેરણા મળે ત્યારે જ અભ્યાસમાં રુચિ ઉત્પન્ન થાય. પ્રેરણા વગર તો અભ્યાસ બાળકો માટે બોજો બની રહે. હું ખંતને બાળકના



15-972

મનમાં સફળતાની ખાતરી વડે ગુણાકાર પામેલી પ્રેરણા ગણાવીશ.

બાળકને તેના જ્ઞાન બદલ મળતા માર્ક જેવી, પહેલી નજરે સાવ સાદી લાગતી, બાબતમાં દરેક બાળક અંગે સમુચિત પંથ શોધી કાઢવાની શિક્ષકની શક્તિ, બાળકના હૈયામાં જ્ઞાનની તૃષાની જ્યોતિને જતનથી જાળવી શક્તિ, અંકિત હોય છે. બાળકો પ્રાથમિક ધોરણોમાં ચાર વરસ ભણ્યાં તે દરમિયાન મેં તેમને લેખિત કામમાં કે મૌખિક જવાબોમાં ઓછા માર્ક આપીને નાપાસ ક્યારેય નહોતાં કર્યાં. બાળકોએ લખતાં, વાંચતાં, અને ગણિતના દાખલા કરતાં શીખી લીધું. એક બાળકે બૌદ્ધિક શ્રમમાં ચોક્કસ પરિણામો સાધી લીધાં હોય, અને બીજું બાળક તેમાં કંઈ જાતનાં પરિણામો હજી ન સાધી શક્યું હોય. એક બાળકને સમજાઈ ગયું હોય કે હું તેને શું શીખવવા માગું છું, બીજા બાળકને હજી ન સમજાયું હોય, પરંતુ તેમાં એવો કોઈ નિર્દેશ નહોતો કે તેને શીખવાનું મન ન હોય. બાળક બૌદ્ધિક શ્રમમાં ચોક્કસ પરિણામો સાધી લે ત્યાર પછી જ હું એ સંબંધમાં માર્ક આપતો. બાળક પોતાના કામમાં જે પરિણામો સાધવાની જહેમત કરતું હોય એ પરિણામો તે સાધી ન લે ત્યાં સુધી હું કોઈ જાતના માર્ક બિલકુલ આપતો જ નહિ. બાળક વિચાર કરતું, વિચારોનું સંકલન કરતું, અને પોતાનું કામ ફરી વાર કરતું.

મેં પહેલા ધોરણમાં શાળાવર્ષની શરૂઆત પછી ચાર મહિને પહેલી વાર માર્ક આપ્યા હતા. તેમાં સૌપ્રથમ તો બાળકની સમજણમાં ઉતારવાનું હતું કે ખંતીલું ઉદ્યમી કામ એટલે શું, એ બાબત મહત્ત્વની હતી. બાળક નબળું કામ કરતું હોય તો તેમાં કારણ એવું નથી હોતું કે તેને નબળું કામ કરવાનું મન હોય, કારણ તો એવું હોય છે કે સારા અને ખરાબ કામ વચ્ચેનો ભેદ પારખવાની કોઈ રીત તેની જાણમાં નથી હોતી — એ સંબંધમાં તેને માર્ક શા માટે મળવા જોઈએ? હું બાળક પાસેથી એકનું એક કામ કેટલીય વાર કરાવવાની કોશિશ કરતો, જેથી તેને વ્યક્તિગત અનુભવમાંથી ખાતરી થઈ જાય કે પોતે પહેલી વારની સરખામણીમાં ઘણું બહેતર કામ કરી શકે છે. એ બાબત મોટું શૈક્ષણિક મહત્ત્વ ધરાવે છે: એ રીતે વિદ્યાર્થી પોતાની સર્જન શક્તિને શોધી કાઢે છે. તે પોતાની વ્યક્તિગત સફળતા જોઈને ઉમંગમાં આવી જાય છે અને એથીયે બહેતર કામ કરવાની કોશિશ કરે છે. બાળક ભૂલોવાળા કામની સાથે આખરી કામને સરખાવે ત્યારે પ્રેરણાની લાગણી અનુભવે છે.



પહેલા ધોરણમાં બાળકોના કામનું નિરીક્ષણ કરતી વેળા મને જોવા મળ્યું કે તેઓ એકસરખી રીતે વિચાર નહોતાં કરતાં, અને પોતપોતાના કામની મુલવણી નિરનિરાળી રીતે કરતાં હતાં. દાખલા તરીકે તેમણે **ભમરી** શબ્દ લખ્યો. લીદા, સેર્યોઝા, કાત્યા, સાન્યા, અને પાવેલના અક્ષરો સુંદર અને સપ્રમાણ હતા. યૂરાના અક્ષરો રેખાઓની બહાર નીકળી જતા હતા અને વાંકાચૂકા હતા. કોલ્યા અને તોલ્યાએ અક્ષરો લખ્યા નહિ પરંતુ અક્ષરોનાં ચિત્રો બનાવ્યાં, ચિત્રણપોથીઓમાં પ્રકૃતિને લગતાં આરંભનાં આલેખનો જેવી રીતે કરેલાં એવી રીતે. પેત્રીકની નોટબુકમાં કોઈ જાતની આંકડીઓ વરતાતી હતી. મેં નવું કામ ન આપ્યું. બાળકોએ એ જ શબ્દ ફરીફરીને કેટલીય વાર લખ્યો. એકના એક કામનું દરેક પુનરાવર્તન બાળકો માટે, જેમના અક્ષરો સારા હતા તેમને માટે પણ અને જેમના અક્ષરો ખરાબ હતા તેમને માટે પણ, ઉપર ચડવાનું નવું પગથિયું બની રહ્યું. બાળક શરૂઆતના કામની સરખામણીમાં આગળ જતાં બહેતર કામ કરે ત્યારે ખુશ થાય છે, સુખ અનુભવે છે.

એવી ખુશીમાંથી ગર્વની અને સ્વ-મૂલ્યની લાગણી ઉત્પન્ન થાય છે. એવી લાગણી ઘણી વાર અનુભવતું બાળક સહેલો માર્ગ શોધી કાઢવાની કોશિશ નથી કરતું અને બીજા કોઈના કામની નકલ નથી કરતું. બાળકોએ પોતાનું કામ ફરી વાર કરતાં શીખી લીધું, અને તેઓ એ સંબંધમાં ખુશીની લાગણી અનુભવવા લાગ્યાં, ત્યારે જ મેં તેમને માર્ક આપવાનું શરૂ કર્યું — બેશક, માત્ર એવા દાખલાઓમાં જ કે જેમાં ચોક્કસ પરિણામો સાધવામાં આવ્યાં હોય. શાળામાં પાઠની શરૂઆત પછી, કેટલાંક બાળકો ચાર મહિને અને કેટલાંક છ મહિને માર્ક મેળવવા લાગ્યાં. પેત્રીક અને મીશાને છેક બીજા શાળાવર્ષમાં જ પહેલી વાર માર્ક મળ્યા. હું તેમની જોડે વધારાની મહેનત કરતો, અને તેમનું કામ દરરોજ થોડુંઘણું સુધરવા લાગ્યું, તથા પોતાની શક્તિ અંગેનો તેમનો આત્મવિશ્વાસ જળવાઈ રહેવા લાગ્યો, ત્યાં સુધી હું એવી મહેનત કરતો રહ્યો.

અભ્યાસ કંઈ શિક્ષક તરફથી બાળકને જ્ઞાનની યંત્રવત્ સોંપણી નથી, એ સૌપ્રથમ તો માનવીય સંબંધોની બાબત છે. જ્ઞાન તથા અભ્યાસ અંગે બાળકના વલણનો આધાર મોટે ભાગે શિક્ષક જોડે તેના સંબંધ ઉપર હોય છે. વિદ્યાર્થીને પોતાના સંબંધમાં ગેરઇનસાફ થતો લાગે તો તેને આઘાત થાય છે. નાનાં બાળકોને ઓછા માર્ક આપીને નાપાસ કરવામાં આવે ત્યારે તેમને

હંમેશાં એમ જ લાગે છે કે પોતાના સંબંધમાં ગેરઈનસાફ થાય છે, એથી તેમને પીડા થાય છે, કારણ કે એવું તો કદી બનતું જ નથી કે બાળકને શીખવાનું મન ન હોય. તેને શીખવાનું મન જરૂર હોય છે, પણ તે શીખી નથી શકતું; તેનામાં ધ્યાન કેંદ્રિત કરવાની, પોતાને કામ કરતું કરી દેવાની, શક્તિ હજી નથી હોતી.

બાળકો આખા વરસ દરમિયાન દિવસ પછી દિવસે ગેરઈનસાફની લાગણી અનુભવતાં રહે તો શરૂઆતમાં ચેતાતંત્રને પ્રવેગ મળે છે પરંતુ પછી માનસિક અવરોધ ખડો થઈ જાય છે—હતાશા, નબળાઈ, ઉદાસીનતા. ઉત્તેજના અને માનસિક અવરોધ વચ્ચેની એવી કૂદાકૂદના પરિણામે બાળક માંદું પડી જવાની સ્થિતિ સર્જાય છે. પહેલી નજરે વિચિત્ર લાગતી એ બીમારીઓ શાળા જોડે સંકળાયેલી માનસિક વિકૃતિઓ અથવા ઉપદેશવૃત્તિના સંબંધમાં નબળી પ્રતિક્રિયાઓ હોય છે. ઉપદેશવૃત્તિના સંબંધમાં એવી પ્રતિક્રિયાનું વિરોધાભાસી લક્ષણ એવું હોય છે કે તે માત્ર શાળામાં જ થાય છે, એવા પુનિત સ્થળે થાય છે કે જ્યાં માનવતા વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચેના આંતરસંબંધોને નિર્ધારિત કરતાં અત્યંત મહત્ત્વનાં લક્ષણોમાંનું એક બની રહેવી જોઈએ. ઉપદેશવૃત્તિના સંબંધમાં એવી પ્રતિક્રિયાનો ઉદ્ભવ ગેરઈનસાફની લાગણીમાંથી થાય છે. બાળકો જોડે માબાપના અથવા શિક્ષકોના ગેરઈનસાફી સંબંધોની ઘણી રંગછાયાઓ હોય છે, અને તેમાં પહેલી રંગછાયા ઉદાસીનતા હોય છે. બાળકની નૈતિક અને ઐચ્છિક શક્તિના ઘડતર માટે, તેની પ્રગતિ અંગે શિક્ષકની ઉદાસીનતાથી વધારે મોટું જોખમ, બીજું કોઈ નથી હોતું. પછી, બાળક કશુંક ન જાણતું હોવાના સંબંધમાં બરાડા, ધમકીઓ, તથા ચીડ આવે છે, અને ખરા કેળવણીકારો ન હોય એવા લોકોમાં તો ખારીલો હરખ પણ જોવા મળે છે, ઓછા માર્ક આપીને નાપાસ કરવામાં તેમને મઝા પડતી હોય છે, તેઓ માબાપને "ખબર પાડી દેવા માગતા હોય છે કે તેમનું બાળક કેવું છે"...

મેં શાળા સાથે સંકળાયેલી માનસિક વિકૃતિનું નિરીક્ષણ કેટલાંક વર્ષોના ગાળા દરમિયાન કર્યું. બાળકોનાં ચેતાતંત્રો, શિક્ષક તરફથી થતા ગેરઈનસાફની પ્રતિક્રિયા, નિરનિરાળી રીતે કરે છે: તેમાં આતે પ્રવૃત્તિ, સતામણીના ભ્રમો, કટુતા, ઢોંગી અથવા અસ્વાભાવિક બેપરવાઈ, ઉદાસીનતા અથવા ઊંડી હતાશા, શિક્ષકો અથવા કુટુંબો તરફથી સજાની બીક, રંગલાપણું અને તોછડાઈ, અથવા મનોવિકારની નિશાનીઓ બતાવતી



ક્રૂરતા (એ બહુ વિરલ હોય છે પણ તેને અવગણી ન શકાય) હોય છે. ઉપદેશવૃત્તિને અટકાવવાની બાબતનો આધાર માબાપની તથા શિક્ષકની શૈક્ષણિક કુશળતાઓ ઉપર હોય છે. શૈક્ષણિક કુશળતાનું સૌથી વધારે મહત્ત્વનું પાસું દરેક બાળકના માનસિક જગતની અનુભૂતિનું હોવું જોઈએ, અને દરેક બાળકની ઉપર એટલું ધ્યાન આપવાની તથા તેને એટલી માનસિક શક્તિ બક્ષવાની શક્તિનું હોવું જોઈએ કે જે તેના મનમાં પોતે ભુલાઈ ન ગયું હોવાની, પોતાના વિષાદો તથા દુભાવાઓ તથા વિટંબણાઓમાં ભાગ લેવાતો હોવાની, લાગણી ઉત્પન્ન કરવા માટે જરૂરી હોય.

બાળકની દૃષ્ટિએ જોતાં, શિક્ષક તેને જે મોટામાં મોટો ગેરઈનસાફ કરી શકે તે ગેરવાજબી રીતે ઓછા માર્ક આપીને નાપાસ કરી દેવાનો, તથા માબાપ તરફથી સજા કરાવવાનો, હોય છે. જો બાળકના ધ્યાનમાં આવી જાય કે શિક્ષક ઓછા માર્કની ખબર માબાપને પહોંચાડવાની બાબતમાં મક્કમ છે, તો તેના મનમાં શિક્ષક તરફ અને શાળા તરફ કડવાશની લાગણી ભરાઈ જાય છે. તેની નજરમાં બૌદ્ધિક શ્રમ નફરત પેદા કરતું કામ બની રહે છે. લાગણીઓ બુઠ્ઠી બની જવાની એ સ્થિતિ પછી બીજા લોકો જોડેના, સૌપ્રમ તો માબાપ જોડેના, તેના સંબંધોમાં સંચારિત થઈ જાય છે.

બાળકના હૈયાને લાગણીઓની એવી જડતા કરતાં, ગેરઈનસાફમાંથી અસ્તિત્વમાં આવતી એવી જડતા કરતાં, વધારે પીંખી નાખનારી કોઈ બાબતની ધારણા મુશ્કેલ છે. બાળક એવી ઉદાસીનતાની લાગણીને લીધે ઇષ્ટ અને અનિષ્ટ અંગેની સંવેદનશીલતા ખોઈ બેસે છે. તે સમજી નથી શકતું કે પોતાની આસપાસના લોકોમાં સારું અને ખરાબ શું છે. લોકોના સંબંધમાં શંકાશીલતા અને અવિશ્વાસ તેના દિલમાં અડ્ડો જમાવી દે છે, અને એવી સ્થિતિ કડવાશનું મુખ્ય વહેણ બની રહે છે.

આજકાલ કેળવણીકારોમાં પ્રોત્સાહન અને સજા વિશેની ચર્ચાઓ વારંવાર સાંભળવા મળે છે. એ લલચામણા સિદ્ધાંતો એક દિવસ જીવતાં ફૂદાંની જેમ જન્મે છે અને મરી જાય છે... અને તેમાં શિક્ષણની દુનિયાનું સૌથી વધારે મહત્ત્વનું પ્રોત્સાહન તથા સખતમાં સખત (પરંતુ સક્રિય હંમેશાં નહિ) સજા માર્કના રૂપમાં હોય છે. એ તો સૌથી વધારે ધારદાર સાધન છે, અને તેનો ઉપયોગ પારાવાર કુશળતા તથા લાયકાત માગી લે છે.

એ સાધનનો ઉપયોગ સરખી રીતે કરવા માટે સૌપ્રથમ તો બાળકના સંબંધમાં ગમાની લાગણી હોવી જોઈએ. બાળકને કહેવું નહિ કે તું મને

ગમે છે, પરંતુ હેતની લાગણી તેના કાળજીમાં વ્યક્ત કરવી. તોલ્સ્તોયે લખ્યું છે કે "જો શિક્ષક પોતાના કામની ચાહના ધરાવી શકે તો તે સારો શિક્ષક બને. જો શિક્ષક પોતાના વિદ્યાર્થીઓ તરફ પિતા અથવા માતાની જેમ કેવળ હેતપ્રેમની જ લાગણી ધરાવતો હોય તો તે એવા શિક્ષકથી બહેતર બની રહેશે કે જેણે બધાં પુસ્તકો વાંચ્યાં હોય પરંતુ જેને પોતાના કામ અથવા વિદ્યાર્થીઓના સંબંધમાં પ્રેમની લાગણી ન હોય. તે એકદમ પરિપૂર્ણ શિક્ષક બની રહેશે."*

સંવેદનશીલતા એવો ગુણ છે કે જેની સિદ્ધિ કેવળ અભ્યાસ મારફત અશક્ય હોય છે. કેળવણીકારમાં માનવીય સંવેદનશીલતાનો પાયો સામાન્ય બૌદ્ધિક, નૈતિક, રસલક્ષી, અને ભાવાત્મક વિકાસની આંગિક એકતામાં હોય છે, અને એવી એકતા ઊંચી શૈક્ષણિક કક્ષાના, તેમ જ સામૂહિક સંઘટનની ભીતર નૈતિક સંબંધોમાં સામાજિક અનુભવના, પરિણામને અંકિત કરતી હોય છે. શિક્ષકે સમજી લેવું જોઈએ અને લાગણી અનુભવવી જોઈએ કે પોતાનો અંતરાત્મા દરેક બાળકના ભવિષ્ય વિશે જવાબદાર છે, પોતે જેને શાળામાં ભણાવતો હોય એ વ્યક્તિની ચિંતનશક્તિ, આરોગ્ય, અને સુખનો આધાર પોતાની ભાવનાત્મક તથા બૌદ્ધિક સમૃદ્ધિ ઉપર છે.

...બીજા ધોરણમાં વ્યાકરણનો પાઠ. મહાવરાના સવાલોને લગતા નિયમો તથા પૃથક્કરણનો અભ્યાસ કરી લીધા પછી બાળકોએ સ્વતંત્ર કામ કર્યું. તેમાં ઉદ્દેશ તેમના જ્ઞાનને ચકાસી જોવાનો અને વધારે ઊંડું બનાવવાનો હતો. કામના સંબંધમાં માર્ક આપવાના હતા. કામને તપાસતી વેળા મેં જોયું કે મીશા અને પેત્રીકનું કામ નબળું હતું. હું તેમને ઓછા માર્ક આપીને નાપાસ કરી દઉં તો શીખવાની ખરા દિલની ઉત્સુકતા ધરાવતાં બાળકોને તેમાં સજા જેવું લાગે: "તમારા સાથીઓ એક કદમ આગળ ધપી ગયા, પરંતુ તમે આગળ ન ગયા." મેં ભૂલો સુધારી આપી, સારી લેખનશક્તિનાં ઉદાહરણો આપ્યાં, પરંતુ મીશા અને પેત્રીકને કોઈ જાતના માર્ક બિલકુલ ન આપ્યા. બાળકોને નોટબુકો પાછી આપતાં મેં કહ્યું: "મીશા અને પેત્રીકને માર્ક નથી મળ્યા. બાળકો, તમારે સારી રીતે કામ

---

* લેવ તોલ્સ્તોય, 'સમગ્ર કૃતિઓ', ગ્રંથ ૪, મોસ્કો, પૃષ્ઠ ૨૬, (રૂસી ભાષામાં). —રાં.



કરવું જોઈએ. બીજા કોઈ સવાલનો જવાબ તમારી મેળે લખો, અને માર્ક મેળવવાની કોશિશ કરો."

કામ સંતોષજનક ન હોય ત્યારે માર્ક ન મળતા હોવાની હકીકતથી બાળકો ટેવાઈ ગયેલાં હતાં. તેમનાં મનમાં ધીરેધીરે ખાતરી ઘડાતી ગઈ કે પૂરા થઈ ગયેલા કામનો અર્થ આગેકદમ હોવાનું, જેના સંબંધમાં શિક્ષક નિર્ણાયક "ફેંસલો" કરે જ એવું આગેકદમ હોવાનું, આવશ્યક નથી. બાળકની સામે સફળતાનો માર્ગ અવરોધાઈ નહોતો જતો: તે હજી જે ન કરી શકતું હોય તે ભવિષ્યમાં કરે, કદાચ આજે અથવા કાલે જ કરી લે. ઓછા માર્કને લીધે નાપાસ થઈ જવાથી બાળકને થતી હતાશાની લાગણી, સાથીઓથી એક ડગલું પાછળ રહી ગયા હોવાની લાગણી, મીશા અને પેત્રીકને ન થઈ. પાઠમાં છોકરાઓએ માગણી કરી: "અમને સવાલ આપો." મેં સવાલ આપ્યો. તેમણે એ કામ માટે શાળાદિન દરમિયાન જ વખત કાઢ્યો (અમારી શાળામાં એવો બંદોબસ્ત છે કે દરેક વિદ્યાર્થીને જે કામ અત્યંત જરૂરી લાગે તે કરી લેવા દરરોજ અરધા કલાકનો સમય મળી રહે). નાનકડા છોકરાઓએ સારા માર્ક મેળવવાની, પોતે બાકીનાં બાળકોથી બદતર ન હોવાની ખાતરી કરાવી દેવાની, પૂરી કોશિશ કરી. મેં તેમનું કામ તપાસી જોયું, અને એવા દાખલાઓમાં લગભગ હંમેશાં બનતું હોય છે તેમ, કામ સારા માર્કને લાયક હતું.

જેમાં કામગીરી સર્જનાત્મક બૌદ્ધિક શક્તિ, ચિંતનશક્તિ, અને સંશોધન માગી લેતી હોય એવા દાખલાઓમાં, કામની ઉત્સુકતા પેદા કરવાની દિશામાં, પ્રોત્સાહન તરીકે માર્કનો સાવચેતીભર્યો ઉપયોગ, ખાસ મહત્ત્વનો હોય છે. એક વિદ્યાર્થીમાં ચિંતનની પ્રક્રિયા ઝડપથી અને નિર્ણાયક રીતે ચાલતી હોય છે, બીજા વિદ્યાર્થીમાં ધીમેધીમે ચાલતી હોય છે; પરંતુ તેનો અર્થ એવો નથી કે પહેલો વિદ્યાર્થી બીજા વિદ્યાર્થી કરતાં વધારે ચબરાક હોય. પ્રાથમિક શાળામાં ગણિતના પાઠો, દાખલા ઉકેલવાનું કામ, શિક્ષણના પ્રથમ સૂત્રોના માપદંડના સ્થાને હોય છે: બાળકોને બૌદ્ધિક શ્રમની સફળતાની ખુશી બક્ષવી, તેમનાં મનમાં ગર્વ અને સ્વ-મૂલ્યની લાગણી પેદા કરવી. પાકી ખાતરી ઊભી કરવી જોઈએ કે શરૂઆતની મુશ્કેલીઓ બાળકના માર્ગમાં અવરોધ ન બની જાય. બાળકોએ સ્વતંત્ર રીતે વિચાર કરતાં, બુદ્ધિનો ઉપયોગ કરીને દાખલાની શરતો સમજી લેતાં, ઉકેલનો માર્ગ ખોળી કાઢતાં—બીજા શબ્દોમાં કહીએ તો કામની સફળતાની ખુશી

અનુભવતાં — નહોતું શીખી લીધું ત્યાં સુધી હું તેમને માર્ક નહોતો આપતો. તેમાં દસ્તૂરી વલણ લઈ શકાય જ નહિ: એક બાળકને ગણિતમાં મહિનામાં ત્રણ માર્ક મળે, અને બીજા બાળકને એક પણ માર્ક ન મળે. પરંતુ તેનો અર્થ એવો નથી કે બીજા બાળકે કંઈ જ ન કર્યું હોય અને કોઈ જાતની પ્રગતિ ન સાધી હોય. તેણે દાખલાને સમજતાં શીખી લીધું, અને વિદ્યાર્થી તરફથી સ્વતંત્ર રીતે ઉકેલવામાં આવતો ગણિતનો પ્રમાણમાં અટપટો પહેલો દાખલો બાળકના વિકાસમાં મહત્ત્વનું કદમ અંકિત કરતો હોય છે.

ગણિતમાં સફળ ન થતા વિદ્યાર્થીઓનું નિરીક્ષણ મેં ઘણાં વરસ ધ્યાનથી કર્યું છે, અને મને ખાતરી થઈ ગઈ છે કે પ્રાથમિક અને માધ્યમિક શાળામાં પાછળ રહી ગયેલા વિદ્યાર્થીઓ સ્વતંત્ર રીતે એક પણ દાખલો કદી નથી ઉકેલતા. તેઓ પ્રવાહમાં તણાતા રહે છે, તેમના સાથીઓ અગાઉ જ્યાં ખડા રહી ચૂક્યા હોય ત્યાં જ કદમ માંડે છે: તેઓ પાટિયા ઉપર ઉકેલવામાં આવેલા દાખલાઓની અથવા પાડોશીઓના કામની નકલ કરે છે, પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં તેમનામાં પોતે જ દાખલો ઉકેલવાની કશી સમજણ નથી હોતી.

એ મુશ્કેલીને શિક્ષણ પદ્ધતિની હથોટીમાં સુધારણાની કોઈ જાતની પદ્ધતિની તલાશ કરીને નિવારી લેવાનું અશક્ય હોય છે. ગણિતના પાઠમાં બૌદ્ધિક શ્રમ ચિંતનના માપદંડના સ્થાને હોય છે. મુશ્કેલીનું કારણ એવી હકીકતમાં હોય છે કે બાળક વિચાર કરતાં નથી શીખ્યું હોતું, આસપાસના જગતની વસ્તુઓ, પરિઘટનાઓ, પરસ્પર અવલંબનો, અને આંતરસંબંધોએ તેના મનમાં ચિંતનના સ્રોતનું સ્થાન નથી લીધું હોતું. અનુભવ બતાવે છે કે છેક નાનપણથી જ પ્રકૃતિમાં "પ્રવાસો" બૌદ્ધિક શ્રમની ખરી શાળા બની રહ્યા હોય તો ગણિતમાં નાપાસ થાય એવો એક પણ વિદ્યાર્થી ન હોય: વસ્તુઓ પાસેથી બાળકને વિચાર કરતાં શીખવવાનું કામ લેવું જોઈએ: સાજાંનરવાં બધાં બાળકોને બુદ્ધિશાળી, ખુશમિજાજ, જિજ્ઞાસુ, અને કુતૂહલ ધરાવતાં બનાવવાની ખાતરી ઊભી કરવામાં એ બાબત અસાધારણ મહત્ત્વની શરતના સ્થાને છે. મેં શિક્ષકોને સલાહ આપી કે વિદ્યાર્થી કંઈક ન સમજતો હોય, તેના વિચારો જળગાંથી ફેંકાઈ ગયેલી માછલીની જેમ અસહાય દશામાં તરફડતા હોય, તો પોતાના જ કામનું બારીક અવલોકન કરી લેવું. વિદ્યાર્થીઓનાં મન સુકાઈ રહેલા નાનકડા સરોવર જેવાં તો નથી થઈ ગયાં ને? ચિંતનની મહાન જીવનદાતા



સરવાણીથી — વસ્તુઆના જગતથી, પ્રકૃતિની પરિઘટનાઓથી — વેગળાં તો નથી ધકેલાઈ ગયાં ને? એ નાનકડા સરોવરને પ્રકૃતિ, વસ્તુઓ, અને આસપાસના જગતના મહાસાગર જોડે સાંકળી લો, અને પછી જુઓ કે ચેતનમય વિચારોનો ઝરો કેવી રીતે ફૂટી નીકળે છે.

પરંતુ એમ માની લેવામાં ભૂલ થશે કે આસપાસનું જગત આપમેળે જ બાળકને વિચાર કરતાં શીખવી દેશે. સૈદ્ધાંતિક ચિંતન વગર તો વસ્તુઓ બાળકોની નજરથી છુપાયેલી રહી જાય, અભેદ્ય દીવાલની પાછળ ખડકાયેલી રહી જાય. બાળક પોતાની આસપાસના વાતાવરણમાંથી સાર તારવે તો જ પ્રકૃતિ બૌદ્ધિક શ્રમની શાળા બની રહે છે. બાળકે વાસ્તવિકતાનાં સ્પષ્ટ કલ્પનોને આત્મસાત્ કરવાં જોઈએ અને આંતરક્રિયાને આસપાસના જગતના મહત્ત્વના લક્ષણ તરીકે પારખવી જોઈએ, એ બાબત આવશ્યક છે. સમગ્ર અસ્તિત્વનું અંતિમ કારણ આંતરક્રિયા હોય છે — હેગેલના એવા વિચારની સચ્ચાઈનો ઉલ્લેખ ભારપૂર્વક કરતાં એંગેલ્સે લખ્યું છે: "આપણે એ પારસ્પરિક ક્રિયાના જ્ઞાનથી વધારે દૂર પાછળ જઈ શકીએ એમ નથી, ચોક્કસ એવા કારણસર કે પાછળ જાણવા જેવું કશું છે જ નહિ."* અમૂર્ત ચિંતનની સીધી તૈયારી તરીકે આંતરક્રિયાની પરખ ગણિતીય ચિંતનના વિકાસની મહત્ત્વની શરત છે. દાખલાને સફળતાથી ઉકેલવાના કામનો આધાર એ હકીકત ઉપર હોય છે કે બાળકો વસ્તુઓ તથા પરિઘટનાઓ વચ્ચેની આંતરક્રિયાને પારખી લે છે કે નહિ.

દાખલો ઉકેલવાની પ્રક્રિયામાં સ્વતંત્ર બૌદ્ધિક શ્રમ, જેના વગર ચિંતન નિરર્થક બની રહેતું હોય છે એ સામાન્ય તારવણીઓ (ગુણાકારનું કોષ્ટક અથવા ધન પૂર્ણાંકો) બાળકની યાદદાસ્તમાં કાયમને માટે તથા મક્કમપણે સંઘરાઈ જાય ત્યારે પણ, ફળદાયક બને છે.

પેત્રીક ગણિતના દાખલાની શરતોને બહુ લાંબા વખત સુધી યાદ નહોતો રાખી શકતો. મેં ખુલાસો આપી દેવાની ઉતાવળ ન કરી. મુખ્ય વાત એ હતી કે નાનકડો છોકરો વસ્તુઓ તથા પરિઘટનાઓ વચ્ચેના પારસ્પરિક અવલંબનના સારતત્ત્વને વ્યક્તિગત માનસિક પ્રયાસ મારફત સમજે. પરંતુ બાળક સૈદ્ધાંતિક ચિંતનની તૈયારી ન ધરાવતું હોય, તુલના

* ફ્રેડરિક એંગેલ્સ, 'પ્રકૃતિની દ્વંદ્વાત્મકતા', પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૭૪, પૃષ્ઠ ૨૩૧-૩૨. — સં.

અને પૃથક્કરણ ન કરી શકતું હોય, તો ચેતનમય ચિંતનનો ઝરો ન ફૂટી નીકળે. હું બાળકોને પ્રકૃતિનાં લઈ ગયો, મેં તેમને ફરીફરી નિરીક્ષણ કરતાં, વસ્તુઓ તથા ગુણધર્મો તથા પરિઘટનાઓની તુલના કરતાં, આંતરક્રિયાઓને પારખતાં, શીખવ્યું. મેં પેત્રીકનું ધ્યાન આસપાસના જગતની એવી પરિઘટનાઓ તરફ ખેંચ્યું કે જે બાળકની ચેતનામાં ગુણાકારની, સામાન્ય રૂપે વસ્તુઓના અત્યંત મહત્ત્વના ગુણધર્મોમાંના એક તરીકે સંખ્યાની, છાપો અંકિત કરે. હું એવા બિંદુએ પહોંચી ગયો કે જ્યાં સંખ્યાત્મક પરસ્પરાવલંબન બાળકની સમજણમાં ઊતર્યું, જ્યાં તેને ખાતરી થઈ ગઈ કે એ કંઈ કોઈએ ઉપજાવી કાઢેલું કશુંક નથી પરંતુ વાસ્તવિક અસ્તિત્વ ધરાવે છે. તેમાં બહુ મહત્ત્વની વાત એ નથી કે વિદ્યાર્થીએ ગણતરીઓ કરતાં, સંખ્યાઓની કામગીરી કરતાં, શીખી લીધું, મોટા મહત્ત્વની વાત તો એ છે કે તેણે પારસ્પરિક અવલંબનના ખુદ સારતત્ત્વનો વિચાર કર્યો.

અમે તરબુચના વાડામાં ઝૂંપડામાં બેઠાં હતાં અને અનાજ એકઠું કરતાં યંત્રોનું કામ નીરખી રહ્યાં હતાં. અનાજ ભરેલી ટ્રક થોડી થોડી વારે યંત્ર પાસેથી રવાના થતી હતી. યંત્રના ભંડારિયામાં અનાજ કેટલી મિનિટોમાં ભરાઈ જતું હતું? બાળકોએ ઉત્સુકતાથી ઘડિયાળ ઉપર નજર ઠેરવીને જોયું કે સત્તર મિનિટ લાગતી હતી. લોકો કામનો બંદોબસ્ત કેવી રીતે કરતા હતા કે જેથી યંત્ર ક્યારેય બંધ ન કરવું પડે? ભંડારિયું ભરાઈ જવામાં પાંચ, પછી ચાર, અને પછી ત્રણ મિનિટ બાકી રહી. બાળકો ફિકરમાં પડી ગયાં. હવે ઘણું કરીને યંત્રને બંધ કરવું જ પડશે. માત્ર બે જ મિનિટ બાકી રહી ત્યારે એક ટ્રક વનમાંથી આવી પહોંચી. પરંતુ અનાજના ગોદામે પહોંચવામાં પૂરો એક કલાક લાગતો હતો. તેનો અર્થ એવો થયો કે લોકો અંતર અને સમય વચ્ચેના પરસ્પર અવલંબનની ગણતરી કરી લેતા હતા. યંત્રનું કામ અણથંભ ચાલુ રાખવા માટે અનાજની ફેરવણીની ટ્રકો જરૂરી સંખ્યામાં ફાળવવામાં આવી હતી. પરંતુ અનાજના ગોદામે પહોંચવામાં એક કલાકને બદલે બે કલાક લાગતા હોય તો અનાજની ફેરવણી માટે જરૂરી ટ્રકોની સંખ્યા વધી જાય કે ઓછી થઈ જાય?

"બેશક વધી જાય," પેત્રીક બોલ્યો, અને તેની આંખોમાં ખુશી ઝળકી ઊઠી. "હાલ ત્રણ ટ્રકો લગાતાર કામ કરતી રહે છે. એકમાં અનાજ લાદવામાં આવે છે, અને બીજીમાંથી અનાજ ઉતારવામાં આવે છે. રસ્તો



વધારે લાંબો હોય તો માર્ગે આવતી જતી ટ્રકો વધારે સંખ્યામાં જરૂરી બને."

બાળક માનસિક શક્તિનો ઉપયોગ કરી રહ્યું હતું. મને જોવા મળ્યું કે તે વિચાર કરવા લાગ્યું હતું, રસ્તાની લંબાઈ બમણી હોય તો જરૂરી બનતી ટ્રકોની ગણતરી કરવા લાગ્યું હતું. પરંતુ એ વખતે મુખ્ય બાબત એ નહોતી. મુખ્ય બાબત તો તેની સમજણની હતી, તેને સમજાઈ ગયું હતું કે સમસ્યાઓ કંઈ કોઈની કલ્પનાના તુક્કાઓ નથી હોતી. આપણી આસપાસના જગતમાં સમસ્યાઓ અસ્તિત્વમાં હોય છે કારણ કે ગતિ, જીવન, અને માનવીય શ્રમ અસ્તિત્વમાં હોય છે.

પેત્રીક ત્રીજા ધોરણમાં પહોંચી ગયો હતો પરંતુ હજી સમસ્યા ઉકેલવામાં સફળ નહોતો થતો. તેણે એક પણ સમસ્યા સાથીઓ અથવા શિક્ષકની મદદ વગર સ્વતંત્ર રીતે હજી નહોતી ઉકેલી. એથી મને ચિંતા થતી હતી. તેમ છતાં મને ખાતરી હતી કે છોકરો વિચાર કરવા લાગ્યો છે. મેં તેને સાર તારવવાની કામગીરી માટે તૈયાર કર્યો, પરંતુ એ તૈયારી કેવળ એવી પરિઘટનાઓના વિચારપૂર્વક પૃથક્કરણ પૂરતી જ સીમિત નહોતી કે જે ગણિતના દાખલાઓનો પાયો બની રહેતી હોય. વિચાર કરનારને ગણતાં ન આવડતું હોય તો તે જ્ઞાનની ઉસ્તાદી હાંસલ ન જ કરી શકે. પેત્રીક માટે જરૂરી હતું કે તે પ્રાથમિક બાબતો અંગેની યાદદાસ્તને ધીરેધીરે વધારે દૃઢ બનાવે કારણ કે એમ કર્યા વગર તો ચિંતન અશક્ય જ બની રહે, એ વાત બહુ મહત્ત્વની હતી. છોકરો ગણિત પેટી પાસે બેસતો અને મહાવરા કરતો, પોતાના કામની ચકાસણી કરતો. મેં કોશિશ કરી કે તે ૧૨ – ૮, ૧૯ + ૧૩, અથવા ૪૧ – ૧૯ જેવા સરવાળા તથા બાદબાકીઓમાંથી નીકળતી સંખ્યાની ફિકર કરવાને બદલે (ત્રીજા ધોરણનો વિદ્યાર્થી એવી બાબતોની ફિકરમાં અટવાઈ જાય તો સમસ્યાને ઉકેલી ન શકે) સમસ્યાની શરતોને સમજે.

જિંદગીએ મને ખાતરી કરાવી દીધી કે ઘણી વાર વિદ્યાર્થીઓ બીજગણિતમાં માત્ર એક કારણસર નબળા હોય છે — તેમણે ધન પૂર્ણાંકોની શ્રેણીનો વિચાર એવા બિંદુ સુધી નથી કર્યો હોતો કે જ્યાં પ્રાથમિક બાબતો વિશે વધારે વિચાર કરવાનું જરૂરી ન હોય, અને તેમની પૂરી શક્તિને અમૂર્ત ચિંતનની દિશામાં વાળી શકાય. જેવી રીતે, બાળકે શબ્દમાં સામેલ અક્ષરો હજાર વાર ન વાંચ્યા હોય તો વાંચન અર્ધ-સ્વચાલિત પ્રક્રિયા ન

બની શકે, એવી જ રીતે, બાળક ડઝનબંધ અને સેંકડો દાખલાઓને — લોકોને હંમેશાં જેના જવાબોની જાણકારી રહેતી હોવાથી તેઓ જેને વિશે રોજિંદા અમલમાં વિચાર નથી કરતા એવા દાખલાઓને — યાદ ન રાખી શકે તો અમૂર્ત ગણિતીય તર્ક તેને માટે બંધ પેટી જેવો બની રહે છે. મેં કોશિશ કરી કે ધીમેધીમે શીખનારાં બાળકો, સૌપ્રથમ તો પેત્રીક, ગણિતીય ચિંતનનાં વધારે સાદાં માધ્યમોની — સરવાળા, બાદબાકી, ગુણાકાર, અને ભાગાકારની — ઉસ્તાદી હાંસલ કરે. નિરંતર વધતી જતી સંખ્યામાં એવાં માધ્યમોની ઉસ્તાદી હાંસલ કરતાં જાય.

અમે પ્રકૃતિમાં ફરવા જતાં અને હું છોકરાનું ધ્યાન સંખ્યાબંધ એવી સમસ્યાઓ તરફ વાળતો કે જેને લોકો કામની પ્રક્રિયા દરમિયાન ઉકેલતા હોય છે. આખરે એવો દિવસ આવ્યો કે જેની વાટ હું બહુ આતુરતાથી જોઈ રહ્યો હતો, પેત્રીકે સમસ્યાને પોતાની મેળે ઉકેલી લીધી.

નાનકડા છોકરાની આંખો ઝળકી ઊઠી. તે સમજાવવા લાગ્યો કે સમસ્યા શાને વિશે છે: તેના ખુલાસામાં ગોટાળા હતા, પણ હું જોઈ શક્યો કે જે કશુંક અગાઉ ધુમ્મસમાં લપેટાયેલું હતું એ બાળકની સામે પ્રગટ થઈ ગયું છે. પેત્રીક ખુશ હતો. મેં પણ લાંબા વખત પછી આખરે રાહતનો શ્વાસ લીધો. છોકરો વર્ગ પૂરો થઈ જવાની વાટ અધીરાઈથી જોવા લાગ્યો, તેને ઘેર દોડી જઈને માને વાત કરવાની તાલાવેલી થઈ રહી હતી. મા ઘેર નહોતી, પણ તેણે હરખાતાં હરખાતાં દાદાને કહ્યું કે "મેં મારી મેળે સમસ્યા ઉકેલી લીધી છે." પેત્રીકના મનમાં સફળતાનો ગર્વ છલકાતો હતો, અને નિર્મળ નૈતિક ગર્વ તો માનવીય સિદ્ધિનું ઝરણું હોય છે. માણસને પોતાના કામનો ગર્વ ન હોય તો તે ખરો ઇન્સાન ન હોય.

પેત્રીકના દાખલાએ અમારા શૈક્ષણિક સમૂહકાર્ય સંઘટનને વિચારની સામગ્રી પૂરી પાડી. અભ્યાસમાં મુશ્કેલી અનુભવતાં બાળકોને અમે નવા પ્રકાશમાં નીરખવા લાગ્યા. ક્યારેય એવી ચોક્કસ તારવણી ન કરવી જોઈએ કે બાળક કંઈ જ નથી સમજી શકતું અને તેને બાકીની જિંદગી એ હકીકતના આધારે જ ગુજારવાની છે. તે બે કે ત્રણ વરસ કદાચ ન સમજે, પરંતુ જેમ જેમ વખત વીતતો જાય તેમ તેમ સમજવા લાગશે. ચિંતન તો ફૂલ જેવું હોય છે, પ્રાણભૂત રસોને ધીરેધીરે એકઠા કરતું જાય છે. આપણે મૂળિયાંમાં એ રસોનું સીંચન કરીએ અને ફૂલના છોડને તડકામાં ગોઠવીએ



તો તે ખીલી ઊઠશે. એ રીતે આપણે બાળકને વિચાર કરતાં શીખવીશું, તેને ચિંતનની સરવાણીની ભેટ આપીશું, તેની સામે આસપાસનું જગત મોકળું કરી દઈશું. આપણે તેને મોટી માનવીય ખુશીની, અનુભૂતિની ખુશીની, ભેટ આપીશું.

પ્રાથમિક શાળાના શિક્ષકો ઘણી વાર સાંજે એવી મુશ્કેલ, ગંભીર, શૈક્ષણિક સમસ્યાઓનો વિચાર કરવા ખાસ ભેગા થતા: વિદ્યાર્થીને વસ્તુઓ અને ચીજોની વાસ્તવિક ગણતરીમાંથી, પરિઘટનાઓના દેખીતા મૂર્ત પારસ્પરિક અવલંબનોમાંથી અમૂર્ત સામાન્ય તારવણીઓમાં — નિયમો અને સૂત્રોમાં — કેવી રીતે દોરી જવો. અમે એવો નિર્દેશ કરતી હકીકતોની વાતો કરી કે બધાં બાળકો એ રૂપાંતર સરળ રીતે અને પીડા વગર સાધી લેતાં હોય એમ નથી. કેટલાક વિદ્યાર્થીઓ ગણતરીની પદ્ધતિઓનો સરસ ઉપયોગ કરી શકતા હોય છે, ગણતરી ઝડપથી કરી શકતા હોય છે, પરંતુ સમસ્યાની શરતોની સમજણ મુશ્કેલીથી મેળવી શકતા હોય છે. કેટલાંક બાળકો સ્પષ્ટ, વાસ્તવિક, મૂર્ત પ્રવર્ગોમાં વિચાર કરતાં હોય છે, પરંતુ અમુક સમસ્યાના મૂર્ત આંકડાઓ તેમની નજર સામેથી ખસી જાય તો તેમને ચોક્કસ મુશ્કેલીઓ પડતી હોય છે. દાખલા તરીકે, કેટલાંક બાળકો સમસ્યાને વાંચી લે છે અને તરત જવાબ આપવાની કોશિશ કરે છે: તેઓ પોતાની ગણતરીઓના કારણને સમજ્યા વગર ગણતરી કરવા લાગે છે.

આપણે સૌએ એવાં બાળકો જોયાં છે. અમે માંહોમાંહે મસલત કરી કે એવાં બાળકોને મૂર્ત ચિંતનમાંથી અમૂર્ત ચિંતનની સ્થિતિમાં કેવી રીતે પહોંચાડવાં. અમે નિષ્કર્ષ તારવ્યો કે તેમણે સમસ્યાના ઉકેલની એક આખી કક્ષાને પાર કરવી જોઈએ, કોઈ જાતની સંખ્યાઓના ઉપયોગ કે ગણિતીય કામગીરીઓ વગર સમસ્યાની શરતોનો વિચાર કરી લેવો જોઈએ. અમે ખાસ લક્ષ્ય નિર્ધારિત કરીને ગણિતના ખુલ્લા વર્ગો ચલાવવા લાગ્યા — બતાવવા માટે કે બાળકો કેવી રીતે સમસ્યાનો વિચાર કરી લે છે અને તેને સંખ્યાઓ વગર ઉકેલે છે. અમે એકબીજાના વર્ગોની મુલાકાત લઈને, મુશ્કેલીઓ અનુભવતાં અમુક બાળકોના બૌદ્ધિક વિકાસના પંથોની તલાશ કરી.

માર્કનો ઉપયોગ એવી રીતે ન જ કરવો જોઈએ કે તે બાળકના વિચારોને જકડી રાખતી જંજીર બની જાય. હું તદ્દન નબળા વિદ્યાર્થીઓને, અમુક સમય દરમિયાન સાવ ઓછી બુદ્ધિવાળા લાગતા વિદ્યાર્થીઓને, એ સમયે

તેમની સમજણમાં ન ઊતરતી બાબત વિશે વિચાર કરવાની તક આપતો. બાળકોની અભ્યાસ કરવાની ઉત્સુકતા ક્યારેય ખતમ ન થઈ. બાળકોમાં ગર્વ, માન, અને સ્વ-મૂલ્યની લાગણી પેદા કરતી વેળા મને જોવા મળ્યું કે તેઓ સ્વતંત્ર રીતે કામ કરવા ઇચ્છતાં હતાં.

**બાળકને વિચાર કરવા દો...** એ વાત પહેલી નજરે લાગે છે એટલી સહેલી વાસ્તવમાં નથી. એકથી ચોથા ધોરણ સુધીનાં બાળકોના બૌદ્ધિક શ્રમનું નિરીક્ષણ કાળજીથી કરશો તો જોવા મળશે કે ભારે મોટી બહુસંખ્યાના દાખલાઓમાં (લગભગ હંમેશાં એમ બને છે) બાળક સવાલનો જવાબ ન આપે (અથવા કામ પૂરું ન કરે) ત્યારે કારણ માત્ર એક જ હોય છે, તેને વિચાર કરવાનો અથવા ધ્યાન કેંદ્રિત કરવાનો વખત નથી મળ્યો હોતો (ક્યારેક એવું બને છે કે સવાલ અણધાર્યો હોય છે અને બાળકને આભું બનાવી દે છે). અમારા પ્રાથમિક શિક્ષકો ખાસ એવી ચર્ચાવિચારણા માટે ભેગા થતા કે બાળકને વિચાર કરવાનો સમય કેવી રીતે આપવો. અમે નિષ્કર્ષ તારવ્યો કે બાળકને જવાબ આવડતો અથવા ન આવડતો હોવા વિશે ફેંસલો કરી લેવાની ઉતાવળ કદી ન કરવી જોઈએ. ઘણી વાર એવું બનતું હોય છે કે બાળકના મનમાં ઉકેલનો ઝબકારો થાય એ જ ઘડીએ શિક્ષક તેને કહી દે: "બેસી જા, તને જવાબ નથી આવડતો!" શિક્ષકના એવા કદમથી બાળકનું મન દુભાય છે. એવું કેમ બનતું હોય છે? એ સવાલનો જવાબ અમે શોધી ન શક્યા. અમારે ફરીફરીને અનેક વાર નિરીક્ષણ કરવું પડ્યું અને પારાવાર હકીકતોનું પરીક્ષણ કરવું પડ્યું.

મનોબળ અને ચિંતનની એકાગ્રતાથી લક્ષ્ય સાધી લેનારા બાળકને યાદ કરાવવાના કૃત્ય તરફ તથા છેતરપિંડી તરફ ઘૃણા થાય છે. મારી અને બાળકોની વચ્ચે હંમેશાં પરસ્પર વિશ્વાસ અને સદ્ભાવનું વાતાવરણ રહેતું. મારા વિદ્યાર્થીઓને કશુંક ન સમજાતું હોય, બને એટલી કોશિશ કરવા છતાં ન સમજાતું હોય, અથવા તેમણે કામ પૂરું ન કર્યું હોય, તો તેઓ કદી કોઈ જાતની બીક વગર મને જણાવતા. બાળકો પોતાની તમામ ખુશીઓ અને પીડાઓ મારી પાસે લઈ આવતા. હું બાળકોને ક્યારેય પીડા ન દેતો, અને નાપાસ થાય એટલા ઓછા માર્ક મળવાની બાબત તેમને માટે બહુ મોટી પીડાની હોય છે. શિક્ષક વિદ્યાર્થીને લગભગ દરરોજ કહેતો હોય કે "જો, તું વળી નાપાસ થયો," તો બાળકનું અંતર વિકૃત થઈ જાય છે. બાળકને દુખી બનાવી દેવામાં બહુ ઝાઝી પીડાની જરૂર



નથી પડતી. નાનકડી વ્યક્તિ પીડાથી ટેવાઈ જાય અને આસપાસની દરેક બાબત વિશે ઉદાસીન બની જાય ત્યારે કરુણતા બેવડાઈ જાય છે, તેનું દિલ કઠોર થઈ જાય છે, અને કઠોર દિલ એટલે ક્રૂરતા માટે ફળદ્રુપ જમીન. વર્ગમાં દુખી બાળકો હોય અને સાથીઓ તેમના દુખને દૂર ન કરે તો સામૂહિક સંઘટન કદી સારું, મિત્રતાની લાગણીવાળું, અને સદ્ભાવી ન જ બને.

વિદ્યાર્થીને કદીયે સારા માર્કથી બગડવા ન દેવો જોઈએ. શાળામાં ઘણી ઘણી વાર એમ બનતું હોય છે. બાળક શબ્દ બોલે તો સમજો કે તેને વધારેમાં વધારે માર્ક મળી ચૂક્યા હોય છે. ઘણી વાર એવું બનતું હોય છે કે કેટલાય વિદ્યાર્થીઓને એકનો એક સવાલ પૂછવામાં આવે અને દરેકને તેના જવાબ મુજબ માર્ક મળે. તેના પરિણામે બાળકો અભ્યાસને ગંભીર નજરે જોવાનું બંધ કરી દે છે. બાળકે હંમેશાં બૌદ્ધિક પ્રયાસના સુફળ તરીકે માર્ક હાંસલ કરવા જોઈએ.

બાળકને સમજાઈ જવું જોઈએ કે બૌદ્ધિક પ્રવૃત્તિમાં પુષ્કળ જોમ, મનોબળનું કેંદ્રીકરણ, અને ઘણી મોજમઝા જતી કરવાની શક્તિ આવશ્યક હોય છે. ચોક્કસ વાત છે કે કામમાં જ મનોબળ અને ખંતનું ઘડતર થાય છે. જેને પરિણામોની ટીકાત્મક મુલવણી કરતાં આવડી ગયું હોય અને કામમાં નિષ્ફળતાનો અનુભવ થતો હોય તો બાળક વધારે સખત અને બહેતર કામ કરવાની કોશિશ કરશે અને આળસુ કદી નહિ બને.

[illegible] બાળકો બૌદ્ધિક શ્રમમાં સફળતા મેળવવાની આવડત વ્યક્તિગત અનુભવ મારફત કેળવે ત્યારે તેમને આત્મસંયમની તાલીમ મળે છે. સખત મહેનત કરવાની અને સારામાં સારાં પરિણામો સાધવાની ટેવથી બાળક શીખે છે કે કામ બેપરવાઈથી પૂરું કરવાની વૃત્તિ, આળસ, અને બેદરકારીને કદી ન સાંખી લેવાય.

કામની અને અભ્યાસમાં સફળતાની ખુશી જ્યારે અભ્યાસના સંબંધમાં મુખ્ય પ્રોત્સાહક તત્ત્વ બની જાય ત્યારે વર્ગમાં કોઈ પણ આળસુ બાળક નહિ રહે. શિક્ષણની કલાના ખરા ઉસ્તાદો વિદ્યાર્થીઓમાં આળસના અલગ અલગ દાખલાઓ સામે સંઘર્ષ ભાગ્યે જ ચલાવશે, એમ કરવાને બદલે, આળસની વૃત્તિને માનસની સુપ્ત અવસ્થાના પરિણામ તરીકે ગણશે.

બૌદ્ધિક શ્રમનાં ઇષ્ટ પરિણામો માટે જ માર્ક આપવાની બાબત ઉપર આધારિત પદ્ધતિએ આખી શાળામાં ઊંડાં મૂળિયાં ધારણ કરી લીધાં,

મધ્યમ અને ઉપલાં ધોરણોના શિક્ષકોએ પણ તેને અપનાવી લીધી. વાંચકને કદાચ એમ પૂછવાનું મન થાય કે ત્રણ મહિનાના અથવા આખા શાળાવર્ષના અંતે કોઈ વિદ્યાર્થીને એક અથવા બીજા વિષયમાં કશા માર્ક હજી મળ્યા જ ન હોય તો શું થાય? બાળકને માર્ક ન મળવાની સ્થિતિની સરખામણી નાપાસ થવા જેટલા ઓછા માર્ક મળવાની સ્થિતિમાં સમાયેલી ભારે કમનસીબી સાથે કોઈ રીતે ન થઈ શકે, એ તો હકીકત છે. વિદ્યાર્થીઓને સાફ સમજાઈ ગયું કે પોતે કામ જેવું કરવું જોઈએ એવું ન કર્યું હોવાથી માર્ક નથી મળ્યા. એટલે, કોઈ વિદ્યાર્થીને શાળાવર્ષના અંત સુધી માર્ક મળ્યા જ ન હોય એવું ક્યારેય લગભગ નહોતું બન્યું. ચાર વરસ દરમિયાન માત્ર છ વાર મેં ત્રણ મહિનાના ગાળાના અંતે માર્ક નહોતા આપ્યા. માતાપિતાઓ જાણતાં હતાં કે દીકરા અથવા દીકરીને માર્ક ન મળ્યા હોય તો તેમાં હાલત સારી ન હોવાનો નિર્દેશ હોય છે. તેઓ વધુમાં જાણતાં હતાં કે માર્ક ન મળ્યા હોય તો તેમાં બાળક કસૂરવાર નથી હોતુ પરંતુ તેની કમનસીબી કારણભૂત હોય છે. એવા દાખલાઓમાં મદદ કરવી જોઈએ, એટલે અમે સૌ ભેગાં મળીને વિદ્યાર્થીને મદદ કરતાં. મેં માતાપિતાઓને સમજાવી લીધાં કે બાળકો પાસેથી વધારેમાં વધારે માર્કની માગણી કદી ન કરવી, અથવા ઓછા માર્કને લીધે નાપાસ થવાની સ્થિતિને આળસ, બેદરકારી, અથવા અપૂરતી ખંતની નિશાની કદી ન ગણવી.

કેટલાક શિક્ષકો માર્કનો--નાજુક શૈક્ષણિક સાધનનો—ઉપયોગ અવિચારી રીતે કરતા હોય છે. ઘણી શાળાઓમાં સાધારણ માર્કને વખોડવા લાયક બાબત ગણવામાં આવે છે. "આપણે સાધારણ માર્ક વગર અભ્યાસ કરીશું!"—એવી અપીલો ખાલી બાળવીર સંમેલનો પૂરતી જ સીમિત નથી હોતી, બાળકો માટેનાં અખબારોમાં પણ વાંચવા મળતી હોય છે. વિદ્યાર્થીઓમાં સંતોષજનક કામ અંગે એવા વલણને ઉત્તેજન આપતી વેળા શિક્ષક પોતાના ચહેરા ઉપર વેર વાળવા માટે પોતાનું નાક વાઢી નાખતો હોય છે: તે બાળકોને છીછરાં તથા બિનગંભીર બનતાં શીખવે છે.

બીજા ધોરણના આરંભ પછી કેટલાંક અઠવાડિયાં વીતી ગયાં ત્યારે બાળકોએ માર્કની નોટબુકો બનાવી. વર્ગમાં મળતા માર્ક નોટબુકમાં નોંધી લેવામાં આવતા. બાળક પોતાના માર્ક માતાપિતાથી છુપાવે એવો એક



પણ દાખલો નહોતો બન્યો. માર્કમાં સફળતાની ખુશીનું પ્રતિબિંબ પડતું હોય તો સ્થિતિ એવી જ હોય, એથી જુદી ન જ હોઈ શકે. શિક્ષકો માટે બિલકુલ જરૂરી નથી કે તેઓ કામની નોટબુકોમાં સહી કરે—એ તો પુરાણા જમાનાનો, જ્યારે શાળામાં શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે અવિશ્વાસ તથા શંકાઓનું વાતાવરણ રહેતું હતું એ જમાનાનો, અવશેષ છે. વર્ગમાં પરસ્પર વિશ્વાસ ન હોય, બાળક શિક્ષક પાસે ખોટું બોલે, માર્કને ચાબખો બનાવી દેવામાં આવે અને મોટેરો માણસ બાળકને એ ચાબખો ફટકારે, તો સાચા શિક્ષણનો પાયો જ ખતમ થઈ જાય.

બાળકને ગેરઇનસાફી રીતે ઓછા માર્ક આપીને નાપાસ કરવાથી શાળાના મોટામાં મોટા અનિષ્ટની શરૂઆત થઈ જાય છે—બાળકને ગેરઈનસાફ થાય છે અને તે શિક્ષક તથા માતાપિતા પાસે ખોટું બોલવા લાગે છે. બાળકો શાળામાં પોતાની નિષ્ફળતાને માતાપિતાથી, અને પોતાની બેદરકારીને શિક્ષકોથી, છુપાવી રાખવાના આશયે જ એવી તરકીબો અજમાવતાં હોય છે. વિદ્યાર્થીમાં જેટલો ઓછો વિશ્વાસ મૂકવામાં આવે એટલા પ્રમાણમાં તે વધુ જૂઠાણાં ઘડી કાઢે, અને આળસ તથા બેદરકારી માટે એટલા પ્રમાણમાં વધુ સાનુકૂળ સંજોગો ઊભા થાય. આળસ તો અવિશ્વાસની ઓલાદ હોય છે. મારા વિદ્યાર્થીઓ સૌપ્રથમ તો જીવંત લોકો, બાળકો, છે અને પછી જ વિદ્યાર્થીઓ છે. હું તેમને જે માર્ક આપું છું તેમાં કેવળ તેમના જ્ઞાનનું પ્રમાણ જ નહિ પરંતુ સૌપ્રથમ તો લોકો તરીકે તેમની સાથે મારા સંબંધો અંકિત હોય છે.

મેં બધા શિક્ષકોને સલાહ આપી કે બાળકની જિજ્ઞાસા તથા કુતૂહલની જ્યોતિને, જ્ઞાનની તરસને, ખજાનાની જેમ સાચવી રાખવી. એ જ્યોતિને ઝગમગતી રાખી શકે એવી એકમાત્ર સરવાણી શ્રમમાં સફળતાની ખુશીની, શ્રમ કરનારના મનમાં ગર્વની લાગણીની, હોય છે. મેં તેમને જણાવ્યું કે દરેક સફળતાનું ઈનામ આપે, મુશ્કેલીઓને પહોંચી વળવાની દરેક કામગીરીના છાજતા માર્ક આપે, પરંતુ માર્કનો દુરુપયોગ ન કરે, કદી ભૂલે નહિ કે આપણા શૈક્ષણિક કૌશલ્યનું ઘડતર જેમાં થઈ રહ્યું છે એ ભૂમિ એટલે બાળક પોતે, અને જ્ઞાન તથા શિક્ષકના સંબંધમાં તેનું વલણ, શીખવાની મંછા, પ્રેરણા, તથા મુશ્કેલીઓને પહોંચી વળવાની ઉત્કંઠા. એ ભૂમિને કાળજીથી વધારે ઉપજાઉ બનાવવી જોઈએ કારણ કે તેના વગર તો શાળા જેવું કંઈ ન રહે.

વાર્તાઓ, રમતો, અને તરંગવિહારમાં બાળકોના ચિંતનની, માયાળુ લાગણીઓ તથા નેક ઈરાદાઓની, ચેતનદાતા સરવાણીઓ અંકિત હોય છે. ઘણાં વર્ષોનો અનુભવ બતાવે છે કે બાળકના અંતરમાં રસલક્ષી, નૈતિક, અને બૌદ્ધિક લાગણીઓ વાર્તાઓનાં કલ્પનોના પ્રભાવને કારણે ઉત્પન્ન થતી હોય છે, એ કલ્પનો વિચારપ્રવાહને ગતિમાન કરે છે તથા મગજને જાગૃત કરે છે, ચિંતનના ચેતનમય ટાપુઓ વચ્ચેના વિચારપ્રવાહોને સાંકળે છે. બાળકોનાં મનમાં વાર્તાઓનાં કલ્પનો મારફત શબ્દોની બારીક અર્થછાયાઓ પ્રગટ થાય છે, એ કલ્પનો બાલકના માનસિક જીવનનું ક્ષેત્ર, વિચારો તથા લાગણીઓને વ્યક્ત કરવાનું સાધન, ચિંતનની વાસ્તવિકતા, બની રહે છે. વાર્તાઓનાં કલ્પનોથી ઉત્પન્ન થતી લાગણીઓના પ્રભાવને કારણે બાળક શબ્દોમાં વિચાર કરતાં શીખે છે. સ્પષ્ટ અને ચેતનમય વાર્તાઓ વગર, બાળકના મન તથા લાગણીઓને જકડી લેતી વાર્તાઓ વગર, માનવીય ચિંતન તથા વાણીની ચોક્કસ કક્ષા તરીકે બાળકોના ચિંતન તથા વાણીની કલ્પના અશક્ય છે.

બાળકો એ હકીકતમાંથી ભારે ખુશી મેળવે છે કે તેમના વિચારો વાર્તાનાં કલ્પનોની દુનિયામાં રમતા હોય છે. બાળક એકની એક વાર્તા ફરીફરીને કેટલીય વાર સાંભળી શકે છે અને તેને દરેક વેળા તેમાંથી કશુંક નવું મળી આવે છે. સ્પષ્ટ, ચેતનમય, અને મૂર્તમાંથી અમૂર્તમાં પહેલું કદમ વાર્તાઓનાં કલ્પનોમાં અંકિત હોય છે. મારા વિદ્યાર્થીઓના માનસિક જીવનમાં વાર્તાઓનો આખો ગાળો ન રહ્યો હોત તો તેઓ અમૂર્ત રીતે વિચાર ન કરી શક્યા હોત. બાળક બરાબર સમજતું હોય છે કે બાબા-યાગા ડાકણ, દેડકી રાજકુમારી, કે અમર રાક્ષસ જેવું કશું દુનિયામાં હોતું નથી, પરંતુ તે ઈષ્ટ અને અનિષ્ટ અંગેના પોતાના ખ્યાલોને એ કલ્પનોમાં મૂર્ત કરે છે, અને એકની એક વાર્તા ફરીફરીને કહેતું હોય ત્યારે દરેક વેળા ઈષ્ટ અને અનિષ્ટ અંગેનાં તેનાં વ્યક્તિગત વલણો તેમાં વ્યક્ત થતાં હોય છે.

વાર્તાઓ સુંદરતા સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલી હોય છે અને રસાત્મક લાગણીઓના વિકાસમાં સહાય કરે છે, અને રસાત્મક લાગણીઓ વગર તો અંતરની ઉમદાઈની તથા માનવીય દુખ, પીડા, અને યાતના



અંગે સંવેદનશીલતાની ધારણા અશક્ય છે. બાળક વાર્તાઓને કારણે જગતની જાણકારી કેવળ પોતાના મન થકી જ નહિ પરંતુ હૃદય થકી પણ મેળવે છે. તે જાણકારી મેળવે છે એટલું જ નહિ પરંતુ આસપાસના જગતના બનાવો તથા પરિઘટનાઓના પ્રતિભાવ પણ રજૂ કરે છે, ઈષ્ટ અને અનિષ્ટ અંગે પોતાનું વલણ પણ વ્યક્ત કરે છે. ઈનસાફ અને ગેરઈનસાફને લગતી પ્રથમ છાપો વાર્તાઓ મારફત અંકિત થતી હોય છે. વૈચારિક શિક્ષણનું પહેલું ડગલું પણ વાર્તાઓની મદદના આધારે ભરવામાં આવે છે. વિચાર જ્યારે સ્પષ્ટ કલ્પનોમાં મૂર્તિમંત થયો હોય ત્યારે જ બાળકો તેને સમજે છે.

વાર્તા તો સ્વદેશ અંગેનો પ્રેમ કેળવવાનો લાભદાયક અને અજોડ સ્રોત છે. વાર્તાઓમાંના દેશાભિમાની વિચારો તેમની રચનામાં ઊંડે સમાયેલા હોય છે. લોકોએ સર્જેલાં અને હજારો વર્ષોથી જીવંત રહેલાં વાર્તા-કલ્પનો મહેનતકશ લોકોની પ્રબળ સર્જનાત્મક ભાવનાને, જીવનના સંબંધમાં તેમના વલણને, તેમના આદર્શો તથા આકાંક્ષાઓને, બાળકો સુધી પહોંચાડે છે. વાર્તા વતનની ભૂમિ અંગેનો પ્રેમ કેળવે છે કારણ કે તે લોકોનું સર્જન હોય છે. આપણે કીયેવમાં સેંટ સોફિયાનાં અદ્ભુત ભીંતચિત્રો નીરખતા હોઈએ ત્યારે એ કૃતિઓને લોકોના જીવનના એક ભાગ તરીકે, તેમની મહાન પ્રતિભાએ કરેલા સર્જન તરીકે, ગણીએ છીએ, અને આપણાં મનમાં તેમની સર્જનાત્મક ભાવના, ચિંતન, તથા કૌશલ્ય અંગે ગર્વની લાગણી ઉત્પન્ન થાય છે. લોકકથાઓ તેને મળતી આવતી અસર બાળકના મન ઉપર પાડતી હોય છે. લોકકથાઓ સાદા "રોજિંદા" બનાવોને ગૂંથીને રચવામાં આવેલી લાગે છે: દાદા અને દાદીમાએ સલગમનો છોડ રોપ્યો, દાદાએ વરુને થાપ આપવાનું નક્કી કર્યું અને મલોખાંનો આખલો બનાવ્યો, પરંતુ એ કથાઓનો દરેક શબ્દ એ સનાતન ભીંતચિત્રોમાં પીંછીના બારીક લસરકા જેવો હોય છે—લોકોની ભાવનાની સર્જનાત્મક શક્તિ દરેક શબ્દ અને કલ્પનમાં ઓતપ્રોત હોય છે. લોકકથાઓ લોકસંસ્કૃતિની ભાવનાત્મક સમૃદ્ધિઓમાંની એક હોય છે, તેની સમજણમાંથી બાળકને પોતાના વતનના લોકોની સમજણ સાંપડે છે.

આનંદ વિદ્યાલયની શરૂઆત પછી ત્રણ મહિને અમે વાર્તાઓનો ખંડ બનાવ્યો. મોટેરાં બાળકોની મદદ લઈને અમે એવા વાતાવરણનું સર્જન કર્યું કે જેમાં બાળકો જાણે વાર્તાઓનાં કલ્પનોની દુનિયામાં હોય એવી

લાગણી અનુભવે. આસપાસનું બધું બાળકોને, તેમણે સાવ નાની ઉંમરે માને હોઠેથી સાંભળેલી વાર્તાઓના વશીકરણમાં બાંધી લે, એવા સંજોગો પેદા કરવા માટે અમારે પુષ્કળ કામ કરવું પડ્યું. અમે સંધ્યાના આછા તેજરંગોની અને ભઠ્ઠીમાં ગેલ કરતી જ્વાળાઓની વ્યવસ્થા કરી. એક ખૂણામાં જાદુઈ ઝૂંપડીમાં બાબા યાગા ડાકણ રહેતી હતી. ઝૂંપડી મરઘાના પગ જેવી થાંભલીઓને ટેકે ખડી હતી, અને તેની ફરતે ચોતરફ ઊંચાં ઝાડ તથા ઠૂંઠિયાં હતાં. ઝૂંપડીની બાજુમાં વાર્તાઓનાં પાત્રોને મળતી આકૃતિઓ ગોઠવવામાં આવી હતી: ચાલાક લોંકડી, રાખોડી વરુ, અને શાણું ઘુવડ. બીજા ખૂણામાં દાદીમા અને દાદાનું ઝૂંપડું હતું, ઝૂંપડા ઉપર આકાશમાં હંસો અને રાજહંસો ઊડી રહ્યાં હતાં, ઉક્રાઈનાં લોકકથાનો નાયક નાનકડો છોકરો ઈવાસીક-તેલેસીક પંખીઓની પાંખોમાં લપાઈને બેઠો હતો. ત્રીજા ખૂણામાં નીલો સાગર-મહાસાગર હતો, તેને કિનારે ભલા ડોસા અને ઘાતકી ડોશીનું ઝૂંપડું હતું. બારણા પાસે જૂની કૂંડી હતી, ડોસો અને ડોશી ઝૂંપડા ફરતે ખડકાયેલા કચરાપૂંજાના ગંજ ઉપર બેઠાં હતાં. સાગરમાં સોનેરી માછલાં તરતાં હતાં. ચોથા ખૂણામાં શિયાળુ વન હતું, તેમાં હિમના ઢગલા હતા, ઢગલાઓની વચ્ચોવચ એક નાનકડી બાળકી હતી, તેને આખે શરીરે હિમ છવાયેલું હતું, સાવકી માએ તેને ઠારમાં જકડાયેલા શિયાળુ વનમાં બેરીફળો ભેગાં કરવા મોકલી હતી... ઝૂંપડાની એક બારીમાંથી લવારું બહાર ડોકાઈ રહ્યું હતું. એક મોટું હાથમોજું ગોઠવવામાં આવ્યું હતું, તેમાં નાનકડો ઉંદર રહેતો હતો, તેને અણધાર્યા સંગાથીઓ મળવાના હતા. લાકડાનું પાતળું પડ જડીને બનાવવામાં આવેલા થડિયા ઉપર ઢીંગલાં અને પૂતળાં ગોઠવવામાં આવ્યાં હતાં — નાનકડી બાળકી, રાખોડી સસલું, લોંકડી બહેન, રીંછ, વરુ, લવારું, મલોખાંનો આખલો, અને વગેરે.

એ બધું અમે અમુક સમય દરમિયાન જાતે બનાવી લીધું હતું. હું ચિત્રો દોરીને કાપતો અને ગુંદર વડે ચોંટાડતો. બાળકો મને મદદ કરતાં. બાળકો જેમાં વાર્તાઓ સાંભળવાનાં હતાં એ વાતાવરણને મેં રસલક્ષી રૂપ આપ્યું હતું, મારી દૃષ્ટિમાં એ બાબત મહત્ત્વની હતી. દરેક ચિત્ર, દરેક દૃશ્ય કલ્પન, કલાની દુનિયા સંબંધી ગ્રહણશીલતાને સતેજ બનાવતું હતું અને વાર્તાના બોધને વધારે સ્પષ્ટ પ્રગટ કરતું હતું. ખંડમાં પ્રકાશની વ્યવસ્થા પણ મોટી ભૂમિકા ભજવતી હતી. હું દેડકી રાજકુમારીની વાર્તા



સંભળાવતો હોઉં ત્યારે વનની ઘટાઓમાં નાનકડી બત્તીઓ ઝગમગી ઊઠતી અને ખંડમાં લીલું ધુમ્મસ છવાઈ જતું, વાર્તાના સંજોગોનું આબેહૂબ સર્જન થઈ જતું.

હું બાળકોને વાર્તાઓના ખંડમાં બહુ વધારે વાર ન લઈ જતો, અઠવાડિયામાં એક વાર, અને પછી બે અઠવાડિયાંમાં એક વાર. રસલક્ષી માગણીઓને અતિતૃપ્તિની હદ સુધી ક્યારેય ન સંતોષવી જોઈએ. જ્યાં અતિતૃપ્તિ હોય ત્યાં મિથ્યા મોટાઈ શરૂ થઈ જાય છે — નિમ્ન-મૂડીવાદી નિરાશા, કંટાળો, અને "વખત ગાળવાની" રીતોની તલાશ... અમે શરદમાં તથા શિયાળામાં સાંજની વેળાએ ત્યાં જતાં — ઝળકતા સૂર્યપ્રકાશવાળા દિવસોની સરખામણીમાં એવા સમયે વાર્તાઓ બાળકોને અજોડ રણકાર કરતી અને સાવ નિરાળી લાગે છે. ચોગાનમાં અંધારું ફેલાવા લાગે ત્યારે અમે બત્તી બંધ કરીને ઓસરતી સંધ્યાના વાતાવરણમાં બેસતાં. એકાએક વાર્તાઓની કુટિરમાં બત્તીઓ ચાલુ થઈ જતી અને આકાશમાં તારલિયાઓ ટમટમવા લાગતા. ચંદ્રમા વનનાં ઝાડોથી ઊંચે પહોંચીને અજવાળું પાથરી દેતો. ખંડમાં ઝાંખા અજવાળાની વ્યવસ્થા હતી, ખૂણાઓમાં અંધારું પથરાયેલું રહેતું. મેં બાળકોને હાડકાના પગવાળી બાબા-યાગાની વાર્તા કહી સંભળાવી. મારા શબ્દોમાં બાળકોને નવું કશું જાણવા ન મળતું હોય એમ લાગે, પરંતુ તેમની આંખોમાં પ્રશંસાની લાગણી ઝગારા મારવા લાગતી. પાત્રોની દશા જોઈને બાળકોને દુખ થતું, તેઓ અનિષ્ટને ધિક્કારતાં અને ઈષ્ટની તરફદારી ઉત્સુકતાથી કરતાં. ઘાતકી ઓરત અને વિશ્વાસ રાખતી બાળકી આલ્યોન્કા તથા માયાળુ હંસનું ચિત્ર બાળકોની કલ્પનામાં જીવંત બની ગયું, તેમાં તર્કબુદ્ધિ અને લાગણીઓ ઓતપ્રોત થઈ ગઈ. નાનાં બાળકોની નજરમાં વાર્તાઓ કંઈ ખાલી અજબ બનાવોની વાર્તાઓ જ નથી હોતી, આખેઆખી દુનિયાઓ હોય છે, બાળક એવી દુનિયામાં રહે છે, સંઘર્ષ લડે છે, અને પોતાના સદ્ભાવ વડે અનિષ્ટનો સામનો કરે છે. જેવી રીતે રમતો ગતિને અને સંગીત ધૂનને વ્યક્ત કરે છે, એવી જ રીતે વાર્તાના શબ્દો બાળકની માનસિક શક્તિની અભિવ્યક્તિનું વાસ્તવિક રૂપ બની રહે છે. બાળકને જેવી રીતે ગીતો ગાવાની તેમ જ સાંભળવાની અને રમતો રમવાની તેમ જ નીરખવાની મંછા હોય છે, એવી જ રીતે વાર્તાઓ કેવળ સાંભળવાની જ નહિ પરંતુ કહી સંભળાવવાની મંછા પણ હોય છે.

કેટલાક દિવસો વીતી ગયા. બાળકોએ પૂછ્યું: "ફરી વાર્તાઓના ખંડમાં ક્યારે જઈશું?" ખુશાલ ઘડીઓ ગાળવાની આશામાં બાળકો ઉત્તેજિત થઈ ગયાં. અમે ફરી સાંજના ઝાંખા અજવાળામાં ભેગાં થયાં. મેં ફરી વાર્તા કહી સંભળાવી. પછી બાળકોએ એ જ વાર્તા પોતાના શબ્દોમાં સંભળાવી. એવી ઘડીઓમાં એકદમ શરમાળ બાળકો પણ બહાદુર અને મક્કમ બની ગયાં. જુદા સંજોગોમાં ગૂંચવાયેલી અને અસંગત બની રહેતી વાણી એ વખતે સરળ, મધુર, અને ભાવવાહી બની ગઈ. નીના, પેત્રીક, લ્યુદા, સ્લાવા, અને વાલ્યાએ, વાણી તથા ચિંતનના વિકાસમાં મુશ્કેલી અનુભવતાં બધાં બાળકોએ, વાર્તાઓ કહી સંભળાવી.

અમે વાર્તાના ખંડમાં જઈએ ત્યારે દરેક વખતે બાળકોને રમવાનું મન થતું. છોકરાઓ અને છોકરીઓ સૌ પોતપોતાનાં માનીતાં રમકડાં કે ઢીંગલાં લઈ લેતાં. રમતો સર્જકતાનું રૂપ બની જાય છે: બાળક વાર્તાનું પાત્ર બની જાય છે અને તેણે હાથમાં પકડેલું ઢીંગલું તેને વિચારો તથા લાગણીઓ વધારે સ્પષ્ટ રીતે વ્યક્ત કરવામાં મદદ કરે છે. એક બાળકે મલોખાંનો આખલો (જાણીતી ઉક્રાઈની બાળવાર્તાનું પાત્ર) રમવા લીધો, બીજાએ દાદીમાના ઘાટની ઢીંગલી લીધી, અને ત્રીજાએ દાદાના ઘાટનો ઢીંગલો લીધો. એ રીતે બાળકો તરંગવિહારની દુનિયામાં પહોંચી ગયાં. તેમણે પાત્રોના શબ્દો ખાલી દોહરાવ્યા નહિ પરંતુ સર્જન પણ કર્યું, પોતાની કલ્પનાની રમત વાર્તામાં સામેલ કરી દીધી. એક બાળક ઢીંગલીને ટચૂકડા સોફામાં બેસાડીને તેની સામે માયામમતા છલકાતાં વેણ બોલવા લાગ્યું. કોઈ ઢીંગલી માંદી પડી ગઈ, નાનકડી બાળકી તેની સારવાર કરવા લાગી, તેને સાજી કરવાની મથામણમાં મશગૂલ થઈ ગઈ.

બાળકો કેટલાંક વરસ ઢીંગલાં વડે રમતાં રહ્યાં, પરંતુ એથી મને કશી ફિકર ન થઈ. કેટલાક શિક્ષકો તેને કોઈ જાતની "છોકરવાદ" ગણી લેવાનું વલણ ધરાવતા હોય છે, પરંતુ તેમાં છોકરવાદ જેવું કંઈ નથી હોતું, કહાણીઓનું વશીકરણ હોય છે, વસ્તુઓને ધબકતાં હૈયાં બક્ષી દેવાની વૃત્તિ હોય છે, વાતાઓ સાંભળવાની તથા ઘડી કાઢવાની સર્જનાત્મક પ્રક્રિયામાં ઓતપ્રોત વૃત્તિ હોય છે. ફ્રેંચ લેખક આંતુઆન સેંટ-એકઝુપેરીના (૧૯૦૦-૪૪) શબ્દોમાં, બાળકો જેને **હેળવવાની** મહેનત કરતાં હોય છે તેનું તરંગી કલ્પન ઢીંગલાંમાં અંકિત હોય છે. દરેક બાળકને કશુંક



બહુ વહાલું, કશુંક પોતાનું, ધરાવવાની મંછા હોય છે. બાળકો અને તેમનાં માનીતાં ઢીંગલાં વચ્ચે વિકસેલા સંબંધોનું મેં બહુ ધ્યાનથી નિરીક્ષણ કર્યું. મને ખુશી થઈ કે છોકરાઓએ ઢીંગલાં જોડે લાંબા વખત સુધી દોસ્તી રાખી. કોસ્ત્યાના ઢીંગલાની બાબતમાં અસાધારણ ગણાય એવું કંઈ જ નહોતું — ઘરડા માછીમારનું ઢીંગલું હતું, તેના હાથમાં વાંસડો હતો. ઢીંગલાનો પગ કેટલીય વાર ભાંગી ગયો. આખરે કોસ્ત્યાએ તેને માટે લાકડાનો પગ બનાવ્યો, અને માછીમારને નદીએ જતી વેળા ચાલવામાં ટેકા માટે ગાંઠાળી લાકડી બનાવી. નાનકડા છોકરાને ઘરડા દોસ્ત જોડે વાતો કરવાનું બહુ ગમતું, તે માછીમારને સમજાવતો કે બ્રીમ અને કાર્પ માછલી ક્યાં મળે... લારીસાની માનીતી ઢીંગલીઓ દાદીમા તથા તેની પૌત્રીની હતી. નાનકડી બાળકીએ દાદીમાને ચશ્માં બનાવી આપ્યાં, તેના પગ ઉપર ગરમ ધાબળો ઓઢાડયો, અને ખભે શાલ લપેટી દીધી. વાલ્યાને પણ બે ઢીંગલાં બહુ ગમતાં — બિલાડીના બચ્ચાનું અને ઉંદરનું. તે બિલાડીના બચ્ચાના ગળાની રિબન દર અઠવાડિયે બદલતી, અને કોણ જાણે કેમ પણ ઉંદર માટે લીલો ધાબળો લઈ આવી હતી...

બાળકો વાર્તાના ખંડમાં પાર વગરનો તરંગવિહાર કરતાં. બાળક ઊભું થઈને કોઈ નવી વસ્તુને નીરખવા લાગતું, તેને તરત પોતાના મનની બીજી બાબતો સાથે સાંકળવા લાગતું, અને તેમાંથી અજબગજબનું નવું ચિત્ર પેદા થઈ જતું. બાળકની કલ્પના રમણ કરવા લાગતી, વિચારો કંપવા લાગતા, આંખો ઝળકી ઊઠતી, વાણીનો પ્રવાહ એકધારો વહેવા લાગતો. એ બધું લક્ષમાં લઈને હું કોશિશ કરતો કે ખંડના જુદાજુદા ખૂણાઓનાં તત્ત્વો અત્યંત વિવિધ વસ્તુઓ થકી ભરેલાં હોય, અને તેમની વચ્ચે કોઈ જાતની વાસ્તવિક અથવા તરંગી કડીઓ અસ્તિત્વમાં રહી શકે. હું ઉત્સુક રહેતો કે બાળકો તરંગવિહાર કરે, સર્જન કરે, અને નવી કહાણીઓ ઘડી કાઢે. એક પગે ખડા બગલાની બાજુમાં બિલાડીનું બચ્ચું હતું. તે ધાક ખાઈ ગયેલું હતું. તેમાંથી બાળકની કલ્પના કેટલીયે મઝાની કહાણીઓની રચના કરી શકે, એ કહાણીઓનાં પાત્રો બગલો અને બિલાડીનું બચ્ચું હોય. વળી એક નાનકડી નાવડી હતી, તેમાં હલેસું હતું, અને બાજુમાં દેડકો હતો. એ બધું તકાદો કરતું હતું કે તેને કહાણીમાં વણી લેવામાં આવે. ગુફા, તેમાંથી બહાર ડોકાતું રીંછનું બચ્ચું, જબરજસ્ત માખીઓ અને મચ્છરો (વાર્તામાં એ શક્ય છે), ડુક્કરનું નાનકડું બચ્ચું, હાથમાં

ધોવાની કથરોટ અને સાબુની ગાંટી –એ બધું બાળકોના હોઠે મલકાટ આણી દે છે એટલું જ નહિ પરંતુ તેમની કલ્પનાને સતેજ પણ કરે છે.

બાળકને ચિંતનના વિકાસમાં ગંભીર મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે, અને એ વિકાસ દરમિયાન બાળક મારા એવા બધા પ્રયાસોના પરિણામે કહાણી ઘડી કાઢે, આસપાસના જગતની કેટલીય વસ્તુઓને સાંકળી લેતી કહાણી ઘડી કાઢે, તો હું ખાતરીથી કહી શકું કે બાળકે વિચાર કરતાં શીખી લીધું છે. વાલ્યાના મનમાં વિચારો પેદા કરાવવામાં અને તેની યાદદાસ્તને મક્કમ બનાવવામાં પડેલી મુશ્કેલીનું વર્ણન હું કરી ચૂક્યો છું: તેના મનમાં વિચારો પેદા કરાવવાની એક રીત વિસ્મયની લાગણીની હતી, આસપાસના જગતની વસ્તુઓ તથા પરિઘટનાઓ વચ્ચેની અણધારી કડીઓ પ્રગટ થાય તે પહેલાં મનમાં ઘોળાતી વિસ્મયની લાગણીની હતી. વાર્તાઓ તેની બીજી રીત બની રહી, અને તેનું મહત્ત્વ જરાય ઓછું નહોતું. વાલ્યા લાંબા વખત સુધી કાંઈ કહાણીઓ નહોતી ઘડી શકતી, અને એથી હું ફિકરમાં પડી ગયો હતો. તેણે આખરે છેક ત્રીજા ધોરણમાં નાવડી, માછલી, અને દેડકાની કહાણી બનાવી. તેણે ઘડી કાઢેલી કહાણી આ મુજબ હતી: "એક દેડકાને નદીકાંઠે નાવડી નજરે પડી. માછીમારદાદા નાવડીને ત્યાં રાખીને ગામમાં રોટી ખરીદવા ગયા હતા. દેડકાને નાવડીમાં બેસીને નદીમાં સહેલ કરવાનું મન થયું. તે ખાબોચિયામાંથી નીકળ્યું અને ઠેકડો મારીને નાવડી પાસે પહોંચી ગયું. તેણે હલેસું પકડી લીધું, પણ એટલામાં એક માછલી તરતી તરતી નજીક આવીને બોલી: 'તારો ઇરાદો શું છે? તારે ખાલી ખાબોચિયાંમાં જ તરવાનું હોય, પણ નાવડીઓને તો ઊંડું પાણી ગમે.' દેડકાએ માછલીની સલાહ ન માની, અને તે પોતાના નાનકડા ખાબોચિયા તરફ જવા લાગ્યું. દેડકું તરવા લાગ્યું, પણ એટલામાં નાવડી બોલી: 'અરે દેડકા, દેડકા, મને ક્યાં ખેંચી જાય છે?' દેડકાએ જવાબ દીધો: 'મારા નાનકડા ખાબોચિયામાં, મારે બધાંય સગાંને બતાવવું છે કે નાવડી કેવી રીતે ચલાવું છું.' નાવડી હસી અને વિચારવા લાગી કે 'દાદા પાછા આવશે ત્યારે તને નાવડી ચલાવતાં શીખવી દેશે.' દેડકું નાવડીને ખાબોચિયા સુધી પહોંચાડી ન શક્યું. તે કાદવમાં ચોંટી ગઈ, કોઈ રીતે આગળ સરકી જ નહિ. દેડકું ઊંહકારા કરતું રહ્યું, ઊંહકારા કરતું રહ્યું, પણ નાવડી જરાય હલી નહિ. ખાબોચિયામાંથી બીજાં બધાં દેડકાં આવીને તેની સામે જોવા લાગ્યાં. દેડકાએ ઘાંટો પાડ્યો કે 'જુઓ, હું કેવી સરસ રીતે નાવડી ચલાવું છું!' દેડકાને અકળામણ થઈ, તેણે ખાબોચિયામાં ઠેકડો માર્યો, કાદવના લોંદા ચોમેર ઊડયા. આખા કુટુંબનાં બધાંય દેડકાં હસવા લાગ્યાં—હા! હા! હા! પછી માછીમારદાદા પાછા આવ્યા અને એમણે નાવડીને ખાબોચિયામાંથી બહાર ખેંચી કાઢી. તથા બધાં દેડકાંને ધમકાવી નાખ્યાં. તેઓ લીલા કીચડમાં ક્યાંક ભરાઈ ગયાં. સાંજે બધાં હિંમત કરીને બહાર સરકી આવ્યાં, પણ એટલું બધું હસ્યાં કે બસ! ત્યારથી એ બધાં રોજ રાતે હસે છે, ડ્રાંઉં ડ્રાંઉં સવારથી સાંજ સુધી સંભળાતું રહે છે. તેઓ હસીને ડંફાસિયા દેડકાની ઠેકડી ઉડાડે છે."

કહાણીઓ ઘડી કાઢવાની પ્રવૃત્તિ બાળકો માટે અત્યંત રસપ્રદ પ્રકારની કાવ્યાત્મક સર્જકતા બની રહે છે. વળી તે માનસિક વિકાસની મહત્ત્વની રીત પણ છે. જો તમારી મુરાદ એવી હોય કે બાળકો સર્જન કરે, કલાત્મક કલ્પનો ઘડી કાઢે, તો તમારે તમારી પોતાની સર્જકતાની જ્યોતિનો એક તણખો બાળકના મનમાં સંચારિત કરવો જોઈએ. તમે પોતે સર્જન ન કરી શકતા હો, અથવા બાળકોની રુચિઓની દુનિયાના સંબંધમાં મહેરબાનીનું વલણ રાખતા હો, તેમાં તમને વખત ગાળવાની ઠાલી રીત જ નજરે પડતી હોય, તો તમને જરાય સફળતા નહિ મળે.

વાર્તાના ખંડમાં એક ઢીંગલું તીનાનું માનીતું હતું—ધાતુકામદારનું પૂતળું. ધાતુ ગાળવાથી કામદારનો ચહેરો ચળકી રહ્યો હતો. તીના ધાતુના કારખાનામાં કામદારોને મળી હતી. એ પ્રસંગ તેને યાદ હતો. હવે, ત્રણ વરસ પછી, તેણે આગની નદી વિશે મઝાની કહાણી ઘડી કાઢી:

"કોઈ લડવૈયો મોટી જબ્બર ભઠ્ઠી ઉપર નમીને ઊભો હતો. તે લોખંડ ગાળી રહ્યો હતો. લોખંડ ઊકળતું અને ખદખદતું હતું. લડવૈયાએ ભઠ્ઠીનું બારણું ખોલી નાખ્યું. તેમાંથી આગની નદી વહેવા લાગી. તેણે વહેતાં વહેતાં કહ્યું: 'લોકો, નજર માંડીને જુઓ, આગ જેવું આ લોખંડ લઈ લો અને તમારી જરૂરતની ચીજો એમાંથી બનાવો.' એક શાણો કારીગર આગની નદી પાસે ગયો, ગાળેલું લોખંડ તેણે કડછી વડે રેતીમાં નાખ્યું, અને લોકોની જરૂરતની ચીજો એમાંથી બનાવી."

બાળકોનાં મનમાં આધુનિક લડવૈયાઓનાં, સોવિયેત સ્વદેશના રક્ષકોનાં, કલ્પનો ઉદ્ભવ પામે છે. નાઝીઓ સામેના યુદ્ધે અને તેમાં સોવિયેત જનતાના પરાક્રમી વિજયે, આપણા લોકોની યાદમાં તથા સમગ્ર માનસિક જીવનમાં, કદી ન ભૂંસાય એવી નિશાનીઓ અંકિત કરી દીધી છે. સ્વદેશની

રક્ષા કરનારા શૂરવીરો બાળકોની કલ્પનામાં વાર્તાઓના નાયકો બની ગયા, બાળકોએ તેમને વિશે સ્પષ્ટ અને ઉત્તેજક કહાણીઓ ઘડી કાઢી. તેમણે આપણી જનતાના લડવૈયાઓ વિશે ઘડી કાઢેલી બધી કહાણીઓમાં મુખ્ય ખ્યાલ સોવિયેત માનવીની હિંમત, અજેયતા, અને ઉમદાઈનો હતો. દાન્કોની કહાણી જોઈએ:

"લશ્કરમાં જતા દીકરાને વળાવતી વેળાએ માએ કહ્યું કે 'મુઠ્ઠી ભરીને વતનની માટી ભેગી લઈ જા, યાદ રાખજે કે તારે એની રખેવાળી કરવાની છે.' દીકરાએ મુઠ્ઠી ભરીને માટી લીધી, રેશમની રાતી થેલીમાં સાચવીને મૂકી દીધી, અને પોતાનાથી અળગી કદી ન કરી. દુશ્મને અમારા દેશની સામે લડાઈ શરૂ કરી દીધી. દીકરાએ સરહદે દુશ્મન સિપાહીઓનો સામનો કર્યો, તેમની ઉપર મશીનગનની ગોળીઓની ઝડી વરસાવી દીધી, તેઓ નદીમાં ગબડી પડ્યા. દીકરો એક કદમ પણ પાછળ ન હઠ્યો. તેને દુશ્મનની ગોળીથી માથામાં જખમ થયો, તેમાંથી વહેતું લોહી તેની આંખોમાં ભરાઈ ગયું. તેના હાથ કમજોર થઈ ગયા. દુશ્મનો નજીક આવી ગયા અને વિચારવા લાગ્યા કે આને પકડી લઈએ. દીકરાને વતનની માટી યાદ આવી ગઈ. તેણે રાતી થેલીને હાથ અડાડ્યો. તરત તેના હાથમાં પારાવાર તાકાત આવી ગઈ. જુવાન લડવૈયો ફરી ગોળીઓ વરસાવવા લાગ્યો, દુશ્મનો નદીમાં ડૂબવા લાગ્યા, એ ઘડીએ કુમક આવી પહોંચી — ઝડપી પાંખોવાળાં વિમાનો અને જોરદાર ટેંકો."

બાળકોએ સાંજની વેળાએ ઘડી કાઢેલી કહાણીઓ મેં લખી લીધી. એ કહાણીઓ બાળકોનાં મનમાં મેં પેટાવેલી સ્પષ્ટ ચિંતનની જ્યોતિઓ તરીકે મને પ્યારી છે. સર્જકતા ન હોય, કહાણીઓ ન ઘડી કાઢવામાં આવે, તો ઘણાં બાળકોની વાણી ગોટાળાભરી તથા ગૂંચવાયેલી અને ચિંતન તદ્દન અવ્યવસ્થિત રહી જાય. મને ખાતરી થઈ ગઈ છે કે રસાત્મક લાગણીઓ અને બાળકોની વાણીની સમૃદ્ધતા વચ્ચે સીધા સંબંધો હોય છે. રસાત્મક લાગણી શબ્દમાં ઊર્મિના રંગો પૂરે છે. કહાણી જેટલી વધારે રસપ્રદ હોય, બાળકોના સંજોગો જેટલા વધારે અસાધારણ હોય, એટલા પ્રમાણમાં બાળકની કલ્પનાનું રમણ વધારે જોરદાર બને અને તેઓ વધારે અણધાર્યાં કલ્પનોનું સર્જન કરે. મારા વિદ્યાર્થીઓએ સાંજની વેળાએ કોડીબંધ કહાણીઓ ઘડી કાઢી. અમે તેમને લખી લીધી અને હસ્તપ્રતને 'સંધ્યાકથાઓ' નામ આપ્યું.



'સંધ્યાકથાઓ'માં પ્રાણીઓ અને પક્ષીઓની, વૃક્ષો અને ફૂલોની, રસપ્રદ કહાણીઓ છે. ફૂલોની કહાણીઓ ઘડી કાઢવામાં મને તેમ જ બાળકોને ખાસ ખુશી થઈ હતી. મેં બાળકોને માનવીના ભાવાત્મક જીવન વિશે, ફૂલોને લગતાં ગીતો અને દંતકથાઓમાં લાગણીઓના મૂર્ત રૂપ વિશે, વાત કરી. હું તેમને માટે કહાણીની શરૂઆત કરી દેતો, અને પછી બાળકોના તરંગવિહારમાં ચેતનમય કલ્પનોનું સર્જન થતું.

નવી કહાણી પહેલી વાર કહી સંભળાવવાની ઘડી બાળકોના જીવનમાં મોટી ઘટના બની રહેતી. હાન્સ ક્રિશ્ચિયન એન્ડર્સનની વાર્તા 'હિમ રાણી' માટે મંચની સજાવટ કરતી વેળા અમે અનુભવેલી ઉત્તેજનાને હું કદી નહિ ભૂલું. એ વખતે શાળાનું બીજું વર્ષ ચાલતું હતું. શિયાળાના દિવસો હતા, બહુ વહેલી સાંજ પડી ગઈ હતી. બાળકો વાર્તાના ખંડમાં આવ્યાં. વાર્તાની ઘટનાઓ ખૂણાદાર છાપરાવાળાં નાનકડાં ઘરોમાં બને છે, તેમાં ઊંચા ખડક ઉપર બાંધેલો કિલ્લો, વેગીલું હરણ, અને હિમના ઢગલા આવે છે. બાળકોએ એ બધું જાતમહેનતથી બનાવ્યું. વાર્તા બધાં બાળકો સાંભળી ચૂક્યાં હોય એવું નહોતું. ટચૂકડાં ઘરોની બારીઓમાં નાનકડી બત્તીઓ ચાલુ થઈ ગઈ. આકાશમાંથી હિમના કણો ખરવા લાગ્યા. ચોતરફ સાંજનું અરધું અંધારું ફેલાઈ ગયેલું હતું. બાળકો મારા શબ્દોને અદ્ધર શ્વાસે સાંભળતાં હતાં. વાર્તા પૂરી થઈ ગઈ, પરંતુ બાળકોએ ફરી સંભળાવવાની માગણી કરી. શબ્દોનો એ મોહપાશ મને બહુ પ્યારો હતો. બાળકોએ જેટલી વાર માગણી કરી એટલી વાર મેં વાર્તાને દોહરાવી. બાળકો હિમ રાણીની વાર્તા ફરીફરીને સંભળાવવાની માગણી એટલા માટે નહોતાં કરતાં કે તેઓ શબ્દો યાદ રાખી લેવા માગતાં હોય, કારણ તો એવું હતું કે શબ્દો તેમને કાનમાં રેડાતા સંગીત જેવા લાગતા હતા.

શિક્ષકના મનમાં હંમેશાં ઘોળાતા વિચારો બાળકોને વતનની ભાષાનું ઊંડું જ્ઞાન એવી રીતે આપવાના હોય છે કે જેથી વતનની ભાષાના શબ્દો તેમના માનસિક જીવનમાં સામેલ થઈ જાય, અને અણીદાર ટાંકણાં તથા અનેક રંગોની પીંછીઓ તેમ જ સત્યને સમજવાનાં ચોકસાઈભર્યાં સાધનો બની રહે. ભાષા ચિંતનની ભૌતિક અભિવ્યક્તિ હોય છે, અને બાળક ચિંતનની સાથોસાથ સ્પષ્ટ ભાવાત્મક રંગોને, વતનની ભાષાના સંગીતના ચેતનમય કંપનને, પારખે ત્યારે જ તેને ભાષાની જાણકારી મળે. શબ્દોની સુંદરતાના અનુભવ વગર તો બાળકનું માનસ તેમની બાહ્ય કિનારીઓને

સમજી શકે જ નહિ. અને તરંગવિહાર વગર, જેનું નામ 'વાર્તા' છે એ સર્જકતામાં વ્યક્તિગત સામેલગીરી વગર, સુંદરતાના અનુભવની ધારણા અશક્ય છે. વાર્તા તો બાળકના માનસિક જીવનનાં બધાં ક્ષેત્રોમાં—માનસ, લાગણીઓ, કલ્પના, અને મનોબળનાં ક્ષેત્રોમાં—ઉત્તેજના રેડી દેતી સક્રિય રસાત્મક સર્જકતા હોય છે. તેની શરૂઆત વાર્તા કહી સંભળાવવામાં થઈ જાય છે, પરંતુ કહાણીને અભિનય સહિત રજૂ કરવામાં તેની એથીયે વધારે ઊંચી કક્ષા અંકિત હોય છે.

વાર્તાના ખંડમાં ઢીંગલાં-ખેલ અને નાટક મંડળનો ઉદ્‌ભવ થયો. બાળકોએ પહેલાં 'રુકાવીચકાની' (નાનકડા હાથમોજાની) ઉક્રાઈની લોકકથા મંચ પર રજૂ કરી. તેમાં બહાદુર જનાવરો હાથમોજામાં જઈને વસે છે. પછી તેમણે ભારે ઉત્સુકતાથી દેડકી રાજકુમારીની વાર્તા તેમ જ નાનકડી ખૂંધાળી ચકલીની જાપાની લોકકથા મંચ પર રજૂ કરી. શાળાના ચોથા વર્ષમાં તેમણે સંગીતકાર માખીની વાર્તા સામૂહિક રીતે મંચ પર રજૂ કરી અને તેમાં વાર્તાનાં બધાં પાત્રો ભજવ્યાં.

મેં વાર્તાના ખંડમાં બાળકોને પહેલી વાર 'રોબીન્સન ક્રુઝોની' વાર્તા, 'બેરોન મ્યુન્હાઉસેનનાં સાહસો', 'ગુલીવરની સફરો', 'ઝાર સુલતાનની કથા', અને 'સંગીતકાર યાનકોની કહાણી' વાંચી સંભળાવી. શિયાળાની એ સંધ્યાઓના મોહપાશને બાળકો કદી ભૂલ્યાં નથી—બારીઓની બહાર હિમઝંઝાવાત ઝપાટા લગાવતો હોય, ખરાબે ચડી ગયેલા વહાણમાંથી બાળકો રોબીન્સન ક્રુઝોની સાથે વેરાન ટાપુમાં ઊતરે, અને પ્રકૃતિ સામે આકરા સંઘર્ષના બોજા તેની સાથે મળીને ઉઠાવે. વાર્તાના ખંડમાં અમે હાન્સ ક્રિશ્ચિયન એન્ડર્સન, લેવ તોલ્સ્તોય, ઉશીન્સ્કી, ગ્રીમ બંધુઓ, તેમ જ સોવિયેત લેખકો ચુકોવ્સ્કી તથા માર્શાકની બધી કહાણીઓ વાંચી. ઘણાં વર્ષોનો અનુભવ બતાવે છે કે ઇષ્ટ અને અનિષ્ટ, સત્ય અને બેઈમાની, તથા ટેક અને ખૂટલાઈ સંબંધી કૃતિઓ બાળપણનાં વર્ષો દરમિયાન વાંચવામાં આવે તો તેમાં સમાયેલા નૈતિક વિચારો વાંચનારની સંપદા બની રહે છે. વાર્તાઓ બાળપણમાં વાંચવા તથા સાંભળવા માટે હોય છે.

અમારા વાંચનમાં વિવિધતા હતી: મેં અહીંયાં નોંધેલી વાર્તાઓ અને કહાણીઓ મને મોઢે યાદ હતી. હું કેવળ બાળકોને ચિત્રો બતાવવા માટે જ પુસ્તક લેતો. એ રીતે, વાર્તા સંભળાવવાની કામગીરી બાળકોમાં તર્કબુદ્ધિ તેમ જ હેતાળ માનવીય લાગણીઓ ખીલવવાનું જોરદાર સાધન બની રહી.



કશી અતિશયોક્તિ વગર કહી શકાય કે બાળપણનાં વર્ષોમાં વાંચન સૌપ્રથમ તો હૃદયની કેળવણી બની રહે છે, બાળકના મનના અંતરતમ ખૂણાઓમાં માનવીય ઉમદાઈનું સીંચન કરે છે. ઉમદા વિચારોને પ્રગટ કરતો શબ્દ બાળકના હૃદયમાં માનવતાના અંશ તરીકે સદાને માટે અંકિત થઈ જાય છે, અને અંતરાત્મા એવા અંશોનો બનેલો હોય છે.

## અમારો 'જાદુઈ ટાપુ'

બાળકો અસાધારણ તરફ, રંગદર્શી પ્રવાસો તથા સાહસો તરફ, પ્રકૃતિની આદ્ય શક્તિઓ સામેના સંઘર્ષ તરફ, ખેંચાતાં હોય છે. મેં બાળકોને રોબીન્સન ક્રુઝોનાં સાહસોની વાત પહેલી વાર કરી ત્યારે તેમને પ્રવાસીઓ બનવાની રમત રમવાનું, મહાસાગરનાં મોજાં તથા ધડધડાટ પડતા જળધોધનો અવાજ સાંભળવાનું, મન થયું. તેમણે જાદુઈ ટાપુ, જ્યાં તેઓ રમતોની દુનિયામાં રહી શકે એવો ગુપ્ત ખૂણો, બનાવવાનું નક્કી કર્યું. અમે અકેશા તથા બ્લૅકથૉર્નની ઝાડીઓમાં એવો ટાપુ બનાવ્યો. અમે રોબીન્સન ક્રુઝોનું રહેઠાણ બાંધ્યું, તેને જંગલી જનાવરોથી સલામત રાખવા સળિયાની વાડ બાંધી, અને વાર્તામાં છે એવો જ ચૂલો તેમાં બાંધ્યો. અમે "સમુદ્ર"ના અફાટ વિસ્તારને નીરખવા તેમાં નાનકડી બારી બનાવી. અમે જમીનના નાનકડા ટુકડામાં ખોદાણ કરીને ઘઉં તથા જવનાં કોડીબંધ બી વાવ્યાં. કોલ્યા તો ઘેરથી લવારું પણ લઈ આવ્યો કેમ કે રોબીન્સન ક્રુઝો પાસે બકરી હતી. અમે જૂનાં પીપડાં, દોરડાં, અને ઈંટો લઈ આવ્યાં. અમે પીપડાંની લોઢાની પટ્ટીઓમાંથી છરીઓ બનાવી, અને માછલાં પકડવાની જાળો જેમતેમ કરીને બનાવી લીધી. અમે આદિમ શિકારીઓની જેમ બે સૂકી ડાળખીઓ એકબીજીની ઉપર ઘસીને આગ પેટાવી કેમ કે આગ સળગાવવાનું બીજું કોઈ સાધન રોબીન્સન ક્રુઝો પાસે કદાચ ન હોય.

અમે રહેઠાણ બનાવવા માટે જ્યાંથી માટી ખોદી લાવેલા ત્યાં ખાડામાં વરસાદનું પાણી ભરાઈ ગયું અને નાનકડી તળાવડી બની ગઈ. બાળકો પાણીમાં છબછબાટ કરતાં, તેમની નજરમાં એ તળાવડી મહાસાગરના

અફાટ વિસ્તાર જેવી હતી. મહાસાગર હોય ત્યાં વહાણો પણ હોય જ. બાળકોએ વિલોનું નાનું ઝાડ ગોતી કાઢ્યું અને તેમાંથી નાવડી બનાવવાનું શરૂ કરી દીધું. કામ સખત મહેનતનું હતું, પણ તેઓ સફળ થઈ ગયાં. તેમણે નાવડીમાં સઢ બાંધ્યો અને તેને સાગરમાં વહેતી મૂકી.

બાળકોની કલ્પનામાં ઊંચો પર્વત બની ગયેલી નાનકડી ટેકરીની પાછળ અમે લીલીપુતિયા દેશની રચના કરી. અમે લાકડાની પટ્ટીઓ અને નેતરની લાકડીઓ વડે શહેરનું પાટનગર બનાવ્યું. અમે માટી વડે ઘોડાં, ગાયો, અને ઘેટાંની આકૃતિઓ બનાવી. અમે શૌર્યગાથાના નાયક ઈલ્યા મુરોમેત્સ તથા તેના દુશ્મન સોલોવેઈ લૂંટારાની આકૃતિઓ પણ બનાવી. અમે એ આકૃતિઓને જાળાંઝાંખરાંમાં ગોઠવી. અમારી નજરમાં એ જાળાંઝાંખરાં પ્રાચીન રશિયાનું ગાઢ વન બની રહ્યાં. અમે ઉનાળાની શાંત સંધ્યાના સમયે ત્યાં જતાં, અને સૌને હિંમતવાન બહાદુર લડવૈયાઓની કહાણીઓ સંભળાવવાનું મન થતું. જાળાંઝાંખરાંમાં ખૂબ દૂર કોતરના ઢોળાવમાં અમને એક ખાડો જોવા મળ્યો — અમારી કલ્પનામાં અમને અમર રાક્ષસની ગુફા મળી ગઈ, ગુફાનાં ઊંડાણમાં ક્યાંક રૂપાળી રાજકુમારી કેદમાં સપડાયેલી હતી.

અમે લાંબી સફરો ન કરી શકીએ ત્યારે અમારા ખાલી દિવસો જાદુઈ ટાપુમાં હૂંફાળા હવામાનમાં ગાળતાં. અમે રોબીન્સન ક્રુઝોના રહેઠાણ નજીક ઝૂંપડું બાંધ્યું. એ જગ્યા અમારી માનીતી બની ગઈ, ત્યાં અમે તરંગની પાંખો વડે ઊડતાં વાર્તાઓના જગતમાં પહોંચી જતાં. અમારી વાર્તાઓનાં પાત્રો અમારી પડખે જ રહેતાં, અને રાતનાં અંધારાં ફેલાઈ જાય ત્યારે અમને સોલોવેઈ લૂંટારાની સીટી, અમર રાક્ષસના ફૂંકારા તથા ઊંહકારા, અને પગરખાંવાળી બિલાડીનાં સાવચેત પગલાંના અવાજ કાને પડતા. બાળકોના તરંગવિહારની જ્યોતિ ત્યાં ખાસ વધારે ઝગમગવા લાગતી. યૂરા, ગાલ્યા, તીના, અને વીત્યાએ એ ખૂણામાં અદ્‌ભુત કહાણીઓનું સર્જન કર્યું. વાતાવરણ જ એવું હતું કે બાળકોનાં મનમાં કલ્પના રમવા લાગતી. વિચારો સરળ અને અદમ્ય રીતે વહેવા લાગતા. બાળકો પોતાની લાગણીઓને સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી શકતાં. સેર્યોઝાએ ઘડી કાઢેલી સોનેરી મેઘધનુષની કહાણી જુઓ:

"એક વાર સાંજે જબ્બર મોટા લુહારોએ સૂરજ પાસે જઈને કહ્યું: 'સૂરજભાઈ, સૂરજભાઈ, અમારા લોખંડી હથોડાઓ ભાંગી ગયા છે,



થોડા વખતમાં અમારી પાસે રૂપેરી દોરા ઘડવાનું કોઈ સાધન નહિ રહે. એરણો પણ જૂની છે. નવું લોઢું લઈ આવવા અમને પૃથ્વી પર મોકલો.' સૂરજે લુહારોને રવાના કરી દીધા. લુહારો લોકો પાસે જવા લાગ્યા પણ ઘેરાં વાદળોએ તેમનો માર્ગ રોકી દીધો. લુહારોએ વાદળોની આરપાર પૃથ્વી પર નજર નાખી. વાદળો બહુ બહુ ઊંચે હતાં, લુહારોને નક્કી કરવાનું હતું કે ક્યાંથી નીચે ઊતરવું. પાછા સૂરજ પાસે જઈને તેમણે કહ્યું: 'સૂરજભાઈ, સૂરજભાઈ, અમે પૃથ્વી સુધી નીચે કેવી રીતે ઊતરીએ? અમને પુલ બનાવી આપો.' સૂરજે પોતાનાં કિરણો ઘેરાં વાદળોની આરપાર ફેંક્યાં. આકાશમાં સૂરજના તેજનો પુલ ચળકવા લાગ્યો. પૃથ્વીના લોકોને સોનેરી મેઘધનુષ દેખાયું. લુહારો પૃથ્વી પર ઊતર્યા અને લોકો પાસેથી લોઢું લઈને સૂરજના તેજના પુલને રસ્તે પાછા સૂરજ પાસે પહોંચી ગયા. તેમની ધોળી દાઢીઓ નજરે પડી કે તરત સૂરજે કિરણો પાછાં ખેંચી લીધાં અને મેઘધનુષ ગાયબ થઈ ગયું. ત્યાર પછી, આકાશમાં ઘેરાં વાદળો નજરે પડે કે તરત સૂરજ લુહારોને પૃથ્વી પરથી લોઢું લઈ આવવા મોકલે છે. પણ શિયાળામાં મેઘધનુષ નથી હોતાં કેમ કે દિવસો બહુ ટૂંકા હોય છે અને લુહારોને હથોડાઓ બહુ નથી વાપરવા પડતા."

ત્યાં દરેક બાળકે વાર્તા ઘડી કાઢી હતી. એથી મને બેહદ ખુશી થઈ હતી. ઉનાળાની એ શાંત સંધ્યાઓ મને હંમેશાં યાદ રહી છે. સૂરજ આથમી જાય ત્યારે આકાશ રાખોડી દેખાવા લાગતું. વરસ દરમિયાન ઉનાળો પુરજોસમાં હોય ત્યારે કેટલાય એવા દિવસો આવે છે. એ વખતે આકાશમાં આછો ઝગમગાટ ફેલાયેલો હોય છે, સંધ્યાકાળ સામાન્ય સાંજથી વધારે લાંબો હોય છે, અને કેટલીય વાર સુધી તારાઓ ઊગતા નથી... બાળકો અબોલ રહેતાં, પ્રકૃતિની સુંદરતાને માણતાં રહેતાં. એવી ઘડીઓમાં તરંગની જ્યોતિ ખાસ વધારે તેજ રેલાવવા લાગે છે. એક વાર નીનાએ કહાણી ઘડી કાઢી અને અમને કહી સંભળાવી:

"સૂરજ નીંદર કરી લેવા પોતાના જાદુઈ બગીચામાં ગયો. તે લાંબો થઈને સૂતો પણ આંખો મીંચી દેવાનું ભૂલી ગયો. લુહારોને લાગ્યું કે હજી દિવસ છે. તેઓ રૂપેરી દોરા ઘડતા રહ્યા, ઘડતા રહ્યા. દોરા નીચે વેરાઈ ગયા અને ધૂળમાં પલટાઈ ગયા. આકાશમાં રૂપેરી ધૂળ વેરાઈ ગઈ. એ બળે છે ને ચળકે છે..."

એવી અદ્‌ભુત કહાણી સાંભળી ત્યારે મારા દિલના ધબકારા વધી

ગયા. પ્રકૃતિની મનોહર સુંદરતા અને કહાણીઓનાં અજબગજબનાં કલ્પનો, એ બધું મળીને બાળકોની ચેતનામાં વિચારોનાં ઝરણાં વહેતાં મૂકી દે ત્યારે હું હરખાયા વગર કેવી રીતે રહી શકું! મને ખબર નથી કે કારણ શું હોય છે, પરંતુ જૂન મહિનામાં સંધ્યાઓ વધારેમાં વધારે લાંબી હોય અને રાખોડી આકાશ કોઈ જાતના ભેદી પડદા વડે ઢંકાયેલું લાગતું હોય ત્યારે, એવા સમયે, બાળકોની કલ્પના બેકાબૂ બની જતી હોય છે.

ત્રીજું ધોરણ પૂરું થઈ ગયું ત્યાર પછી બાળકોને જાદુઈ ટાપુમાં છાપામાર ટુકડીનું વડું મથક સ્થાપવાનું મન થયું. રિવાજ મુજબ, વડું મથક ખાઈમાં રાખવામાં આવ્યું હતું. મોટેરા વિદ્યાર્થીઓએ અમને ખાઈ ખોદવામાં તથા તેની સજાવટ કરવામાં મદદ કરી. મજેદાર રમત ચાલુ થઈ ગઈ અને કેટલાય મહિના ચાલતી રહી. બાળકો રાતે પણ રમવા માગતાં હતાં, અને તેમને રોકવાનું કામ મુશ્કેલ હતું. તેઓ બાતમીની ગશ્ત લગાવવા જતાં. તેમણે કંપાસનો ઉપયોગ કરતાં શીખી લીધું. તેમણે લાકડાની મશીનગનો તથા ઑટોમૅટિક રાઈફલો બનાવી. તેઓ લશ્કરી કામગીરીઓ જતાં પહેલાં હુકમો આપતાં.

તેઓ શાળાના છેલ્લા વર્ષ દરમિયાન રૂસી લેખક તથા વાર્તાકાર બાઝોવના 'મૅલકાઈટનો દાબડો' નામે પુસ્તકના વાંચનથી ખૂબ રંગમાં આવી ગયાં. મેં ઉરાલના અદ્‌ભુત કીમતી પથ્થરો વિશે, ત્રાંબાના પર્વતની માયાળુ માલિકણની અપાર સંપત્તિ જ્યાં સંઘરાયેલી છે એ ગુફાઓની વિસ્મયજનક સુંદરતા વિશે, અને મૅલકાઈટના રૂપાળા કકડાઓ વિશે તેમને વાંચી સંભળાવ્યું ત્યારે તેમની આંખો ખુશીના ઝગારા મારવા લાગી. એ દિવસો દરમિયાન બાળકોને સુંદર, ગુપ્ત, અને રંગદર્શી કશુંક કરવાની ઉત્કંઠા થઈ. કોઈને ધરતીના પેટાળમાં લીલમના રાજનું સર્જન કરવાનો ખ્યાલ આવ્યો. અમે કાચના લીલા, ઘેરા નીલા, આસમાની, નારંગી, લાલ, અને જાંબલી કકડાઓ ભેગા કરવા લાગ્યાં. ગુફામાં વીજળીની નાનકડી બત્તી ચાલુ કરવામાં આવી અને રંગોનું મેઘધનુષ ઝબકી ઊઠ્યું ત્યારે તેની સુંદરતા જોઈને બાળકોને થયેલી પ્રેરણા તથા વિસ્મયની લાગણીનું વર્ણન શબ્દોમાં કરવાનું મુશ્કેલ છે. ત્યાં નવી કહાણીઓ ઉદ્‌ભવ પામી, અને મને ફરી ખાતરી થઈ ગઈ કે બૌદ્ધિક શક્તિના વિકાસમાં રસાત્મકતા ભારે મોટું પ્રવેગક બળ બની રહે છે. મેં જોયું કે વાલ્યા, પેત્રીક, અને નીનાના ચિંતનમાં ઝડપી પ્રગતિ થઈ, તેમણે ઘડી કાઢેલી કહાણીઓમાં અભિવ્યક્તિની



સમૃદ્ધિ જોઈને હું છક થઈ ગયો. લ્યુદાએ પણ કહાણી ઘડી કાઢી. મને સમજાઈ ગયું કે નાનકડી બાળકીની ચુપકીનું કારણ ધીમા માનસિક વિકાસનું નહિ પરંતુ સ્વપ્નશીલતા અને ભાવનાશીલતાનું હતું.

## ગીતો બાળકને જગતની સુંદરતા [illegible] છે

આનંદ વિદ્યાલયની જેમ જ પ્રાથમિક ધોરણોમાં પણ અમે પ્રકૃતિનું સંગીત સાંભળતાં. તેમાં શબ્દોની ભાવાત્મક રંગછાયાનો મહત્ત્વનો સ્રોત, અને ધૂનની સુંદરતાને સમજવાની તથા માણવાની ચાવી, અંકિત હોય છે. પ્રકૃતિનું સંગીત સાંભળતી વેળા બાળકોએ સમૂહગાનની ભાવાત્મક તૈયારી કરી. અમે જે ગીત ગાવાનાં હતાં તેના ધ્વનિઓને પ્રકૃતિમાં પારખી લેવાની પ્રવૃત્તિ મેં તેમને કરાવી.

શાળા નજીક એક સુંદર જગ્યા હતી. તળાવની કાચ જેવી સપાટીમાં સંધ્યાના ગગનનું પ્રતિબિંબ પડતું હતું. બીડમાંથી પંખીઓનું ગાન રેલાઈ રહ્યું હતું. સાંજની ઠંડકમાં તીડોનું ગુંજન કાને પડતું હતું. અમે ઉક્રાઈની સંગીતસર્જક સ્તેપોવોયનું 'સાંધ્ય સૂર્યાસ્ત મારો' નામે ગીત શીખતાં પહેલાં ત્યાં કેટલીય વાર પ્રકૃતિનું સંગીત સાંભળ્યું. ગીતમાં સંધ્યાની રમણીયતાનું સુંદર વર્ણન છે. તેની ધૂન ઉનાળાની સાંજની નીરવતામાં મનમોહક લાગે છે. અમે ગીત એ નાનકડી જગ્યામાં શીખ્યાં. બાળકોને ગાવાની ઉત્કંઠા હતી. કેટલાંક અઠવાડિયાં પછી બાળકોએ સંગીત સાંભળવાના, ગાવાના, તથા લોકવાદ્યો વગાડવાના ખંડમાં તેને અભિનય સહિત રજૂ કર્યું. એ ગીત તેમને સૂર્યાસ્તની સુંદરતા યાદ કરાવતું હતું અને તેમના ચહેરાઓમાં ખુશીનો ઝળકાટ નજરે પડતો હતો.

અમે વનમાં **ધોમ ધખતા બપોરનું સંગીત** સાંભળ્યું. ઊંચાં વૃક્ષોમાં પાંદડાંનો હળવો સરસર અવાજ થઈ રહ્યો હતો, લક્કડખોદ પંખી ચાંચના ટપકારા કરી રહ્યું હતું, અને વનમાં વસતી કોયલો ક્યાંક ટહુકી રહી હતી. એવા સંગીતના વશીકરણમાંથી બાળકોને રૂસી સંગીતસર્જક આરેન્સ્કીના 'કુકુશ્કા' નામે ગીતની સમજણ સાંપડી.

બાળકોએ મોત્સાર્તનું 'હાલરડું' હૈયાનું હેત રેડીને ગાયું, પછી ઝેકોસ્લોવાકિયાનું લોકગીત 'સોરોકા', ચાઈકોવ્સ્કીનું 'બાળગીત', અને બીજાં લોકગીતો તથા બાળગીતો ગાયાં. અમારી મંડળી સામાન્ય રીતે



17-972

વાદ્યોના સંગાથ વગર ગાતી. દરેક બાળકને ગાવાનું ગમતું, અને એથી મને બહુ ખુશી થતી.

બાળકોને ગાવા માટે ભેગાં થવાની જરૂરત વરતાવા લાગી. ગીત તેમના જીવનમાં દાખલ થઈ ગયું, ગીતે તેમના વિચારોને ઝળકતી રંગછાયા બક્ષી અને તેમનાં મનમાં સ્વદેશ અંગે તથા આસપાસના જગતની સુંદરતા અંગે પ્રેમની લાગણી પેદા કરી. 'ખેતરમાં ઘઉંનો પાક લણતા ખેડૂતો' નામે ઉક્રાઈની લોકગીતે બાળકોના મનમાં ઊંડી છાપ પાડી. તેણે આપણા લોકોના સુદૂરના ભૂતકાળનું અને ચડાઈખોરોની સામે આપણા પરાક્રમી સંઘર્ષનું ચિત્ર આલેખી દીધું. ગીતની ધૂન બાળકોને જાણે સ્વદેશની સ્વતંત્રતાના સંઘર્ષના જમાનામાં લઈ ગઈ, જગતને કેટલીય સદીઓ પહેલાં આપણા સુદૂરના પૂર્વજોએ જેવી રીતે જોયું હતું એવી રીતે તેમણે નીરખ્યું. ખેતરમાં ખેડૂતો ઘઉંનો પાક લણી રહ્યા હતા, મહેનતમાં મશગૂલ નરનારીઓ અવારનવાર ક્ષિતિજમાં ચિંતાતુર નજર નાખતાં હતાં. ત્યાં ગમે તે ઘડીએ દુશ્મનોનાં ધાડાં નજરે પડવાની વકી હતી, એમ બને તો તેઓ દાતરડાં પડતાં મૂકીને તલવારો હાથમાં ઉપાડી લે અને વતનની ભૂમિનું તેમ જ ઘઉંની પૂળીઓના ખડકલાના છાંયામાં સૂતેલાં નાનકડાં બાળકોનું રક્ષણ કરે. કેવળ ગીતની મનમોહક ધૂન જ એવાં ચિત્રોને હૃદય તથા મનના ઊંડાણમાં પહોંચાડી શકે. માત્ર ગીત જ લોકોના અંતરની સુંદરતાને પ્રગટ કરી શકે. વતનની ભૂમિનાં ગીતોની ધૂનો તથા શબ્દો પ્રચંડ શૈક્ષણિક શક્તિ બની રહે છે, લોકોના આદર્શોને તથા બાળકની આશાઓને પ્રગટ કરે છે.

સંવેદનશીલતા અને ભાવનાશીલતા જેવા માનવીય ગુણો હોય છે. દરેક બાબતને ઉત્સુકતાથી અનુભવવાની બાળકની શક્તિને આસપાસનું જગત વધારે તીવ્ર બનાવે ત્યારે એ ગુણો વ્યક્ત થાય છે. સંવેદનશીલ અને ભાવનાશીલ સ્વભાવ ધરાવતી વ્યક્તિ બીજાની વેદના, યાતના, અને દુખને ભૂલી ન શકે, તેનો અંતરાત્મા મદદ કરવાની ફરજ તેને પાડે જ. સંગીત અને ગીતો લોકોના એ ગુણને મોખરે આણે છે.

નૈતિક અને રસલક્ષી કેળવણી પામેલી વ્યક્તિના સ્વભાવમાં ભાવનાશીલતા લાક્ષણિક હોય છે. તે એવી રીતે વ્યક્ત થાય છે કે માયાળુ શબ્દો, બોધ, સલાહ, તથા વિદાયનાં વેણના સંબંધમાં હૃદય ગ્રહણશીલ બને છે. તમારી મંછા એવી હોય કે તમારા વિદ્યાર્થીઓને શબ્દો **જીવન**



**જીવતાં** શીખવે, તેઓ ઇષ્ટની જહેમતો કરે, તો તેમનામાં મૃદુતા અને ભાવાત્મક સંવેદનશીલતા કેળવો. નાનકડા બાળકના હૃદય ઉપર પડતી અગણિત અસરોમાં સંગીત મહત્ત્વનું સ્થાન ધરાવે છે. **સંગીત અને નૈતિકતાનું ક્ષેત્ર** ગંભીર અભ્યાસ અને સંશોધન માગી લે છે.

ગીત જગતના સંબંધમાં કાવ્યમય દૃષ્ટિને વધારે દૃઢ બનાવે છે. મને યાદ આવે છે કે એક દિવસે અમે પુષ્કળ લાગણી રેડીને ગીતો ગાયા પછી વગડાના વિસ્તારમાં ગયેલાં. અમારી સામે ખેતરોમાં ઘઉંના પાકનો અસીમ સાગર ફેલાયેલો હતો, ક્ષિતિજમાં પ્રાચીન દફન ટીંબાઓની ઝાંખી નીલી રેખાઓ નજરે પડતી હતી. સોનેરી ખેતરો વચ્ચે સાંકડો માર્ગ વાંકોચૂકો જતો હતો. નીલા ગગનમાં લાવરીઓ ગાન કરતી હતી. બાળકો થંભી ગયાં — જાણે કેમ વતનની ભૂમિના એ હિસ્સાને પહેલી જ વાર જોતાં હોય. "આ તો પાક લણતા ખેડૂતોના ગીત જેવું છે," સંવેદનશીલ અને સંસ્કારક્ષમ વાર્યા બોલી ઊઠી. મને લાગ્યું કે એ પળોમાં દરેક બાળકના અંતરમાં લોકગીતના બોલ રણકી રહ્યા હતા. ગીત વતનની ભૂમિની સુંદરતાના સંબંધમાં માણસની આંખોને ખોલી નાખે છે, એ સુંદરતા વધારે નિજી, વધારે પ્યારી, બની રહે છે.

ઉક્રાઈની ગીતોએ બાળકોની સામે વતનની ભાષાને લોકોના અમૂલ્ય માનસિક ખજાના તરીકે પ્રગટ કરી દીધી. ગીતને કારણે બાળકોએ શબ્દોના ધ્વનિની નજાકત પારખી લીધી.

શરૂઆતમાં અમારી પાસે વાદ્યસંગીતનાં થોડાંક જ રેકોર્ડીંગ હતાં. હું વાદ્યસંગીતને રૂસી લેખકો તોલ્સ્તોય, ચેખોવ, ગોર્કી, કોરોલેન્કો, ગૈદાર, ચુકોવ્સ્કી, પોલૅંડી લેખક સેન્કેવીચ અને અમેરિકી લેખક જૅક લંડનની કહાણીઓ, પૂશ્કિન તથા શેવચેન્કોની કવિતા, તેમ જ હાન્સ ક્રિશ્ચિયન એન્ડર્સન તથા ગ્રીમ બંધુઓની વાર્તાઓના વાંચન જેટલું જ આવશ્યક ગણતો હતો. હું સંગીતના સૂર વગર, છેક બાળપણનાં વર્ષોથી જ પોતાના માનીતા સંગીતના રણકાર વગર, શિક્ષણની કલ્પના જ નહોતો કરી શકતો. આનંદ વિદ્યાલયના આરંભ પહેલાં અમારા શિક્ષકોએ ટેપ તેમ જ રેકર્ડના રૂપમાં કેટલાંક રેકોર્ડીંગ મેળવી લીધાં. અમે તેને ખજાનાની પેટી ગણતાં હતાં, અને અમને ભારે ખેદ થતો હતો કે બાળકોને માનવજાતિની કલાત્મક સંપદાનો પૂરો ખ્યાલ આપવા માટે અમારો એ ખજાનો પૂરતો નહોતો. મારા વિદ્યાર્થીઓએ અભ્યાસનું પહેલું વર્ષ પૂરું

કર્યું ત્યાં સુધીમાં અમારી પાસે સત્તાવીશ કૃતિઓ એકઠી થઈ ગઈ હતી. તેમાં સાત ગાયનની અને વીશ વાદનની કૃતિઓ હતી. અમે ખાસ સંગીત સાંભળવા માટે જ અઠવાડિયામાં બે વાર સંગીત ખંડમાં જતાં. આનંદ વિદ્યાલયમાં કેટલીય ધૂનો તથા ગીતરચનાઓ બાળકોને પરિચિત થઈ ગઈ હતી અને તેમની આંતરિક દુનિયાનો ભાગ બની ગઈ હતી. તેમણે ચાઈકોવ્સ્કીની કૃતિઓ 'લાવરીનું ગીત' અને 'હિમ પુષ્પ', મોત્સાર્તની કૃતિ 'હાલરડું', શુમાનની કૃતિ 'બહાદુર ઘોડેસવાર', અને ગ્રીગની કૃતિ 'પર્વતના રાજાના ભવનમાં' ઘણી વાર સાંભળી હતી. લીસેન્કોના 'કોઝા-દેરેઝા' નામે બાળ સંગીતનાટકમાંથી 'લોંકડીનું ગીત', 'બકરીનું ગીત', અને 'વરુનું ગીત', તેમ જ ઉક્રાઈનાં ગીતો 'નીરખું ગગન' તથા 'ખળખળ કરતી વિશાળ નીપર', અને 'આથમે સૂરજ ને પહાડોમાં અંધારાં ફેલાય' પણ તેમને જાણીતી રચનાઓ હતી.

બાળકો સાથે કાર્યનાં ચાર વર્ષો દરમિયાન અમારો સંગીત સંચય લગભગ બમણો થઈ ગયો. સંચય બહુ મોટો નહોતો, પરંતુ મને રચનાઓની સંખ્યાની ઝાઝી ફિકર નહોતી, મારી મુરાદ તો એવી હતી કે માનવજાતિના સંગીત ખજાનાનું ઉત્તમ બધું (સૌપ્રથમ ઉક્રાઈની તથા રૂસી કૃતિઓ) બાળકોના જીવનમાં સામેલ થઈ જાય, એકની એક કૃતિઓ ફરીફરીને સાંભળતી વેળા તેમને રસાત્મક સંતોષની લાગણી થાય, અને તેમના બૌદ્ધિક તથા ભાવાત્મક જીવનમાં તેની છાપ અંકિત થઈ જાય.

બાળકો ભલે મહિનામાં એક જ નવી ધૂન સાંભળે, પરંતુ એ ધૂન તેમની આખી જિંદગી દરમિયાન માનસિક સંતોષની સરવાણી બની રહેવી જોઈએ. મને બીક લાગતી હતી કે હું કદાચ બાળકોને નવી કૃતિઓના, તેમને ખાલી મનોરંજન પૂરું પાડે પરંતુ તેમનાં દિલોમાં કશી છાપ અંકિત ન કરે એવી કૃતિઓના, વહેણમાં ડુબાવી દઉં.

ચાર વર્ષોના ગાળામાં બાળકોએ ઉપરોક્ત રચનાઓ ઉપરાંત ગ્લીન્કા, એડવર્ડ ગ્રીગ, ચાઈકોવ્સ્કી, રીમ્સ્કી-કોર્સાકોવ, શુમાન, દુનાયેવ્સ્કી, અને બીથોવનની જાણીતી રચનાઓ, કેટલાંક ઉક્રાઈની, હંગેરિયન, તથા રૂસી લોકગીતો, તેમ જ કાબાલેવ્સ્કી, ઓસ્ત્રોવ્સ્કી, તથા મુરાદેલીનાં ગીતો, અને લેનિનનું માનીતું ગીત 'કેદમાં અત્યાચાર' સાંભળ્યાં.

સંગીત સાંભળતાં પહેલાં હું બાળકોને વસ્તુગત ઘટનાઓ વિશે અથવા સંગીતીય કલ્પનોમાં પ્રતિબિંબિત તરંગચિત્રો વિશે જણાવતો. એ કહાણીઓને



હું ખૂબ મહત્ત્વની ગણતો, તેઓ બાળકોને સંગીત સાંભળવા માટે સમુચિત મનોદશામાં આણી દેતી. એ રીતે, 'દ્રાક્ષ પરીના નૃત્યનું' સંગીત સાંભળતાં પહેલાં મેં બાળકોને એ બેલેકૃતિનો આધાર બની રહેલી હોફમાનની પુરાણી પરીકથા કહી સંભળાવી. મેં બાળકો સમક્ષ માયાળુ પરીનું ચિત્ર સ્પષ્ટ ભાવવાહી શબ્દોમાં આલેખવાની કોશિશ કરી -- તેની ચપળતા, પ્રફુલ્લિતતા, અને મોહકતાના ચિત્રણની કોશિશ કરી. મેં બાળકોને કહ્યું કે "તમને નાનકડી બિલોરી ઘંટડીઓનો રણકાર સાંભળવા મળશે. આ સંગીત રૂપાળી પરીની આસપાસના વાતાવરણનો નિર્દેશ કરે છે. મારી કલ્પનામાં મને ઝળકતા પ્રકાશમાં ઝગમગતા જાદુઈ કિલ્લાની હળવી પાતળી થાંભલીઓ દેખાય છે." બાળકોએ સંગીત સાંભળ્યું અને પછી તેઓ પરીના કિલ્લાની પોતપોતાની કલ્પનાઓ વિશે વાતો કરવા લાગ્યાં. તેમણે કલ્પનામાં તળાવો, ફુવારાઓ, છાંયાદાર લતામંડપો, અને રહસ્યમય ગુફાઓનું ચિત્રણ કર્યું. અજબગજબનાં કલ્પનોએ તેમનાં મનમાં સંગીત ફરી સાંભળવાની ઝંખના પેદા કરી. સંગીતની કૃતિઓનું, ખાસ કરીને તો બાળકોની જાણમાં ન હોય એવી કૃતિઓનું, અર્થઘટન શિક્ષક પાસેથી પારાવાર કુનેહ અને ઊંચી કક્ષાની કુશળતા માગી લે છે. કદી ન ભૂલવું જોઈએ કે સંગીતની ભાષા તો લાગણીઓની ભાષા છે. સાદા અને ક્યારેક તો પ્રાથમિક કક્ષાના જ શબ્દોવાળા લોકગીતોને પણ કેવળ ધૂનને કારણે કલાકૃતિઓ ગણવામાં આવે છે. સંગીતની કૃતિનાં કલાત્મક કલ્પનોનું સારતત્ત્વ બાળકોને સમજાવવા માટે શિક્ષકે સંગીતસર્જકના વિશિષ્ટ ભાવવાહક માધ્યમને સમજી લેવું જોઈએ.

ખુલાસો સ્પષ્ટ, ઉઠાવદાર, કલાત્મક કહાણીના રૂપમાં આપવો જોઈએ. કહાણી એવી હોવી જોઈએ કે તે પોતે જ લાગણીઓ ઉત્પન્ન કરે અને કલ્પનામાં સ્પષ્ટ ચિત્રોનું સર્જન કરે.

મને પાકી ખાતરી થઈ ગઈ છે કે સંગીતની સુંદરતામાં ચિંતનનો પ્રબળ સ્રોત અંકિત હોય છે. સંગીતની અસરથી બાળકની કલ્પનામાં ઉદય પામેલાં સ્પષ્ટ કલ્પનો ચિંતનને ચેતનમય બનાવી દે છે, તેનાં અનેક વહેણોને એક સરિતાપટમાં વાળી દે છે. બાળકો પોતાની કલ્પનામાં જે કંઈ સર્જાતું હોય તેનાં અને પોતાને જે લાગણીઓ થતી હોય તેનાં શબ્દચિત્રો આલેખવાની કોશિશ કરે છે. ધીમે વિચાર કરતાં બાળકો માટે સંગીત સાંભળવાની પ્રવૃત્તિ ખરેખર માનસિક વિકાસનો પ્રબળ સ્રોત બની રહી.

મેં એવા સંજોગો પેદા કરવાની કોશિશ કરી કે બાળકો સંગીત સાંભળી લીધા પછી પોતાનાં મનમાં પડેલી છાપોનું વર્ણન અકળાયા વગર કરી શકે.

અમે સંગીતના ખંડમાં વાંસળી વગાડતાં અને અમારી માનીતી ધૂનો શીખતાં. બીજા ધોરણમાં અમારા વાંસળી વાદન મંડળમાં માત્ર નવ વિદ્યાર્થીઓ અને બીજાં ધોરણોના ચાર વિદ્યાર્થીઓ હતા. વાદ્યો બાળકોએ પોતે જ બનાવ્યાં હતાં. સેર્યોઝા, યૂરા, નીના, અને લીદાએ વાંસળીઓ બનાવવાની ખરી ઉસ્તાદી હાંસલ કરી લીધી હતી. તેઓ ઝાડીમાં જઈને માફક સામગ્રી ગોતી લેતાં, પછી પોતે કાપેલી ડાળીઓને છાંયામાં સરખી રીતે તૈયાર કરતાં, વાદ્યના ધ્વનિને ચકાસી જોતાં, નિર્મળ મધુર સૂરો સાધી લેતાં. ત્રીજા ધોરણ દરમિયાન અમને બે એકોર્ડિયન વાદ્યો તથા ત્રણ વાયોલિન મળ્યાં. યૂરા, સેર્યોઝા, ફેદ્યા, લીદા, કોલ્યા, તીના, લારીસા, સાન્યા, અને શુરાએ એકોર્ડિયન તથા વાયોલિન વગાડતાં શીખી લીધું. પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો થયો ત્યાં સુધીમાં ઓગણીસ બાળકોએ ઘરમાં સંગીતનાં સાધનો, એકોર્ડિયનો તથા વાયોલિનો, વસાવી લીધાં હતાં. પરંતુ બાળકો પોતે બનાવેલી વાંસળીઓને ભૂલ્યાં નહિ. કેટલાંય બાળકો સંગીતમાં રુચિ ધરાવતાં હતાં. પરંતુ મારી દૃષ્ટિમાં મુખ્ય લક્ષ્ય તેમની વ્યક્તિગત પ્રતિભાઓને વિકસાવવાનું નહિ પણ એવી ખાતરી ઊભી કરવાનું હતું કે સંગીત બધા વિદ્યાર્થીઓને ગમે અને તેમની આંતરિક જરૂરત બની રહે.

બાળપણમાં જે બાબતોની બેદરકારી રાખવામાં આવી હોય તેમની ખોટ તરુણાવસ્થાનાં વર્ષોમાં કદી નથી પુરાતી, અને પુખ્ત ઉંમરનાં પુરાવાનો સંભવ તો એથીયે ઓછો હોય છે. આ નિયમ બાળકના આંતરિક જીવનનાં બધાં ક્ષેત્રોને, અને રસલક્ષી શિક્ષણને તો ખાસ, લાગુ થાય છે. બાળપણનાં વર્ષોમાં સુંદરતા અંગેની સંવેદનશીલતા અને ગ્રહણશીલતા, વ્યક્તિત્વના વિકાસના ત્યાર પછીના ગાળાઓ કરતાં, અતુલ્ય પ્રમાણમાં વધારે ગહન હોય છે. પ્રાથમિક શાળાના શિક્ષકનાં મુખ્ય કર્તવ્યોમાંનું એક બાળકોનાં મનમાં સુંદરતાની જરૂરત કેળવવાનું છે, સુંદરતા ઘણી રીતોએ બાળકના આંતરિક જીવન તથા સામૂહિક સંઘટન સાથે તેના સંબંધની આખી પદ્ધતિને નિર્ધારિત કરે છે. સુંદરતાની જરૂરત નૈતિક સુંદરતાને ખીલવે છે તેમ જ તુચ્છતા અને કુરૂપતા ન સાંખી લેવાની વૃત્તિને પોષે છે.

નામાંકિત ચિંતક ગ્રીગોરી સ્કોવોરોદાની (૧૭૨૨-૯૪) માનવામાં



આવતી એક જૂની ઉક્રાઈની સૂક્તિ છે કે "માણસના હાથમાં વાયોલિન હોય ત્યારે તે ખરાબ કંઈ ન કરી શકે." અસલ સુંદરતા અને અનિષ્ટ પરસ્પર વિસંગત હોય છે. શિક્ષકનાં અત્યંત મહત્ત્વનાં કર્તવ્યોમાંનું એક, રૂપકની ભાષામાં કહેતાં, દરેક બાળકના હાથમાં વાયોલિન મૂકી દેવાનું છે, જેથી બધાં બાળકો લાગણી અનુભવી શકે કે સંગીતનો ઉદય કેવી રીતે થાય છે. આપણા જમાનામાં, સંગીતના રેકોર્ડીંગ તથા બહોળા ફેલાવાનાં ટેકનિકલ સાધનોએ તેને સાર્વત્રિક સ્વરૂપ બક્ષી દીધું છે ત્યારે, એ કર્તવ્ય ખાસ મર્મ ધારણ કરી લે છે. ખાતરી ઊભી કરો કે નાનેરી પેઢી સુંદરતાના કેવળ ઉપભોગ પૂરતી જ સીમિત ન રહે, નૈતિક તેમ જ રસલક્ષી શિક્ષણની સમસ્યા એવી છે.

પુસ્તકો બાળકના આંતરિક જીવનમાં મોટી ભૂમિકા ભજવે છે, પરંતુ તેણે સુપેરે વાંચતાં શીખી લીધું હોય ત્યારે જ. "સુપેરે વાંચવાનો" અર્થ શું છે? સૌપ્રથમ તો વાંચનની પ્રાથમિક આવડતો કેળવી લેવાનો. મેં કોશિશ કરી કે વાંચન બાળક માટે નિજી આંતરિક જરૂરત બની રહે. બાળકો પહેલા અને બીજા ધોરણ દરમિયાન દર અઠવાડિયે અથવા પખવાડિયે પુસ્તકાલયમાંથી પુસ્તક લઈ આવતાં અને મોટેથી વાંચતાં. એવી રીત વગર, છટાદાર વાંચનની અને જે વંચાયું હોય તેને સમજવાની મક્કમ સ્થાયી આવડત કેળવવાનું અશક્ય છે.

બીજા ધોરણમાં દરેક વિદ્યાર્થી પાસે 'શબ્દ ભંડાર' નામની નોટબુક રહેતી. તેને રસપ્રદ લાગે અથવા સમજાય નહિ એવા બધા શબ્દો તેમાં નોંધી લેવામાં આવતા. પછી હું એ શબ્દોના અર્થ અને ભાવાત્મક અર્થછાયાઓ સમજાવતો. ત્રીજા અને ચોથા ધોરણ દરમિયાન એ નોટબુકો, થોડાક શબ્દોને બાદ કરતાં, બાળકોને ગમી ગયેલા રૂઢિપ્રયોગો, વાક્યખંડો, તથા વાક્યોથી ભરાઈ ગઈ હતી.

બૌદ્ધિક સમૃદ્ધિના સ્રોત તરીકે વાંચનને વાંચનની આવડતની કક્ષાએ કોઈ રીતે ન જ ઉતારી શકાય. એવી આવડત તો વાંચનની કેવળ શરૂઆત જ હોય છે. બાળક કશી ભૂલો કર્યા વગર છટાદાર વાંચન કરતું હોય, પરંતુ પુસ્તકોએ બૌદ્ધિક, નૈતિક, અને રસાત્મક વિકાસનાં શિખરોના

માર્ગનું સ્થાન ન લીધું હોય — અને એવું ઘણી વાર બનતું હોય છે. વાંચન કરી જાણવાનો મતલબ શબ્દોના અર્થ અને સુંદરતા તેમ જ સૂક્ષ્મ અર્થછાયાઓ અંગે સંવેદનશીલ બની રહેવાનો છે. કેવળ એવો વિદ્યાર્થી જ "વાંચન" કરતો હોય છે કે જેના મનમાં શબ્દ આસપાસના જગતના રંગો તથા સૂરોની ધૂમ મચાવી દેતો હોય. વાંચન તો એવી બારી છે કે જેની વાટેથી બાળકો જગતને અને પોતાને નીરખે તથા જાણે. તે બાળકોની સામે માત્ર એવા સંજોગોમાં જ ખૂલે છે કે જ્યારે વાંચનની સાથે, એકીવેળાએ અથવા પુસ્તક પહેલી વાર ખોલવામાં આવે તેનાથીયે પહેલાં, શબ્દભંડોળની ઉસ્તાદી માટે સખત જહેમત કરવામાં આવી હોય. અને એ બધું બાળકની પ્રવૃત્તિનાં બધાં ક્ષેત્રોને તથા આંતરિક જીવનને — કામ તથા રમતગમતને તેમ જ પ્રકૃતિ, સંગીત, અને સર્જકતા સાથેની આંતરક્રિયાને — આવરી લેતું હોય છે. બાળકના બૌદ્ધિક જીવનના એક ક્ષેત્ર તરીકે વાંચનની કલ્પના, સુંદરતા ઉત્પન્ન કરતા સર્જનાત્મક કાર્ય વગર, કહાણીઓ તથા તરંગવિહાર અને રમતો તથા સંગીત વગર, અશક્ય છે. ચિંતન અને વાણીના વિકાસનો આધાર ચિંતનના જીવંત સ્રોતની "સફર" તથા શબ્દોની ભાવાત્મક-રસાત્મક રંગછાયા ઉપર પણ હોય છે, અને તે વાણીની સુંદરતા તેમ જ પુસ્તકોમાં મૂર્તિમંત કલાત્મક પ્રતિભાઓ અનુભવવાની શક્તિને કારણે જ સમજાય છે.

બાળક પ્રથમ શબ્દ વાંચે તે પહેલાં તેણે શિક્ષક, માતા, અને પિતાને વાંચતાં સાંભળવાં જોઈએ, જેથી તેને કલાત્મક કલ્પનોની સુંદરતાનો અનુભવ થાય. પ્રકૃતિની દુનિયામાં "સફરોને" પુસ્તકથી નિરાળા કશાક તરીકે કલ્પવાનું અશક્ય છે. બાળક પુસ્તકમાં વાંચેલા શબ્દોની સુંદરતા ન અનુભવતું હોય તો આસપાસના જગતની સુંદરતાને પારખી ન શકે. બાળકના હૃદય તથા ચેતના સુધી પહોંચવાની રીતનાં બે પાસાં હોય છે. એ કથન પહેલી નજરે આંતરવિરોધી લાગે છે. પરંતુ વાસ્તવમાં એમ નથી. એક પાસું પુસ્તકોમાંથી અને મોટેથી વાંચેલા શબ્દમાંથી બોલચાલની ભાષામાં પહોંચાડે છે, અને બીજું પાસું જીવંત શબ્દમાંથી, બાળકના આંતરિક જગતમાં સામેલ થઈ ચૂકેલા શબ્દમાંથી, પુસ્તકો તેમ જ વાંચન તથા લેખનની દુનિયામાં પહોંચાડે છે. વાંચન અને લેખનની ભાવાત્મક અને રસાત્મક તૈયારી એવા લક્ષ્યની મહત્ત્વની શરત છે કે બાળક માર્ક મેળવવા માટે નહિ પરંતુ પોતાના આંતરિક જીવનની જરૂરત તરીકે વાંચન



અને લેખન શીખે, એટલા માટે શીખે કે વાંચતાં અને લખતાં ન આવડતું હોય તો પોતે ઘણીબધી ખુશીઓ માણ્યા વગરનું રહી જાય.

આનંદ વિદ્યાલયમાં પણ મારા વિદ્યાર્થીઓ, વાંચન અને લેખનની ભાવાત્મક તથા રસાત્મક તૈયારીના સુફળ રૂપે, આસપાસના જગત અંગે તેમની લાગણીઓ તથા વિચારોને ચિત્રો તથા ભાવવાહી મથાળાંઓમાં વ્યક્ત કરતા. અમારી શિક્ષણ પદ્ધતિમાં પ્રકૃતિની "સફરો" લક્ષ્યના સ્થાને નહિ પરંતુ શબ્દો મારફત બાળકના બૌદ્ધિક વિકાસનું સાધન હતી. શબ્દો, બૌદ્ધિક કેળવણી, અને શિક્ષણના મુખ્ય લક્ષ્યની — બાળકને વિચાર કરતાં, વસ્તુઓ તથા પરિઘટનાઓ તેમ જ તેમની આંતરક્રિયા પારખતાં, સામાન્ય તારવણી કરતાં, અને પ્રકૃતિમાંથી તેમ જ દૃશ્ય વસ્તુઓ તથા મનની છાપોમાંથી સારતત્ત્વ સમજતાં શીખવાના લક્ષ્યની — દિશાની જહેમતો વગર તો બાળકો પ્રકૃતિની સુંદરતા, રંગો તથા ધ્વનિઓની લીલા, અને જીવનના અખૂટ વૈવિધ્યના સંબંધમાં ઉદાસીન રહી ગયાં હોત.

મેં તકેદારી રાખી કે પહેલા ધોરણમાં જ વાંચન બાળકની આંતરિક જરૂરત બની રહે, છટાદાર વાંચનને સમજવાની પદ્ધતિઓ ઘડી કાઢવાના ખાલી મહાવરાઓ પૂરતું જ સીમિત ન રહે. જે કંઈ બાળકના બૌદ્ધિક, ભાવાત્મક, તથા રસાત્મક વિકાસ જોડે મેળ ખાતું હોય, અને સાથોસાથ તેના અધિક વિકાસ જોડે સુસંગત હોય, તે જ બાળકના માનસિક જગતમાં પ્રવેશ કરી શકે. વાંચનની સામગ્રી સુયોગ્ય રીતે પસંદ કરવાની બાબત શિક્ષક માટે અસાધારણ મહત્ત્વની બની રહે છે. દુર્ભાગ્યની વાત છે કે બાળક સમજી શકે એવાં કેટલાંય કલાત્મક મૂલ્યો વાંચનપોથીઓમાં નથી હોતાં. શાળાવર્ષના આરંભ પછી ત્રણ મહિને અમે જે રસપ્રદ કહાણીઓ તથા વાર્તાઓ વાંચવાનું શરૂ કરી દીધું તે કોઈ પણ વાંચનપોથીઓમાં સામેલ નહોતી.

મેં 'ઉક્રાઈની અને રૂસી કહાણીઓ' નામે પુસ્તકની નકલો બાળકોને આપી. મેં તેમને 'મલોખાંનો નાનકડો આખલો' નામે ઉક્રાઈની લોકકથા વાંચવા તૈયાર કર્યા, જણાવ્યું કે વાર્તામાં શું છે, અને વાત કરતી વેળા ચિત્રો દોરીને બતાવ્યાં. બાળકોએ પુસ્તક ખોલ્યું. એક વિદ્યાર્થીએ વાર્તા વાંચી, પછી બીજાએ, અને પછી ત્રીજાએ વાંચી. અમે વાર્તા ફરીફરીને વાંચી, પરંતુ બાળકો કંટાળ્યાં નહિ કારણ કે વાંચન દરેક બાળકની નજરમાં ખાલી દોહરાવવાનો મહાવરો નહિ પરંતુ ઝળકતાં કલ્પનોનો ઊંડો અનુભવ

બની રહેતું હતું, દરેક બાળક શબ્દોમાં પોતાની વ્યક્તિગત પરખો ઉમેરતું હતું. બાળકો જાણે એકનું એક ગીત એક પછી એક ગાતાં હોય, અને ગીતના બોલ તથા સૂર બહુ ઉત્તેજના પેદા કરતા હોય, એમ તેઓ એકાગ્રતાથી વાંચન સાંભળતાં રહ્યાં. જાણે દરેક બાળક પોતાની આગવી રીતે ગાતું હતું, દરેકના મનમાં શબ્દો ખાસ રંગછાયા ધારણ કરી લેતા હતા અને અનુભવ, પરખ, તથા છાપોની સૂક્ષ્મતાઓ સંચારિત કરતા હતા. એવા વાંચનમાં ધ્વનિઓ સંગીત જેવા હોય છે, શબ્દો મધુર ગીત જેવા હોય છે.

ભાવાત્મક વ્યક્તિગત વાંચનની તૈયારીમાં ખાસ મહત્ત્વ ધરાવતી બાબત એવી હોય છે કે બાળક અનેક વાર ચિંતનના સ્રોત તરફ વળે અને ભાષાની સુંદરતા અનુભવે. વિદ્યાર્થી વાક્ય વાંચે છે: "નાનકડો આખલો અંધારઘેરા વનમાં ગયો, ત્યાં તેને રાખોડી વરુ મળ્યું." "અંધારઘેરું વન" શબ્દોથી બાળકના મનમાં અવિસ્મરણીય ચિત્રોની ધૂમ મચી જાય છે: વનમાં સંધ્યાનું ઝાંખું અજવાળું, રાતના ભેદી અવાજો, અને તોફાન પહેલાં પાંદડાંનો સરસર અવાજ, બેચેન બનાવી દેતો અવાજ. બાળક "અંધારઘેરું વન" શબ્દો સાંભળે ત્યારે એ બધું તેના આંતરિક જીવનમાં દાખલ થઈ જાય છે અને ઝળકતા રંગો, ધ્વનિઓ, તથા પ્રકૃતિના સંગીતમાં રમણ કરવા લાગે છે. બાળક જીવંત શબ્દ અને ચિંતનના માર્ગો ન જાણતું હોય તો શિક્ષકના ગમે એટલા ખુલાસાઓ — કેવી રીતે વાંચવું, શબ્દોના ઉચ્ચાર કેવી રીતે કરવા, કેવી કેવી જાતના સ્વરભેદ અપનાવવા — પણ તેને ભાવવાહી વાંચન શીખવી ન શકે.

શાળામાં કાર્યના આરંભના દિવસોથી જ હું કાળજી રાખતો હતો કે કોઈ નબળું પુસ્તક બાળકોના હાથમાં ન જાય, એક પણ નહિ, બાળકો હંમેશાં રસપ્રદ પુસ્તકોની, રાષ્ટ્રીય અને સામાન્ય માનવીય સંસ્કૃતિનો ભાગ બની ગયેલી કૃતિઓની, દુનિયામાં રહે. એ કર્તવ્ય અસાધારણ મહત્ત્વનું છે: માણસ આખા જીવનકાળ દરમિયાન લગભગ ૨૦૦૦થી વધારે પુસ્તકો ન વાંચી શકે, તેમાંથી એવો સાર નીકળે છે કે બાળપણનાં તથા તરુણાવસ્થાની શરૂઆતનાં વર્ષોમાં વાંચનની સામગ્રીની પસંદગી વિચારપૂર્વક કરવી જોઈએ. બાળક ભલે થોડુંક જ વાંચે, પરંતુ દરેક પુસ્તકની ભાવાત્મક તથા બૌદ્ધિક છાપ તેના મનમાં પડવી જોઈએ, જેથી વ્યક્તિ તેને ફરીફરી કેટલીય વાર વાંચે અને તેમાંથી નિરંતર નવાં મૂલ્યો શોધી કાઢે. એ સંબંધમાં



બહુ મહત્ત્વની વાત છે કે બાળક શબ્દની ભાવાત્મક રંગછાયાને સમજે, અને શ્રુતિગત પરખમાંથી, એટલે કે ભાવવાહી વાંચનમાંથી, મળતી આવડત કેળવે.

અમે પહેલા ધોરણમાં જ બાળ પુસ્તકાલય વસાવી લીધું હતું. તેમાં ચાર વિભાગો હતા: (૧) એવી કહાણીઓ કે જે મારા અભિપ્રાયમાં બાળકોના નૈતિક, બૌદ્ધિક, અને રસાત્મક શિક્ષણ માટે અત્યંત મૂલ્યવાન હતી. (અમે દરેક પુસ્તકની પંદર નકલો ખરીદતાં, જેથી વાંચનના પાઠમાં વિદ્યાર્થીઓની દરેક જોડીને એકેક નકલ મળી રહે.) એ વિભાગ પ્રાથમિક શાળામાં અમારા ચાર વર્ષોના અભ્યાસ માટે હતો. તેને માટે, બાળકો સમજી શકે એવા ગહન વિચારોને સ્પષ્ટ કલાત્મક કલ્પનોમાં મૂર્ત કરતી કહાણીઓ પસંદ કરવામાં આવી હતી. તેમાં તોલ્સ્તોય, ઝુકોવ્સ્કી, હાન્સ ક્રિશ્ચિયન એન્ડર્સન, હ્યુગો, ગ્રીમ બંધુઓ, પૂશ્કિન, કોરોલેન્કો, નેક્રાસોવ, તુર્ગેનેવ, ચેખોવ, સેન્કેવિચ, લંડન, ટ્વેઈન, ગોર્કી, ફ્રાંકો, કાતાયેવ, તથા અન્ય લેખકોની કહાણીઓ તથા કથાઓ સામેલ હતી.

એ કૃતિઓનું વાંચન બાળકો માટે જગતને જાણવાની પ્રક્રિયાનો કેવળ એક ભાગ, રીતસરની ટેવો તથા આવડતો કેળવવાના કેવળ મહાવરાઓ, બની રહેવા પૂરતું જ સીમિત નહોતું પરંતુ તેમના ભાવાત્મક તથા નૈતિક શિક્ષણનું એક અંગ હતું. દરેક પુસ્તકે બાળકોનાં મનમાં ઊંડી છાપ પાડી. મામીન-સીબીર્યાકની 'સ્તુદીયોનાયા નદીને કાંઠે શિયાળુ ઝૂંપડું' નામે કહાણીથી બાળકો ખૂબ પ્રભાવિત થયાં. કહાણી એક ઘરડા આદમી વિશે છે. તે એકલો રહે છે, સૌ તેને ભૂલી ગયાં છે. તાઈગાવનના અંતરિયાળ ભાગમાં ઝૂંપડામાં રહીને તે વખત વિતાવે છે. મેં જોયું કે એ પુસ્તકના વાંચન પછી આસપાસના જગતની પરિઘટનાઓ અંગે બાળકોની સંવેદનશીલતા સતેજ બની ગઈ. અમે પાઠ દરમિયાન તેમ જ વર્ગની બહાર કહાણીઓનું વાંચન કરતાં. અમારા પુસ્તકાલયના એ વિભાગની સરખામણી સામૂહિક રીતે સાંભળવાની સંગીતકૃતિઓનાં રેકોર્ડીંગ સાથે કરી શકાય.

અમારા પુસ્તકાલયના બીજા વિભાગમાં વર્તમાન સમય, સોવિયેત લોકોની કામગીરી, શાંતિ માટેનો સંઘર્ષ, મહાન દેશાભિમાની યુદ્ધ દરમિયાન શૂરવીરોનાં પરાક્રમો, અને શૂરાં સાબિત થયેલાં બાળકો વિશે આધુનિક રૂસી તથા ઉક્રાઈની લેખકોની કહાણીઓ સામેલ હતી. મારા વિદ્યાર્થીઓએ

સોવિયેત લેખકો મીખાલકોવ તથા માર્શાકની પદ્યકૃતિઓ તેમ જ ગૈદાર, કાસીલ, નોસોવ, પ્રીલેઝાયેવા, ગુબલાઈની, યાનોવ્સ્કી, ઝબાનાત્સ્કી, લીનકોવ, ઇવાનેન્કો, વોરોન્કોવા, ઝીતકોવ, અને આલેક્સાન્દ્રોવાની કહાણીઓ ભારે ઉત્સુકતાથી વાંચી.

ત્રીજો વિભાગ વાર્તાઓ, કવિતા, અને ટુચકાઓનો હતો. એ પુસ્તકો માત્ર ખુલ્લી જગ્યાઓમાં વાંચવા માટે હતાં. દરેક બાળક પોતાને વધારેમાં વધારે દિલચસ્પ લાગતું પુસ્તક લેતું (અને એ દિલચસ્પી સારાં ચિત્રો ઉપર તેમ જ શિક્ષકે અથવા સાથી વિદ્યાર્થીઓએ વાંચીને કરેલી વાત ઉપર આધારિત રહેતી.)

વર્ગના પુસ્તકાલયનો ચોથો વિભાગ ગ્રીક પુરાણકથાઓનો હતો. ભારે મુશ્કેલીથી એકઠાં કરવામાં આવેલાં એ પુસ્તકોમાં ગ્રીક પુરાણકથાઓની રજૂઆત બાળકો સમજી શકે એવી રીતે થયેલી હતી. પ્રાચીન પુરાણકથાઓ બાળકોની બૌદ્ધિક તથા રસાત્મક કેળવણીમાં મહત્ત્વની ભૂમિકા ભજવે છે. તેઓ માનવજાતિની સંસ્કૃતિના વિસ્મયજનક પૃષ્ઠને બાળકો સમક્ષ પ્રગટ કરે છે એટલું જ નહિ પરંતુ સાથોસાથ કલ્પનાને સતેજ કરે છે, માનસને વિકસાવે છે, અને સુદૂરના ભૂતકાળ અંગે ઉત્સુકતા પેદા કરે છે.

અભ્યાસનું પહેલું વર્ષ અરધું વીતી ગયું ત્યારે અમે સામૂહિક વાંચનની બેઠકો શરૂ કરી દીધી. મેં એક પુસ્તકની બધી નકલો બાળકોને વહેંચી દીધી, જેથી તેઓ ઘેર વાંચી શકે. તેમાં સામૂહિક વાંચનની તૈયારી અંકિત હતી. જે કહાણીની ઘટનાઓ પહેલેથી જાણમાં હોય તેને વાંચવા વાર્તાના ખંડમાં શા માટે જવું જોઈએ? એવી મંછા શેમાંથી ઉદય પામતી હોય છે? અને બાળકો શા માટે એમ કરે? કશુંક નવું વાંચવાનું બહેતર ન ગણાય?

હા, નવું અને અજાણ્યું પણ વાંચવું જ જોઈએ, અને અમે અમારે માટે નવાં હોય એવાં પુસ્તકો જરૂર વાંચતાં. બાળક કોઈ પુસ્તક વાંચવાથી ઉત્તેજના અનુભવીને તેને પોતાના સાથીઓ સમક્ષ વાંચી સંભળાવવા તેમ જ પોતાના વિચારો તથા લાગણીઓને શબ્દોમાં વ્યક્ત કરવા આતુર બની જતું હોય ત્યારે જ પુસ્તકો તેના આંતરિક જીવનનો એક ભાગ બની રહે. પુસ્તકાલયના પહેલા વિભાગનું દરેક પુસ્તક અમે મોટેથી દસ વાર વાંચ્યું, એથી ઓછી વાર ક્યારેય નહિ, પરંતુ વાંચનને એવી રીતે દોહરાવવાથી બાળકોની દિલચસ્પી જરાય ઘટી નહિ. બે કે ત્રણ અઠવાડિયાં પહેલાં વાંચવામાં આવેલા પુસ્તકને બાળકો ભૂલતાં નહિ, અને તેને ફરી



વાંચવાની કોશિશ કરતાં, ક્યારેક તો ખાસ એવા ઉદ્દેશે શાળામાં આવતાં. ત્રણ કે ચાર મહિના વીતી જાય ત્યારે બાળકોને માનીતું પુસ્તક ફરી વાંચવાનું મન થતું, અને એ પુસ્તક સામૂહિક વાંચનની યાદીમાં ફરી સામેલ થઈ જતું.

પરંતુ બાળક વાંચતાં શીખી લે તે પહેલાં જ શબ્દોની સૂક્ષ્મ અર્થછાયાઓ પારખવા લાગ્યું હોય તો જ કૃતિની સુંદરતા અને શક્તિ તેના હૃદય અને માનસને સ્પર્શે. જે બાળકોને ચિંતનની સરવાણીઓની "સફરો" દરમિયાન શબ્દોની મનમોહક સુંદરતાનો અનુભવ ન થયો હોય તેમને પોને અગાઉ સાંભળેલી કહાણી બીજી વાર, ત્રીજી વાર, કે દસમી વાર સાંભળવાનું મન કદી ન થાય.

અમે કેટલાક પાઠ અમારી માનીતી કહાણીઓ માટે ખાસ ગોઠવતા. બાળકો ઉત્તેજિત થઈને વાંચનની તૈયારી કરતાં. દરેક બાળક પોતાને વધારેમાં વધારે ગમતી, પોતાને વધારેમાં વધારે ઉત્તેજનાનો અનુભવ કરાવતી, કહાણી વાંચતું.

અમારી પ્રવૃત્તિઓમાં કવિતાપાઠનું ખાસ સ્થાન હતું. મેં બાળકોને કવિતાની ઉત્તમ કૃતિઓ વાંચી સંભળાવી: પૂશ્કિન, લેર્મોન્તોવ, ઝુકોવ્સ્કી, નેક્રાસોવ, ફેત, શેવચેન્કો, લેસ્યા ઉક્રાઈન્કા, શીલ્લેર, મીત્સ્કેવીચ, હાઈને, બેરાન્ઝે, તથા બીજા કવિઓની રચનાઓ. બાળકોનાં મનમાં પોતપોતાનાં માનીતાં કાવ્યો યાદ રાખી લેવાની મંછા પેદા થઈ. ચાર વર્ષોમાં તેમણે પુષ્કળ કાવ્યો મોઢે કરી લીધાં, પરંતુ જ્યાં સુધી તેમનાં દિલોમાં કાવ્યમય ભાષાના અદ્ભુત ધ્વનિઓ અંગેનો પ્રેમ ઉત્પન્ન નહોતો થયો ત્યાં સુધી તેમણે એવી કોશિશ ક્યારેય નહોતી કરી.

સારી કવિતામાં શબ્દો અને કલ્પનોની સુંદરતા સાથે મધુર લયતાલનો સમન્વય હોય છે. મેં કોશિશ કરી કે બાળકોને એવા સુમેળનો અનુભવ સાવ નાની ઉંમરથી થવા લાગે: મેં તેમને રૂસી તથા ઉક્રાઈની કવિઓનાં કાવ્યો વાંચી સંભળાવ્યાં. અમે પૂશ્કિનની કૃતિ 'અગમભાખી ઓલેગનું ગીત' અને શેવચેન્કોની ગીતરચના 'ચાકર બાઈ' ઘણી વાર સાંભળી. લગભગ બધાં બાળકોને એ કાવ્યો અનાયાસે જ યાદ રહી ગયાં. પ્રકૃતિની સુંદરતાનું વર્ણન કરતાં કેટલાંય ઊર્મિકાવ્યોને પણ બાળકોએ એવી જ રીતે યાદ રાખી લીધાં. તેમને પુસ્તકનો અમુક હિસ્સો વાંચીને બીજે દિવસે વાંચન આગળ ચલાવવાનું ગમતું. અમે 'ટોમ સોયરનાં સાહસો' નામે પુસ્તક સ્વપ્નોના ખૂણામાં કેટલાંય અઠવાડિયાં દરમિયાન વાંચ્યું. પુસ્તકે

બાળકોનાં મનમાં પાડેલી છાપને આસપાસના વાતાવરણે વધારે દૃઢ બનાવી. અમે ગોર્કીની 'બાળપણ', કાતાયેવની 'ઝળકે એકલ સઢ', અને બાઝોવની 'મૅલકાઈટનો દાબડો' નામે કૃતિઓ એવી રીતે વાંચી.

વખત જતાં અમે સવારે અને સાંજે નાટ્યાત્મક વાંચનના કાર્યક્રમો શરૂ કર્યા. તેમાં ભાગ લેવા માગતું દરેક બાળક પોતાની માનીતી કહાણી અથવા કવિતાના વાંચન અથવા પાઠની તૈયારી પહેલેથી કરી લેતું. બીજા વર્ગોનાં ઘણાં બાળકો પણ એ કાર્યક્રમોમાં ભાગ લેવા આવતાં. ધીરેધીરે એવું વાંચન આખી શાળામાં થવા લાગ્યું.

અમે બે વાર — પહેલા સત્રના અંતમાં અને શાળાવર્ષના અંતમાં — વતનની ભાષાનો ઉત્સવ ઊજવતાં. ઉત્સવમાં કેટલીય વિધિઓ પરંપરાગત બની ગઈ. બાળકો કહાણી અથવા કાવ્યની ઉત્તમ રજૂઆતનો ફેંસલો કરવા માટે ગામનાં મોટેરાં માણસોને ઉત્સવમાં બોલાવતાં. એવી અનોખી હરીફાઈમાં વિજેતાઓને પુસ્તકોનાં ઇનામો આપવામાં આવતાં. વતનની ભાષાના પ્રશંસક અને જાણકાર મોટેરા સામૂહિક ખેડૂતો બાળકોને ઇનામો આપતા. તેઓ પણ કહાણીઓ સંભળાવતા અને કવિતાપાઠ કરતા. ક્યારેક એવું બનતું કે વિદ્યાર્થી અને મોટેરી વ્યક્તિ એકની એક કૃતિની રજૂઆત કરે. ચોથા વર્ષમાં વસંતના ઉત્સવમાં કહાણીઓ, કાવ્યો, તથા ટુચકાઓ સંભળાવવા ઉત્સુક માણસો એટલાં બધાં હતાં કે કાર્યક્રમ બે દિવસ ચાલતો રહ્યો.

મોટેરાં — માતાઓ, પિતાઓ, દાદીમાઓ, દાદાઓ — સાથે સતત મેળમેળાપના પરિણામે એકથી વધારે રસપ્રદ પરંપરાઓ અસ્તિત્વમાં આવી. અમારા ઉત્તમ વાંચકો ઘેર માતાપિતા સમક્ષ વાંચન કરવા લાગ્યા, અને બાળકોને વાંચન કરતાં સાંભળવા માટે મોટેરાં માણસો શાળામાં આવવા લાગ્યાં. કેટલાંય વાંચન મંડળો અસ્તિત્વમાં આવ્યાં, અને સૌનો બહુ આદર પામતા મોટેરા લોકો પણ તેમાં જોડાયા. એવાં મંડળોની સંઘટનાની પ્રવૃત્તિથી પુસ્તકો અને વાંચનમાં બાળકોની રુચિને પ્રવેગ મળ્યો

આખી શાળાને આવરી લેતો પરંપરાગત ઉત્સવ અસ્તિત્વમાં આવ્યો. ઑગસ્ટની ૩૧મી તારીખે, શાળાવર્ષના આરંભની પૂર્વવેળાએ, બાળકો અને માતાપિતાઓ શાળામાં આવવા લાગ્યાં. એ દિવસે સૌ પુસ્તકોની ભેટ આપતાં, બાળકો એકબીજાને, અને માતાપિતાઓ બાળકોને. એ દિવસે વાંચન મંડળોના ઉત્તમ આગેવાનોને સામૂહિક ખેતરના વ્યવસ્થા વિભાગ તરફથી પુસ્તકોની ભેટ આપવાનો રિવાજ પડી ગયો.



મેં કોશિશ કરી કે દરેક બાળક વ્યક્તિગત પુસ્તકાલય વસાવે, જેથી વાંચન મહત્ત્વની આંતરિક જરૂરત બની રહે. મેં અભ્યાસનાં પ્રથમ બે વર્ષો દરમિયાન તકેદારી રાખી કે દરેક કુટુંબમાં પુસ્તકાલય હોય. કેટલાંક કુટુંબોમાં પાંચ સોથી વધારે પુસ્તકો હતાં, કેટલાંકમાં ઓછાં, પરંતુ દરેક કુટુંબ પુસ્તકોના સંચયમાં દર મહિને ઉમેરો કરતું. કુટુંબના પુસ્તકાલયમાં મહિના દરમિયાન નવાં પુસ્તકો ન ઉમેરાય તો હું તેને ચિંતાની બાબત ગણતો.

સ્વ-શિક્ષણ અને વ્યક્તિગત બૌદ્ધિક જીવનનો આરંભ પુસ્તકોથી થાય છે. શિક્ષણ પ્રક્રિયામાં એવો સમય આવે છે કે જ્યારે શિક્ષક વિદ્યાર્થીના હાથને, પોતે સતત ઝાલી રાખેલા હાથને, છૂટો કરી દે અને તેને જણાવે: "જા, તારી મેળે આગળ ધપ અને જિંદગી જીવતાં શીખી લે!" એવું કદમ ઉઠાવી શકવામાં ખૂબ શૈક્ષણિક શાણપણ આવશ્યક બને છે. વ્યક્તિને સ્વતંત્ર જીવન માટે બૌદ્ધિક અને નૈતિક રીતે તૈયાર કરવા માટે પુસ્તકોની દુનિયામાં દોરી જવી જોઈએ. દરેક બાળકના જીવનમાં પુસ્તકોનું સ્થાન મિત્ર, માર્ગદર્શક, અને શાણા શિક્ષક તરીકેનું હોવું જોઈએ. દરેક બાળકને વાંચન, મનન, અને ચિંતન માટે એકાંત શોધતું કરી દેવાની બાબતને હું મહત્ત્વના શૈક્ષણિક કર્તવ્ય તરીકે ગણતો. એકાંત કંઈ એકલતા નથી હોતું. તેમાં તો વિચારો, લાગણીઓ, પ્રતીતિઓ, અને દૃષ્ટિબિંદુઓના સ્વ-શિક્ષણનો આરંભ અંકિત હોય છે. પુસ્તકો નાનકડી વ્યક્તિના જીવનમાં માનસિક જરૂરત તરીકે સામેલ થઈ ચૂક્યાં હોય ત્યારે જ એ શક્ય બને છે. મેં શોધી કાઢ્યું કે નાનકડા બાળક અથવા બાળકીને કેવી જાતનાં પુસ્તકોમાં રસ પડે છે, અને પુસ્તકોમાંથી કેવી જાતના સવાલોના જવાબો મેળવવાની આશા હોય છે. બાળકોને ડહાપણભરી સલાહ આપતી વેળા અને જરૂરી પુસ્તકોની તલાશમાં મદદ કરતી વેળા એવી જાણકારી આવશ્યક હતી.

શાળામાં ચાર બાબતોની આણ ફેલાયેલી હોય ત્યારે જ તે સંસ્કૃતિનો ખરો સ્રોત બની રહે છે: સ્વદેશ અંગેનો પ્રેમ, બીજા લોકો તરફ આદર, પુસ્તકો અંગેની ચાહના, અને વતનની ભાષા તરફનો પ્રેમ.

મારા વિદ્યાર્થીઓ સાથે કાર્ય શરૂ કરતાં પહેલાંયે મેં કિશોરવયનાં બાળકો સાથે કામ કરવાની મુશ્કેલીઓ વિશે પુષ્કળ વાંચન કર્યું હતું. મને જણાવવામાં આવેલું: "નાનકડાં બાળકો સાથે કામ કરવું સૌથી સહેલું હોય છે. પરંતુ

નાનકડું બાળક કિશોરવયનું થતાં જ એટલું બધું બદલાઈ જાય છે કે ઓળખી ન શકાય. ભલાઈ, સંવેદનશીલતા, અને વિનયવિવેક અદૃશ્ય થઈ જાય છે. તોછડાઈ અને ઉદાસીનતા મોખરે આવી જાય છે." મને ખાતરી થઈ ગઈ કે એ શબ્દો સચ્ચાઈથી બહુ વેગળા હતા. શિક્ષકે બાળકમાં સારાઈનું સર્જન ન કર્યું હોય, બાળક કુદરતી રીતે જ સારું હોવાનું માની લીધું હોય, તો જ સારાઈ "અદૃશ્ય થઈ જાય છે". બાળકમાં જો છેક નાનપણથી જ પુસ્તકો અંગેના પ્રેમ ન કેળવવામાં આવ્યો હોય, વાંચને જો બાળકની બાકીની જિંદગીમાં જરૂરી બની રહેનારા કશાકનું સ્થાન ન લઈ લીધું હોય, તો કિશોરાવસ્થા ખાલીખમ બની રહે, અને બૂરાઈ જાણે શૂન્યમાંથી ફૂટી નીકળે.

### વતનની ભાષા

ઉક્રાઈનાના લોકોની વતનની ભાષા ઉક્રાઈની છે. આજે ૩૬ મિલિયનથી વધારે લોકો એ ભાષા બોલે છે. અમારી પ્રજાના ઇતિહાસનું ઘડતર એવી રીતે થયું છે કે અમારી ભાષા રૂસી ભાષાને બહુ મળતી આવે છે. એ બે ભાષાઓ પરસ્પર ગાઢ સંકળાયેલી છે. એથી ઉક્રાઈની તથા રૂસી ભાષાઓની ઉસ્તાદી હાંસલ કરી લેવાનું સહેલું પણ છે અને મુશ્કેલ પણ છે. બન્ને ભાષાઓમાં એવા સેંકડો શબ્દો છે કે જે બરાબર એકસરખા લાગે છે પરંતુ એકબીજાથી જુદા અર્થો ધરાવતા હોય છે. બીજા ઘણા દાખલાઓમાં, એકનો એક શબ્દ રૂસી અને ઉક્રાઈની ભાષાઓમાં જુદીજુદી ભાવાત્મક રંગછાયાઓ ધરાવતો હોય છે. એક ભાષામાં વિષાદ ટપકાવતો શબ્દ બીજી ભાષામાં વ્યંગ વરસાવતો હોય છે. બન્ને ભાષાઓમાં અર્થછાયાઓની લીલા, શબ્દોની ભાવાત્મક તથા રસાત્મક રંગછાયાઓનાં બારીક લક્ષણો, તો અણમૂલ ખજાનો છે અને અમારે, ઉક્રાઈની શાળાઓના શિક્ષકોએ, એ ખજાનો નાનેરી પેઢીને સુપરત કરવાનો હોય છે.

ભાષા તો પ્રજાની સંપદાનો એક ભાગ છે. કહેવત છે કે માણસ જેટલી ભાષાઓ જાણતો હોય એટલી પ્રજાઓનો ગણાય. પરંતુ બીજી પ્રજાઓની ભાષાઓની સમૃદ્ધિ એવા માણસની પહોંચમાં કદી નથી હોતી કે જેણે પોતાના વતનની ભાષાની ઉસ્તાદી હાંસલ ન કરી લીધી હોય, જે તેની સુંદરતા ન અનુભવતો હોય. માણસ પોતાના વતનની ભાષાની



સૂક્ષ્મતાઓની જેટલી વધારે ઊંડી જાણકારી હાંસલ કરી લે, વતનની ભાષાની અર્થછાયાઓની લીલા અંગેની તેની ગ્રહણશીલતા જેટલી વધારે બારીક હોય, એટલા પ્રમાણમાં તેનું માનસ બીજી પ્રજાઓની ભાષાઓની ઉસ્તાદી હાંસલ કરવાની વધારે તૈયારી ધરાવતું હોય, અને તે ભાષાની સુંદરતાને વધારે સક્રિય રીતે પારખે.

મેં એવી ખાતરી ઊભી કરવાની કોશિશ કરી કે બાળકોના શાળાજીવનનાં આરંભનાં ડગલાંઓથી જ એ જીવનદાતા સરવાણી—વતનની ભાષાની સમૃદ્ધિ—તેમની સામે મોકળી રહે. મારા વિદ્યાર્થીઓએ ચિંતન અને ભાષાની ચેતનમય સરવાણીની "સફરો" કરતી વેળા એકીસાથે ઉક્રાઈની તથા રૂસી શબ્દોની ભાવાત્મક, રસાત્મક, તથા અર્થભેદમૂલક છાયાઓની જાણકારી મેળવી. મેં તેમને ભાષાની સુંદરતા અનુભવવાની, શબ્દોના સંબંધમાં કાળજીનું વલણ અપનાવવાની, અને તેમની વિશુદ્ધતાનું ધ્યાન રાખવાની તાલીમ આપી.

વ્યક્તિની વાણીનો વિકાસ તેના બૌદ્ધિક વિકાસના દર્પણ સમો હોય છે. વતનની ભાષાની સુંદરતા અને મહાનતામાં, સામર્થ્ય અને ભાવવાહકતામાં, બાળકને પ્રભાવિત કરવાનું, તેની લાગણીઓ તથા વિચારોને વિકસાવવાનું, મહત્ત્વનું સાધન અંકિત હોય છે. પ્રાથમિક શાળામાં, જ્યાં આસપાસના જગતમાં નવી પરિઘટના સાથેની દરેક ટક્કર બાળકને લથડાવી દેતી હોય છે ત્યાં, એ સાધનની ભૂમિકાનું અતિમૂલ્યાંકન શક્ય જ નથી.

અમે પ્રકૃતિમાં જતાં—વનમાં, બગીચામાં, ખેતરોમાં, બીડોમાં, અને નદીકિનારે. ત્યાં શબ્દો એવું સાધન બની રહેતા કે જે આસપાસના જગતની સમૃદ્ધિના સંબંધમાં બાળકોની આંખો ખોલવામાં મને મદદગાર બનતું. બાળકો જે કંઈ જુએ તથા સાંભળે તેની સુંદરતા અનુભવતાં, શબ્દોની બારીક અર્થછાયાઓ પારખતાં, અને સુંદરતા શબ્દો મારફત તેમનાં મનમાં પ્રવેશ કરતી. પ્રકૃતિમાં "સફરો" સર્જકતાની દિશામાં પ્રથમ પ્રવેગક બની રહી. બાળકોનાં મનમાં પોતાની લાગણીઓ તથા છાપોને શબ્દોમાં રજૂ કરવાની, સુંદરતા વિશે વાતો કરવાની, ઉત્કંઠા ઉત્પન્ન થઈ. તેમણે પ્રકૃતિનાં નાનાં નાનાં વર્ણનો ઘડી કાઢ્યાં. એ વર્ણનોમાં તેમની વાણી તથા ચિંતનના વિકાસનું મહત્ત્વનું રૂપ અંકિત હતું. દરેક બાળકે વર્ગમાં પોતાનું આગવું વર્ણન ઘડી કાઢીને નોટબુકમાં ઉતારી લીધું. બાળકોએ અભ્યાસના પહેલા વર્ષ દરમિયાન મૌખિક રીતે કરેલી અને પછી



18-972

'વતનની ભાષા' સંબંધી પોથીમાં અથવા પોતપોતાની વ્યક્તિગત નોટબુકોમાં ઉતારી લીધેલી લઘુરચનાઓના કેટલાક દાખલા હું નીચે આપું છું:

[illegible]

નીલા આકાશમાં રાખોડી પિંડો કંપી રહ્યો છે. લાવરી છે. અજબ મઝાનું ગાન કરે છે અને હું સાંભળું છું—મને જરાય કંટાળો નથી આવતો. લાવરી જાણે બારીક બારીક રૂપેરી તાર ઝણઝણાવતી હોય એમ લાગે છે. તાર ઘઉંના સોનેરી પાકથી સૂરજ સુધી લાંબા છે. ઘઉંની ઉંબીઓ લાવરીના ગાનને ધ્યાનથી સાંભળી રહી છે.

[illegible]

સૂરજ આથમી ગયો. ખેતરમાં અંધારું થવા લાગ્યું. સાંજના ઓળા કોતરમાંથી સરકતા આવીને ખેતરો અને બીડોમાં પથરાઈ ગયા. નદીની જેમ ફેલાઈ ગયા. પણ પોપલારનાં ઝાડની ટોચેથી સોનેરી તણખા ઝબકારા કરવા લાગ્યા. સૂરજ આખરી વિદાયની નિશાનીઓ કરતો હતો. તણખા ઝબકીને ઓલવાઈ ગયા. ભાઈ સૂરજના તેજ, વિદાય!

પાણી પીતી [illegible]

મેં મધમાખીઓને પાણી પીતાં જોઈ. પાણીનાં ટીપકડાં પાતળા તરણા ઉપરથી સરકતાં વિલોના લીસા ઠૂંઠા ઉપર ટપકે છે. ઠૂંઠું ભીનું છે. મધમાખીઓને વિલોની વાસ ગમતી હોય છે. તેઓ ઊડતી ઠૂંઠા ઉપર પહોંચીને પાણી પીએ છે. તેઓ સોનેરી પાંખોને ફફડાવે છે. નાનકી મધમાખીઓ, થોડીક વાર આરામ કરી લો, તમારે લાંબા માર્ગનું ઉડ્ડાન કરવાનું છે.

બકવ્હીટનો પાક [illegible]

બકવ્હીટનો પાક ખીલવા લાગ્યો. ખેતર જાણે ધોળા ધાબળામાં ઢંકાયેલું હોય એવું લાગતું હતું. પણ ધાબળો જીવંત હતો, અને તેમાંથી કેવી



મઝાની વાસ આવતી હતી! દરેક ફૂલ ઉપર મધમાખી નજરે પડતી હતી. ધાબળો ગુંજારવ કરતો હતો, મધમાખીઓના ગુંજનનો અવાજ હતો. ઝીંથરિયાળી મોટી ભમરી આવીને નાનકડા ફૂલ ઉપર બેસી ગઈ. દાંડી હલવા લાગી અને નમી ગઈ. ભમરીથી ફૂલને વળગી રહેવાનું બન્યું નહિ. તે નીચે પડી ગઈ અને ખીજે ભરાઈને ગુંજવા લાગી.

[illegible]

મારા કાકા કાપણીનો મોટો જબ્બર સંચો ચલાવે છે. તેમની સામે ઘઉંનો પાક ખડો છે. ધારદાર છરીઓ દાંડીઓને કાપી નાખે છે અને ઝૂડવાના સંચામાં નાખે છે. ઝૂડવાનો સંચો ઘઉંની ઉંબીઓને ઝૂડે છે. અનાજ નાનકડા ઝરણાની જેમ ભંડકિયામાં વહેવા લાગે છે. ટ્રક આવીને ભંડકિયા પાસે ગોઠવાઈ જાય છે અને અનાજને ખળામાં લઈ જાય છે. હવે ધોળી રોટી ખૂબખૂબ મળતી રહેશે.

[illegible]

અમારી શાળામાં ટચૂકડો ઝૂડવાનો સંચો છે, આવો દેખાય છે... બાળકોએ શાળાની જમીનમાં ઘઉંની કાપણી કરી. તેમણે પાંચ પૂળા બનાવ્યા. નાનકડો ઝૂડવાનો સંચો ઘરઘરાટ કરવા લાગ્યો. તેણે ઘઉંની ઉંબીઓને ઝૂડી નાખી. ઉંબીઓએ ઘઉંને કોથળામાં રેડી દીધા. અમે બિયાંની વાવણી કરીશું.

[illegible]

અરે, સફરજનનાં ઝાડ ખીલી ઊઠે ત્યારે ફળવાડી કેવી સુંદર લાગે છે! ધોળાં ફૂલો સૂરજની સામે પાંખડીઓ ખોલી દે છે. હવા મોરને વહાલ કરે છે, મોર નાનકડી રૂપેરી ઘંટડીઓ જેવા રણકાર કરે છે. આખી ફળવાડી રણકે છે. અને સૂરજની સામે મલકાય છે. હવાની લહેરો બંધ થઈ જાય ત્યારે મધમાખીઓનું ગુંજન કાને પડે છે. તેઓ ઝાડવાંની ઉપર

ઊડતી રહે છે. તેઓ વધારેમાં વધારે જોરથી રણકતી ઘંટડીઓની તલાશ કરે છે. ફળવાડી જાણે હજાર હજાર તાર ઝણઝણતા હોય એવું ગાન કરે છે. મધમાખી એક નાજુક રૂપાળી ઘંટડી ઉપર ઊતરે છે, નાનકડા પગ હલાવે છે, ટચૂકડી પાંખો ફફડાવે છે. ઘંટડીમાંથી સોનેરી પરાગ વાદળના ગોટાની જેમ ઊડે છે.

### દાશાકાકી જોડે ખેતરમાં (કોલ્યા)

દાશાકાકી જ્યાં કામ કરે છે એ ખેતરમાં અમે ગયેલાં. કાકીનું કામ ત્રીસ ગાયોને દોહવાનું છે. ત્યાં દૂધ ભરવાના મોટા મોટા ડબા છે. દૂધને માખણના કારખાનામાં પહોંચાડવામાં આવે છે. ત્યાં દૂધમાંથી માખણ બનાવવામાં આવે છે.

### સાંજે સારસ પંખીઓનું ગાન (તીના)

પહાડોની પાછળ સૂરજ આથમી જાય છે. નીલા ગગનમાં સારસ પંખીઓ ઊડે છે. તેઓ ગાન કરે છે: "સલામ, હરિયાળા બીડ! અમે હૂંફાળા સાગર તરફથી આવ્યાં છીએ. ઝાડોની ડાળીઓ હલવા લાગે છે. લીલું ઘાસ સરસર અવાજ કરવા લાગે છે. તળાવ રણકી ઊઠે છે: સલામ, સારસ પંખીઓ! અમને વાત કરો કે હૂંફાળા સાગરમાં તમે શું જોયું.

### માયાળુ ધૂંધળકાદાદા (સાન્યા)

આકાશમાં તારા ટમટમે છે. માયાળુ ધૂંધળકાદાદા કોતરમાંથી બહાર નીકળે છે. બુઢ્ઢા છે. આખે શરીરે વાળ છવાયેલા છે. લાકડીને ટેકે ચાલે છે. ગામમાં જાય છે. ઘરમાં દાખલ થાય છે. બચ્ચાંને ઊંચકીને પોતાની હૂંફાળી નરમ હથેળીઓમાં સુવરાવી દે છે. તેમને નીંદર આવે છે અને નીંદરમાં મીઠાં સપનાં આવે છે.

(સાન્યાએ આનંદ વિદ્યાલયમાં ધૂંધળકાની કહાણી ઘડી કાઢી હતી. હવે એ કહાણી બાળકની યાદદાસ્તમાં ફરી સળવળી ઊઠી.)



### કુઝ્માકાકા (ફેદ્યા)

અમે કુઝ્માકાકાને ત્યાં ગયેલાં. ચણતરનુ કામ કરે છે. ઈંટો વડે મકાનોની દીવાલો બનાવે છે. હાલ દુકાન બાંધી રહ્યા છે. કુઝ્માકાકા પચાસ મકાનો બાંધી સૂક્યા છે. ઘણાબધા લોકો એ ઘરોમાં રહે છે. કાકા કહે છે: "મેં બાંધેલાં મકાનો બસો વરસ ખડાં રહેશે. ઘણાબધા લોકોને યાદ રહેશે કે કુઝ્માકાકા ચણતરનું કામ કેવું સરસ કરતા!"

### કોક્સ ફૂલ (કાત્યા)

સૂરજે વનને જગાડયું. પાઈનનાં ઝાડોની ટોચે વળગેલા હિમને ઓગાળી નાખ્યું. ગરમ ગરમ ટીપાં ભોંયના હિમમાં પડયાં. એથી હિમના ઢગલાઓમાં અને સૂકાં પાંદડાંઓમાં કાણાં પડી ગયાં. જ્યાં જ્યાં તડકો પડતો હતો ત્યાં ત્યાં જાણે લીલાં તીર નજરે પડતાં હતાં. બ્લુબેલ ફૂલો ખીલી ઊઠયાં. તેઓ અચરજમાં હિમની સામે જોઈને પૂછવા લાગ્યાં: "અમે બહુ વહેલાં જાગી ગયાં કે શું?" પંખીઓ ગાન કરતાં કહેવા લાગ્યાં: "ના, તમે વહેલાં નથી જાગ્યાં, બરાબર વખતસર જાગ્યાં છો." વસંત શરૂ થઈ ગઈ.

### સૂરજ અને તોફાનનું વાદળ (તોન્યા)

સોનેરી ખેતર હતું. સૂરજ અનાજના દરેક કણસલા જોડે ગેલ કરતો હતો. અરે ખેતર, ખેતર, તું કેવુ રૂડુંમઝાનું છો! પણ જો, તારી ઉપર આકાશમાં તોફાનનું વાદળ ઘેરાઈ આવ્યું છે. એણે સૂરજને છુપાવી દીધો છે. અનાજનાં કણસલાં ઉપર ઝબકતા સોનેરી તણખા ઓલવાઈ ગયા છે. ખેતર રાખોડી બની ગયું છે, જાણે કોઈએ જમીન ઉપર રાખોડી ધાબળો પાથરી દીધો હોય એવું લાગે છે. તડકાભાઈ! વાદળોની પાછળથી બને એટલે ઝડપે નીકળી આવ! અમે તારી વાટ જોઈ રહ્યાં છીએ, તડકાભાઈ!

[illegible] (ज्रुબ्ब)

ઑગસ્ટમાં આકાશમાંથી નાનકડા તારા ખરે છે. અંધારઘેરા વનમાં એક ઠેકાણે મોટું ખુલ્લું ચોગાન છે. તારા એમાં ખરે છે. જાંબલી ફૂલો ખીલી ઊઠે છે.

[illegible]

અમારા વર્ગમાં હૂંફાળી હવા રહે છે અને મઝાનું લાગે છે. ગરમાવાની નળીઓ ગોઠવેલી છે અને તેમની અંદર ગરમ પાણી વહેતું રહે છે. નીચે ભંડકિયામાં મોટું બૉઇલર છે. મોટી ભઠ્ઠીમાં કોલસા બળે છે. કોલસાને ધરતીના પેટાળમાં ઊંડેઊંડે ખાણોમાં ખોદવામાં આવે છે અને રેલગાડીમાં લાદીને આપણને પહોંચાડવામાં આવે છે. રેલગાડીમાંથી પહેલાં ભોંયે ઉતારવામાં આવે છે, પછી ટ્રકમાં ભરીને શાળામાં આણવામાં આવે છે. ખાણિયાઓ અને રેલવેના કામદારો મહેનત કરે છે એટલે આપણને ગરમાવો મળે છે.

[illegible]

ગયા શિયાળામાં સ્ટાર્લીંગ પંખીઓ દક્ષિણ તરફ નહોતાં ઊડી ગયાં. તેમને કેવી રીતે ખબર પડી હશે કે આપણે ત્યાં સખત ઠાર નથી પડવાનો? મેં જોયેલું કે તેઓ સાંજે મોટા ઝુંડમાં એકઠાં થઈને એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર ઊડી રહ્યાં હતાં. તેઓ ગરમ જગ્યા ગોતી રહ્યાં હતાં. તેઓ ફિકરમાં કલબલાટ કરતાં હતાં. હિમનાં તોફાનોના વખતે સ્ટાર્લીંગ પંખીઓ ઊડતાં આવીને કોઠારમાં ભરાઈ જતાં. તેઓ દરેક ઠેકાણે બેસતાં, ગાય ઉપર પણ બેસતાં. પણ ટાઢના દિવસોમાં તડકો નીકળે ત્યારે હિમમાં નહાતાં. સ્ટાર્લીંગ પંખી હિમના પોચા ઢગલામાં નાનકડા પથરાની જેમ પેસી જાય, હિમની અંદર ભરાઈ જાય. પછી હિમના ઢગલામાંથી બહાર નીકળે અને ખુશાલ કલરવ કરવા લાગે.





મેં અને માએ નાતાલની ભેટોનું ઝાડ ટેબલ પર ગોઠવ્યું. અમે તેની સાજસજાવટ કરી. અમે ઠારદાદાને તળિયે ગોઠવ્યા. રાત પડી. બહાર ઝળહળતી ચાંદની ફેલાઈ ગઈ. મારે જોવું હતું કે ઠારદાદા શું કરે છે. એ લાકડી ઊંચી કરીને ઝાડ નીચેથી ચાલવા લાગ્યા અને ટેબલ પર આંટા મારવા લાગ્યા. એ ચાલતા ચાલતા જોરથી શ્વાસ લેતા હતા. ધોળા હિમકણો ડાળીઓમાં કંઈક ગુસપુસ કરી રહ્યા હતા. રાખોડી સસલું ડાળખી ઉપર ગુપચુપ બેઠું હતું. એ ઠેકડો મારીને ઠારદાદાના થેલામાં ભરાઈ ગયું. હવે એ નવા વરસની ભેટ બની રહેવાનું.

[illegible]

મારા યુખીમદાદા વનની દેખરેખનું કામ કરે છે. પચીસ વરસથી કોલખોઝમાં કામ કરે છે. ગામની પાછળ ઓકનાં ઝાડનું ઝુંડ છે. એ ઝાડવાં એમનાં છે, એમણે જ રોપેલાં. દાદા કહે છે કે મારાં ઓકઝાડ ત્રણ સો વરસ ટકી રહેવાનાં. હુંયે મારું પોતાનું ઓકઝાડ રોપીશ.

[illegible]

એક કરોળિયાએ ભંડારિયાના અંધારિયા ખૂણામાં જાળું બનાવ્યું. હું જોતો રહ્યો કે શું કરે છે. કરોળિયો ભીંતે વળગીને પગ ઘસતો હતો અને ટાંપીને વાટ જોતો હતો. જાણે કેમ જાળાને હલાવતો હોય એમ લાગતું હતું. બણબણ કરતી એક માખી ઊડતી આવી. કરોળિયો એની તરફ ફરીને સાંભળવા લાગ્યો. માખી ઊડતી ઊડતી જાળામાં ગઈ પણ અંદર સપડાઈ ગઈ. એ ફિકરમાં પડી ગઈ અને જોરથી બણબણવા લાગી. કરોળિયો ઉતાવળો માખી તરફ જવા લાગ્યો હતો. ના, નઠારા કરોળિયા, માખીને નથી મારી નાખવાની, હું તારું જાળું તોડી નાખીશ અને માખીને છૂટી કરી દઈશ. માખી, ઊડી જા, અને ફરી ક્યારેય કરોળિયાના જાળામાં સપડાતી નહિ!

લીલા છોડવાઓમાં લાલ ટમેટાં છે. સવારે ટમેટાં ઉપર ઝાકળનાં ટીપાં બાઝી જાય છે. સોનેરી સૂરજ દરેક ટીપામાં ગેલ કરે છે. એક ધોળું ફૂદું આવીને લાલ ટમેટા ઉપર બેસી ગયું. મધમાખી ગુંજવા લાગી. એને ટમેટું મોટા રાતા ફૂલ જેવું લાગ્યું. એ ટમેટા ઉપર ચકરાવા લેતી રહી અને પછી આઘી ઊડી ગઈ.

બાળકોની રચનાઓમાં પુષ્કળ મહેનતનું સુફળ અંકિત હતું. બાળકોને આસપાસના જગતની પરિઘટનાઓ એવી રીતે બતાવવી જોઈએ કે તેઓ ભાષા મારફત કેવળ મનમાં જ નહિ પરંતુ હૃદય અને આત્મામાં પણ પહોંચી જાય. ભાષાની ભાવાત્મક તથા રસાત્મક રંગછાયા, સૂક્ષ્મ અર્થછાયાઓ, બાળકોની સર્જકતાનો ચેતનદાતા સ્રોત બની રહે છે. બાળકના મનમાં શબ્દો ઝળકતાં કલ્પનો જેવા હોય છે, એટલે તેમણે વર્ગમાં લેખન કરતી વેળા તેમાં ચિત્રો ઉમેર્યાં.

બાળક પાસેથી આસપાસના જગતની સુંદરતાની અસરને કારણે તરત લેખનની રચનાની અપેક્ષા રાખવામાં તો ભોળપણ જ ગણાય. સર્જકતા બાળકોમાં સહજ નથી હોતી, શીખવવી પડે છે. બાળક શિક્ષક પાસેથી પ્રકૃતિનાં વર્ણનો સાંભળે ત્યાર પછી જ લેખનો રચી શકે. મેં બાળકોને સંભળાવેલું પહેલું લેખન નીરવ સંધ્યાની વેળાએ તળાવને કાંઠે રચવામાં આવ્યું હતું. મેં બાળકોનાં મનમાં એવી સમજણ તથા લાગણીઓ સીંચવાની કોશિશ કરી કે દૃશ્ય કલ્પનનું વર્ણન શબ્દોમાં કેવી રીતે કરી શકાય. શરૂઆતમાં તેઓ મારી રચનાઓને દોહરાવતાં રહ્યાં. પછી ધીરેધીરે તેઓ પ્રકૃતિનાં દૃશ્યોનું, તેમનાં મનમાં ઉત્તેજના પેદા કરતાં દૃશ્યોનું, વર્ણન આપમેળે કરવા લાગ્યાં. બાળકોની વ્યક્તિગત સ્રષ્ટાની પ્રક્રિયા એ રીતે શરૂ થઈ ગઈ. એ પ્રક્રિયામાં શબ્દોની ન સ્ફુર્તિ અનુભવવાની બાબત બહુ મહત્ત્વની હોય છે. બાળક જ્યારે દરેક શબ્દને તૈયાર ઈંટ તરીકે, પોતાનું વિશિષ્ટ સ્થાન ધરાવતી ઈંટ તરીકે, નીરખવા લાગે ત્યારે જ લેખનો રચવાનું શરૂ કરે છે. અને બાળકો બરાબર એવી જ ઈંટ પસંદ કરતાં હોય છે કે જે પ્રસ્તુત પરિસ્થિતિ જોડે મેળ ખાતી હોય. મનમાં ફૂટી નીકળતા પહેલો શબ્દ તરત પકડી લેવાનું



તેમનાથી કોઈ રીતે ન બને. તેમની સંવેદનશીલતા તેમને એમ ન કરવા દે.

લેખનોની રચનાએ મારા વિદ્યાર્થીઓનાં માનીતાં કર્તવ્યોમાં સ્થાન લઈ લીધું. તેઓ જે કંઈ નીરખે તથા અનુભવે તે કહી બતાવવાની કોશિશ કરતા. બાળકો માટે શબ્દો આસપાસના જગતની સુંદરતા સાથે તેમના સંબંધને વ્યક્ત કરવાનું માધ્યમ બની રહ્યા. બીજા, ત્રીજા, અને ચોથા ધોરણમાં બાળકોએ મોટેરા સાથીઓ — સામૂહિક ખેડૂતો અને કામદારો — વિશે, સોવિયેત લોકોના કાર્ય વિશે, સફરજનનાં ઝાડવાંમાં ફૂટી નીકળતી કળીઓ તથા કરમાતાં ડેઝી ફૂલો વિશે, શરદના અંતમાં ગરમીના દિવસોમાં કરોળિયાઓનાં રૂપેરી જાળાં વિશે, અને સામૂહિક ખેતરની ફળવાડીમાં ઝાડવાં ઉપરથી સફરજનો ઉતારવાના કામ વિશે લેખનોની રચના કરી. ચાર વર્ષોના ગાળામાં દરેક વિદ્યાર્થીએ ચાળીસથી પચાસ જેટલાં લઘુ-લેખનોની રચના કરી. અભ્યાસના બીજા, ત્રીજા, અને ચોથા ધોરણમાં બાળકોએ રચેલાં લેખનોમાંથી કેટલાંક નીચે આપવામાં આવ્યાં છે.

લોકો સુંદરતાના સર્જનના પ્રયત્નમાં જેટલી જહેમત રેડતા હોય છે એટલી જહેમતનું પ્રોત્સાહન આપનારી બીજી કોઈ બાબત શોધી કાઢવાનું મુશ્કેલ છે. એવા પ્રયત્ને આખા સામૂહિક સંઘટનને પ્રેરણા આપી. તેમાં એક પણ બાળક એવું નહોતું કે જેણે ફૂલોની સંભાળ રાખવામાં ભાગ ન લીધો હોય. પહેલા ઉનાળામાં કુદરતે અમારી મહેનતનો બદલો ન આપ્યો, પરંતુ બાળકો સફળતાનાં સ્વપ્નો સેવતાં રહ્યાં. બીજી વસંતમાં જમીનમાં ઘાસનો સમતલ લીલો ધાબળો પથરાઈ ગયો, અને તેમાં ઠેરઠેર જંગલી ફૂલો ખીલી ઊઠયાં. ત્રીજે વરસે અમારો ખૂણો હરિયાળી અને ફૂલોના રાજમાં પલટાઈ ગયો. બાળકો ત્યાં વાંચન કરવા અને કહાણીઓ સંભળાવવા ઘણી વાર ભેગાં થતાં.

બારીના કાચમાં દેખાતાં બરફનાં ફૂલો ક્યાંથી આવે છે? (**તાન્યા**, ચોથું ધોરણ)

મેં માને પૂછ્યું: “બારીના કાચમાં દેખાતાં બરફનાં ફૂલો ક્યાંથી આવે છે?” માએ કહ્યું: “ઠારદાદાના દીકરાનો નાનકડો દીકરો એ ફૂલોનાં ચિત્રો દોરે છે. રાતે દાદાની ભેગો ફરે છે અને બારીઓના કાચમાં ચિત્રો

દોરે છે..." મને જોવાનું મન થયું કે કેવી રીતે દોરતો હશે. હું સૂવા પથારીમાં પડી પણ મેં આંખો મીચી નહિ. સૌ નીંદરમાં પડી ગયાં. બારીની બહાર ઝાડ ચચર ચચર અવાજ કરતું હતું. ટચૂકડો છોકરો બારી નજીક આવ્યો. તે શાંત અવાજે ગાતો ગાતો રૂપેરી પેનસિલ વડે કાચમાં ચીતરવા લાગ્યો. મેં જોયું કે તેણે અજબ રૂપાળા ફૂલનું ચિત્ર બનાવ્યું. દાંડીમાં પહોળાં પહોળાં પાંદડાં હતાં અને ફૂલને ટચૂકડી પાંખડીઓ હતી. સવારે સૂરજ ચળકારા મારવા લાગ્યો, અને ફૂલ જાણે જીવતું હોય એવું લાગ્યું. ખબર નથી કે મેં એ બધું સપનામાં જોયેલું કે ખરેખર જોયેલું.

[illegible]

શરદમાં તાપઘર નજીક ક્રીસેન્થીમમ ફૂલો ખીલી ઊઠયાં હતાં. તેમને ટાઢા ધુમ્મસની બીક નહોતી લાગતી. પણ પછી ઉત્તરમાંથી ઠાર આવ્યો. ડોલમાં પાણી જામી ગયું. અમારે ક્રીસેન્થીમમના છોડવાઓને ટાઢથી બચાવી લેવાના હતા. અમે તેમને ઉખેડીને કૂંડાંમાં રોપી દીધા અને તાપઘરમાં મૂકી દીધા. અમે દાંડીઓ કાપીને સરખી કરી લીધી. છોડવા ફરી લીલા થઈ ગયા અને તેમાં ફૂલો ખીલી ઊઠયાં. હું સવારે જાગી તો જમીન ઉપર હિમ નજરે પડયું. હિમ અને તડકો. હું દોડતી તાપઘરમાં ગઈ. ક્રીસેન્થીમમ ફૂલો ખીલી ઊઠયાં હતાં: સફેદ, આસમાની, અને ઘેરાં નીલાં. કાચની દીવાલોની પાર હિમ છવાયેલું હતું. ક્રીસેન્થીમમ ફૂલો ચળકતા તડકાની સામે મલકાઈ રહ્યાં હતા.

[illegible]

ઉનાળામાં મા અને હું ખેતરમાં ખડ વાઢવા ગયાં. માએ ખડ મોટા ગાડામાં ભર્યું. એણે ખડ ફરતી દોરી બાંધી લીધી. ઘોડા ધીમેધીમે ચાલતા હતા. અમે ખડ ઉપર ઊંચે ઊંચે બેઠાં હતાં. સૂરજ આથમી ગયો અને આકાશમાં તારા ટમટમવા લાગ્યા. મેં ખડમાં લંબાવીને આકાશમાં નજર નાખી. અમારું ગાડું મોટી હોડીમાં પલટાઈ ગયું. અમે સાગરની સફર ખેડતાં હતાં. ઉપર તારા હતા. નજીક હતા. હાથ લાંબો કરીને નાનકડા



તારલિયાને પકડી શકાય એમ હતું. હરિયાળો કાંઠો ક્યાંક બહુ દૂર હતો. ત્યાં કેવલ પંખી ગાતું હતું અને તીડો વાયોલિન વગાડતાં હતાં. અમારી હોડી થંભી ગઈ અને નાનકડા તારલિયા ઝબૂકવા લાગ્યા. હોડી કાંઠે પહોંચી ગઈ. મા ઊભી થઈ ગઈ, પણ મને હજી થોડીક વાર સૂતા રહેવાનું મન હતું.

[illegible]

દિવસ ટૂંકા થતા ગયા અને રાત લાંબી થતી ગઈ. સવારે નદી ઉપર ધુમ્મસ તરતું રહેતું. સૂરજ ક્યાં ગયો? વાદળઘેરાં ધાબાંઓને કેમ વિખેરી નહિ નાખતો હોય? આકાશમાંથી શરદના વરસાદનાં નાનકડાં ફોરાં પડવા લાગ્યાં. નમેલી ડાળીઓવાળાં ઝાડ ખડાં હતાં. પાંદડાં ખર્યાં. ડાળીઓમાં મોટાં ટીપાં લટકી રહ્યાં હતાં. ધુમ્મસમાં ક્યાંક દરિયાઈ પંખીએ ચીસ પાડી. ઊડીને દક્ષિણ તરફ કદાચ નહિ જઈ શક્યું હોય અને લોકોને ફરિયાદ કરતું હશે. વનમાં એકદમ શાંતિ છવાયેલી હતી. વનમાંથી લક્કડખોદના ઠપકારા કેટલીય વાર સંભળાયા અને પછી ઓસરી ગયા. ઓકનાં સોનેરી સૂકાં ફળો પાંદડાં ઉપર પડયાં. આખી દુનિયામાં ધોળું ધુમ્મસ છવાઈ ગયું હતું.

[illegible]

સવારે ચકલાં બાવરાં થઈને ગામની ઉપર ઊડી રહ્યાં હતાં. પછી તેઓ ઝુંડમાં ભેગાં થઈ ગયાં. તેઓ ટેલિફોનના તાર ઉપર હારબંધ બેસી ગયાં અને સ્વસ્થ અવાજે કોઈ બાબત વિશે ચીંચીં કરવા લાગ્યાં. તેઓ નક્કી કરતાં હતાં કે શિયાળો ગાળવા દક્ષિણ તરફ ક્યારે ઊડી જવું. બીજે દિવસ ઊગ્યો ત્યારે તેઓ ક્યારનાં જતાં રહ્યાં હતાં. ક્યાં હશે? દિવસે હજી ગરમી પડતી હોવા છતાં તેમને કેવી રીતે ખબર પડી હશે કે શરદ નજીક આવી રહી છે? સૂરજ વહાલ કરતો કિરણોને ફેલાવી રહ્યો હતો. શરદની તેજભરી સાંજ મને ગમે છે. સાંજના રાતા રંગો કેટલીય વાર સુધી ટકી રહે છે. પોપલારનાં ઝાડોનાં પાંદડાં રાતાં લાગે છે. તેઓ આથમતા

સૂરજના અજવાળાને ઝીલતાં હોય છે. સાંજની વેળાએ ખાલી તળાવે જ ધમાલ હોય છે કેમ કે દક્ષિણ તરફ ઊડી જનારાં પંખીઓ ત્યાં નીંદર કરતાં હોય છે. સવાર થવા આવે ત્યારે તળાવ ઉપર ધુમ્મસની ચાદર ફેલાઈ ગયેલી હોય છે, અને ઘાસ ઉપર ઝાકળનાં ટીપાં બાઝેલાં હોય છે. ઝાકળ ઉનાળામાં હોય એવી નહિ પણ એક જાતના રાખોડી રંગની હોય છે. શરદની શરૂઆત થઈ રહી છે.

### જિંદગીની મોટી વાત ([illegible], ચોથું ધોરણ)

જિંદગીની મોટી વાત કઈ? ખાણિયાઓનું કહેવું છે કે મોટી વાત કોલસાની. કોલસા ન હોય તો સંચા નકામા પડયા રહે, ધાતુ ન હોય, લોકો થીજી જાય...

ધાતુના કામદારોનું કહેવું છે કે મોટી વાત ધાતુની. ધાતુ વગર તો ન હોય સંચા, ન હોય કોલસા, ન હોય રોટી, અને ન હોય કપડાં.

ખેડૂતોનું કહેવું છે કે મોટી વાત ખોરાકની. ખોરાક વગર તો કોઈ કામ જ ન કરી શકે—ખાણિયાઓ પણ નહિ, ધાતુના કામદારો પણ નહિ, પાઈલટો પણ નહિ, અને સરહદી સંત્રીઓ પણ નહિ.

કોની વાત સાચી? જિંદગીમાં મોટી વાત કઈ? મોટી વાત મહેનતની. મહેનત વગર ન હોય કોલસા, ન હોય ધાતુ, અને ન હોય ખોરાક.

### આગનો ઘોડો ([illegible], ચોથું ધોરણ)

માએ મને આવી વાત કરેલી. ગામમાં પહેલી વાર સામૂહિક ખેતર બનાવવામાં આવ્યું ત્યારે ખેડૂતોએ એક ઘોડો વેચાતો લીધો. એનું નામ હતું અગ્નિ. કોઈ એને પલોટી ન શક્યું. એકદમ બહાદુર અને સૌથી વધારે અનુભવી લોકોને પણ અગ્નિ પાસે જવામાં બીક લાગતી. એ ખરીઓ વડે ભોંય ખોદી નાખતો, દાંત વડે બટકાં ભરતા, અને છીંકોટા કરતો.

પણ તોયે યૂર્કો નામે એક જુવાન એ બેકાબૂ ઘોડા ઉપર આખરે સવાર થઈ ગયો. ઘોડાએ ગર્જના અને હણહણાટી કરી, ઠેકડા મારતાં મારતાં રસ્તે પહોંચી જઈને યૂર્કોને હેઠે પછાડી નાખ્યો. પછી કેટલાક માઈલની દોડ લગાવીને તે ગામના પાદરમાં ઊભો રહી ગયો. બે નાનકડાં બાળકો રસ્તાની વચ્ચોવચ રમતાં હતાં. તેઓ દોડતાં ઘોડા પાસે ગયાં અને તેના આગલા બે પગને વળગી ગયાં. તેમની માનું કાળજું બીકનું માર્યું જાણે થીજી ગયું. એને થયું કે ઘોડો બાળકોને કાં તો મારી નાખશે અથવા પગ તળે ચગદી નાખશે. પણ ઘોડો તો શાંત ઊભો રહ્યો. તે જરાક પગ હલાવીને પાછો ઊભો રહી ગયો. તેણે બાળકોની સામે મિચકારો કર્યો, જાણે તેમને અડવામાં બીક લાગતી હોય. પણ બાળકો તો રમતાં રહ્યાં. પછી અગ્નિ કાળજીથી બાળકો ફરતે ચકરાવો લઈને દોડતો ગામમાં પહોંચી ગયો. લોકોએ તેને પકડી લીધો અને ઘોડારમાં બાંધી દીધો.

### શેળા ([illegible], ચોથું ધોરણ)

અમારા ઘરના ઓટલા નીચે કેટલાક શેળાઓ રહે છે. સાંજની વેળાએ આખું કુટુંબ નાનકડી બખોલમાંથી નીકળીને તળાવ તરફ જાય છે. બુઢ્ઢો શેળો મોખરે ચાલે છે, પાંચ બચ્ચાં તેની પાછળ પાછળ ચાલે છે, અને મા સૌની પાછળ ચાલે છે. ત્યાં શું કરતાં હશે? મેં નજર રાખીને જાણી લીધું: પાણી પીએ છે, કાયાને ધોઈને સાફ કરે છે, નાનકડા પંજાઓ વડે જમીન ખોદે છે, અને મૂળિયાં ગોતીને ખાય છે. શેળા માબાપ એમ કરે છે. પણ બચ્ચાં દોડાદોડી કરીને રમતાં રહે છે. તેમણે મઝાનો શાંત ખૂણો ગોતી કાઢયો છે. ત્યાં કોઈ નથી જતું.

એક દિવસે અચાનક કોઈ કૂતરો આવી ચડયો. તે દોડતો બુઢ્ઢા શેળા પાસે ગયો. શેળો કોકડું વળીને દડા જેવો થઈ ગયો અને ચુપચાપ પડયો રહ્યો. બધાય શેળા કોકડું વળીને દડા જેવા થઈ ગયા. કૂતરો બુઢ્ઢા શેળાને દાંતમાં પકડીને તળાવે લઈ ગયો. કૂતરાએ તેને પાણીમાં નાખ્યો, શેળો તો તરીને કાંઠે પહોંચી ગયો, અને કૂતરો જોતો રહ્યો. પછી કૂતરો શેળાના દડા વડે રમવા લાગ્યો, પણ મેં તેને ભગાડી મૂક્યો.

પછી વસંત આવી ત્યારે એકલો બુઢ્ઢો શેળો જ ઓટલા નીચે રહેતો હતો. બાકીના શેળા ક્યાં ગયા હશે? કદાચ બીજી જગ્યાએ રહેવા ગયા હોય. અને બુઢ્ઢો શેળો ઘર બદલવા તૈયાર નહિ થયો હોય. મેં રકાબીમાં દૂધ ભરીને ઓટલા નજીક મૂક્યું. શેળો દૂધ પી ગયો. મારી બાબતમાં શેળાની બીક ખતમ થઈ ગઈ. હું તેને પટાવીને ઘરમાં લઈ ગયો. મેં બત્તી પેટાવી. શેળો બત્તીની સામે ઊભો રહીને જોવા લાગ્યો. મેં એક

જૂનું અખબાર ભોંયે મૂક્યું. શેળો કાગળ વડે રમવા લાગ્યો. રાત પડી ત્યારે તે ઓટલા નીચે પોતાના ઘરમાં જતો રહ્યો.

[illegible] ધોરણ)

આર્ત્યોમ મિખાઈલોવીચ અમારી બાળવીરોની સભામાં આવેલા. સામૂહિક ખેતરના શાકભાજીના વાડામાં કામ કરે છે. અમે તો માની લીધેલું કે કોઈ બુઢ્ઢા દાદા છે, પણ બુદ્યોન્નીના સિપાહી નીકળ્યા, ૧૯૧૮-૨૨ના આંતરવિગ્રહમાં બહાદુરીથી લડેલા. એમણે અમને વાત કરી કે પોતે કેવી રીતે બાતમીની ગશ્તમાં જતા અને વ્હાઈટગાર્ડ સિપાહીઓની ઉપર હુમલા કરતા. એક દિવસે જખમી થઈ ગયા, અને જનરલ દેનીકીનના સિપાહીઓએ એમને પકડી લીધા. એમને ગોળીએ ઉડાવી દેવા લઈ જવામાં આવ્યા. પેલા લોકોએ એમને મારી ન નાખ્યા, પણ ફરી સખત જખમી કરીને પડતા મૂકી દીધા. રાત પડી એટલે એ કાયા સરકાવતા રવાના થઈ ગયા, અને કોઈ કિસાનના ઘર પાસે પહોંચીને એમણે મદદ માગી. એમને માળિયામાં છુપાવીને રાખવામાં આવ્યા, અને સારવાર કરીને સાજા કરી દેવામાં આવ્યા. પછી એ ફરી વાર વ્હાઈટગાર્ડ સિપાહીઓની સામે લડવા ગયા. દાદા આર્ત્યોમ મિખાઈલોવીચ એવા આદમી છે. મારે બરાબર એમના જેવો જ બનવું છે.

વિજય દિનનો ઉત્સવ ([illegible], ત્રીજું ધોરણ)

વિજય દિન આવ્યો. યુદ્ધનો અંત એ દિવસે આવેલો. આપણી સોવિયેત સેનાએ ફાસીવાદીઓની ઉપર વિજય હાંસલ કરી લીધો. તોપગોળા અને બૉંબના ધડાકા બંધ થઈ ગયા. હવે દર વરસે એ દિવસે લોકો પોતાના વિજયની જયંતી ઊજવે છે અને લડાઈમાં ખપી ગયેલાં માણસોને યાદ કરે છે. વ્લાદીમિર ઈલ્યીચ લેનિને કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના કરી હતી અને લોકોને જણાવ્યું હતું: "શાંતિની જિંદગી જીવજો — ઉક્રાઈનીઓ, રૂસીઓ, બેલોરૂસીઓ, જ્યોર્જિયનો, મોલદાવિયનો — એટલે કોઈ તમને હરાવી નહિ શકે."



અમે સામૂહિક રચનાઓ પણ કરતાં. એક વાર શરદના વાદળઘેરા દિવસે બાળકો સ્વપ્નોના ખૂણામાં બળતી ભઠ્ઠી પાસે બેસી ગયાં. મેં તેમને સુદૂરના ઉષ્ણકટિબંધીય ટાપુઓની વાત કરી. બાળકોને ધોમ ધખતો ઉનાળો કોઈ કારણસર યાદ આવી ગયો — નદી અને તરબુચના વાડામાં અમે ગાળેલી રજાઓ. એ યાદોમાંથી આપોઆપ રચના થઈ ગઈ. બાળકોએ તેને 'વતનની ભાષા' નામે નોટબુકમાં લખી લીધી.

[illegible]

તપી ગયેલી જમીનમાં મોટાં મોટાં તરબુચ પડયાં હતાં. ભૂરાં, લીલાં, અને રાખોડી-ભૂરાં. સવારે તેમની ઉપર ઝાકળનાં ટીપાં બાઝી જતાં. ટાઢ, સખત ટાઢ. દાન્કો એક દિવસે સવારમાં વહેલો ઊઠીને મોટું તરબુચ લઈ આવ્યો. એણે તરબુચની ચીરો કાપી. કોઈ ઊઠે કે તરત એને ટાઢું તરબુચ ખાવા આપે. એણે કહ્યું: "જે સૌથી છેલ્લે ઊઠશે એને તરબુચનો લહેજતદાર વચલો ગર, 'બુઢ્ઢો', ખાવા મળશે." સાશા સિવાય સૌ ઊઠી ગયાં. અમે બેઠાંબેઠાં વાટ જોતાં રહ્યાં — ક્યારે ઊઠશે? અમે વાટ જોઈને થાકી ગયાં અને 'બુઢ્ઢા'ને ખાઈ ગયાં. અમે બીજું તરબુચ લઈ આવ્યાં. અમે એનો વચલો ગર સાશાને આપ્યો.

સવારની શાંત વેળા હતી, ધુમ્મસ છવાયેલું હતું. ધુમ્મસ કોતરમાંથી તરતું તરતું આવીને તરબુચના આખા વાડામાં ફેલાઈ ગયું હતું. સૂરજ વાદળો નીચેથી ડોકિયાં કરીને તરબુચ ઉપર તડકો પાથરી દેતો હતો. લાગતું હતું કે સામે તરબુચ નથી પણ કાચના દડા છે, ઘેરા નીલા અને લીલા અને રાખોડી દડા સફેદ નદીમાં તરે છે.

દિવસના વખતે ગરમ પવન તરબુચના વાડામાં ગેલ કરતો રહેતો. નીલા ગગનમાં લાવરીઓ ગાન કરતી રહેતી.. તરબુચના વાડામાં કેમ નહિ ઊતરતી હોય? લાવરીઓ ઘઉં, જવ, અને બાજરીના પાકમાં, પણ સૌથી વધારે તો બકવ્હીટના પાકમાં જ, માળા બાંધે અને બચ્ચાંને ઉછેરે — એમ કેમ?

તરબુચના વાડાની અડોઅડ કોતર નજીક અમને કીડીઓનો રાફડો જોવા મળ્યો. દાદાએ જોયું કે કીડીઓ ઉતાવળી ક્યાંક જતી હતી. એમણે કહ્યું કે નજીકમાં ક્યાંક કીડીઓનો મોટો રાફડો હોવો જોઈએ, કીડીઓ

પોતે જ આપણને બતાવશે કે ક્યાં છે. એમણે કીડીઓના માર્ગમાં તરબુચના થોડાક કકડા મૂકી દીધા. કીડીઓ તરત મીઠા તરબુચ ઉપર છવાઈ ગઈ. અમે જોયું કે તેઓ સાકરના ટચૂકડા કણોને ઉપાડીને લઈ ગઈ. અમે તેમની પાછળ પાછળ છેક રાફડા સુધી ગયાં. છોડવા નીચે નાનકડા રાખોડી ટીંબામાં જાણે જિંદગી ધમધમતી હોય એમ લાગતું હતું. કીડીઓ સાકરના કણોને રાફડાની અંદર ક્યાંક મૂકી આવીને પાછી તરબુચના વાડામાં ગઈ. દાદાએ અમને વાત કરી કે કીડીઓ વનને અને લોકોને કેટલી ઉપયોગી હોય છે. દરેક રાફડો વનના કેટલાય હેક્ટાર વિસ્તારને જીવજંતુઓથી બચાવે છે. અમે રાફડાની રખેવાળી કરવા લાગ્યાં, અને પછી દાદાએ અમને બતાવ્યું કે નવા રાફડા કેવી રીતે બનાવવા.

અમે ઘેર ગયાં ત્યારે દાદાએ અમને દરેકને એકેક મોટું તરબુચ આપ્યું. તરબુચ કેટલાય વખત સુધી બારીઓએ ગોઠવાયેલાં રહ્યાં. તેઓ અમારાં મનમાં ગરમ પવન, અફાટ વગડાઉ વિસ્તાર, લાવરીઓ, દાદા, અને અમારી નજીક રહેતા જીવડાના સાફ ગુંજનની યાદ તાજી કરાવતાં રહ્યાં. એ જીવડું હવે ક્યાં હશે?

ભાષાની સુંદરતા કવિતામાં સૌથી વધારે સ્પષ્ટ રીતે મૂર્તિમંત થાય છે. કવિતા અથવા ગીતોમાંથી પ્રેરણા પામતાં બાળકો જાણે શબ્દોના સંગીતને સાંભળતાં હોય છે. સર્વોત્તમ કવિતામાં શબ્દો વતનની ભાષાની બારીક ભાવાત્મક અર્થછાયાઓને પ્રગટ કરતા હોય છે. એટલે બાળકોને કાવ્યો મોઢે કરી લેવાનું મન થાય છે. બાળકના મનમાં ઊંડા અંકાઈ ગયેલા શબ્દોને દોહરાવવાથી તેને ખરા સંતોષની લાગણી થાય છે.

મેં કોશિશ કરી કે બાળકો કાવ્યમય ભાષાના સંગીતને પારખે અને અનુભવે. બાળકો કુદરતના ખોળામાં આસપાસના જગતની સુંદરતાથી મુગ્ધ બની ગયાં હોય ત્યારે, એવી ઘડીઓમાં, હું તેમને કવિતાપાઠ સંભળાવતો. એક દિવસે ખેતરનું દૃશ્ય અણધાર્યું જ અમારી નજરમાં વસી ગયું. અમારી સામે તળાવનો અદ્‌ભુત દેખાવ પથરાયેલો હતો. પાણીની શાંત સપાટીમાં વિલોનાં ઝાડવાંનું પ્રતિબિંબ પડતું હતું. મે બાળકોને પ્રકૃતિ વિશે શેવચેન્કોની થોડીક કડીઓ સંભળાવી. તેમણે એ કડીઓ દોહરાવી. તેમને લાગ્યું કે શબ્દોના સમન્વયથી જીવંત કલ્પન સર્જાય છે, અને વાણીનો એવો સંગીતમય ધ્વનિ અસ્તિત્વમાં આવે છે કે જે શબ્દોને



નવો ભાવાત્મક અર્થ બક્ષે છે એટલું જ નહિ પરંતુ આસપાસના જગતને નવલી સુંદરતા પણ બક્ષે છે. દુનિયાની ઉત્તમ કવિતાની અસરને કારણે બાળકોને એવી ભાષાનું સર્જન કરવાની ઝંખના થઈ કે જે સંગીતનો રણકાર ફેલાવી દે. બાળકોએ વસંતી દિનની સુંદરતા માણતી વેળા એવી રીતે બોલવાની કોશિશ કરી કે શબ્દોના મધુર સૂર રણકી ઊઠે. તેમનાં હૃદયોમાં કાવ્યાત્મક પ્રેરણાનાં ઝરણાં ફૂટી નીકળ્યાં: નાનકડાં બાળકોએ કાવ્યો ઘડી કાઢયાં. પહેલાં લારીસાએ ખેતર ઉપર દૂર દૂર નજર નાખી, તેની આંખોમાં જાણે જ્યોતિઓ ઝગમગવા લાગી. તેણે શાંત અવાજે થોડાક શબ્દો ઉચ્ચાર્યા, અને તેમના રણકારને સાંભળવાની કોશિશ કરી:

"ઘઉંના પીળા ખેતરમાં, મોજાં ગેલ કરે."

જાણે તેના વિચારને આગળ ધપાવતો હોય એમ સેર્યોઝા બોલ્યો:

"ધુમ્મસમાં ડુંગરીઓ કંપે, ઘેરી નીલી મઝાની."

દરેક બાળક ખુશીની ઉત્તેજના અનુભવવા લાગ્યું, સૌને પોતાના સંગીતમય શબ્દો શોધી કાઢવાની તાલાવેલી થઈ. એવી ઘડીઓમાં, બાળકના અંતરમાં પ્રેરણાનું પૂર છલકાતું હોય ત્યારે, શબ્દ જીવંત અને રસબસ બની રહે છે, મેઘધનુષના બધા રંગોની લીલા ફેલાવી દે છે, તેમાં ખેતરો અને બીડોની સોડમ છલકાવા લાગે છે, એ સોડમ બાળકના માનસિક જીવનમાં ઓતપ્રોત થઈ જાય છે. બાળકો પોતાની લાગણીઓ, વિચારો, અને અનુભવોને વ્યક્ત કરવા માટે માધ્યમની ખોજ કરે છે અને તેને શોધી કાઢે છે. બાળકના હૃદયમાં કાવ્યાત્મક પ્રેરણાનું ઝરણું વહેતું કરી દેવાનો અર્થ તેની સામે ચિંતનની વળી એક નવી સરવાણી મોકળી કરી દેવાનો છે. એ સરવાણીની શક્તિ એવી હકીકતમાં સમાયેલી હોય છે કે શબ્દ માનવીય વાણીમાં નિર્દેશિત વસ્તુ અથવા પરિઘટનાને જ નહિ પરંતુ લાગણીઓ તથા અનુભવોની ઊંડી વ્યક્તિગત પરખને પણ સંચારિત કરે છે.

કાવ્યાત્મક સર્જકતાની કેળવણી આપવામાં ઉદ્દેશ વિદ્યાર્થીઓને નાનેરા કવિઓ બનાવી દેવાનો નહિ પરંતુ દરેક નાનેરા હૈયામાં ઉમદાઈ સીંચવાનો હોવો જોઈએ. મેં બાળકોનાં હૈયાંમાં કાવ્યાત્મક પ્રેરણાનું ઝરણું વહેતું કરવાની દરેકે દરેક તકનો ઉપયોગ કર્યો, જેથી પ્રત્યેક બાળકના અંતરમાં ભાષા વ્યક્તિગત કાવ્યમય ધ્વનિ ધારણ કરી લે.

શિયાળાનો દિવસ હતો, સવારે શાંતિ છવાયેલી હતી. વૃક્ષો ઉપર જામેલી સફેદ ઝાકળનું આવરણ લપેટાયેલું હતું. બરફની ટચૂકડી બારીક

સોયોથી ઢંકાઈ ગયેલી ડાળીઓ જાણે ચાંદીમાંથી ઘડેલી હોય એવી લાગતી હતી. અમે શાળાના બગીચામાં ગયા. ત્યાં અમે ડાળીઓને ન અડવાની કાળજી રાખી, અમને બીક હતી કે અડવાથી એ મોહક અનન્ય સુંદરતામાં કદાચ ભંગાણ પડી જાય. અમે ઊભાં રહ્યાં અને મેં બાળકોને શિયાળાની સુંદરતા વિશે પૂશ્કિન તથા હાઈનેનાં કાવ્યો સંભળાવ્યાં. કવિતા અને સુંદરતાના મોહપાશમાં જકડાઈ ગયેલાં બાળકોએ, જામેલી ઝાકળના આવરણમાં લપેટાયેલાં વૃક્ષોનું વર્ણન કરવા અને કવિતાનું સર્જન કરવા શબ્દો શોધી કાઢ્યા. તેમણે સામૂહિક રીતે એક પછી એક વિભાગની રચના કરી. અમે બરફીલા બગીચામાં કેટલીય વાર ગયાં. અગાઉ કહાણીઓમાં ઘડી કાઢવામાં આવેલાં અજબગજબનાં કલ્પનો ફરી કાવ્યોમાં જીવંત બની ગયાં :

જાદુ કરતો લુહાર આવ્યો,
ભેગી સોનાની ભઠ્ઠી લાવ્યો.
ગાળીને એણે ચાંદી મઝાની,
સજાવટ તરુઓની બાગમાં કરી.
હથોડી સોનાની ટીપતો રહ્યો,
આખી રાત ઘડતો રહ્યો...
બાગમાં ચાંદી જડતો રહ્યો.
એક સોય જેવી અડે બીજીને,
બાગ રણકે ને ફરી રણકે.
પણ ક્યાં લુહાર પેલો, ઉસ્તાદ જાદુ કેરો?
સોનાની પાંખો ફેલાવીને,
ગયો પાછો સૂરજ કને.
લઈને ચાંદી નવી,
એણે થેલીમાં ભરી,
અને ઊડયો ફરી.
વળી ચાંદીને ગાળે છે,
બગીચો ગાવા લાગે છે...
પણ સૂરજ વાટ જુએ છે...
ક્યાં ગયો તું મૂકીને મને?



વાર કેમ થઈ આટલી તને,
ગાળતાં ચાંદી બાગમાં પણે?
અરે લુહાર, નથી ખ્યાલ તને,
ઘડી દેવાનો છે, હજી હાર મને?
અને કિરણ લાલ સૂરજ કેરાં,
ડોકાયાં બાગમાં, રૂપેરી ને શાંત અમારા.
સૂરજ એની સુંદરતા નીરખે,
જોઈને ઊંડી હેરતમાં ડૂબે...

દરેક બાળક કવિ હોય છે. બાળકને કશાક ચમત્કારથી કાવ્યાત્મક પ્રેરણા મળી જવાની વાટ જોવામાં તો બેશક ભોળપણ જ ગણાય. હું કુદરતી પ્રતિભા અંગે લાગણીવશ કદી નથી બનતો, દરેક બાળક સહજ રીતે કવિ હોવાનો ખ્યાલ મારા મનથી બહુ વેગળો છે. સુંદરતાની માનવીય લાગણી અંતરમાં કવિને જાગૃત કરી દે છે. એ લાગણી સીંચ્યા વગર તો વિદ્યાર્થી પ્રકૃતિ અને સુંદરતા અંગે ઉદાસીન બની રહે, એવો જીવ બની રહે કે જેને તળાવમાં પથરો ફેંકવાની અને બુલબુલના ગાનની બાબતો એકસરખી લાગતી હોય. બાળકને કાવ્યાત્મક પ્રેરણાની ખુશી બક્ષવાની અને તેના હૃદયમાં કાવ્યાત્મક સર્જકતાનું ઝરણું વહેતું કરી દેવાની બાબત, તેને વાંચન અને ગણિત શીખવવાની બાબત જેટલું જ મહત્ત્વ ધરાવે છે. કેટલાંક બાળકોમાં એ ઝરણું બીજાં બાળકોની સરખામણીમાં વધારે જોરથી વહેવા લાગે છે. મેં જોયું છે કે અમુક બાળકોમાં કાવ્યાત્મક પ્રેરણા બેકાબૂ અલ્પજીવી ઉડાન કે જવાળાના ઝબકારા જેવી નહિ પરંતુ એકધારી માનસિક જરૂરતના સ્થાને હોય છે.

કાવ્યાત્મક પ્રેરણામાં ભાષાના વિકાસની ઊંચામાં ઊંચી કક્ષા અંકિત હોય છે, તે માનવીય વિકાસના અમલ સારતત્ત્વને વ્યક્ત કરે છે. દરેક વ્યક્તિ કાવ્યાત્મક સર્જકતા અનુભવી શકે છે. તેમાં કોઈ જાતની ખાસ પ્રતિભા આવશ્યક નથી હોતી, પરંતુ તે વ્યક્તિમાં ઉમદાઈનું સીંચન કરે છે. સર્જકતાનું એ અત્યંત નાજુક ક્ષેત્ર ગહન વ્યક્તિગત પ્રવૃત્તિ, દરેક બાળકના હૃદયની બિના, બની રહેવું જોઈએ; એ વાત બહુ મહત્ત્વની છે.

ત્રીજા ધોરણમાં લારીસા, સાન્યા, સેર્યોઝા, કાત્યા, વાર્યા, કોલ્યા, તાન્યા, અને લીદા પોતે છાની રીતે ઘડી કાઢેલાં કાવ્યો મને ખાનગીમાં

સંભળાવવા લાગ્યાં હતાં. મને ખબર હતી કે બીજાં કેટલાંક બાળકો પણ કાવ્યો ઘડી કાઢતાં હતાં, પરંતુ પોતાની રુચિની વાત કરવામાં તેમને શરમ આવતી હતી. અને એ બહુ સારી વાત હતી.

બાળકો કાવ્યો ઘડી કાઢે તેમાં અસાધારણ કશું નથી. એ તો માનસિક શક્તિની સામાન્ય લીલા હોય છે, એવી સામાન્ય સર્જનાત્મક જ્યોતિ હોય છે કે જેના વગર પરિપૂર્ણ બાળપણની કલ્પના અશક્ય બની રહે. બાળકોનું માનસિક જીવન એટલું સમૃદ્ધ હોવાની હકીકત મારે માટે ઉલ્લાસના સ્રોત સમી હતી.

કોલ્યામાં કાવ્યાત્મક પ્રેરણાથી ઉમદાઈ સીંચાતી જોઈને મને બારા ખુશી થઈ. અમારી દોસ્તી વધારે મક્કમ બની રહી હતી. શાળાના બગીચાના એક ખૂણામાં એકાંતમાં બેસવાનું મને ગમતું. હવામાન સારું હોય ત્યારે હું ત્યાં બેસીને વિશ્રામ કરતો અને વાયોલિન વગાડતો. કોલ્યાને આકસ્મિક રીતે મારા ખૂણાની "ખબર" પડી ગઈ. તે ઘણું કરીને પોતાને માટે જગ્યાની તલાશ કરી રહ્યો હતો. મને જોઈને તે અકળાઈ ગયો અને પાછો જવા લાગ્યો, પરંતુ મેં તેને રોકી રાખ્યો. હું વાયોલિન વગાડવા લાગ્યો. મને ગ્રીષ્મની સંધ્યાની સુંદરતાનો મોજ સૂરોમાં વ્યક્ત કરવાની આશા હતી. હું થોડી વાર એકદમ મશગૂલ થઈ ગયો અને મને ખ્યાલ જ ન રહ્યો કે નાનકડો બાળક મારી બાજુમાં બેઠો છે. પછી મેં વાયોલિન તેના હાથમાં આપ્યું. કોલ્યાએ મારા સૂર દોહરાવવાની કોશિશ કરી પરંતુ તેની મહેનત સાવ એળે ગઈ. તેણે વાયોલિન વગાડવાનું પડતું મૂકી દીધું. અમે અબોલ બેસીને સૂર્યાસ્ત માણતા રહ્યા, નીરવતાનું સંગીત સાંભળતા રહ્યા. અમે આસપાસના જગતની સુંદરતા થકી પરસ્પર સંકળાઈ ગયા હોવાને કારણે જ કદાચ કોલ્યાએ મારામાં વિશ્વાસ મૂકીને પ્રકૃતિ વિશેનું તેનું કાવ્ય મને સંભળાવ્યું :

બીલાં પર્ણોમાં ફૂલો ઘેરાં નીલાં,
ફૂલો ફરતી મધમાખી ગુંજન કરતી.
બાગમાં રાતે, બુલબુલ આવે,
ફૂલોની દુનિયામાં ગાન કરે.
સવાર પડતાં ગરજે બાગમાં વાદળ ઘેરાં,
ઝરમર વર્ષામાં ગેલ કરે ફૂલો અનેરાં.



રાખોડી વાદળ તોફાની, તરતું બાગ પરે,
કિંતુ નીલું ફૂલ તો રંગેલું ગગનના રંગે.

એ સાંજે હું અને કોલ્યા કેટલીય વાર સુધી બગીચામાં બેઠા રહ્યા. પછી તો બાળક ફરીફરીને ત્યાં આવતો રહ્યો. તે દરેક વખતે કોઈ નાનકડું કાવ્ય સંભળાવતો. નીચે આપેલું તેનું એક કાવ્ય મારી યાદદાસ્તમાં એવું ઊંડું અંકાઈ ગયેલું કે તેણે સંભળાવ્યા પછી એક વરસે મેં તેને લખી લીધેલું :

ડૂબતો સૂરજ લાલ, પહાડોની પાછળ.
ગગન ઝળકે લાલ રંગે :
કાલે પડવાના ઝપાટા પવનના.
બેચેનીમાં પાંખો ફફડાવી, ઊડે કાગટોળું.
આથમણે ધસતું કાળા વનમાં જાય.
ઊંચું ખડું છે તરુ પોપલારનું, પર્ણો સરસર કરતાં.
નીરવતા. રસ્તે ગાડું એક જાય,
ચું ચું એનું આઘેથી સંભળાય.
લાલ ગગનમાં અંધારાં ફેલાયાં,
ગરમી ઉપર ઢગ રાખના ઢંકાયા.
આકાશે દીપે તારલિયો ટમટમતો,
ઓળા રાતના પથરાયા.

મને જાણવા મળ્યું કે કોલ્યા પોતાનાં કાવ્યો લખી નહોતો લેતો, એ તેને આપમેળે યાદ રહી જતાં. કાવ્યો તેના માનસપટમાં અને હૃદયમાં જીવંત રહેતાં. મારા વિદ્યાર્થીઓમાં સ્વચ્છ કાગળ સામે રાખીને કાવ્યો લખનારાં બાળકો ઝાઝાં નહોતાં. એવાં કાવ્યો લખી લેવા માટે નથી સર્જાતાં. બાળકોને જેમ ચિત્રો દોરવાનું ગમતું હોય છે એમ જ કાવ્યો ઘડી કાઢવાનું ગમતું હોય છે.

શુરાએ પણ માનસિક નિકટતાની ઘડીએ મારામાં વિશ્વાસ મૂકીને પોતાની ગુપ્ત વાત મને જણાવી. શિયાળામાં એક દિવસે અમે સ્કીની મોજ માણવા વનમાં ગયેલા. લાલ સૂરજ આથમી રહ્યો હતો. સાંજના તડકામાં પાઈનવૃક્ષોનાં થડ જાણે લોખંડમાંથી ઘડેલાં હોય એવાં લાગતાં હતાં. અમે વનની અંદર ખુલ્લી જગ્યામાં ઊભા ઊભા પ્રકૃતિની સુંદરતા

માણી રહ્યા હતા. એવી ઘડીઓમાં શુરાએ મને લક્કડખોદ વિશેનું કાવ્ય સંભળાવ્યું :

પાઈનવૃક્ષની છાલ તળે, પડેલા તાર હજાર;
બેઠું લક્કડખોદ પાઈન કેરા વૃક્ષની ટોચે.
મારે ચાંચ તારને ઉપલા,
ઝણઝણે તાર, એવો હળવો, માંડ સંભળાય.
જેમ સૂરજ નજીક વધારે, એમ ઝીણો વધારે તાર,
અને ધરતી પર તો, તાર નથી રે તાર.
ધરતી ઉપર ઘંટડી ધીમી રણકે,
ઘંટડી ધાતુની, રાતી છાલ તળે.
લક્કડખોદ કૂદકો મારે, કરે તારને ખુલ્લો,
પછી મારે ચાંચ, તાર લાગે રણકવા...
વન ગાવા લાગે, પણ પંખી તો ક્યારનું
નવલો તર ગોતે.

વાર્યાએ બાળપણનાં વર્ષોમાં કોડીબંધ કાવ્યો ઘડી કાઢ્યાં હતાં. તે સંવેદનશીલ અને સંસ્કારક્ષમ હૈયું ધરાવતી હતી. એક વાર વાર્યા ગ્રીષ્મની સંધ્યાની સુંદરતાના મોહપાશમાં બંધાઈને તળાવને કાંઠે ઊભી ઊભી પાણી ઉપર નમેલાં વિલોનાં ઝાડવાંને નીરખી રહી હતી. તળાવની દર્પણ જેવી સપાટીમાં આકાશનું પ્રતિબિંબ પડતું હતું. હું વાર્યાને જોતો રહ્યો. થોડાક દિવસો પછી તેણે મને ગ્રીષ્મની સંધ્યા વિશેનું કાવ્ય સંભળાવ્યું :

નીલું ગગન, લીલાં વિલો, સફેદ ઝૂંપડાં —
બધું જળમાં પ્રતિબિંબિત.
આરામાની દર્પણ સામે ઊભી છું,
સામે અનંત જગત દૂર સુદૂર ફેલાયેલું છે.
લાલ સૂર્યાસ્તો છે અને ધોળાં વાદળો છે,
તારલિયા ટમટમે છે, અને આઘેરા માર્ગની ઉપર,
કોઈ પંખી પાંખો ફફડાવતું ઊડે છે, સૂરજની વિદાય લે છે.
આ અજબ દુનિયાનું આગવું સંગીત છે:
સાંભળો, કોઈ પોતાના હાથ વડે જાડા તારને સ્પર્શે છે,



નીલું ગગન ગીત ગાવા લાગે છે,
વિલોનાં ઝાડ ગાય છે, ઝૂંપડાંયે ગાય છે.
મને એ સંગીત કેવળ સંધ્યાના સમયે તળાવને કાંઠે સંભળાય છે,
સૂરજમાં જવાળાઓ ઝબૂકતી હોય ત્યારે — સાગરપાર, બહુ દૂર,
જ્યારે ધોળાં પારેવાં ઉતાવળાં જતાં હોય, આરામ કરવા,
અને વાગોળ બખોલમાં નહોર સાફ કરતાં હોય ત્યારે.
જ્યારે પવન દિનભર મહેનત કરીને થાકી ગયો હોય અને આરામ કરવા
અંધારઘેરા કોતરમાં લાંબો થાય ત્યારે.

દર વરસે શરદ નજીક આવે ત્યારે બાળકો ઉનાળાને વિદાય આપવા તલપાપડ થઈ જતાં. અમે ઓકના વૃક્ષ તળે ભેગાં થતાં અને વીતેલા ઉનાળા વિશે, સારસ પંખીઓ વિશે, તથા ગરમીના લાંબા દિવસો વિશે કાવ્યો ઘડી કાઢતાં. અમે ઉનાળાને ચોથી વાર વિદાય આપી ત્યારે બાળકોએ, અમને જે સૌથી વધારે પ્યારું હતું તેને વિશે, સ્વદેશ વિશે, સામૂહિક રીતે કાવ્ય ઘડી કાઢ્યું.

ધ્યાન અને વખાણને પાત્ર મુખ્ય બાબત બાળકોના તરંગવિહારમાં સર્જાયેલાં સ્પષ્ટ કલ્પનોની હતી. મેં કોશિશ કરી કે જે બાળકોના માનસિક જીવનમાં કાવ્યાત્મક પ્રેરણાએ જરૂરતનું સ્થાન લઈ લીધું હતું તેઓ ઉત્તમ કવિતાનું વાંચન કરે. અમે કવિતાનું નાનકડું પુસ્તકાલય વસાવ્યું. જે બાળકો માટે કાવ્યાત્મક સર્જકતાએ હજી માનસિક જરૂરતનું સ્થાન નહોતું લઈ લીધું, જેમનાં મનમાં કાવ્યાત્મક ભાષા અંગેની સંવેદનશીલતા કેળવવાનું આવશ્યક હતું, તેમની બાબતમાં એવી વ્યવસ્થા ખાસ જરૂરી હતી. હું ફરી વાર જણાવું કે બાળકોની કાવ્યાત્મક સર્જકતાને પ્રતિભાની નિશાની નથી ગણી લેવાની. એ તો ચિત્રાંકન જેવા જ પ્રકારની કુદરતી પરિઘટના હોય છે: દરેક બાળક ચિત્રો દોરતું હોય છે, અને બધાં બાળકો એ તબક્કામાંથી પસાર થતાં હોય છે. પરંતુ શિક્ષક આસપાસના જગતની તથા ભાષાની સુંદરતાને બાળકો સમક્ષ પ્રકાશમાં આણે ત્યારે જ કાવ્યાત્મક સર્જકતા બાળકોના માનસિક જીવનમાં સામાન્ય પરિઘટના બને છે. જેવી રીતે સંગીત વગર સંગીત અંગેનો પ્રેમ કેળવવાનું અશક્ય હોય છે, એવી જ રીતે સર્જકતા વગર કાવ્યાત્મક સર્જકતા અંગેનો પ્રેમ કેળવવાનું અશક્ય હોય છે.

જે વ્યક્તિને પૂશ્કિન તથા હાઈને અને શેવચેન્કો તથા લેસ્યા ઉક્રાઈન્કા ઉપર પ્રેમ હોય તેને પોતાની આસપાસની **સુંદરતા વિશે સુંદર વાતો કરવાનું** મન થાય જ, માફક શબ્દની તલાશ તેને માટે સુંદરતાના સર્જન જેવી જરૂરત બની ગઈ જ હોય, તેની બાબતમાં માનવતાની સુંદરતાની સમજણ સૌપ્રથમ માનવીય સિદ્ધિઓ અંગે આદરની લાગણીમાં, લોકો વચ્ચે વધારેમાં વધારે ઇનસાફી — સામ્યવાદી — સંબંધોના દૃઢીકરણમાં, વ્યક્ત થતી જ હોય, અને એવી વ્યક્તિ અશિષ્ટ કે માનવદ્વેષી કદી ન જ બની શકે.

## સુંદરતાનો ખૂણો

અમે પહેલા ધોરણના અંત પહેલાં વસતમાં સુંદરતાનો ખૂણો બનાવવાનું શરૂ કરી દીધું. બાળકો તેનાં સ્વપ્નાં લાંબા વખતથી સેવી રહ્યાં હતાં. અમે તેની કલ્પના એવી શાંત અને એકાંત જગ્યા તરીકે કરી કે જ્યાં આસપાસના જગતની પ્રાકૃતિક સુંદરતામાં માનવીના હાથનાં સર્જનો ઉમેરાયાં હોય. અમારું સ્વપ્ન વિસ્તરીને ભવિષ્યમાં ડોકિયાં કરતું હતું, અમે મનસૂબા ઘડતાં હતાં કે સુંદરતાના ખૂણામાં હંમેશાં વધુ ને વધુ રોપાઓની ગોઠવણી કરતાં રહીશું, કામ અને વિશ્રામ કરીશું, વસંતને આવકારીશું, અને ગ્રીષ્મને વિદાય આપીશું.

બાળકોએ શાળાની જમીન અને ગીચ ઝાડીઝાંખરાંના વિસ્તાર વચ્ચે, કોતરના ઢોળાવ નજીક, નાનકડી ખાલી જગ્યા શોધી કાઢી. ત્યાં જમીન ઉપર ભરચક ઘાસ ઊગી નીકળેલું હતું, અને વરસાદના દિવસોમાં પુષ્કળ ભેજ રહેતો. અમે તેમાંથી નકામા છોડવેલાઓ નીંદીને તેને લીલા ઘાસના સમતલ મેદાનમાં પલટાવી નાખવાનું શરૂ કરી દીધું.

"આપણો ખૂણો હરિયાળીનું રાજ બની રહેશે," મેં બાળકોને કહ્યું. "કોતરના ઢોળાવે હૉપના છોડવાઓની લીલી દીવાલ ખડી થઈ જશે, અને ઝાડીઓમાં બુલબુલ તથા ઓરિયોલ પંખીઓ રહેવા લાગશે."

બાળકોને એવા સ્વપ્નમાંથી પ્રેરણા મળી. અમે જગ્યાને લીલા ઘાસના મઝાના મેદાનમાં પલટાવી નાખવા પુષ્કળ મહેનત કરી. અમે ખાસ જાતના ઘાસવાળી જમીનનાં ચોસલાં લાવીને ત્યાં રોપી દીધાં અને તેમાં પાણી સીંચવાનું કામ કર્યું. બાળકો આતુરતાથી વરસાદની વાટ જોવા લાગ્યાં, જેથી નવા રોપેલા ઘાસને પાણી મળે. અમે વનમાં હૉપના કેટલાય છોડવા



ગોતી કાઢ્યા અને તેમને ઉખેડીને પાછા કોતરના ઢોળાવે રોપી દીધા. અમે નસીબદાર હતાં, ઉનાળામાંયે વરસાદ વરસતો હતો, એટલે બધાયે રોપાઓ સલામત ટકી રહ્યા. અમે ફૂલછોડના કેટલાય ડઝન મૂળિયાં વનમાંથી ખોદીને ઘાસના મેદાનના એક ખૂણામાં રોપી દીધાં. અમે જંગલી ગુલાબના ત્રણ છોડની રોપણી કરી અને તેમાં ખાસ જાતનાં ગુલાબોની કલમો કરી. એ જગ્યામાં અમારું ફૂલોનું રાજ બનવાનું હતું. અમે લીલા મેદાનમાં ઠેરઠેર હેઝલ-નટનાં ઝાડ રોપ્યાં. બાળકોની ઇચ્છા હતી કે જંગલી ફૂલો પણ ઉગાડવામાં આવે. અમે ડેઝી અને બીજા છોડવાઓ શોધી કાઢ્યા. અમે તાપઘરમાંથી ક્રીસેન્થીમમના કેટલાય છોડવાઓ લાવીને ખુલ્લી જગ્યામાં રોપી દીધા, જેથી શરદના અંત સુધી તેઓ ત્યાં ખીલતા રહે.

વાર્યાએ સૂરજમુખીના ફૂલનો છોડ રોપ્યો. બાળકોએ લીલા મેદાનના દૂરના ખૂણામાં બકવ્હીટનાં બિયાં વાવ્યાં. નીના અને સાશાના પિતાએ અમને પામણા સફરજનના બે કુમળા રોપા આપ્યા. વીત્યાએ મને વાત કરી કે તેની દાદીમાએ ટ્યૂલીપના છોડ ઉગાડયા હતા. અમે ટ્યૂલીપનાં કેટલાંય મૂળિયાં ત્યાંથી લાવીને અમારી જગ્યામાં રોપી દીધાં. ઉનાળામાં એક દિવસે બાળકોને વનમાં લીંડનનું મોટું ઝાડ નજરે પડયું. તેમાં ફૂલો ખીલેલાં હતાં અને ડાળીઓમાં હજારો મધમાખીઓ ગુંજન કરતી હતી. જાણે આખું વન તંતુવાદ્યની જેમ સૂરો રેલાવી રહ્યું હતું. બાળકો પ્રકૃતિની સુંદરતાથી મુગ્ધ બની જઈને અબોલ ઊભાં રહ્યાં. તેમને સુંદરતાના ખૂણા નજીક કેટલાંક લીંડનવૃક્ષો રોપવાનું મન થયું. અમે શરદમાં વનમાં જઈને કેટલાંક કુમળાં ઝાડ ખોદી લાવ્યાં અને અમારી જગ્યાના માર્ગે બે કતારોમાં રોપી દીધાં. બાળકોનાં મનમાં સ્વપ્નો રમવા લાગ્યાં કે "લીંડનનાં ઝાડ મોટાં થશે એટલે તેમાં પુષ્કળ પાંદડાં આવશે અને મઝાની છાંયાદાર કેડી બની જશે."

દરેક વર્ગે પોતાનો અલગ સુંદરતાનો ખૂણો, બીજા બધાયથી નિરાળો ખૂણો, બનાવવાનું શરૂ કરી દીધું. ૧૯૫૫ની શરદમાં સમગ્ર શાળાએ પોતાનો સુંદરતાનો ખૂણો બનાવવાનું શરૂ કર્યું. અમે શાળાની અડોઅડ ગુલાબનો બગીચો બનાવ્યો. અમે અમારા ખૂણામાં જંગલી ગુલાબના છોડવાઓમાં જુદીજુદી જાતનાં ગુલાબોની કલમો કરી હતી. તેમાંથી ડઝનબંધ કુમળા રોપાઓ ઉગાડીને અમે તેમને શાળાના ગુલાબના બગીચામાં રોપી દીધા. બગીચો દર વરસે વધારે ને વધારે સુંદર બનતો ગયો. તે

વસંતમાં અને ઉનાળામાં ફૂલોના સાગર જેવો લાગતો હતો. સૌ પ્રકૃતિની મોજ માણવા અને મહેનત કરવા આવતાં, સુંદરતાનું સર્જન કરવા આવતાં.

ગુલાબના બગીચાનું સર્જન આખી શાળાએ કર્યું હતું. જે વર્ગ સામાજિક દૃષ્ટિએ ઉપયોગી શ્રમમાં સૌથી વધારે સફળતા સાધે તેને બગીચામાંથી ફૂલો ચૂંટવાનો તથા વહેંચવાનો હક મળતો. મોટે ભાગે તો પ્રાથમિક અને માધ્યમિક વિભાગો જીતી જતા. તેમને દરરોજ કેટલાય ડઝન ગુલાબો ચૂંટવાની છૂટ મળતી. બાળકો ગુલાબોને ચૂંટીને વર્ગમાં લઈ જતાં અને શિક્ષકો તથા માતાઓને તેમ જ ગામમાં ઉત્તમ કામ કરનારાં માણસોને ભેટ આપતાં. બાળકોએ પહેલી પૂળીના ઉત્સવના દિવસે ગુલાબનાં ફૂલોનો મોટો ગોટો બનાવીને સામૂહિક ખેતરમાં ઉત્તમ કામ કરનારાં માણસોને ભેટ આપ્યો.

સુંદરતાના સર્જનની મહેનત નાનેરા હૈયામાં ઉમદાઈનું સીંચન કરે છે અને ઉદાસીનતાને અટકાવી દે છે. બાળકો ધરતી ઉપર સુંદરતાનું સર્જન કરીને બહેતર, વધારે નિર્મળ, અને વધારે સુંદર બન્યાં.

## [illegible] આદર્શોના [illegible]

હું મારા દરેક વિદ્યાર્થીને મારી કલ્પનામાં પુખ્ત ઈન્સાન તરીકે જોવાની કોશિશ કરતો. મારા મનમાં વિચારો ઘોળાતા રહેતા કે નાનું બાળક મોટું થઈને કેવો નાગરિક બનશે, કેવી વ્યક્તિ બનશે, સમાજને શું આપશે, શેમાંથી ખુશી મેળવશે, શેને બિરદાવશે, શેનાથી ખીજે ભરાઈ જશે, શેમાંથી સુખ મેળવશે, અને દુનિયામાં કેવો વારસો મૂકી જશે. એવા વિચારો મને બેચેન બનાવી દેતા.

શિક્ષક અને કેળવણીકાર તરીકે મેં કોશિશ કરી કે માનવજાતિએ સદીઓ દરમિયાન સર્જેલાં અને સંઘર્ષ લડીને જાળવી રાખેલાં નૈતિક મૂલ્યોને નાનેરાં હૈયાંઓમાં ઓતપ્રોત કરી દઉં. એ મૂલ્યો એટલે સ્વદેશ તથા આઝાદી અંગેનો પ્રેમ, જુલમને તેમ જ એક વ્યક્તિ તરફથી બીજી વ્યક્તિને ગુલામીમાં જકડી લેવાના કૃત્યને ન સાંખી લેવાની વૃત્તિ, અને લોકોના સુખ તથા આઝાદીને ખાતર પોતાની શક્તિ તથા જીવન સમર્પિત કરી દેવાની તત્પરતા. સ્વદેશ વિશેના ઉમદા શબ્દો અને ઉમદા આદર્શો વિદ્યાર્થીઓનાં મનમાં ઘોંઘાટિયાં પરંતુ ખાલીખમ વાક્યો કદી ન જ બની રહેવાં જોઈએ, વારંવાર



ઉપયોગના પરિણામે તેમના સામર્થ્યમાં ઓટ આવી જાય, અથવા તેઓ ભૂંસાઈ જાય, એવું કદી ન જ બનવું જોઈએ. એ વાત બહુ મહત્ત્વની છે. બાળકો ઉમદા વિભાવનાઓની વાતો ભલે ઓછી વાર કરે, પરંતુ એ આદર્શો પ્રવૃત્તિ અંગેના જોમમાં, પ્રેમ અને ધિક્કારમાં, નિષ્ઠા અને અડગતામાં, સદા ચેતનમય રહેવા જોઈએ.

બાળકો જેને સમજતાં જ ન હોય એવા શબ્દો તેમના હોઠે રમતા કરી દેવાનું તો ખાસ અક્ષમ્ય છે. એવી સ્થિતિમાં તો લોકો જેને પુનિત ગણતા હોય એ બધું ઠાલા અવાજોમાં પલટાઈ જાય.

જમીનમાંથી હજી તો માંડ ફૂટી નીકળેલા કુમળા ઝાડના મૂળિયાને કાબેલ માળી જેવી રીતે કાળજીથી વધારે મજબૂત બનાવતો હોય છે, તેને દાયકાઓ સુધી ટકી રહેવાની શક્તિ બક્ષતો હોય છે, એવી જ રીતે શિક્ષકે પોતાના વિદ્યાર્થીઓના ઉછેરનું ધ્યાન રાખવું જોઈએ, તેમની અંદર સ્વદેશ અંગેના પ્રેમનું, મહેનતકશ લોકો પ્રતિ સમર્પણની ભાવનાનું, અને સામ્યવાદના મહાન આદર્શો અંગે નિષ્ઠાનું સીંચન કરવું જોઈએ. બાળક પોતાની આસપાસના જગતને નીરખવા, સમજવા, અને મૂલવવા લાગે ત્યારે એ ગુણોની કેળવણી શરૂ થાય છે.

મોટેરી પેઢીઓએ સર્જેલા સર્વકંઈની, સ્વદેશની આઝાદી અને સ્વતંત્રતા તેમ જ મહેનતકશ લોકોના સુખ માટેના મુશ્કેલ સંઘર્ષ મારફત હાંસલ થયેલા સર્વકંઈની, બાળકોએ મુલવણી કરવી જોઈએ. એ વાત બહુ મહત્ત્વની છે. બાળકની નજરમાં સ્વદેશનો ખ્યાલ બંધાવાની શરૂઆત રોટીના કકડાથી અને ઘઉંના ખેતરથી, વનમાં ખુલ્લી જગ્યાથી અને તળાવની ઉપર ફેલાયેલા નીલા ગગનથી, અને સૂવાનો વખત થાય ત્યારે માતાના હોઠેથી સાંભળવા મળતાં ગીતો તથા કહાણીઓથી થાય છે. બાળપણના સોનેરી ગાળામાં, ભાષા તથા કલ્પનો તેમ જ બીજી વ્યક્તિની માનસિક દુનિયા અંગે બાળકો ખાસ સંવેદનશીલ હોય છે ત્યારે, મોટેરી પેઢી જેને વિશે ગર્વ ધરાવતી હોય એ બધું બાળકના હૃદયમાં પહોંચાડવું જોઈએ, મુક્ત શ્રમના સુખ માટેના સંઘર્ષનું મૂલ્ય બાળકને જણાવવું જોઈએ. હું કોશિશ કરતો કે બાળકોને મૂળભૂત જરૂરિયાતોનો ઉપયોગ બેદરકારીથી કરવાની છૂટ ન મળે. આસપાસના જગત વિશે અને ખુદ પોતાને વિશે બાળકની સમજણ એકાંગી ન જ હોવી જોઈએ. બાળકોએ જગત વિશે અને ખુદ પોતાને વિશે જાણકારી મેળવતી વેળા પુરાણી પેઢી તરફથી સર્જાયેલાં ભૌતિક

અને માનસિક મૂલ્યોના સંબંધમાં પોતાની જવાબદારી પણ સમજી લેવી જોઈએ.

ખેતર, વન, નદી, અને નજીકનાં ગામોનાં અમારાં પર્યટનો તથા પ્રવાસોને અમે વતનના પ્રદેશના ભૂતકાળની "સફરો" કહેતાં. એ સફરો દરમિયાન હું બાળકોને એવી વાતો જણાવતો કે જે અમારા લોકોના માનસિક જીવનમાં ભૂતકાળ અને વર્તમાનને સાંકળતી હોય. મેં તેમને કહ્યું:

"તમારી સામે ઉપજાઉ જમીનનું ખેતર પથરાયેલું છે, તેમાં પાકેલા ઘઉંના કણસલાં લહેરાઈ રહ્યાં છે. વનની અડોઅડ આવેલા પેલા મેદાનમાં આંતરવિગ્રહનાં વર્ષો દરમિયાન વ્હાઇટગાર્ડ સિપાહીઓએ આપણા લાલ છાપામાર સિપાહીને ગોળીએ વીંધીને ઠાર કરી નાખ્યો હતો. મહાન દેશાભિમાની યુદ્ધના પહેલા મુશ્કેલ ઉનાળામાં આપણા ગણતર સિપાહીઓ અને નાઝીઓની ટુકડી વચ્ચે ખૂનખાર લડાઈ થઈ હતી. તેમાં આપણા શૂરવીરો ખપી ગયા હતા. બાળકો, પહોળા મેદાનમાં નજર ફેરવો. નાનકડા ટીંબાઓ અજાણ્યાં માણસોની કબરોના છે. તેમણે જે કરી દાખવેલું તેની યાદ ધરતીમાં જળવાઈ રહી છે. આ હજારો નાનકડા ટીંબાઓ કોઈ જાતની નિશાનીઓ વગરની હજારો કબરો છે. શૂરવીરોનું ઉમદા લોહી આ ધરતીમાં સીંચાયેલું છે, તેમની કામગીરીને લોકો સદા યાદ રાખશે. તેમણે સ્વદેશને ખાતર પોતાની જિંદગી કુરબાન ન કરી દીધી હોત તો તમે આપણા વતનની ભૂમિની સુંદરતા ન માણતાં હોત. નાઝીઓ તમને ગુલામી કરવા ઉપાડી ગયા હોત."

નાનકડા બાળકના મનમાં વતનની ભૂમિના ભાગ્ય અંગેના વિચારો જગાવો, તેના ભવિષ્ય અંગેની ફિકરચિંતાઓ ઘોળાવા દો. તેમની સામે ભૂતકાળની ઘટનાઓને વર્તમાનના સ્રોતો તરીકે રજૂ કરો.

બાળપણનાં વર્ષોમાં, જેને આપણે નચિંત ખુશી, રસતો, અને વાર્તાઓનાં વર્ષો ગણીએ છીએ એ ઉંમરમાં આદર્શોના સ્રોત અંકિત હોય છે. ચોક્કસ એ સમયે જ નાગરિકતાની ભાવના મૂળિયાં ધારણ કરે છે. તમારા વિદ્યાર્થીઓ કેવા નાગરિકો બનશે તેનો આધાર એ હકીકત ઉપર હોય છે કે બાળપણનાં વર્ષોમાં આસપાસના જગતમાંથી તેમની સામે શું શું મોકળું કરવામાં આવે છે, શેને શેને જોઈને તેમને વિસ્મય તથા ઉલ્લાસની લાગણીઓ થાય છે, કઈ કઈ બાબતો—વ્યક્તિગત દુભાવાને લીધે નહિ પરંતુ બીજા લોકોની દશા અંગેની ચિંતાને કારણે— તેમને બેચેન બનાવે છે અને રડાવે છે.



બાળકની સામે બહુમુખી દુનિયા તમામ આંતરવિરોધો તથા જટિલતાઓ સહિત ખુલ્લી થઈ જાય છે, બાળકને તેમાં સુંદરતા અને કુરૂપતા, સુખ અને દુખ, નજરે પડે છે. આસપાસના જગતમાં જે કંઈ બનતું હોય, જેને ખાતર લોકો ભૂતકાળમાં જહેમતો કરતા રહ્યા હોય અને વર્તમાનમાં જહેમતો કરતા હોય, એ સર્વને બાળક ઇષ્ટ અને અનિષ્ટમાં વિભાજિત કરી નાખે છે. બાળપણનાં વર્ષોમાં માનવતા અને નાગરિકતાનો પાયો નાખવા માટે બાળકને ઇષ્ટ અને અનિષ્ટની સમુચિત સમજણ આપવી જોઈએ.

તેમાં મારો આશય નીચે મુજબ છે: બાળકોને આસપાસના જગત વિશે મળતી બધી જાણકારી, બધી સામાજિક પરિઘટનાઓ, લોકોની ભૂતકાળની સિદ્ધિઓ અને વર્તમાનની જહેમતો—એ સર્વથી બાળકોનાં મનમાં ઊંડી નૈતિક લાગણીઓ ઉત્પન્ન થવી જોઈએ. ઇષ્ટ અને અનિષ્ટની સમુચિત સમજણનો અર્થ એવો છે કે બાળક જેને નિકટથી જાણતું હોય તેને ગ્રહણ કરી લે છે. ઇષ્ટ બાળકના મનમાં ખુશીભરી ઉત્તેજના પેદા કરે છે, પ્રેરણા સીંચે છે, અને નૈતિક સુંદરતાને અનુસરવાના પ્રયત્નની ઉત્કંઠા ઉત્પન્ન કરે છે; અનિષ્ટથી ખીજ, તેને ન સાંખી લેવાની વૃત્તિ, અને સત્ય તથા ઇનસાફ ખાતર સંઘર્ષ લડવાની માનસિક શક્તિનો જુવાળ ઉત્પન્ન કરે છે. બાળકનું અંતર સત્યોને નિષ્ક્રિય રૂપમાં સંઘરી રાખવાનું સ્થળ કદી ન જ બની રહેવું જોઈએ. મેં જે ગંભીર ખામીથી બચવાની કોશિશ કરી તે ઉદાસીનતા અને ભાવશૂન્યતાની હતી. બરફ જેવું ઠંડુંગાર દિલ ધરાવતી નાનકડી વ્યક્તિ ભાવિ કૂપમંડૂક હોય છે. નાગરિકતાના ભાવાવેગની, અને જે ખુદ અનિષ્ટ હોય અથવા અનિષ્ટને પેદા કરતું હોય તેને ન સાંખી લેવાની વૃત્તિની, જ્યોતિ બાળપણમાં જ પેટાવી દેવી જોઈએ.

એક માણસ તરફથી બીજા માણસ ઉપર જુલમ વરસાવવાનું કૃત્ય મોટું અનિષ્ટ હોવાનું સત્ય બાળકની સમજણમાં ઉતારવાનું કામ મુશ્કેલ નથી. શિક્ષક તરફથી અનિષ્ટનો અર્થ પૂછવામાં આવે ત્યારે બાળકો ખરો જવાબ આપી શકે, પરંતુ એક માણસ તરફથી બીજા માણસને ગુલામીમાં જકડી લેવાના કૃત્યનાં આબેહૂબ ચિત્રોથી બાળકને ઘૃણા ન થઈ હોય, એવું અનિષ્ટ કરનારાઓની ઉપર નફરત ન છૂટી હોય, તો તે સાચા અર્થમાં નાગરિક ન બને.

માનવીય ઉદાસીનતા જોખમી અને ઘૃણાસ્પદ છે, અને બાળકોમાં

ઉદાસીનતા તો ભયંકર બાબત છે. મેં કોશિશ કરી કે મારો દરેક વિદ્યાર્થી બીજા લોકોની, ક્યાંક દૂર દુનિયાને બીજે છેડે વસતા અથવા કદાચ સો વરસ પહેલાં જિંદગી જીવી ગયેલા લોકોની, દશા અંગે ઊંડી વ્યક્તિગત દિલસોજીની ઉમદા લાગણી અનુભવે. એવી લાગણીમાં ઉદાસીનતાની સામે લડવાની ખાતરીબંધ રીત, બરફ જેવા ઠંડાગાર દિલના રોગની દવા, અને કૂપમંડૂકતાનાં બીજને ખતમ કરી નાખવાનું સાધન અંકિત છે.

મેં મારા વિદ્યાર્થીઓને પુસ્તકો વાંચી સંભળાવ્યાં અને એવા ઇન્સાનોની કહાણીઓ કહી સંભળાવી કે જેમણે માનવીના મૂલ્યને ખાતર સંઘર્ષની રણહાક કરી હતી, એક માણસ તરફથી બીજા માણસ ઉપરના જુલમને ન સાંખી લેવાનો ખ્યાલ સ્પષ્ટ રૂપમાં વ્યક્ત કર્યો હતો. પોલેંડી લેખક સેન્કેવીચની કહાણી 'સંગીતકાર યાન્કો' બાળકોએ ફરીફરીને કેટલીય વાર ઉત્સુકતાથી સાંભળી. પહેલા વાંચનથી બાળકોનાં દિલોમાં ખળભળાટ મચી ગયેલો. નિરાધાર છોકરાની જિંદગીને ખતમ કરી નાખનારા જમીનદારને તેમણે રાક્ષસ અને લોહીચૂસ ગણાવ્યો. તેમણે નાનકડી મુક્કીઓ ખીજમાં ઊંચી કરી, અને તેમની આંખોમાં ક્રોધની લાગણી છલકાવા લાગી. સંગીતકાર યાન્કો મારા વિદ્યાર્થીઓના માનસિક જીવનમાં કાયમને માટે સામેલ થઈ ગયો. પછી તો અમે એ કહાણી ઘણી વાર વાંચી, અને કેટલાંક બાળકોને તેનો શબ્દે શબ્દ મોઢે રહી ગયો. બાળકોને યાન્કોની કહાણી ફરીફરીને સાંભળવાનું મન કેમ થતું હતું? તેનું કારણ મને એવું લાગે છે કે ક્રોધના અનુભવમાંથી માનસિક શક્તિનો પ્રવાહ ઉત્પન્ન થાય છે. બાળકને જ્યારે અનિષ્ટની સામે કટ્ટર દુશ્મનાવટની લાગણી થાય ત્યારે તે વધારે શક્તિશાળી બને છે, અને સત્યને ખાતર સંઘર્ષ લડવાની પોતાની તત્પરતાને મનમાં ફરી પુષ્ટિ આપવા માટે પોતાની નૈતિક શક્તિની પરિપૂર્ણતા અનુભવવા ઉત્સુક બને છે. એવું બાળક આસપાસના જગતમાના ઇષ્ટ અને અનિષ્ટ અંગે સંવેદનશીલ હોય છે.

ગરીબ કિસાનોનાં બાળકોની નિરાનંદી બાલ્યાવસ્થા અને તરુણાવસ્થા વિશે, નામાંકિત ઉક્રાઈની લેખક આર્ખીપ તેસલેન્કોની કહાણીઓએ, બાળકોનાં મનમાં સચોટ છાપ પાડી. ગરીબીને લીધે અને અમીરો તથા ઝારશાહી અમલદારો તરફથી હીણપત લદાવાને કારણે આપઘાત કરવાની હાલતમાં ધકેલાઈ ગયેલી પ્રતિભાવાન કિસાન બાળાની મુશ્કેલ દશાની કહાણી અમે વાંચી ત્યારે બાળકોની આંખોમાં રોષ ઊભરાવા લાગ્યો હતો.



અમે ત્રીજા અને ચોથા ધોરણ દરમિયાન હેરિયેટ બીચર સ્ટોવની કહાણી 'ટોમકાકાની કુટિર' બે વાર વાંચી. બાળકોને ગુલામોના સંબંધમાં ઊંડા દુખની લાગણી થઈ. લોકો ક્યારેય જનાવરોની જેમ ખરીદાતા અને વેચાતા રહ્યા હોવાની કલ્પના મુશ્કેલ હતી. વર્તમાન સમયે ઇષ્ટ અને અનિષ્ટ વચ્ચેના સંઘર્ષનું સ્પષ્ટ ચિત્ર ધીરેધીરે બાળકોનાં મનમાં સાકાર થયું: મૂડીવાદી દેશોમાં કરોડો ઇન્સાનો પોતાને ખાતર નહિ પરંતુ જમીનદારો અને મૂડીદારોને ખાતર મહેનત કરે છે. ત્યાં બાળકો બાળપણનો અર્થ કદી જાણ્યા વગર જ મોટાં થઈ જાય છે, તેમાંથી સર્વોત્તમ ઇન્સાનોને, સ્વદેશની આઝાદી અને સ્વતંત્રતા ખાતર સંઘર્ષ લડનારા માનવીઓને, ગોળીએ વીંધી નાખવામાં તથા ફાંસીએ લટકાવી દેવામાં અથવા સખત મજૂરીની સજા કરવામાં આવે છે.

ગ્રીક લોકોના શૂરવીર નીકોસ બેલોયન્નીસના કરુણ અંજામને બાળકો કદી ભૂલ્યાં નહિ. ગ્રીસમાં નાઝીઓના કબજા દરમિયાન બેલોયાન્નીસ ચડાઈખોરોની સામે લડયો હતો. તેનો દેશ નાઝીઓના કબજામાંથી મુક્ત થયો ત્યારે મૂડીવાદી અદાલતે તેને દેશદ્રોહ બદલ મોતની સજા કરી. તે લાલ કાર્નેશન ફૂલ હાથમાં રાખીને મોતને ભેટયો, અને એ જ દિવસે તેની પત્નીએ—તેને પણ મોતની સજા કરવામાં આવી હતી—પુત્રને જન્મ આપ્યો. કારાવાસમાં રહેતા શિશુની દશા વિશે જાણીને આઘાત પામેલાં બાળકો પૂછવા લાગ્યાં કે નાનેરા નીકોસ બેલોયાન્નીસને મદદ કેવી રીતે કરી શકાય. ઉમદા લાગણીઓમાંથી પ્રવૃત્તિ ઉદ્ભવ પામે છે. બાળકોએ નાનેરા નીકોસ બેલોયાન્નીસની માતાને પત્ર લખીને ઇન્ટરનેશનલ રેડ ક્રૉસ મારફત મોકલ્યો. તેમણે ભેટ પણ મોકલી—સફેદ રેશમમાં ગૂંથેલું લાલ કાર્નેશન ફૂલ. પછી તો દર વરસે વિદ્યાર્થીઓ શૂરવીરની પત્નીને પત્ર લખતા અને નાનકડા બાળકને વરસગાંઠની ભેટ મોકલતા: સફેદ રેશમમાં ગૂંથેલાં ફૂલો—ગુલાબ, પોપીનું ફૂલ, લાઈલાક પુષ્પ. નજીવું લાગતું એ કૃત્ય બાળકોનાં મનમાં ઊંડી અસર પાડતું કારણ કે તે અનિષ્ટને ધુતકારી કાઢતું હતું અને ગેરઇનસાફની સામે લડતું હતું.

મેં બાળકોને સામાજિક જીવનની દુનિયામાં દોરી જતી વેળા તેમની સમજણમાં ઉતારવાની કોશિશ કરી કે માનવીય ઇતિહાસના વધારેમાં વધારે અંધારઘેરા ગાળામાં પણ, અનિષ્ટનાં બળો લાખોકરોડો લોકોની ઉપર જુલમ વરસાવતાં હતાં ત્યારે પણ, ગેરઇનસાફની સામે ખડા થઈને

લડનારા માનવીઓ હંમેશાં જોવા મળ્યા જ છે. ચોક્કસ એ માનવીઓ જ, તેમનાં જીવન અને કાર્ય, નાનેરી પેઢી માટે તેજસ્વી માર્ગદર્શક તારકો છે. મેં કોશિશ કરી કે માનવજાતિના ઉત્તમ સુપુત્રો અને સુપુત્રીઓની, સ્વદેશની આઝાદી અને સ્વતંત્રતા ખાતર તેમ જ શોષણથી મુક્તિ ખાતર અને માનવીય મોભાને વધારે મક્કમ બનાવવા ખાતર સંઘર્ષ લડનારાઓ તથા જિંદગી કુરબાન કરી દેનારાઓની, ધીરતા અને હિંમત, બહાદુરી, તેમ જ પોતાની પ્રતીતિઓના સંબંધમાં વફાદારી તથા નિષ્ઠામાંથી મારા વિદ્યાર્થીઓ પ્રેરણા મેળવે.

મેં એવા બિંદુએ પહોંચવાની કોશિશ કરી કે જ્યાં, માનવજાતિએ ભૂતકાળમાં સર્જેલાં તથા હાંસલ કરેલાં અને આપણા યુગમાં સમાજવાદી સમાજમાં ખીલી ઊઠેલાં નૈતિક મૂલ્યો, દરેક બાળકની માનસિક સંપદા બની રહે, તેને ઉત્તેજના બક્ષે અને આખી દુનિયામાં સત્યના વિજયને પ્રવેગ આપનારી પ્રવૃત્તિ કરવા ઉત્સુક બનાવી દે. એન્ટોનિયો ગ્રામ્શીએ કહ્યું છે કે સત્ય હંમેશાં ક્રાંતિકારી હોય છે. મેં જોરશોરથી શબ્દોના ટેકારા કર્યા વગર નૈતિક સત્યોને તેમની સમગ્ર સુંદરતા સહિત પ્રકાશમાં આણવાની કોશિશ કરી. નૈતિક મૂલ્યો અથવા માનવતાનો મર્મ ઝળકતાં ઉત્તેજક કલ્પનોમાં પ્રગટ થાય ત્યારે જ તેમની સુંદરતા બાળકના અંતરમાં સંપદા બની રહે છે. લૅટિન ભાષામાં કહેવત છે કે "શબ્દો શીખવે છે પરંતુ ઉદાહરણો મુગ્ધ કરી દે છે." અદ્ભુત જીવનનાં ઉદાહરણો, માનવજાતિના સુખને ખાતર સાધવામાં આવેલા વિજયનાં ઉદાહરણો—એવો પ્રકાશ બાળકના જીવનને ઉજાળી દે છે. પરંતુ ઉદાહરણો માનવતાલક્ષી, પ્રગતિશીલ, અને ક્રાંતિકારી વિચારોને ચેતનમય રીતે મૂર્તિમંત કરતાં હોય ત્યારે જ શીખવે છે કે જીવન કેવી રીતે જીવવું જોઈએ. મહાન જર્મન કવિ ગેટેએ લખ્યું છે કે વિચારોથી વેગળી ખસી જનારી દરેક વ્યક્તિ પાસે કેવળ ઇંદ્રિયજન્ય સંવેદનો જ બાકી રહે છે.

મેં બાળકોને એવા અદ્ભુત માનવીઓની વાત કરી કે જેમનાં નામોએ અનેક પેઢીઓ માટે માર્ગદર્શક તારાનું સ્થાન લઈ લીધું હતું. નાનકડા બાળકને બધું તો બેશક ન જ કહી શકાય. બાળકના માથા ઉપર કલ્પનો અને ચિત્રોનો ધોધ વહેતો મૂકી દેવાનું વલણ ન જ લેવું જોઈએ. બાળકના હૃદયને નિરંતર ચોંકાવતા રહેવાનું અને મનને અવિરત ઉત્તેજનામાં જકડી રાખવાનું કૃત્ય કદી ન જ કરવું જોઈએ. બાળકને અમુક સમય પૂરતો



ભલે થોડીક જ જાણકારી મેળવવા દો, પરંતુ તેમાં નૈતિક મૂલ્યોની સુંદરતા તેની સામે પ્રગટ થવી જોઈએ. બાળકને જે કંઈ ઉત્તેજિત કરતું હોય તેને વિશે વિચાર કરવા દો, તેના વિચારો તથા લાગણીઓનો સમન્વય થવા દો, રૂપકની ભાષામાં કહેતાં વિચારો તથા લાગણીઓને દરેક બાળકના હૃદયમાં વસી રહેવા દો. મેં ચાર વર્ષોના ગાળામાં બાળકોને એવા ઇન્સાનો વિશે જણાવ્યું કે જેઓ માનવજાતિને ખાતર સંઘર્ષ લડ્યા હતા: સ્પાર્ટાક્સ, ટોમસ્સો કામ્પાનેલ્લા, ઈવાન સુસાનીન, સ્તેપાન ખાલતુરીન, સોફિયા પેરોવ્સ્કાયા, નિકોલાઈ કીબાલ્ચીચ, તારાસ શેવચેન્કો, થોમસ મ્યુન્ત્સેર, ખ્રીસ્તો બોતેવ, અને યાનુશ કોર્ચાક. મેં લેનિનના જીવન અને સંઘર્ષોની તેમ જ સામ્યવાદી શૂરવીરો ઈવાન બાબુશ્કીન, સેર્ગેઈ લાઝો, કામો, યાકોવ સ્વેર્દલોવ, ફેલીક્સ દ્ઝેર્ઝીન્સ્કી, જુલિયસ ફુચીક, અને એર્નેસ્ટ થેલમાનની, મહાન દેશાભિમાની યુદ્ધના શૂરવીરો નિકોલાઈ ગાસ્તેલ્લો તથા અલેક્સાંદર માત્રોસોવની, વૈજ્ઞાનિક સત્ય ખાતર ગીયોર્દાનો બ્રુનોના હિંમતભર્યા સંઘર્ષની, અને મહાન વિદ્વાન તથા માનવતાવાદી મીખ્લુકો-મકલાઈની વાત કરી.

વિચારને ચેતનમય માનવીય ભાવાવેગો તથા કૃત્યોમાં મૂર્તિમંત કરતાં ઝળકતાં ઉદાહરણો બાળકના આંતરિક જીવન ઉપર પ્રબળ અસર પાડે છે. બાળકોને સમજાવવું નથી પડતું કે એક અથવા બીજા કૃત્યનું સારતત્ત્વ કેવી રીતે તારવવું. વિચાર અને કલ્પનને પરસ્પર સાંકળી લેવામાં આવે ત્યારે બાળક વિચારને સુપેરે સમજી લે છે. મેં વિદ્યાર્થીઓને જે શૂરવીરોની વાત કરી તેમની લાક્ષણિક વિશિષ્ટતા લોકોના સુખને ખાતર પોતાની સમગ્ર શક્તિ અને જિંદગી સમર્પિત કરી દેવાની તત્પરતાની હતી. એ વિશિષ્ટતા બાળકના મનમાં આહ્લાદ ઉત્પન્ન કરે છે અને બીજા લોકોની દશા વિશે વિચારો પ્રેરે છે. માનવજાતિની સેવામાંથી સુખ મેળવનારા માનવીઓ બાળકની દૃષ્ટિમાં નૈતિક આદર્શો બની રહે છે.

પરિપૂર્ણ શિક્ષણની કલ્પના એવી સ્થિતિ વગર મુશ્કેલ છે કે જેમાં બાળક નૈતિક મહાનતા વિશેનાં પુસ્તકોના વાંચનમાં તલ્લીન થઈ જાય, મધરાત સુધી વાંચતું રહે, અને ઉત્તેજનાને કારણે તેના હૃદયના ધબકારા વધારે વેગીલા બની જાય. જ્યારે વ્યક્તિ ખુદ પોતાની ચકાસણી કરે, અને પોતાની દૃષ્ટિમાં નૈતિક સુંદરતા, પ્રતીતિની દૃઢતા, હિંમત, અડગતા, તેમ જ મુશ્કેલીઓની સામે પાકા નિર્ધારનો આદર્શ બની રહેલી વ્યક્તિ



20-972

સાથે પોતાને સરખાવે, ત્યારે નૈતિક આદર્શો ઉદય પામે છે.

બાળકોને નૈતિક મૂલ્યોની સરવાણીએ પહોંચાડવા માટે શિક્ષકે કહાણીઓની પસંદગી કાળજીથી કરવી જોઈએ. વૈચારિક મર્મ બની રહેતી હકીકતો અને ઘટનાઓ તેમાં મુખ્ય સ્થાને હોય છે. નાનેરી પેઢી માટે આદર્શ બની રહેલા માનવીઓના જીવનમાં વ્યક્તિગત ભવિતવ્ય અને માનવજાતિના ભવિતવ્ય વચ્ચેની એકતા બાળકોને બતાવવાની બાબત બહુ મહત્ત્વની છે. મેં બાળકોને લેનિનના જીવન અને સંઘર્ષો વિશે જણાવતી વેળા એવી હકીકતોની છણાવટ કરી કે જેમાં મહેનતકશ લોકોની દશા જોઈને તેમને થતા દુખનો નિર્દેશ મળતો હતો. મહાન નેતાએ જે કંઈ કર્યું તેમાં લક્ષ્ય લોકોના સુખનું હતું. આંતરવિગ્રહનાં મુશ્કેલ વર્ષો તથા તારાજીનાં વર્ષો દરમિયાન અનાથ બાળકો વિશે લેનિને બતાવેલી ઊંડી કાળજીની કહાણી સાંભળીને બાળકોનાં મનમાં ખુશીભરી ઉત્તેજના છવાઈ ગઈ. હું ઇચ્છતો હતો કે લેનિનવાદી માંનવતા મહાન નૈતિક મૂલ્ય તરીકે બાળકોના જીવનમાં સામેલ થઈ જાય, જેથી નાનેરા ઇન્સાનો પોતાને તેમ જ આસપાસના આખા જગતને એ નૈતિક સુંદરતા અને સત્ય મારફત નીરખે.

પોલૅંડના લોકોના રાષ્ટ્રીય શૂરવીર યાનુશ કોર્ચાક વિશેની કહાણીઓએ બાળકોનાં મનમાં ઊંડી છાપ પાડી. પોતાને પ્યારાં બાળકોની સાથે મોતને ભેટેલા એ માનવીની વાત સાંભળીને બાળકો વિસ્મયમાં ગરકાવ થઈ ગયાં. તે પોતાની જિંદગી બચાવી શક્યો હોત, પરંતુ જ્યારે નાઝીઓ હજારો નિર્દોષ બાળકોને મોતના ખપ્પરમાં હોમી દેતા હતા ત્યારે પોતાની જિંદગી બચાવી લેવાનું કૃત્ય તેને લાંછન જેવું લાગ્યું... યાનુશ કોર્ચાક બાળકોની નજરમાં ખરી માનવતાનું પ્રતીક બની રહ્યો.

ઓગણીસમી સદીના ક્રાંતિકારી સંગઠન 'લોક મંછા'ના સભ્યો સ્તેપાન ખાલતુરીન, સોફિયા પેરોવ્સ્કાયા, અને નિકોલાઈ કીબાલ્ચીચની કહાણીઓ સાંભળીને બાળકોનાં દિલોમાં ઉષ્માભરી ઉત્તેજનાની લાગણી છલકાઈ ઊઠી. મેં કોમ્યુનિસ્ટો કામો (તેર-પેત્રોસ્યાન) અને જુલિઉસ ફુચીકની અડગતા, હિંમત, અને વફાદારીની વાતો વાંચી સંભળાવી ત્યારે બાળકોનાં મનમાં માનવજાતિ અંગે ગર્વની લાગણી થઈ. તેમણે કહ્યું: "એમના જેવાં બની શકીએ તો બહુ મોટી વાત ગણાય. એ ઇન્સાનો ખરા શૂરવીરો હતા."



મેં બાળકોને બાળવીર સંગઠનના બહાદુરો વિશે, સોવિયેત સ્વદેશની આઝાદી અને સ્વતંત્રતા માટેના સંઘર્ષમાં જિંદગી કુરબાન કરી દેનાર વાલ્યા કોતીક, વીત્યા કોરોબકોવ, લ્યોન્યા ગોલીકોવ, વલોદ્યા દુબીનીન, અને વાસ્યા શીશકોવ્સ્કીનાં પરાક્રમો વિશે, પુષ્કળ વાતો જણાવી. મેં વધુમાં સામ્યવાદી નૈતિકતાનાં અત્યંત મહત્ત્વનાં લક્ષણો — વૈચારિક અડગતા, હિંમત, અને સમાજવાદ તથા શાંતિ તેમ જ આઝાદી તથા લોકશાહીના દુશ્મનો સામે કટ્ટર વલણ — બાળકોની સામે ધીરેધીરે પ્રગટ કરવાની કોશિશ કરી. પોતાની પ્રતીતિઓનો બચાવ સ્વમાનની રક્ષા તરીકે કરવાની હિંમતને વધારે મક્કમ બનાવવાની બાબત શિક્ષણનાં મહત્ત્વનાં કર્તવ્યોમાં સ્થાન ધરાવે છે, અને વ્યક્તિ જો સ્પષ્ટ કલ્પનોમાં મૂર્તિમંત ઇષ્ટ અને અનિષ્ટનો ખ્યાલ બાંધવાનું છેક નાનપણથી શરૂ કરી દે તો જ એ કર્તવ્યની સિદ્ધિ શક્ય બને છે. પરંતુ એવા ખ્યાલો એકલા તો અપૂરતા સાબિત થઈ જાય છે. વ્યક્તિગત ભાવાત્મક મુલવણી પણ આવશ્યક હોય છે. બાળકને જે પ્યારું હોય, અને તે જેનાથી બંધાઈ શકે એમ ન હોય, એ બે વચ્ચેનો તફાવત પારખી કાઢવાની શક્તિ બાળકમાં હોવી જોઈએ. નાનેરા ઇન્સાનોની કેળવણી તેમની અંદર નૈતિક સુંદરતાની પ્રેરણા સીંચવામાં, લોકોને ખાતર ખુશીનું સર્જન કરવાની તથા માનવીય મોભાની રક્ષા કરવાની તેમ જ સામ્યવાદનાં નૈતિક મૂલ્યોનું જતન કરવાની ઝંખના જગાવવામાં, સમાયેલી છે.

નાનાં શાળાબાળકો નૈતિક આદર્શોની સરવાણીઓ સામે ખડાં હોય છે. આપણે શિક્ષકોએ દરેક બાળકને નૈતિક હિંમતની સુંદરતા અંગે સભાન બનાવવું જોઈએ અને સામ્યવાદી સિદ્ધાંતોમાં તેમની નિષ્ઠાને વધારે મક્કમ બનાવવી જોઈએ, જેથી પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓને પોતે મહેનતકશ લોકોનો ચેતનમય સર્જનલક્ષી ભાગ હોવાની લાગણી થાય.

## કોમ્યુનિસ્ટ પાર્ટી [illegible]

શાળાનાં અત્યંત મહત્ત્વનાં કર્તવ્યોમાંનું એક બાળકોમાં આપણા દેશની કોમ્યુનિસ્ટ પાર્ટી અંગે પ્રેમની લાગણી, તેના સિદ્ધાંતોમાં નિષ્ઠા, અને તેનાં લક્ષ્યો ખાતર સંઘર્ષ લડવાની તત્પરતા કેળવવાનું છે. બાળકો **સામ્યવાદી** શબ્દ ઘણી વાર સાંભળતાં હોય છે. મેં કોશિશ કરી કે એ શબ્દ તેમનાં

મનમાં શોષકોથી આપણા લોકોની મુક્તિ, સમાજવાદી નિર્માણ, ફાસીવાદ ઉપર વિજય, અને સમાજની સામ્યવાદી પુનર્ઘટનાના લડવૈયાઓનાં અત્યંત ઝળકતાં અને અત્યંત ઉમદા કલ્પનો જોડે એકરૂપ થઈ જાય. મારી દૃષ્ટિમાં શૈક્ષણિક કાર્યનાં લક્ષ્યોમાંનું એક એવી ખાતરી ઊભી કરવાનું હતું કે આપણાં બાળકો તેમના પિતાઓ તથા દાદાઓના સામ્યવાદી આદર્શોના વારસદારો તરીકે એ આદર્શો અંગે ગર્વ ધરાવે, પોતાના દેશના ખરા સ્વામીઓ બની રહે, સામ્યવાદનું નિર્માણ કરનારા તથા તેને વધારે મક્કમ બનાવનારા લડવૈયાઓ બની રહે.

મને એ શૈક્ષણિક કર્તવ્ય પાર પાડવાના સૌથી વધારે સાનુકૂળ સંજોગો કોમ્યુનિસ્ટો વચ્ચેની વાતચીતમાં દેખાયા. વાતચીતની એ શ્રેણીને "જ્વલંત હૃદયો ધરાવતા માનવીઓ" નામ આપવામાં આવ્યું હતું. મેં બાળકોને આપણા દેશના નામાંકિત કોમ્યુનિસ્ટો વિશે જણાવ્યું. કોમ્યુનિસ્ટોના — ઝારશાહીની સામે અને સમાજવાદી ક્રાંતિ ખાતર લડનારા ઈન્સાનોના — અદ્‌ભુત જીવન તથા પરાક્રમી સંઘર્ષો વિશે જાણીને બાળકોને ખાતરી થઈ ગઈ કે કોમ્યુનિસ્ટની દૃષ્ટિમાં મોટામાં મોટું સુખ લોકોને ખાતર સ્વાર્પણ કરવામાં, લોકોના સુખને ખાતર સંઘર્ષ લડવામાં, હોય છે.

અમારા આનંદ વિદ્યાલયના છેક આરંભના દિવસોથી લઈને, તરુણ નરનારીઓએ શાળાના અભ્યાસના સમાપનના ડિપ્લોમા મેળવીને કામ અથવા ઉચ્ચતર અભ્યાસની શરૂઆત કરી ત્યાં સુધી, હું બાળકોને લેનિન વિશેની વાતો વાંચી સંભળાવતો. મેં શરૂઆતમાં લેનિનની બાલ્યાવસ્થા અને તરુણાવસ્થાનાં વર્ષોની વાતો વાંચી સંભળાવી. કહાણીઓ દર મહિને ઈતિહાસ, સામ્યવાદી વિચારસરણી, અને લોકોના બહેતર ભવિષ્ય માટે આપણી પાર્ટીના કાર્યના સવાલો સાથે વધારે ને વધારે સંકળાતી ગઈ. બાળકોને ખાતરી થઈ ગઈ કે કોમ્યુનિસ્ટ પાર્ટી જનતાનાં ઉત્તમ તત્ત્વોને, લોકોના અસલ સર્વોત્તમ સુપુત્રો તથા સુપુત્રીઓને, આવરી લે છે.

બાળકો કોમ્યુનિસ્ટોને મળવા લાગ્યાં. બાળકોની નજરમાં તેમના જીવન અને સંઘર્ષોની કહાણીઓ કોમ્યુનિસ્ટ પાર્ટીના ઈતિહાસનો ભાગ બની રહી. પુરાણા બોલ્શેવિકો બેસ્કોરોવાઈની, રાદ્‌ઝીવીલ, અને ગાઈચુક સાથેનાં મિલનોને બાળકો કદી નહિ ભૂલે. તેઓ અમારા જ ગામના રહેવાસીઓ હતા અને તેમણે સોવિયેત સત્તાની સ્થાપનામાં ભાગ લીધો હતો તથા કામદારો અને કિસાનોના વિજય માટે પોતાનું લોહી વહેવડાવ્યું



હતું. એ હકીકતે બાળકોનાં મનમાં ઊંડી અસર પાડી. બાળકોને સમજાઈ ગયું કે કોમ્યુનિસ્ટો મક્કમ પ્રતીતિઓ ધરાવતા ઈન્સાનો છે, પરંતુ સાથોસાથ વિનમ્ર માણસો છે અને જઈફ ઉંમરે પહોંચી ગયા હોવા છતાં સામ્યવાદના નિર્માણમાં પોતાની શક્તિ અને બુદ્ધિપ્રભાનો ફાળો આપતા રહે છે. બાળકો રાદ્‌ઝીવીલને શાકભાજીના ઉત્તમ ખેડૂત તરીકે અને બેસ્કોરોવાઈનીને સોનાના હાથ ધરાવતા આદમી — યંત્રો ચલાવવાનો પારાવાર અનુભવ ધરાવનારા માણસોમાંના એક — તરીકે જાણતા હતા. તેણે બાળકોને જણાવ્યું કે ગામમાં સામૂહિક ખેતરની સ્થાપના કેવી રીતે થઈ હતી, કોમ્યુનિસ્ટો ટ્રેક્ટર ચલાવતાં કેવી રીતે શીખ્યા હતા, તેમણે સંચાલનના પૈડા પાસે બેસીને સામૂહિક ખેતરની જમીનમાં પહેલી વાર ચાસ કેવી રીતે પાડ્યા હતા.

બેસ્કોરોવાઈનીએ બાળકો સાથે કેટલીય વાર વાતચીત કરી અને સોવિયેત લોકો માટે ઉત્તમ ભવિષ્યની દિશામાં પાર્ટીના કાર્ય વિશે જણાવ્યું. તેણે કોલખોઝના પાર્ટી સંગઠન વિશે જાણકારી આપી. બાળકોને જાણવા મળ્યું કે કોલખોઝના કોમ્યુનિસ્ટો જમીનની પેદાશ વધારવાની મહેનત કરે છે, અમારે માટે પશુપાલન વિભાગમાં વધારે માંસ, દૂધ, અને માખણ પેદા કરવાની જહેમતો કરે છે.

મહાન દેશાભિમાની યુદ્ધ વિશેની કહાણીઓ ખાસ રસપ્રદ હતી. બાળકો કોવપાકના છાપામાર સંગઠનના સભ્ય તથા સોવિયેત સંઘના શૂરવીર ત્સીમ્બાલને, ફાસીવાદની પકડમાંથી રુમાનિયા તથા હંગેરીની મુક્તિની લડાઈઓમાં ભાગ લેનાર તથા સોવિયેત સંઘના શૂરવીર ઓનોપાને, અને અમારા ગામના બીજા ઘણા રહેવાસીઓને — અમારી વતનની ભૂમિને ફાસીવાદના કબજામાંથી મુક્ત કરાવવા માટેની લડાઈઓમાં ભાગ લેનારા બહાદુરોને — મળ્યાં. બાળકોનાં મનમાં એવી પ્રતીતિ વધારે મક્કમ બની કે લેનિનવાદી ધ્યેયો અને લેનિનવાદી સત્ય કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યમાં તથા લોકોના શ્રમમાં જીવંત છે.

### બીજા લોકો [illegible]
### તો એક દિવસ પણ નહિ

જિંદગી બતાવે છે કે બાળક જો ખુશીને ખાતર મહેનત કર્યા વગર, માનસિક જહેમત કર્યા વગર, ખુશી "માણતું હોય" તો તેનું હૃદય

લાગણીશૂન્ય, કઠોર, અને ઉદાસીન બની જાય છે.

બીજા લોકો માટે ઇષ્ટનું સર્જન બાળકોને ઉમદાઈ બક્ષતું જબરજસ્ત નૈતિક બળ બની રહે છે. સોવિયેત શાળાના શૈક્ષણિક કર્તવ્યોમાંનું એક એવી ખાતરી ઊભી કરવાનું છે કે બાળક પોતાની આસપાસ બીજા લોકો પણ હોવાની, તેમને મદદ, કાળજી, હેતપ્રેમ, ઉષ્મા, તથા હમદર્દીની જરૂર હોવાની, લાગણી અનુભવે. બાળકને તેનો અંતરાત્મા એ લોકો પાસેથી કશી લાગણી વગર પસાર ન થઈ જવા દે, બાળક પોતાની તરફ ધ્યાન ખેંચવાના આશયે નહિ પરંતુ નિઃસ્વાર્થ હેતુઓ માટે બીજા લોકોના લાભનાં કૃત્યો કરે, એ બાબત મુખ્ય છે.

બાળકના અંતરાત્માનું મૂળ, બીજા લોકોના લાભનાં કૃત્યો કરવાની ઉત્સુકતાનો સ્રોત, વેદના અને સંકટોમાં ડૂબેલા લોકોની લાગણીઓ અંગેની સમાનુભૂતિમાં હોય છે. માણસના આંતરિક જીવન અંગેની સંવેદનશીલતા, અન્યના દુખનો પડઘો પાડવાની શક્તિ—ઊંચામાં ઊંચી કક્ષાના માનવીય આનંદનો આરંભ તેમાંથી થાય છે, અને એવા આનંદ વગર નૈતિક સુંદરતા અશક્ય બની રહે છે. મારા વિદ્યાર્થીઓ આનંદ વિદ્યાલયમાં માનવતાના વિજ્ઞાનના માર્ગે પ્રથમ ડગલાં ભરી ચૂક્યા હતા, રાજિંદા સંજોગોમાં મળતાં માણસોની આંખોમાં વેદના, શોક, ગમગીની, અને ચિંતાને પારખી લેતાં શીખી ગયા હતા. બાળપણનાં વર્ષોના પૂરા ગાળામાં લોકો અંગેની કાળજી વગરનો એક દિવસ પણ વીતવા ન દેવામાં આવ્યો હોય તો જ પુખ્ત ઉંમરના માણસની નૈતિક માન્યતાઓમાં એવી શક્તિ સામેલ થાય છે અને તેના માનસિક જીવનનું અવિભાજ્ય લક્ષણ બની રહે છે.

હું મારા વિદ્યાર્થીઓમાં હંમેશાં બીજા લોકોની લાગણીઓ અંગે સમાનુભૂતિ કેળવતો, અને કોશિશ કરતો કે બાળક પોતાને બીજા માણસના સંજોગોમાં કલ્પે, મદદ અને કાળજીની તેની જરૂરત પોતાના મનમાં અનુભવે. બીજા માણસનાં દુખદર્દ બાળકનાં વ્યક્તિગત દુખદર્દ બની રહેવાં જોઈએ, એથી તેના મનમાં વિચારો આવવા જોઈએ કે જરૂરતમંદ લોકોને મદદ કેવી રીતે કરવી. માનવતાની કેળવણીમાં વ્યક્તિગત સંબંધો, બે માણસો વચ્ચેની આંતરક્રિયા, અસાધારણ મહત્ત્વની ભૂમિકા ભજવે છે. માનવજાતિ અંગે પ્રેમની લાગણી ધરાવવાનું, પાડોશીને મદદ કરવાના કૃત્યની સરખામણીમાં, વધારે સહેલું હોય છે. માનવીય વ્યક્તિત્વની વાસ્તવિક જાણકારી વગર લોકોને સમજવાનું અશક્ય બની રહે છે. બાળક પોતાના



મિત્રની ઉદાસ, વીનવતી, અને વિષાદભરી આંખોમાં ઊંડી પીડા ન પારખી શકે તો માનવીય દુખદર્દ તેના હૈયા સુધી ન પહોંચે. માનવ જીવનનાં બધાં પાસાંની—ખુશીની તેમ જ ગમગીનીની—જાણકારી ન ધરાવતું બાળક સંવેદનશીલ અને સમભાવી કદી ન બને.

અમારા વર્ગમાં જ પુષ્કળ દુખદર્દ હતાં, તેમને ખોળી કાઢવામાં અમારે બહુ મહેનત નહોતી કરવી પડતી. હાસ્ય રણકી ઊઠતું અને ખુશીની લાગણી ફેલાયેલી રહેતી, પરંતુ અમુક બાળકોની આંખો ઉદાસ રહેતી. વાલ્યા શાળામાં દાખલ થઈ ત્યાર પછી ત્રણ વરસે તેના પિતાની તબિયત એકાએક બદતર બની ગઈ. નાનકડી બાળકી અબોલ અને ગમગીન રહેવા લાગી. નીના અને સાશાની માતા ગંભીર માંદગીમાં સપડાયેલી હતી, એટલે ઘરના કામકાજમાં પિતાને મદદ કરવા તેમને ઘણી વાર ઘેર રોકાઈ જવું પડતું. શુરાની દાદીમા માંદી પડી. તેને કેટલીય વાર હૉસ્પિટલમાં દાખલ થવું પડ્યું, પહેલાં એક અઠવાડિયું રહેલી પરંતુ પછી તો લગાતાર કેટલાય મહિના રહેવું પડતું. એથી નાનકડા છોકરાને બહુ દુખ થતું. દાદીમા બીમાર હોય ત્યારે શુરા કાકી ભેગો રહેતો. કાકી બહુ સારી બાઈ હતી અને તેને વહાલથી રાખતી, પરંતુ છોકરો દાદીમાથી વિખૂટો પડી જાય ત્યારે બહુ દુખી થઈ જતો. શરદમાં એક દિવસે શુરાએ દાદીમાને મળવા જવાનું નક્કી કર્યું અને તે કાકીને કંઈ કહ્યા વગર હૉસ્પિટલે જવા નીકળી પડયો. એ દિવસે ટાઢ હતી અને વરસાદનું તોફાન થયું. છોકરો રસ્તામાં ભીંજાઈ ગયો. તેને શરદી થઈ ગઈ, અને પછી ગંભીર માંદગી આવી પડી. કેટલાક દિવસો પછી તેને દાદામાવાળી જ હૉસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યો.

વલોદ્યાના કુટુંબમાં અકસ્માત થયો. તેની મા ચૂનાના લીંપણનું કામ કરતી અને રોજ બસમાં કામે જતી. વસંતના દિવસોમાં જમીન ઉપર હજી બરફ છવાયેલો હતો ત્યારે બસ કોઈ મોટર જોડે ટકરાઈ ગઈ. મોટરમાં ખીચોખીચ માણસો બેઠેલાં હતાં. વલોદ્યાની માને ગંભીર ઈજા થઈ, અને ડૉક્ટરે જણાવ્યું કે આખી જિંદગી અપંગ રહેશે. એ જ વખતે વલોદ્યાના દાદા ગુજરી ગયા. દાદા બહુ કાળજી રાખતા કે વલોદ્યા જિંદગીમાં સારા માર્ગને વળગી રહે.

કોલ્યાના કુટુંબમાંયે દુખ આવી પડયું, પરંતુ એ દુખ જુદી જાતનું હતું. તેના બાપુને ચોરીનો માલ લેવા બદલ ગિરફતાર કરીને બે

વરસની જેલની રજા કરવામાં આવી. કુટુંબમાં નૈતિક વાતાવરણ સ્વચ્છ બની ગયું, પરંતુ જે ઘટના બની હતી તેનો આઘાત તો છોકરાને લાગ્યો જ.

હું રોજ બાળકોને મળું ત્યારે તેમના ચહેરાઓ ઉપર નજર ફેરવી લેતો. શિક્ષણની જટિલ પ્રક્રિયામાં બાળકની ઉદાસ આંખો કરતાં વધારે પરેશાનીની બાબત બીજી કઈ હોઈ શકે? બાળક ઉદાસ હોય તો વર્ગમાં ચાલતા કામમાં ધ્યાન પરોવી ન શકે. તંગ ખેંચાયેલા તાર જેવી હાલત હોય: લાપરવાઈથી અડવામાં આવે તો ઈજા થાય. દરેક બાળક દુખની લાગણી પોતાની આગવી રીતે અનુભવતું હોય છે. કોઈ બાળકને દિલાસો આપીએ ત્યારે તેને સારું લાગે છે, પરંતુ માયાળુ વેણ બીજા બાળકના દિલમાં નવી વેદના પેદા કરે છે. એવા દાખલાઓમાં શૈક્ષણિક કૌશલ્ય સૌપ્રથમ તો માનવીય શાણપણમાં સમાયેલું હોય છે: પીડાતા દિલને બચાવી રાખવું, બાળકને માથે નવાં દુખદર્દ ન લાદી દેવાં, તેના અંતરની જખમી જગ્યાઓને અડવું નહિ. વેદનાને લીધે શૂનમૂન થઈ ગયેલું અને ગૂંચવણમાં અટવાઈ ગયેલું બાળક અગાઉની જેમ અભ્યાસ તો બેશક ન જ કરી શકે. વેદના ચિંતન ઉપર અસર પાડે છે. શિક્ષકના કાર્યમાં મુખ્ય બાબત સૌપ્રથમ બાળકની વેદના, ગમગીની, અને દુખને પારખી લેવાની છે, બાળકના અંતરની લાગણીઓને સમજવાની તથા અનુભવવાના છે. શિક્ષકના શૈક્ષણિક પાયાનું ઘડતર કરતી બાબતો એવી છે કે તે બાળકના દુખદર્દ જોડે કેવી રીતે સંકળાઈ જાય છે, અને બાળકના અંતરની લાગણીઓને સમજવા તથા અનુભવવાની શક્તિ કેટલા પ્રમાણમાં ધરાવે છે.

શિક્ષંક દુખના દિવસોમાં અટવાયેલા બાળકને પોતાની પાસે બોલાવવું ન જોઈએ, અને તેની પાસેથી હોંશ તથા ખંતની અપેક્ષા ન રાખવી જોઈએ. શિક્ષકે તેને પૂછવું ન જોઈએ કે શું થયું છે, કારણ કે તેની વાત કરવાનું બાળકને મુશ્કેલ લાગતું હોય છે. બાળકને શિક્ષકમાં વિશ્વાસ હોય, શિક્ષક તેનો મિત્ર હોય, તો તે જેટલું જણાવી શકે એટલું જણાવશે. બાળક અબોલ રહેતું હોય તો તેના દુખના દિલને અડવું નહિ... શિક્ષણમાં સૌથી વધારે મુશ્કેલ કામ લાગણીઓ સીંચવાનું હોય છે. અને બાળક જેમ વધારે મોટું હોય તેમ શિક્ષક માટે, રૂપકની ભાષામાં, માનવ હૈયાના નાજુક તારને, ઝણકાર કરતી વેળા ઉમદા લાગણીઓ પેદા કરતા તારને, અડવાનું વધારે મુશ્કેલ બની રહે.



બાળકને લાગણી અનુભવતાં, પોતાની નિકટની કોઈ વ્યક્તિની આંખોમાં તેનું આંતરિક જગત નીરખતાં, શીખવવા માટે શિક્ષકમાં બાળકોની લાગણીઓનો, સૌપ્રથમ તો દુખદર્દનો, ખ્યાલ રાખવાની આવડત હોવી જોઈએ. મોટેરાં અને બાળકોના ભાવાત્મક-નૈતિક સંબંધોમાં, મોટેરા માણસ તરફથી બાળકની દુખની લાગણીઓને અવિચારી દલીલો વડે ખતમ કરી નાખવાના પ્રયત્નથી વધારે ખરાબ બીજું કશું નથી હોતું. દાખલા તરીકે, તેમની દલીલ ક્યારેક આવી હોય છે: અમે મોટેરાં જાણીએ છીએ કે તમે બાળકો વાતનું વતેસર કરીને તમારી ગમગીનીને નકામી બેસુમાર વધારી દો છો...

સૌપ્રથમ તો બાળકના ભાવાવેગોને યાદ રાખવા જોઈએ. એવી આવડત કોઈ ખાસ પદ્ધતિઓ વડે કેળવવાનું અશક્ય છે. શિક્ષકે ઊંચી કક્ષાનો ભાવાત્મક-નૈતિક વિકાસ સાધી લીધો હોય તો જ તેનામાં એવી આવડત આવે છે. બાળકના દુખદર્દનાં કારણો ભલે ગમે એવાં હોય તોપણ કશુંક સામાન્ય તો હંમેશાં હોય જ છે: બાળકની બાબતમાં અસ્વાભાવિક ગણાય એવી ચિંતાતુરતા, ઉદાસીનતા, હતાશા, અને એકલતાથી ઢળી પડેલી ગમગીન ઉદાસ આંખો. બાળક દુખના દિવસોમાં અટવાતું હોય ત્યારે સાથીઓની રમતગમત અને આનંદવિનોદ તેના ધ્યાનમાં નથી આવતાં, કોઈ પણ બાબત તેના મનમાંથી ગમગીન્ન વિચારોને હઠાવી નથી શકતી. એકદમ નાજુક મદદ પૂરી પાડવાનો ઉપાય, સારામાં સારો માર્ગ, તેની અંતરતમ હસ્તીનાં ઊંડાણોને સ્પર્શ કર્યા વગર તેની વેદનામાં સહભાગી બનવાનો છે. અણઘડ દખલગીરી તેના દિલમાં કડવાશ પેદા કરે છે, અને હતાશ ન બનવાની તથા મનને કાબૂમાં રાખવાની સલાહની પાછળ અસલ માનવીય લાગણી ન હોય તો બાળકો તેને અસંગત ગણે છે.

બાળકોને શીખવવાનો અર્થ સૌપ્રથમ તો તેમને પોતાનાં ભાવાત્મક-નૈતિક ધોરણો આપવાનો હોય છે. વ્યક્તિની માનસિક સ્થિતિની સમજણ વગર ભાવાત્મક ધોરણો અશક્ય બની રહે છે. અને બાળક જ્યારે વિચારપૂર્વક પોતાને વેદના અથવા ફિકરચિંતામાં અટવાતી વ્યક્તિના સંજોગોમાં કલ્પે ત્યારે જ તેને એવી સમજણ લાધે છે.

સાશાની દાદીમા માંદી પડી ત્યારે નાનકડો છોકરો ગમગીની અને શોકમાં ડૂબી ગયો હતો અને સાથોસાથ શંકાશીલ બની ગયો હતો: તેને

કંઈક કહેવામાં આવે ત્યારે જાણે કાઈ તેના આળા જખમને અડ્યું હોય એમ તે ચોંકી જતો. એક દિવસે મેં જોયું કે તેની મોટી મોટી બદામી આંખોમાં આંસુ છલકાઈ રહ્યાં હતાં. બાળકોએ મને કહ્યું કે "સાશા રડે છે." બાળકને કેવળ બાળક હોવાને કારણે જ પોતાના મિત્રો અથવા કોઈ મોટેરા તરફ સહાનુભૂતિ થવાની ધારણા રાખવામાં તો ભોળપણ જ ગણાય. બાળકોને પ્રથમ સ્વતંત્ર ડગલાં ભરતાં જેવી રીતે શીખવવામાં આવતું હોય છે એવી જ વિચારભરી અને કાળજીભરી રીતે તેમની અંદર સમાનુભૂતિ કેળવવી જોઈએ. સમાનુભૂતિ તો અનુભૂતિનાં — હૃદય અને મન વડે અનુભૂતિનાં — અત્યંત નાજુક ક્ષેત્રોમાં સ્થાન ધરાવે છે. અનુભવી શિક્ષકના સાધનસરંજામમાં સમાનુભૂતિ કેળવવાનું પ્રબળ સાધન — ભાષારૂપી સાધન — હોવું જ જોઈએ.

સાશા વર્ગમાં નહોતો ત્યારે મેં બાળકોને કહ્યું: "કોઈ દુખદર્દમાં અટવાતું હોય ત્યારે અચરજનો દેખાવ ન કરવો જોઈએ. હમણાં સાશા બહુ દુખમાં છે. એને નજીકના સગાપણમાં ખાલી દાદીમા જ છે. મા તો એને યાદ જ નથી. દાદીમા માંદાં પડી ગઈ છે. બનવાજોગ છે કે એને હૉસ્પિટલમાં લઈ જાય, તો પછી સાશાનું કોણ બાકી રહે? ધારો કે તમે એવી હાલતમાં છો, તો તમને સમજાશે કે ગમગીની એટલે શું. આપણને એક વાર રસ્તે મળી ગયેલા ઘરડો આદમી તમને યાદ છે? યાદ છે કે એની આંખોમાં કેવી ઉદાસી ભરેલી હતી? એ વખતે તમને લાગેલું કે ઘરડો આદમી ગમગીન છે. તો પછી તમારા દોસ્તની આંખોમાં છલકાતી ગમગીની તમને કેમ નથી વરતાતી? તમે જોયું છે કે થોડાક દિવસોથી સાશા ચુપ અને વિચારમાં ડૂબેલો રહે છે. એ વર્ગમાં હોય છે ખરો, પણ એના વિચારો દાદીમાના ખાટલા પાસે પહોંચી ગયેલા હોય છે. એ થોડાક દિવસ ઘેર જ રહે તો ઉતાવળ કરીને પૂછશો નહિ કે શાળામાં કેમ નથી આવતો. માણસને પોતાના દુખની વાત કરવાનું મુશ્કેલ લાગતું હોય છે. અને સામાન્ય રીતે તમને કોઈ માણસ ઉદાસ કે દુખી લાગે ત્યારે ધમાલિયા સવાલો ન પૂછવા. એને મદદ મળે એવું કંઈક કરવું. માણસના જખમ ઉપર મીઠું ન ભભરાવવું. તમારા વર્ગના કોઈ સભ્યને માથે કશુંક દુખ આવી પડ્યું હોય અને તમને ખબર પડે ત્યારે એવું વર્તન કરવું કે તમારું એકેય વેણ અથવા કૃત્ય એના દુખમાં વધારો ન કરે. બીજી એક વાત — વિચાર કરો કે સાશાને અને એની દાદીમાને મદદ કેવી રીતે



કરી શકાય. પણ તમારી મદદમાં શેખી બિલકુલ ન હોવી જોઈએ: તમારાથી ક્યારેય એમ તો કહેવાય જ નહિ કે અમે ભાઈબંધને મદદ કરીએ છીએ એટલે બહુ સારાં છીએ. પોતાની સારાઈના ઢોલ વગાડવાનું કોઈ રીતે વાજબી ન જ ગણાય. તમારું હૈયું ભાઈબંધને મદદ કરવાની હાકલ ન કરતું હોય તો સારાઈનો ગમે એટલો દેખાવ પણ તમને સારા ઇન્સાનો નહિ બનાવે."

સાશા વર્ગમાં પાછો આવ્યો એટલે મેં તેને વિશે વધુ એક પણ શબ્દ ન કહ્યો. બાળકો સમજી ગયાં કે મેં તરત બીજી કોઈ વાત કેમ શરૂ કરી દીધી. તેઓ છુટ્ટીના વખતમાં માંહોમાંહે વાતચીત કરવા લાગ્યાં કે બાળકને અને તેની દાદીમાને મદદ કેવી રીતે કરવી. બાળકોએ તેને માછલી અને સફરજન આપ્યાં, અને એ બધું એકદમ નિર્મળ હેતુઓથી કરવામાં આવ્યું. દાદીમાને હૉસ્પિટલમાં દાખલ કરવામાં આવી, અને સાશા કાકી ભેગો રહેવા લાગ્યો, ત્યારે બાળકો ઘણી વાર તેમને મળવા જતાં. જ્યારે બાળકોને ખબર પડી કે નાનકડા છોકરાને વરસાદમાં ભીંજાવાથી શરદી થઈ ગયેલી, તે માંદો પડી ગયો અને હવે દાદીમા ભેગો હૉસ્પિટલમાં છે, ત્યારે તેમને બહુ દુખ થયું. શાળામાં રજા હતી ત્યારે અમે સૌ હૉસ્પિટલમાં ગયાં. બાળકો પોતાના ભાઈબંધ માટે સફરજન અને બિસ્કિટ લઈ ગયાં. શુરાના પિતાએ તેને ચોકલેટ લાવી આપેલી. તેણે એ ચોકલેટ સાશાને આપવા ભેગી લઈ લીધી. અમે અરધો દિવસ હૉસ્પિટલમાં રોકાયાં અને બધાં બાળકો અંદર જઈને સાશાને મળ્યાં.

એથી મને ખુશી થઈ પરંતુ સાથોસાથ બેચેની પણ થઈ. એ બધું સામૂહિક આવેગના પરિણામે થયું હતું. અમુક બાળકો ભાઈબંધના સંબંધમાં ખાલી એટલા ખાતર ભલું કૃત્ય કરવા માગતાં હતાં કે બીજાં સૌ તેમનું એવું વર્તન જુએ. વલોદ્યાએ કહ્યું કે બાપુએ મને ખરીદી આપેલી સ્કેટની નવી જોડી હું હૉસ્પિટલમાં સાશાને આપી આવીશ.

"બાપુએ મંજૂરી આપી છે?" મેં પૂછ્યું.

"હા, આપી છે."

"તો પછી હૉસ્પિટલમાં જઈને આપવાની શી જરૂર છે? હમણાં તો સાશાથી સ્કેટીંગ થાય એમ નથી. સાજો થઈને પાછો ઘેર આવી જાય ત્યારે આપજે."

વલોદ્યાએ સ્કેટની જોડી સાશાને ન આપી. આંતરિક આવેગ બહુ

નબળો હતો... એ ઘટનાએ મને ભલાઈ, ઉષ્મા, અને હમદર્દી કેળવવાની બાબત વિશે વિચારમાં નાખી દીધો. એ બાબતો બહુ નાજુક અને અટપટી હોય છે. નાનેરા ઇન્સાનને કશુંક સારું કામ ગણતરીપૂર્વકના બદલા ખાતર નહિ પરંતુ સારું કામ આંતરિક જરૂરતને કારણે કરવાની કેળવણી કેવી રીતે આપવી? સારાઈની એવી જરૂરતનું સરતત્ત્વ શું છે? અને તેની શરૂઆત ક્યાં થાય છે? હમદર્દી કેળવવામાં સામૂહિક માનસિક આવેગ બેશક બહુ મહત્ત્વનો હોય છે. પરંતુ, સાથોસાથ, સમાનુભૂતિ દરેક બાળકના માનસિક જીવનના વ્યક્તિગત ક્ષેત્રમાં પણ ઊંડે પહોંચવી જ જોઈએ.

મેં કોશિશ કરી કે મારા બધા વિદ્યાર્થીઓ આંતરિક જરૂરતને કારણે અને ઊંડા સંતોષની લાગણી અનુભવવા માટે સારાં કૃત્યો કરે, પોતાના સાથીઓને અને સામાન્ય રીતે બીજા લોકોને મદદ કરે. નૈતિક કેળવણીમાં અત્યંત મુશ્કેલ બાબતોમાંની એક ઘણું કરીને આવી છે: વ્યક્તિને સારું કામ કરતાં શીખવવું અને સાથોસાથ સારું કામ ખાસ આ કે તે રીતે કરવાની સીધી સલાહ આપવાનું ટાળવું. એવા ઉદ્દેશને અમલમાં કેવી રીતે મૂકવો? દેખીતી રીતે મુખ્ય વાત બાળકની આંતરિક શક્તિ, જેને કારણે વ્યક્તિ સારું કામ કર્યા વગર રહી જ ન શકે એવું લક્ષણ, વિકસાવવાની છે; એટલે કે સમાનુભૂતિ કેળવવાની છે. પરંતુ એ કરવું કેવી રીતે? એવી બિંદુએ કેવી રીતે પહોંચવું કે જ્યાં બાળકો બીજા માણસનું દુખ જોઈને આપોઆપ જ પોતાને તેના સ્થાને મૂકી દે, જેથી સ્પષ્ટ વિચારો સ્પષ્ટ લાગણીઓને પેદા કરે, નાનકડા બાળકનું વ્યક્તિત્વ દુખમાં રિબાતા માણસના વ્યક્તિત્વ જોડે ભળી જાય, અને બાળક પોતાને દુખ અનુભવતા માણસની હસ્તીમાં જુએ તથા અનુભવે.

માનસિક જીવનનાં અત્યંત મુશ્કેલ તથા જટિલ ક્ષેત્રો તેમ જ બાળકોના પારસ્પરિક સંબંધોને લગતાં અમારાં શિક્ષક મિલનો ધીરેધીરે મનોવૈજ્ઞાનિક સંમેલનમાં પલટાઈ ગયાં. તેમાં કેવળ પ્રાથમિક ધોરણોના જ નહિ પરંતુ મધ્યમ તથા ઉપલાં ધોરણોના શિક્ષકો પણ ભાગ લેતા. અમારી ચિંતાનો વિષય હતો **વ્યક્તિનો** — બાલ્યાવસ્થાની, કિશોરાવસ્થાની, અને તરુણાવસ્થાની વ્યક્તિનો. અમે મનોવૈજ્ઞાનિક સંમેલનનાં અધિવેશનોમાં અહેવાલો રજૂ કરતા અને ખાસ ખાસ બાળકોના આંતરિક જગત વિશે, તેમના બૌદ્ધિક તથા નૈતિક અને ભાવાત્મક તેમ જ શારીરિક તથા રસલક્ષી વિકાસ વિશે,



શાળા પૂર્વેનાં વર્ષો દરમિયાન તેમની આસપાસના વાતાવરણ વિશે, અને તેમની તર્કબુદ્ધિ, ચિંતન, લાગણીઓ, મનોબળ, ચારિત્ર, તથા વ્યક્તિગત પ્રતીતિઓ ઉપર એ વાતાવરણની અસર વિશે માહિતી પેશ કરતા. પ્રાથમિક શિક્ષકોના અહેવાલો મધ્યમ તથા ઉપલાં ધોરણોના શિક્ષકોને તૈયારીની સામગ્રી પૂરી પાડતા અને તેમને માટે કિશોરવયનાં બાળકો તથા તરુણ નરનારીઓ ઉપર પ્રભાવ પાડવાનું શક્ય બનાવતા. એ બધી બાબતોએ એવી સામૂહિક શૈક્ષણિક પ્રતીતિને વધારે મક્કમ બનાવી કે જે વ્યક્તિને શિક્ષણ આપવામાં આવતું હોય તેને બધા શિક્ષકોના પ્રભાવના ક્ષેત્રમાં રાખવા માટે, દરેક શિક્ષકને, અલગ અલગ દરેક વિદ્યાર્થીના સંબંધમાં, ઊંડી સર્વાંગી જાણકારી હોવી જોઈએ.

અમને અનુભવમાંથી જાણવા મળ્યું કે કોઈ કોઈ બાળકોના આંતરિક જગતનાં બહુ જટિલ ક્ષેત્રોની સર્વાંગી સમજણ મેળવવા માટે બે કે ત્રણ કલાક કોઈ રીતે પૂરતા નથી. મેં કોલ્યાના વ્યક્તિત્વ વિશે અહેવાલ રજૂ કર્યો ત્યારે વર્ણવેલાં લક્ષણોમાં કેટલાક શિક્ષકોએ બહુ મહત્ત્વની વિગતો ઉમેરી: બાળક શાળામાં જે બધું જુએ તેને પોતાના ભાવાત્મક જગતમાં કેવી રીતે પારખે છે, બીજા શબ્દોમાં કહીએ તો લોકો વચ્ચેના સંબંધોને અને બીજા લોકો સાથે તેના પોતાના સંબંધોને કેવી રીતે સમજે છે. અમે તેમાંથી સારું કામ કરવાના આંતરિક આવેગનો, અને બાળક પોતાની પાસેથી બીજા લોકો માટે સારાં કામ કેવી રીતે કરાવે છે તેનો, બહુ રસપ્રદ અને શિક્ષકોના અભિપ્રાયમાં નવો નિષ્કર્ષ તારવ્યો.

બાળકો દુખ અનુભવતા મિત્રો તરફ જેમ જેમ વધારે હમદર્દી બતાવતાં જાય તેમ તેમ તેમનાં હૃદયો વધારે સંવેદનશીલ બનતાં જાય છે. બાળકો ત્રીજા ધોરણમાં હતાં ત્યારે ફેબ્રુઆરીમાં ટાઢના દિવસોમાં એક વાર મીશા, કોલ્યા, અને લારીસા દોડતાં મારે ઘેર આવ્યાં. તેઓ કશીક બાબત વિશે બેચેન બની ગયેલાં હતાં.

"વાન્યાનો ભાઈ લ્યોન્યા મરી ગયો," લારીસા બોલી. "એના બાપુને તાર મળ્યો છે, કાલે કઝાખસ્તાન* જાય છે. અમારે શું કરવું જોઈએ?"

---

* કઝાખસ્તાન — કઝાખ સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાક, સોવિયેત સંઘનું દક્ષિણ-પશ્ચિમમાં આવેલું પ્રજાસત્તાક. — સં.

બાળકોની આંખોમાં વિનવણી હતી: અમને સમજાવો કે દોસ્તને મદદ કેવી રીતે કરવી!

અમને એ જ દિવસે જાણવા મળ્યું કે કરુણ ઘટના કેવી રીતે બનેલી. ટ્રૅક્ટર ચલાવવાનું કામ કરતો અઢાર વરસનો લ્યોન્યા ઢોરઉછેરના વાડામાં ખડ પહોંચાડવા જતો હતો. રસ્તામાં હિમના તોફાનમાં સપડાઈ ગયો. તે ટ્રૅક્ટરને પડતું મૂકીને ગામમાં જઈ શક્યો હોય, ગામ સડકથી નજીકમાં જ હતું, પણ ન ગયો, તેને આશા હતી કે તોફાન થોડી વારમાં ખતમ થઈ જશે અને પોતે ખડ વખતસર વાડામાં પહોંચાડી શકશે. પણ તોફાન તો વધારે જોર પકડતું ગયું અને પછી ઠારના ઝપાટા આવ્યા. લ્યોન્યા ટ્રૅક્ટરમાં બેઠો બેઠો જ ઠરીને ઠીકરું થઈ ગયો... વાન્યા કેટલાક દિવસ શાળાએ ન આવ્યો. બાળકો ગમગીન રહેતાં, તેમનો કલબલાટ સાવ બંધ થઈ ગયો હતો. બધાં બાળકો પૂછતાં કે દોસ્તને મદદ કેવી રીતે કરવી. કોઈએ તેને ઘેર જવાની વાત કરી. મેં એમ ન કરવાની સલાહ આપી: "હમણાં છોકરાને અને એનાં માબાપને અને ભાઈબહેનોને ભારે દુખના દહાડા છે. આપણે એમને ઘેર જઈએ તો આપણને જોઈને એની માને યાદ આવશે કે લ્યોન્યા કેવી રીતે શાળાએ જતો, એથી એની હાલત વધારે મુશ્કેલ બની જશે. આપણે વાન્યાને મળવા થોડા વખત પછી જઈશું, એની માની હાલત બહેતર થઈ જાય ત્યારે. અને વાન્યા પાછો શાળામાં આવવા લાગે ત્યારે એને પૂછશો નહિ કે એના ભાઈનું અવસાન કેવી રીતે થયું. એ બનાવ વિશે વિચાર અને વાત કરવાનું એને બહુ મુશ્કેલ લાગશે. વાન્યાનું ધ્યાન રાખજો, એને ગમે એવું બધું કરવાની કોશિશ કરજો, પણ એને વધારે દુખ થાય એવું કંઈ ન કરજો."

વાન્યાના પિતા કઝાખસ્તાનથી પાછા આવ્યા ત્યારે તેમણે મને જણાવ્યું કે અક્ષત ધરતીના ગામના એક માર્ગને તેમના સૌથી મોટા દીકરાનું નામ આપવાનું નક્કી થયું છે. તેમણે મને વાત કરી, અને મેં વાતને બાળકોની સામે દોહરાવી. એ વખતે અમારો વર્ગ બાળવીર સંગઠનમાં જોડાવાની તૈયારી કરી રહ્યો હતો. બાળકો વિચાર કરતાં હતાં કે પોતાની ટુકડીને તથા ત્રણ એકમોને કોનાં નામ આપવાં. મેં જેની અપેક્ષા રાખેલી એ વાત તેમણે પોતે જ રજૂ કરી: વાન્યા જે એકમમાં હતો તેને લેઓનીદનું, કામગીરી બજાવતી વેળા મોતને ભેટેલા તેના ભાઈનું, નામ આપવામાં આવે. નાનકડા છોકરાએ ખબર માને પહોંચાડી. મેં બાળકોને સલાહ



આપી કે એક આલ્બમ બનાવીએ અને આપણામાંથી દરેક તેમાં શાળાને લગતું ચિત્ર દોરે. દરેક બાળકને લેઓનીદ સાથે અને શાળામાં તેના અભ્યાસનાં વર્ષો સાથે સંકળાયેલા કશાકનું ચિત્ર દોરવાનું મન તો બેશક હતું જ. તે ત્રીજા ધોરણમાં હતો ત્યારે તેણે રોપેલું સફરજનનું ઝાડ મોટેરા વિદ્યાર્થીઓએ અમને બતાવ્યું. લેઓનીદ અને તેના દોસ્તોએ ક્રેનનો નમૂનો બનાવ્યો હતો, એ અમને ભૌતિકવિજ્ઞાનના ખંડમાં મળ્યો. લેઓનીદને પંખીઓ બહુ ગમતાં. તેણે પોતાના એકમના સભ્યો સાથે મળીને પારેવાં માટે બનાવેલા ખડાની યાદ શાળામાં જળવાઈ રહી હતી. બાળકોએ એ બધી બાબતો વિશે આલ્બમમાં લખ્યું. મેં લેઓનીદનું છબીચિત્ર બનાવ્યું. અમે આલ્બમ તેની માતાને આપ્યું. એ ભેટ તેની નજરમાં અમૂલ્ય બની રહી. પોતાના પુત્રની યાદ શાળામાં જાળવી રાખવામાં આવતી જોઈને તેને ખુશી થઈ. જે બાળવીર એકમને લેઓનીદનું નામ આપવામાં આવ્યું હતું તેને માટે પણ અમે એવું જ આલ્બમ બનાવ્યું.

માયાળુ લાગણીઓ અને શુભ કૃત્યોનો આશય ખાલી દેખાવ પૂરતો સીમિત ન જ રહેવો જોઈએ. એ બાબત ખૂબ મહત્ત્વની છે. જે કંઈ કરવામાં આવ્યું હોય તેને વિશે બને એટલી ઓછી વાતો કરવી જોઈએ, અને સારાં કામોનાં વખાણ બિલકુલ ન કરવાં જોઈએ — શૈક્ષણિક કાર્યના સંબંધમાં એવી જવાબદારીઓ છે. સૌથી મોટું જોખમ એવું છે કે બાળક પોતાનાં કૃત્યોને મનમાં પરાક્રમી તથા યશને પાત્ર ગણી લે. તેમાં મોટે ભાગે તો શાળા જ દોષિત હોય છે. કોઈનો ખોવાઈ ગયેલો દસ કોપેકનો સિક્કો એક વિદ્યાર્થીને મળે છે. તે સિક્કો લઈને વર્ગમાં આવે છે. સૌને ખબર પડે છે કે એ તેને બહાર મળી આવેલો છે. પાડોશની એક શાળામાં બનેલી રસપ્રદ ઘટના મને યાદ આવી જાય છે. એક બાળકી પોતાને મળી આવેલો પાંચ કોપેકનો સિક્કો લઈને વર્ગમાં આવી, શિક્ષકે તેનાં ખૂબ વખાણ કર્યાં... પછી છુટ્ટીની વેળાએ ત્રણ છોકરીઓ અને એક છોકરો દોડતાં શિક્ષક પાસે પહોંચી ગયાં અને સાથીઓના ખોવાયેલા પૈસા પોતાને જડ્યા હોવાનો દાવો કરવા લાગ્યાં — એકની પાસે એક કોપેકનો સિક્કો હતો અને બીજાંની પાસે બબ્બે કોપેકના સિક્કા હતા. બાળકો વખાણની વાટ જોઈ રહ્યાં હતાં, પરંતુ શિક્ષકને લાગ્યું કે કશુંક ખોટું થઈ રહ્યું છે, તે ખીજે ભરાઈ ગયો... બાળકોને "નાનીમોટી સારાઈ"ના

દેખાવ કરવાની ટેવ એવી રીતે પડે છે, અને એવાં સારાં કામોનાં વખાણ ન કરવામાં આવે તો નાખુશીની હાલત પેદા થાય છે.

ભલાઈ માણસની નજરમાં ચિંતન જેવી જ સાધારણ બાબત બની રહેવી જોઈએ. તેની ટેવ પડી જવી જોઈએ. શિક્ષકોએ કોશિશ કરવી જોઈએ કે માયાળુ નિખાલસ કૃત્યો બાળકોનાં દિલોમાં ઊંડા સંતોષની લાગણી પેદા કરે. શિક્ષકના શબ્દોની અને જૂથના મનોભાવની અસરથી બાળકના મનમાં બીજા માણસના આંતરિક જગતના સંબંધમાં ઉષ્માભરી સંવેદનશીલતા ઉદ્ભવ પામે છે. બાળકોનાં મનમાં સારાં કામ કરવાની ઊંડી ઉત્કંઠા અને તત્પરતાના આવેગો પેદા કરવાની બાબત બહુ મહત્ત્વની છે. પરંતુ એવો આવેગ વ્યક્તિગત પ્રવૃત્તિનો ઘાટ ધારણ કરી લે ત્યારે જ બાળકમાં ઉમદાઈનું સીંચન કરે છે.

મારા વિદ્યાર્થીઓ પોતાના જઈફ દોસ્ત આંદ્રેઈદાદાને ભૂલ્યા નહોતા. ઘરડો આદમી શિયાળાના મહિનાઓમાં શિયાળુ મધપૂડાઓના વિભાગ નજીક નાનકડી ઝૂંપડીમાં રહેતો. બાળકો તેની પાસે જતાં અને સફરજન તથા ચિત્રોની ભેટ આપતાં. દાદા દરેક દરેક માયાળુ વેણ બદલ અહેસાનમંદ બની રહેતા. બાળકો સમજતાં કે એકલતાની દશા મુશ્કેલ હોય છે, એટલે તેઓ દાદાના સંબંધમાં કંઈક ને કંઈક સારું કામ કરવાની કોશિશ કરતાં.

માર્ચમાં મઝાની ગરમીના એક દિવસે બાળકો ઉતાવળાં આંદ્રેઈદાદા પાસે પહોંચી ગયાં. તેમનો ઈરાદો મધમાખીઓને બહાર કાઢવામાં દાદાને મદદ કરવાનો હતો. એ દિવસ સૌને માટે તહેવાર જેવો બની રહ્યો. સોનેરી પાંખો ફફડાવીને વસંતની છડી પોકારતી મધમાખીઓને આમતેમ ઊડતી જોઈને નાનેરાં ખુશખુશ થઈ ગયાં. અમે મધપૂડા વિભાગ તરફ જતી વેળા રસ્તામાં એક ડોશીમાને ઝૂંપડે પાણી પીવા રોકાયાં. તેણે અમને ઘરમાં બનાવેલાં બિસ્કિટ આપ્યાં અને ફરી આવવાનું કહ્યું.

યુદ્ધનાં વર્ષો દરમિયાન ઓલ્ગા ફ્યોદોરોવનાની જિંદગીમાં પારાવાર દુઃખદર્દ આવી પડેલાં: બે પુત્રો, પતિ, અને ભાઈ જંગમાં ખપી ગયા, પુત્રી ફાસીવાદી જર્મનીમાં કોલસાની ખાણોમાં બેહદ મહેનતને લીધે મોતના ખપ્પરમાં હોમાઈ ગઈ. મેં બાળકોને તેની મુશ્કેલ જિંદગી વિશે જણાવ્યું. બાળકોને ઓલ્ગાદાદી જોડે હળતાંમળતાં રહેવાની ઉત્સુકતા થઈ. તેઓ તેને મળવા ઘણી વાર જતાં. તેણે અમને પુત્રોના તથા પતિના ચંદ્રકો અને ઈલકાબો બતાવ્યા. બાળકોનાં દિલોમાં ઓલ્ગાદાદીને ખુશી



બક્ષવાના ઉમળકા પેદા થયા. ફળઝાડોની રોપણીનો વખત આવ્યો કે તરત અમે તેના પુત્રો, પુત્રી, પતિ, અને ભાઈની યાદમાં સફરજન, પેરફળ, અને ચેરીફળનાં પાંચ પાંચ વૃક્ષો તથા પાંચ દ્રાક્ષવેલાઓની રોપણી કરી. પછી અમે ખુદ દાદીમાને ખાતર વૃક્ષો રોપ્યાં. ઓલ્ગા ફ્યોદોરોવનાની અહેસાનની લાગણીનું વર્ણન કરવું મુશ્કેલ છે. રોપાઓને પાણી પાવાનું કામ તે પોતે કરી શકે એમ હોવા છતાં, ઉનાળામાં ગરમી હોય એવા દિવસોએ અમે જઈને રોપાઓને પાણી પાતાં. બાળકો ઉનાળામાં આખેઆખા દિવસો તેની જોડે ગાળતાં.

બાળકો ઓલ્ગાદાદી જોડે ખૂબ હળી ગયાં. તેઓ એક પણ તહેવાર દાદી વગર ન ઊજવતાં. અમે કોશિશ કરી કે ચેરી, સફરજન, પેર, અને દ્રાક્ષ પાકવાનો વખત કોઈ રીતે ચૂકી ન જઈએ. અમે દાદીની ફળવાડીમાં ગયાં અને પ્રથમ પાકાં ફળો તોડીને તેને પહોંચાડ્યાં. બાળકો સાતમા ધોરણમાં હતાં ત્યારે ઓલ્ગાદાદી ગંભીર માંદગીમાં સપડાઈ ગઈ. શાળાવર્ષ પૂરું થયા પછી એક અઠવાડિયે તેનું અવસાન થયું. બાળકોને ઊંડો શોક થયો.. થોડા વખત પછી અમને જાણવા મળ્યું કે ઓલ્ગા ફ્યોદોરોવનાએ વસિયતનામું કરીને પોતાનું ઘર તથા ફળવાડી બાળકોને વારસામાં આપી હતી. વસિયતનામું જોઈને કોલખોઝના સંચાલકને ગૂંચવણ થઈ: ઘર અને ફળવાડીની માલિકી વિદ્યાર્થીઓની હોવાનો અર્થ કેવી રીતે તારવવો? કોઈ જાતનાં કાનૂની ધોરણો જોડે મેળ ન ખાતી એ સમસ્યાને ઉકેલવામાં સામૂહિક ખેડૂતોએ મદદ કરી. તેમણે કહ્યું કે બાળકો પોતાનાં સારાં કામ એ નાનકડી જમીનમાં કરે. અમે આંદ્રેઈદાદાને વિનંતિ કરી કે ઘરમાં રહેવા આવે. ઘરડા આદમીએ વાત ખુશીથી માની લીધી. મધપૂડાનો વિભાગ નજીકમાં જ હતો. વાર્યા અને ઝીના ચોથા ધોરણમાં હતી ત્યારે તેમણે આંકટોબર સંસ્થાનાં બાળકો જોડે દોસ્તી કરી અને તેમને બાળવીર સંગઠનમાં જોડાવાની તૈયારીમાં મદદ કરી. બાળકો આખેઆખા દિવસો ફળવાડીમાં ગાળતાં.

પુત્ર હોય, સ્વદેશની આઝાદી અને સ્વતંત્રતાના જંગમાં લડવા જાય, ત્યાં ખપી જાય—તેના મોતની ખબર મળતાં માતાને ઊંડી વેદના થાય જ. આપણાં બાળકોએ એ વેદનાને સમજવી જોઈએ અને તેમાં સહભાગી બનવું જોઈએ. જે હજારો ને હજારો માતાઓના પુત્રો વોલ્ગાથી એલ્બા સુધીના, ઉત્તર ધ્રુવીય મહાસાગરથી ભૂમધ્ય સમુદ્રના હૂંફાળા જળ સુધીના, વિસ્તારોમાં કોઈ જાતની નિશાનીઓ વગરની કબરોમાં પોઢેલા



21-972

છે તેઓ શાળાબાળકોની જોડે હળેમળે. બાળકે આપણી માતૃભૂમિની ઊંડી વેદના — બાવીસ મિલિયન જિંદગીઓ ભરખાઈ જવાની વેદના, ભયંકર અત્યાચારો તેમ જ આગ અને વિનાશલીલાની વેદના — ન અનુભવી હોય તો તેના દિલમાં ઉમદાઈ સીંચવાનું અશક્ય બની રહે. આપણા લોકો તેમાંના એક પણ કુકર્મને કદી ભૂલી નહિ શકે, અને એવાં કુકર્મો કરનારા ફાસીવાદીઓને માફી કદી નહિ આપી શકે.

બાળક માતાની વેદનાને જેટલી વધારે ઊંડી અપનાવે એટલા પ્રમાણમાં તે વધારે સંવેદનશીલ બને, નાગરિકતા અંગેની તેની પ્રતીતિઓ વધારે મક્કમ બને, સ્વદેશના ભવિષ્ય અંગે નાનકડી વ્યક્તિની જવાબદારીની લાગણી વધારે દૃઢ બને. એટલે, જેના પુત્ર મહાન દેશાભિમાની યુદ્ધમાં શૂરવીરના મોતને ભેટયો હોય એવી માતાને બાળવીર સંગઠનની સભામાં કે સામાન્ય રીતે શાળામાં બોલાવવાના ગંભીર કદમનું આયોજન ખૂબ કુનેહથી કરવું જોઈએ. બાળકોની દૃષ્ટિમાં એ ઘટના સાધારણ શૈક્ષણિક કદમ તરીકે ઝબકારો કરીને અદૃશ્ય ન જ થઈ જવી જોઈએ. જેની વ્યક્તિગત વેદનામાં સમગ્ર જનતાની વેદના અંકિત હોય એવી વ્યક્તિ જોડેના મિલનની ઊંડી છાપ બાળકોનાં મનમાં પડવી જ જોઈએ.

સારા નાગરિકનું ઘડતર કેવળ સિદ્ધાંતમાં જ નહિ પરંતુ શૈક્ષણિક અમલમાં પણ અત્યંત જટિલ સમસ્યાઓમાં સ્થાન ધરાવે છે. એ ક્ષેત્રમાં, જ્ઞાનને બાળકના હૃદયમાંથી પસાર કરાવીને વ્યક્તિગત જીવનમાં સામેલ કરાવવાની બાબત, સર્વોપરી મહત્ત્વની છે. સ્વદેશની, અને સોવિયેત જનતાને પુનિત તથા પ્યારું લાગતું હોય તેની, જાણકારી કંઈ કેવળ એવી માહિતી જ નથી કે જેને સમજણમાં ઉતારી લીધા પછી રોજિંદી જિંદગીમાં ઉપયોગમાં લેવાય. એ તો એવાં સત્યો છે કે જેની અસર વિદ્યાર્થીના વ્યક્તિગત જીવનમાં પડવી જ જોઈએ. બાળક વ્યક્તિની મહાનતા મારફત સ્વદેશની મહાનતાને સમજે ત્યારે જ એ સત્યો તેની દૃષ્ટિમાં પુનિત બની રહે.

"પ્રજાની યાદદાસ્ત તો વિરાટ ગ્રંથ સમી હોય છે, અને બધુંયે બધું તેમાં લખેલું હોય છે."* સારા નાગરિકના ઘડતરની બાબત એ ગ્રંથના

---

* લેઓનીદ લેઓનોવ, 'શૂરવીરનાં ફૂલોની શ્રદ્ધાંજલિ', 'મશહૂર ઈન્સાનો', બીજી આવૃત્તિ, ગાસપોલીતીઝ્દાત પ્રકાશન ગૃહ, ૧૯૬૬, પૃષ્ઠ ૭, (રૂસી ભાષામાં). — સં.



વાંચન વગર, તેના દરેકે દરેક શબ્દ અને અક્ષરની ઊંડી સમજણ વગર, નિરર્થક બની રહે છે. આપણે જેને શાળા અને જીવન વચ્ચેની કડી ગણવા ટેવાયેલાં છીએ તે મારી દૃષ્ટિમાં સૌપ્રથમ તો સ્વદેશ અંગેના પ્રેમને, તેમ જ પારાવાર દુખ તથા દુર્ભાગ્યનાં કારણો બની રહેલા દુશ્મનો તથા વિજેતાઓ તરફના ધિક્કારને, જનતાના હૃદયમાંથી બાળકોનાં હૃદયો તથા માનસોમાં સંચારિત કરવાના કાર્ય તરીકે પેશ થાય છે. જનતાની યાદદાસ્તની મહાન ગ્રંથ સાથેનો દરેક સંપર્ક માનવીય વ્યક્તિત્વના ઘડતરમાં અત્યંત જટિલ અને અત્યંત જવાબદારીનું કૃત્ય બની રહે છે.

## [illegible]

કામ આપણા વિદ્યાર્થીઓનાં જીવનમાં દાખલ થઈ જાય ત્યારે મહાન શિક્ષકની ભૂમિકા ભજવે છે અને મિત્રતા તેમ જ સાથીભાવની ખુશી બક્ષે છે, કુતૂહલ અને જિજ્ઞાસા વિકસાવે છે, મુશ્કેલીઓને પહોંચી વળવામાં આવે ત્યારે ઉત્તેજના પેદા કરે છે, આસપાસના જગતમાં નિરંતર નવી સુંદરતાઓનો માર્ગ મોકળો કરે છે, અને નાગરિકતાની લાગણી — જેના વગર માનવીય જીવન અશક્ય બની રહે છે એ ભૌતિક મૂલ્યોના સર્જકો હોવાની લાગણી — ઉત્પન્ન કરે છે.

મહેનતની ખુશીમાં જબરજસ્ત શૈક્ષણિક પરિબળ અંકિત હોય છે. બાળપણનાં વર્ષોમાં દરેક નાનેરી વ્યક્તિને એ ઉમદા લાગણીનો અનુભવ થવો જોઈએ.

અમારા શાળાજીવનની પહેલી શરદમાં મોટેરા વિદ્યાર્થીઓએ અમને શાળાની જમીનમાંથી કેટલાક ડઝન ચોરસ મીટર જમીન જુદી તારવી આપી. અમે જમીન ખોદીને પોચી બનાવી લીધી. ગામનાં બાળકો એવા કામથી પૂરાં ટેવાયેલાં હોય છે. પછી મેં બાળકોને કહ્યું: "અહીંયાં આપણે શિયાળું ઘઉં વાવીશું, પછી પાક લણીશું અને અનાજ દળીશું. એવી રીતે આપણે જાતે ઉગાડેલા અનાજની પહેલી રોટીની મોજ માણીશું." બાળકોને તો બરાબર ખબર હતી જ કે રોટી એટલે શું. તેમણે પિતાઓ અને માતાઓની જેમ કામ કરવાની કોશિશ કરી, પરંતુ તેમની મહેનતમાં ભેગું ઉલ્લાસી તત્ત્વ, રમતનું તત્ત્વ, પણ હતું.

અમારી મહેનતની પહેલી રોટીની મોજ માણવાના સ્વપ્નમાંથી અમને

પ્રેરણા મળી અને મુશ્કેલીઓને પહોંચી વળવામાં મદદ મળી. અને મુશ્કેલીઓ થોડી નહોતી, ઘણી હતી. બાળકોએ નાનકડી ટોપલીઓમાં ખાતર લાવીને માટીમાં ભેળવ્યું, ઘઉંના છોડવાઓની કતારો માટે જમીન ખોદીને ચાસ બનાવ્યા, અને બિયાંની પસંદગી કરી. વાવણી ખરેખરા ઉત્સવ જેવી બની રહી. બાળકો શ્રમની પ્રેરણાના રંગે રંગાઈ ગયાં. આખા ખેતરમાં વાવણી થઈ ગયા પછી પણ કોઈ ઘેર ન ગયું. અમને સ્વપ્નો માણવાનું મન હતું, એટલે મેં એક ઝાડ નીચે બેસીને ઘઉંના સોનેરી દાણાની કહાણી કહી સંભળાવી. મેં કહાણીનો અને મારા મનમાં રમતી મંછાનો વિચાર કર્યો. હું ઇચ્છતો હતો કે મારા વિદ્યાર્થીઓના બાળપણનાં વર્ષોમાં તેમની મહેનત કેવળ બાળસહજ રમત ન બની રહે પરંતુ તેમાં નાગરિકતાના પ્રથમ ઉમંગો સામેલ હોય. હું ઇચ્છતો હતો કે બાળક ધોરી માર્ગે જતું હોય એવી રીતે મહેનત મારફત સામાજિક જીવનમાં પ્રવેશ કરે, લોકોને અને પોતાને જાણે, નાગરિક તરીકેના ગર્વની પ્રથમ લાગણીઓ અનુભવે. હું ક્યારેય ભૂલતો નહિ કે કામ સહેલું ન બની રહેવું જોઈએ. મોટા થવાની પ્રક્રિયાનું, બહુ મહત્ત્વની પ્રક્રિયાનું, નિર્ધારણ બાળકોની શારીરિક અને માનસિક જહેમતોના પ્રમાણના આધારે થતું હોય છે. બાળક શ્રમના સુફળ તરીકે મોટું થતું હોય છે. મુશ્કેલીની એવી કક્ષા પારખી કાઢવાનું આવશ્યક હોય છે કે જ્યારે શ્રમ બાળકોને માફક આવે એટલો હોય, અને સાથોસાથ તેમને મોટાં થવામાં મદદ કરે. ઘણાં વર્ષોના અનુભવે મને ખાતરી કરાવી દીધી કે બાળકોના શ્રમમાં મોટેરાંની ઉત્પાદક પ્રવૃત્તિનું તત્ત્વ, એટલે કે જૂથના સભ્યોના સંબંધોમાં સમાવિષ્ટ ભૌતિક પરિણામ, સામેલ હોય ત્યારે એ લક્ષ્ય સિદ્ધ થાય છે.

બાળકો ઘઉંના ફણગા ફૂટવાની વાટ આતુરતાથી જોતાં રહ્યાં. સૌનાં મનમાં ઉત્સુકતા હતી કે ખેતર ઝટપટ હરિયાળું થઈ જાય. પછી ફણગા ફૂટ્યા ત્યારે બાળકો રોજ સવારે દોડતાં જઈને જોતાં રહેતાં: ઝડપથી મોટાં થશે કે નહિ? શિયાળામાં અમે ખેતરમાં હિમ પાથરી દીધું. જેથી ઘઉંને હૂંફ મળતી રહે. વસંતમાં ઘઉંની દાંડીઓ અને કાચી ઉંબીઓ ફૂટી નીકળી ત્યારે ખેતરમાં ટચૂકડા છોડવાઓને ધાબળાની જેમ પથરાયેલા જોઈને બાળકો ઉત્તેજનામાં જાણે ઘેલાંઘેલાં થઈ ગયાં. નાનેરા જીવોને દરેકે દરેક ઉંબીની ફિકર હતી.

કાપણી તો વાવણી કરતાંયે વધારે ઉલ્લાસમય તહેવાર જેવી બની



રહી. બાળકો સારામાં સારાં કપડાં પહેરીને શાળામાં આવ્યાં. દરેક બાળકે કાળજીથી ઘઉંની કાપણી કરી અને નાની નાની પૂળીઓ બાંધી લીધી. પછી ઝૂડવાનું કામ પણ શ્રમના નવા ઉત્સવ જેવું બની રહ્યું. તેમણે એકેએક દાણો વીણી લીધો અને અનાજ કોથળામાં ભરી લીધું. આંદ્રેઈદાદાએ ઘઉં દળી આપ્યા અને લોટ અમને પહોંચાડી દીધો. અમે તીનાની માને વિનંતિ કરી કે અમને રોટી બનાવી આપે. બાળકોએ તેને મદદ કરી: છોકરાઓ પાણી ભરી લાવ્યા, અને છોકરીઓ બળતણ લઈ આવી. એમ રોટીઓ તૈયાર થઈ ગઈ: ચાર મોટી ગોળ ધોળી રોટી, અમારી મહેનત અને કાળજી તથા ઉત્તેજનાને મૂર્ત કરતી રોટી. બાળકોનાં દિલોમાં ગર્વની લાગણી છલકાઈ ઊઠી.

પછી પહેલી રોટીના ઉત્સવનો દિવસ આવ્યો, અમે જેની વાટ લાંબા વખતથી જોતા હતા એ દિવસ આવ્યો. બાળકોએ આંદ્રેઈદાદાને અને બધાં માતાપિતાઓને તેમાં ભાગ લેવા બોલાવ્યાં. બાળકીઓએ ગૂંથણનું સફેદ મેજપોશ ટેબલ ઉપર બિછાવીને મઝાની ખુશબોદાર રોટીની ચીરીઓ પીરસી દીધી, અને આંદ્રેઈદાદાએ મધ ભરેલી રકાબીઓ ગોઠવી દીધી. માતાપિતાઓએ રોટીની મોજ માણી, બાળકોનાં વખાણ કર્યાં, અને તેમણે લીધેલી તકલીફ બદલ આભારની લાગણી વ્યક્ત કરી.

બાળકો એ દિવસને ક્યારેય ભૂલ્યાં નહિ. ઉત્સવમાં શ્રમ વિશે કે માનવીય સિદ્ધિઓ વિશે કશા જોરદાર શબ્દો નહોતા બોલવામાં આવ્યા. ઉત્સવ વિશે બાળકોનાં મનમાં ઉત્તેજના ભરી દેનારી મુખ્ય બાબત ગર્વની લાગણીની હતી: તેમણે જાતમહેનતથી ઘઉં ઉગાડીને રોટી બનાવી હતી અને માતાપિતાઓને ખુશી બક્ષી હતી. પોતાના હાથની મહેનત અંગેનો માનવીય ગર્વ તો નૈતિક નિર્મળતા અને ઉમદાઈના અત્યંત મહત્વના સ્રોતોમાં સ્થાન ધરાવે છે.

અમે ઊજવેલા પહેલી રોટીના ઉત્સવે બીજા વર્ગોનું ધ્યાન ખેંચ્યું. એ બાળકોને પણ જાતે ઘઉં ઉગાડીને રોટી બનાવવાનું મન થયું, તેમણે શિક્ષકોનો ખેધો લીધો કે બીજાં બાળકો રોટીનો ઉત્સવ ઊજવે છે તો અમે પણ કેમ ન ઊજવીએ.

એ ઘટનાએ શિક્ષકોને વિચારની સામગ્રી પૂરી પાડી. સૌને સમજાઈ ગયું કે સાદામાં સાદી બાબત—જમીન ખેડવાની અને ખાતર પૂરવાની કામગીરી—પણ બાળકોની દૃષ્ટિમાં વનમાં ફરવા જવા અથવા રસપ્રદ

પુસ્તક વાંચવા જેવી જ મનગમતી પ્રવૃત્તિ બની શકે છે. શિક્ષકોએ જણાવ્યું કે જેમને કોઈ વાતમાં રસ ન પડતો હોય એવા આળસુ વિદ્યાર્થીઓ પણ, મહેનતની વાત આવી ત્યારે, એકદમ બદલાઈ ગયા, ઓળખી ન શકાય એટલા બદલાઈ ગયા. તેઓ મહેનત કરવા ઉત્સુક બની ગયા. અમે હેરતમાં ગરકાવ થઈ ગયા કે "આ શું થઈ રહ્યું છે?" અમે તારવણી કરી કે મુખ્ય વાત પ્રેરણાની લાગણીની છે. ખંત સૌપ્રથમ તો બાળકના ભાવાત્મક જીવનનું એક અંગ હોય છે. બાળકને મહેનતમાંથી ખુશી મળતી હોય તો એ જરૂર મહેનત કરે. મહેનતની ખુશી જેમ વધારે ઊંડી હોય તેમ બાળક પોતાના વ્યક્તિગત મોભાનું મૂલ્ય વધારે ઊંચું આંકે, અને સહિયારી પ્રવૃત્તિમાં પોતાના હિસ્સાને — પોતાના પ્રયાસો તથા નામને — વધારે સ્પષ્ટ રીતે પારખે. કામની ખુશીમાં શિક્ષણનું પ્રબળ માધ્યમ અંકિત છે, તેને કારણે બાળક પોતાને સામૂહિક સંઘટનના સભ્ય તરીકે પારખે છે. તેનો અર્થ એવો નથી કે કામ કોઈ જાતનો આનંદવિનોદ બની રહેતું હોય. તેમાં જહેમત અને ખંતની જરૂર પડે છે, પરંતુ આપણે ભૂલવું ન જોઈએ કે આપણને બાળકો સાથે કામ પડતું હોય છે, અને બાળકોની નજર સામે જગત ધીરેધીરે ખુલ્લું થવા લાગ્યું હોય છે.

બાળકો પહેલી રોટીનો ઉત્સવ દર વરસે ઊજવવા લાગ્યાં ત્યાર પછીના શાળાવર્ષમાં તેમણે નવી જમીન પસંદ કરીને તેમાં શિયાળુ ઘઉંનો પાક ઉગાડયો, અને તેમણે ફરી વાર માતાપિતાઓ તેમ જ શાળાપૂર્વેના નાનકડા બાળમિત્રોને ઉત્સવમાં ભાગ લેવા બોલાવ્યાં. મારા વિદ્યાર્થીઓ તરુણ નરનારીઓ બની ગયા ત્યારે પણ શાળાની જમીનના નાનકડા ટુકડામાં ઘઉંની કાપણી ભારે ઉત્સુકતાથી કરતા, ઘઉંને દળતા અને રોટી બનાવતા, અને એ બધાં કામોમાં રમતગમત તથા ઉલ્લાસનાં તત્ત્વો જળવાઈ રહ્યાં હતાં. મહેનતની ખુશીને બીજી કોઈ ખુશી જોડે સરખાવી શકાય જ નહિ. સુંદરતાની લાગણી ન હોય તો તે નિરર્થક બની રહે છે, પરંતુ આ બાબતમાં બાળકને જે મળતું હોય એ સુંદરતા હોય છે એટલું જ નહિ પરંતુ સૌપ્રથમ તો બાળક જેનું સર્જન કરતું હોય એ પણ સુંદરતા હોય છે. મહેનતની ખુશી એટલે અસ્તિત્વની સુંદરતા, અને બાળક એ સુંદરતાને જાણી લે ત્યારે મુશ્કેલીઓને પહોંચી વળવાના ગર્વની લાગણી અનુભવે છે.

જે કોઈ જહેમતો કરી શકતું હોય, અને મહેનતના પરસેવાને તથા



થાકને જાણતું હોય, તેને જ ખુશીની લાગણી સાંપડે છે. બાળપણને અનંત ઉત્સવ બનાવી રાખવાની કશી જરૂર નથી. બાળકોની શક્તિ બહારની ન હોય એવી જહેમતો તેઓ ન કરે. તો મહેનતની ખુશી બાળકની પહોંચમાં ન રહે. ઉચ્ચતર કક્ષાનું શૈક્ષણિક શાણપણ બાળકને શ્રમનું મૂલ્ય શીખવવામાં સમાયેલું છે. લોકો માટે કામ જીવનની જરૂરિયાતના, જેના વગર માનવીય અસ્તિત્વ નિરર્થક બની રહે એવી જરૂરિયાતના, સ્થાને હોય છે એટલું જ નહિ પરંતુ આંતરિક જીવનની બહુમુખી અભિવ્યક્તિઓનું ક્ષેત્ર, ચારિત્રની સમૃદ્ધતા, પણ હોય છે. માનવીય સંબંધોની સમૃદ્ધતા કામમાં પ્રગટ થાય છે. બાળકને એ સંબંધોની સુંદરતાનો અનુભવ ન થતો હોય તો તેના મનમાં કામ અંગેનો પ્રેમ કેળવવાનું અશક્ય બની રહે છે. લોકોને શ્રમની પ્રવૃત્તિઓમાં આત્મસ્થાપના તથા આત્માભિવ્યક્તિનું અત્યંત મહત્ત્વનું માધ્યમ સાંપડે છે. કહેવાય છે કે માણસ મહેનત વગર તો ખાલીખમ જગ્યા જેવું બની રહે છે. દરેક વિદ્યાર્થીમાં વ્યક્તિગત મૂલ્ય અને ગર્વની લાગણી સફળ શ્રમ ઉપર આધારિત હોવાની તકેદારીમાં મહત્ત્વનું શૈક્ષણિક કર્તવ્ય અંકિત છે.

બાળકોએ શાળાજીવનની પ્રથમ વસંતમાં 'માતાઓની ફળવાડી'ની રોપણી કરી — સફરજનનાં એકત્રીસ વૃક્ષો અને એટલા જ દ્રાક્ષવેલાઓ. મેં મારા વિદ્યાર્થીઓને કહ્યું: "આ ફળવાડી આપણી માતાઓ માટે છે. આપણામાંથી દરેકની જિંદગીમાં સૌથી વધારે વહાલી અને સૌથી વધારે નિકટની વ્યક્તિ મા છે. ત્રણ વરસોમાં સફરજનનાં ઝાડોમાં તથા દ્રાક્ષના વેલાઓમાં ફળો આવી જશે. આપણે પહેલાં સફરજનો અને પહેલી દ્રાક્ષોનાં ઝૂમખાંઓ માતાઓને ભેટ તરીકે આપીશું. એ રીતે આપણે તેમને ખુશી આપીશું. યાદ રાખો કે માતાઓને ઘણીબધી ફિકરચિંતાઓ હોય છે. તેમની એ ફિકરચિંતાઓનો બદલો આપણે તેમને ખુશી આપીને વાળીશું."

માતાઓની ફળવાડી બનાવવાની મહેનત મોટેરાંઓને, માતાપિતાઓને, ખુશી બક્ષવાની ઉત્કંઠા થકી પ્રેરાયેલી હતી. એ ઉમદા માનવીય લાગણીનાં, મા ઉપર વહાલની લાગણીનાં, ઊંડાણો કેટલાંક બાળકોની જાણમાં હજી નહોતાં આવ્યાં. મેં દરેક બાળકના હૃદયમાં એ લાગણી ઉત્પન્ન કરવાની કોશિશ કરી. ગાલ્યાએ સાવકી મા માટે, સાશાએ દાદીમા માટે, અને વીત્યાએ કાકી માટે ઝાડ રોપ્યું. કોઈ પણ બાળક એ મહેનતના સંબંધમાં

ઉદાસીન નહોતું રહ્યું. બાળકોએ વસંતમાં અને ઉનાળામાં વૃક્ષોને પાણી પાયું અને જીવાત સાફ કરી. સફરજનનાં વૃક્ષો અને દ્રાક્ષના વેલાઓ લીલાંછમ બની ગયાં. ત્રીજે વરસે પહેલી વાર મોર આવ્યો અને પછી પ્રથમ ફળો ઊગ્યાં. દરેક બાળકને તાલાવેલી હતી કે તેના ઝાડમાં ફળો વહેલાં પાકે.

તોલ્યા, તીના, અને કોસ્ત્યાને એવી મહેનતમાં ખુશી સાંપડી, અને તેમના વૃક્ષવેલાઓમાં રસબસ સફરજનો તેમ જ સોનેરી દ્રાક્ષોનાં ઝૂમખાં ઊગ્યાં. એથી મને બહુ આનંદ થયો. બાળકો પાકાં ફળોને તોડીને પોતપોતાની માતાઓ માટે લઈ ગયાં. બાળકોના જીવનમાં એ દિવસ કદી ન ભુલાય એવો હતો. મા માટે સફરજન તોડતી વેળા કોલ્યાની આંખોમાં ઝળકી ઊઠેલું વહાલ મને બરાબર યાદ છે.

શાળાના બીજા વર્ષમાં બાળકોની મહેનત ઉમદા લાગણીઓ થકી પ્રેરાયેલી હતી. દરેક બાળકે ઘેર માતાપિતાની ફળવાડીમાં ફળઝાડોની રોપણી કરી—માતા, પિતા, દાદીમા, અને દાદા માટે. બાળકો ગર્વથી કહેતાં: "આ મારી માનું ઝાડ છે, અને આ મારા બાપુનું ઝાડ છે." સાશાએ પિતા અને માતાની યાદમાં સફરજનનાં ઝાડ રોપ્યાં. ગાલ્યા અને કોસ્ત્યાએ માતાની યાદમાં ફળઝાડો રોપ્યાં, પરંતુ તેઓ સાવકી માને ભૂલી ન ગયાં, તેમને માટે પણ સફરજનનાં ઝાડ રોપવામાં આવ્યાં.

બાળકોએ એ ફળઝાડોના ઉછેરમાં બીજા કોઈ કામ કરતાં વધારે લાગણીભરી કાળજી રાખી. દરેક બાળક અધીરાઈથી વાટ જોતું હતું કે સફરજનનાં ઝાડ ક્યારે ખીલી ઊઠે. તેઓ ઝાડવાંમાંથી પ્રથમ ફળો તોડીને મા માટે લઈ જવાની ઘડીની વાટ જોતાં રહ્યાં. એ કંઈ બાળકો તરફથી એક પછી એક કરવામાં આવતાં કામોની સાદી હારમાળા નહોતી. એ તો માનસિક વિકાસનાં પગથિયાં હતાં, બાળકોને પોતાના કામની સુંદરતા માણવાના સંજોગો પૂરા પાડતાં પગથિયાં હતાં.

માનવીના જીવનમાં માતા જ સૌથી વધારે પુનિત અને સુંદર હોય છે. માતાને ખુશી આપતી મહેનતની નૈતિક સુંદરતાનો અનુભવ બાળકને થવો જ જોઈએ, એ વાત બહુ મહત્ત્વની છે. અમારા સામૂહિક સંઘટનમાં બહુ સરસ પરંપરા ધીરેધીરે ઉદય પામી: શરદમાં જ્યારે ધરતી અને મહેનત માનવીને વિપુલ ભેટો આપતી હોય છે ત્યારે અમે માતાઓનો શરદ ઉત્સવ ઊજવવાનું શરૂ કર્યું. બાળકે આખા ઉનાળા દરમિયાન, અથવા કદાચ



વર્ષોથી પણ, જેનું સ્વપ્ન સેવ્યું હોય અને પોતાની મહેનત થકી સર્જન કર્યું હોય એ વસ્તુઓ તે ઉત્સવના દિવસે માતાને ભેટ આપતું: સફરજનો, ફૂલો, અથવા શાળાની જમીનમાંની પોતાની નાનકડી જગ્યામાંથી લણેલા ઘઉંની સાંઠીઓ (દરેક બાળક શાળામાં માતાપિતાઓના બગીચામાં પોતાને ગમતી મહેનતનો ખૂણો ધરાવતું હતું). "માતાની સંભાળ રાખો"—માતાઓના શરદ ઉત્સવ માટે બાળકોને તૈયાર કરતી વેળા અમે તેમનાં મનમાં એવી ભાવનાને વધારે દૃઢ બનાવતા. બાળક માતાને ખાતર જેમ જેમ વધારે મહેનત કરતું જાય તેમ તેમ તેનું હૃદય વધારે માનવતામય બનતું જાય.

અમે માતાઓનો વસંતોત્સવ પણ ઊજવવા લાગ્યાં. અમે વનમાં દૂર એક સરસ જગ્યા શોધી કાઢી. ત્યાં ઉનાળામાં પુષ્કળ બેરીફળો ઊગતાં, એટલે બાળકોએ તેનું નામ જંગલી સ્ટ્રૉબરીનો ખૂણો પાડી દીધું. બાળકોને એ રમણીય સ્થળે સમય ગાળવામાં બહુ ખુશી થતી. તેઓ એ ખુશીમાં માતાઓને સહભાગી બનાવવા ઉત્સુક થઈ ગયાં. તેમને ખ્યાલ આવ્યો કે ધરતીને સુંદરતા બક્ષી દેતાં પ્રથમ પુષ્પો માતાઓને ભેટ આપવાં. માતાઓનો વસંતોત્સવ એવી રીતે ઉદય પામ્યો. બાળકો એ દિવસે કેવળ કુમળાં સ્નોડ્રોપ પુષ્પો જ નહિ પરંતુ તેમણે તાપઘરમાં ઉગાડેલાં ફૂલો પણ માતાઓને આપતાં. માતાને સમર્પિત ઉત્સવોના સંચાલનમાં સનસનાટી અને 'સંગઠનનાં પગલાંઓ'નું વાતાવરણ ન હોવું જોઈએ. અમે તકેદારી રાખી કે માતાઓના ઉત્સવો આત્મીય કૌટુંબિક મેળાવડાઓ બની રહે. તેમાં ઘોંઘાટિયા શબ્દો નહિ પરંતુ ઊંડી લાગણીઓ મુખ્ય સ્થાને હોવી જોઈએ.

પુરાણી ઉક્રાઈની કહેવત મુજબ, માનવજાતિ તરફ પ્રેમ ધરાવવાનું, પોતાની માતાનું ભલું કરવા કરતાં, વધારે સહેલું હોય છે. એ કહેવત અઢારમી સદીના 'લોક તત્ત્વજ્ઞાની' ગ્રીગોરી સ્કોવોરોદાએ ઘડેલી માનવામાં આવે છે. તેમાં કેળવણીકાર માટે પુષ્કળ શાણપણ ભરેલું છે. માણસના હૃદયમાં તેનાં સ્વજનો તરફના હેતપ્રેમનો ગુણ ન સીંચવામાં આવ્યો હોય તો તેને માનવતાની કેળવણી આપવાનું અશક્ય બની રહે છે. પોતાના સાથી માનવી તરફ પ્રેમને લગતા શબ્દો અને પ્રેમ એકરૂપ નથી. ભલાઈ અને સહાનુભૂતિની કેળવણી આપનારી ખરી શાળા તો કુટુંબ જ હોય છે, માતાપિતા, દાદા-દાદી, અને ભાઈભાંડુ જોડેના સંબંધોમાં માનવતાના માપદંડો અંકિત હોય છે.

બાળકોનો શ્રમ સુંદરતાના સર્જનનો શ્રમ બની રહેવો જોઈએ, રસલક્ષી અને નૈતિક કેળવણીની એકતાની માગણી એવી છે. અમે શાળાજીવનની પહેલી શરદમાં જંગલી ગુલાબનાં બીજ એકઠાં કર્યાં, અને શાળાની જમીનમાં ખાસ જુદી તારવવામાં આવેલી જગ્યામાં ક્યારી બનાવીને વાવી દીધાં. અમે જંગલી ગુલાબમાં સફેદ, રાતાં, કિરમજી, અને પીળાં ગુલાબોની કલમો કરી. એવી રીતે અમે અમારો પોતાનો 'ગુલાબનો બગીચો' બનાવ્યો. તેમાં પહેલી વાર ફૂલ ઊગ્યાં ત્યારે બાળકોને થયેલી ખુશીનું વર્ણન કરવું મુશ્કેલ છે. નાનકડાં બાળકો ફૂલોના છોડવાઓને અડવામાં અચકાતાં હતાં, તેમને બીક લાગતી હતી કે કદાચ કશુંક નુકસાન થઈ જાય. મેં તેમને જણાવ્યું કે ફૂલોને સરખી રીતે ચૂંટવામાં આવે તો આખો ઉનાળો નવાં ફૂલો ખીલતાં રહેશે. બાળકો બહુ હરખાઈ ગયાં. માતાઓને ફૂલોની ભેટ આપવાના ઉમંગો સૌનાં મનમાં ઊભરાવા લાગ્યાં. તેઓ માતાઓના શરદ ઉત્સવમાં માતાઓને સફરજનોની સાથે ગુલાબોના નાનકડા ગોટાઓ પણ આપી શક્યાં ત્યારે તેમને પારાવાર ખુશી થઈ.

અમારા પહેલા શાળાવર્ષની વસંતમાં અમે ઘણાબધા ફૂલછોડ રોપ્યા. અમારે તેમની સંભાળ લગાતાર રાખવી પડતી હતી. તેમને પાણી પાવાનું કામ ખાસ મુશ્કેલ હતું. એ વખતે મોટેરા વિદ્યાર્થીઓએ નાનકડો જળમિનારો બનાવી આપ્યો અને તેમાં પંપ ગોઠવી દીધો. તેમાંથી પાણી ફૂલોની ક્યારીમાં પહોંચાડવામાં આવતું. એથી બાળકોનું કામ હળવું થઈ ગયું. નાનકડા દાન્કો સહિત કોઈ પણ બાળક ફૂલોના છોડવાઓને પાણી પાવાનું કામ અરધા કલાકમાં કરી શકતું.

મારો મનસૂબો એવો હતો કે ફૂલો ઉગાડવાની કામગીરી દરેક બાળક માટે વ્યક્તિગત શોખની પ્રવૃત્તિ બની રહે. ગુલાબનાં ફૂલોની સંભાળ રાખવાના કામમાં સુંદરતા અને સર્જકતાનો, સર્જન અને માનવતાનો, સમન્વય હોય છે, તેની સરખામણીમાં હૃદયને વધારે ઉમદા બનાવે એવું બીજું કોઈ કામ કદાચ છે જ નહિ. મેં ખાતરી ઊભી કરી કે દરેક બાળક ઘરમાં ફૂલોના છોડવાઓની પોતાની ક્યારી બનાવવા ઉત્સુક બની જાય. મારા વિદ્યાર્થીઓ ત્રીજા અને ચોથા ધોરણમાં પહોંચ્યા ત્યારે ઘેર પોતે ઉગાડેલાં ગુલાબોની મોજ માણવા લાગ્યાં હતાં.

મને જિંદગીએ ખાતરી કરાવી દીધી છે કે જો બાળક ગુલાબોની સુંદરતા માણવાના આશયે ફૂલના છોડવાઓને ઉછેરતું હોય, તેને પોતાની



મહેનતના બદલામાં માત્ર સુંદરતાની મોજ મળતી હોય અને બીજા માણસના સુખ તથા ખુશીને ખાતર સર્જન કરવાનો સંતોષ મળતો હોય, તો એવા બાળકમાં બૂરાઈ, કમીનાપણું, દોષદૃષ્ટિ, અથવા નિર્દયતા કોઈ રીતે ન જ હોઈ શકે. એ બાબત નૈતિક કેળવણીના બહુ જટિલ સવાલોમાં સ્થાન ધરાવે છે. ખાલી સુંદરતામાં માણસને ઉમદા ભાવનાની કેળવણી આપવાની કશી જાદુઈ શક્તિઓ નથી હોતી. સુંદરતાનું સર્જન કરનારી મહેનત ઉદાત્ત નૈતિક પ્રતીતિઓના આધારે, સૌપ્રથમ તો બીજા લોકો તરફ આદરના આધારે, માનવતામય બની ગયેલી હોય ત્યારે જ સુંદરતા નૈતિક નિર્મળતાની તથા માનવતાની કેળવણી આપે છે. લોકોને માટે સુંદરતાનું સર્જન કરનારી મહેનતમાં માનવતા જેટલી વધારે ઊંડી સંચારિત હોય એટલા પ્રમાણમાં માણસ પોતાની હસ્તી તરફ વધારે આદર ધરાવતો હોય, અને નૈતિક ધોરણોના ભંગના સંબંધમાં વધારે અસહિષ્ણુ હોય.

નૈતિકતાની કેળવણીમાં સુંદરતાની ભૂમિકા શિક્ષકોની અંદર ચર્ચાવિચારણાનો વિષય બની રહી. અમે સુંદરતાને વિદ્યાર્થીના આંતરિક જગત ઉપર, ખાસ કરીને તેની લાગણીઓ ઉપર, અસર પાડવાના એક માધ્યમ તરીકે ખૂબ મહત્ત્વની ગણતા હતા, પરંતુ સાથોસાથ અમને એ અસરનું અતિમૂલ્યાંકન થઈ જવાની શંકા રહેતી હતી. સુંદરતા કેવા સંજોગોમાં શૈક્ષણિક અસરનું માધ્યમ બની જતી હોય છે? અમે મનોવૈજ્ઞાનિક સંમેલનમાં અમારી સામે એવો સવાલ રજૂ કર્યો. તેનો જવાબ અમને શૈક્ષણિક પ્રક્રિયાનાં ધોરણોના સામાન્ય પૃથક્કરણના પરિણામમાંથી મળ્યો. અમે અમારા અનુભવોની આપલે કરી અને પ્રાથમિક, માધ્યમિક, તથા ઉપલાં ધોરણોના વિદ્યાર્થીઓના આંતરિક જીવન ઉપર શિક્ષકની અસરની રીતો તથા માધ્યમોનું પૃથક્કરણ કર્યું. એથી અમને વધારે ઊંડી ખાતરી થઈ ગઈ કે શિક્ષણમાં સફળતા સુનિશ્ચિત બનાવી શકે અને સાથોસાથ શૈક્ષણિક પ્રક્રિયાનાં બીજાં ક્ષેત્રોની ઊણપો તથા નબળાઈઓની ખોટ પૂરી શકે એવી એક સર્વશક્તિમાન રીત છે જ નહિ.

રસલક્ષી શિક્ષણની સરસ કામગીરી થઈ શકે, પરંતુ સામ્યવાદી કેળવણીનાં બીજાં તત્ત્વો અને ઘટકોનો અમલ અપૂરતો થયો હોય તો સુંદરતાની શૈક્ષણિક અસર ઓછી થઈ જાય અને ખતમ પણ થઈ શકે. જ્યારે એકસરખા મહત્ત્વની પ્રક્રિયાઓને એકીસાથે ચલાવવામાં આવતી હોય ત્યારે જ બાળકના આંતરિક જગત ઉપર પડતી દરેક અસર શૈક્ષણિક

શક્તિ ધારણ કરે છે. કોઈ વ્યક્તિ અમુક સંજોગોમાં ફૂલોની સંભાળ હેતથી રાખતી હોય, અને સાથોસાથ માનવદ્વેષી, ઉદાસીન, અથવા કઠોર હોય. બધો આધાર વ્યક્તિત્વના આંતરિક જગતને પ્રભાવિત કરવાનાં બીજાં માધ્યમો ઉપર, કેળવણીકારોની આશાઓનું કેંદ્ર બની રહેતી અસરની જોડાજોડ અસ્તિત્વ ધરાવતાં બીજાં માધ્યમો ઉપર, હોય છે.

શિક્ષકોને એ સ્રોતો અંગે ખાતરી થઈ ગઈ. વાસ્તવિક જીવનની મૂર્ત પરિસ્થિતિઓની ચર્ચાઓ દરમિયાન શૈક્ષણિક અસરોના સુમેળનો સવાલ મોખરે આવી ગયો. મારા અભિપ્રાય મુજબ, એ બાબત શિક્ષણનાં મૂળભૂત ધોરણોમાં સ્થાન ધરાવે છે. આપણી શાળાઓમાં એ સવાલ ઉકેલાઈ ગયો હોવાનો ખ્યાલ મારા મનથી બહુ વેગળો છે, પરંતુ ઉકેલની દિશામાં પુષ્કળ કામગીરી કરવામાં આવી છે. એ સમસ્યાનું સારતત્ત્વ શિક્ષણનાં અત્યંત મહત્ત્વનાં ધોરણોમાંથી એકમાં વ્યક્ત થાય છે. એ ધોરણ નીચે મુજબ છે: વ્યક્તિત્વને પ્રભાવિત કરવાના દરેક માધ્યમની શૈક્ષણિક અસરનો આધાર એવી હકીકત ઉપર હોય છે કે પ્રભાવનાં બીજાં માધ્યમો કેટલા પ્રમાણમાં વિચારપૂર્વકનાં, સહેતુક, અને અસરકારક છે. શિક્ષણના માધ્યમ તરીકે સુંદરતાની શક્તિનો આધાર એવી હકીકત ઉપર હોય છે કે શૈક્ષણિક પદ્ધતિ તરીકે શ્રમની શક્તિને કેટલી સુપેરે પ્રગટ કરી શકાય છે, અને તર્કબુદ્ધિ તથા લાગણીઓની કેળવણી કેટલી ઊંડી તથા કેટલી સુપેરે વિચારી લીધેલી છે. મોટેરાંઓના ઉદાહરણનું બળ પણ સક્રિય હોય, અને બીજી બધી શૈક્ષણિક પદ્ધતિઓમાં નૈતિક નિર્મળતા અને ઉમદાઈ ઓતપ્રોત હોય, ત્યારે જ શિક્ષકના શબ્દો શૈક્ષણિક સામર્થ્ય ધારણ કરે છે.

શૈક્ષણિક અસરો વચ્ચે સેંકડો અને હજારો અવલંબનો તથા શરતી સંબંધો હોય છે. આખરી પૃથક્કરણમાં, શિક્ષણની અસરકારકતા એ અવલંબનો તથા શરતી સંબંધોને લક્ષમાં લેવાની, અથવા વધારે ચોકસાઈથી કહીએ તો તેમને અમલમાં સિદ્ધ કરવાની, રીતના આધારે નિર્ધારિત થાય છે. મારા અભિપ્રાય મુજબ, શિક્ષણનું વિજ્ઞાન જીવન સાથે કદમ ન મિલાવી શકતું હોવાના તમામ કંટાળાજનક આક્ષેપો એવી હકીકતની અવગણનામાંથી આવતા હોય છે કે વ્યક્તિત્વની ઉપર કોઈ એક અસરની જોડાજોડ બીજી સેંકડો અસરો પણ ન હોય તો એ અસરનું બળ ખતમ થઈ જાય છે, કોઈ પણ ધોરણની જોડાજોડ બીજાં સેંકડો ધોરણો પણ અમલમાં



ન હોય તો એ ધોરણ ઠાલા અવાજોમાં પલટાઈ જાય છે. શિક્ષણનું વિજ્ઞાન પાછળ રહી ગયું છે કારણ કે વ્યક્તિત્વની ઉપર ક્રિયા કરતાં સેંકડો અવલંબનો તથા આંતર-અવલંબનોનું પરીક્ષણ નથી કરી શક્યું. તે જ્યારે શૈક્ષણિક પરિઘટનાઓનાં બહુ નાજુક અવલંબનો તથા શરતી સંબંધોનું પરીક્ષણ કરશે તથા તેમના ખુલાસા રજૂ કરશે ત્યારે જ પરિશુદ્ધ વિજ્ઞાન બનશે, અસલ વિજ્ઞાન બનશે.

... ફૂલોના કેટલાય ઉત્સવો ઊજવવામાં આવ્યા. વસંતમાં લીલી-ઓફ-ધ-વેલી, ટ્યુલીપ, અને લાઈલાક ફૂલોનો ઉત્સવ ઊજવવામાં આવ્યો. એ દિવસે અમે વનમાં અને શાળાજીવનની પહેલી શરદ દરમિયાન બનાવેલા લાઈલાક બાગમાં ગયાં. દરેક વિદ્યાર્થીએ ફૂલોનો નાનકડો ગોટો બનાવ્યો અને તેમાં રંગોનો અજોડ સમન્વય સાધવાની કોશિશ કરી. અમે ઘાસના મેદાનમાં જઈને ફૂલોના ગોટાઓની મોજ માણી. અમે માતાઓને તેમ જ અમારા મિત્રો આંદ્રેઈદાદા તથા ઓલ્ગાદાદીને ફૂલોના ગોટાઓની ભેટ આપી. અમે શાળાપૂર્વેનાં નાનકાં બાળકોને ઉત્સવમાં ભાગ લેવા બોલાવ્યાં અને તેમને ટચૂકડા ગોટાઓ બનાવી આપ્યા.

બીજો ઉત્સવ ગુલાબોનો હતો. બાળકોએ સૌથી વધારે ખુશી એ ઉત્સવમાં માણી. અમે સવારે ખેતરમાં ગયાં. એ વખતે ફૂલો ખાસ રૂપાળાં હોય છે. જંગલી ફૂલો ચૂંટીને સુંદર ગોટો બનાવવામાં ખરી સર્જકતા અંકિત હોય છે. અમે ગોટાઓ લઈને શાળામાં ગયાં, ત્યાં આરમ કર્યો, અને અમારા બગીચામાં જંગલી ફૂલો ખીલવવાનાં સ્વપ્નો માણ્યાં. અમે ધ્યાનમાં રાખી લીધું કે સૌથી વધારે સુંદર ફૂલો ક્યાં ઊગે છે, અને શરદમાં ત્યાં જઈને બીજ ભેગાં કર્યાં તથા મૂળિયાં સહિત છોડવાઓ ઉખેડી લીધા. પછી તેમને બગીચામાં વાવી અને રોપી દીધા. વખત જતાં શાળા નજીક કોર્ન-ફ્લાવર અને ડેઝી ફૂલો ખીલી ઊઠયાં.

શરદમાં ક્રીસેન્થીમમ ફૂલોનો ઉત્સવ ઊજવવામાં આવ્યો. તેમાં ઉનાળાને વિદાય આપવામાં આવી એટલે વિષાદની છાયા હતી. અમે તેને જેટલો બને એટલો મોડો ઊજવવાની પૂરી કોશિશ કરી... અમે ક્રીસેન્થીમમના છોડવાઓને ઠંડા પવન તથા ઠારથી બચાવી રાખતાં, કાગળની ખોળીઓ બનાવીને રાતે તેમની ઉપર ઢાંકી દેતાં. શરદમાં ફૂલોનો ઉત્સવ ઊજવી લીધા પછી અમે છોડવાઓને ઉખેડીને તાપઘરની અંદર રોપી દીધા.

ત્રીજા ધોરણમાં બાળકોએ પહેલાં સ્નોડ્રોપ ફૂલોનો ઉત્સવ ઊજવ્યો. વનમાં જમીન ઉપર હજી હિમ છવાયેલું હતું, પરંતુ ધરતી શિયાળાની નીંદરમાંથી જાગી ગઈ હતી. ખુલ્લી જગ્યાઓમાં પ્રથમ જાંબલી-નીલાં તથા સફેદ બ્લુબેલ ફૂલ ખીલી ઊઠયાં હતાં. એ દિવસે બાળકોએ ફૂલોના નાનકડા ગોટાઓ બનાવીને માતાઓને આપ્યાં.

મેં કોશિશ કરી કે બાળકો મહેનતમાં ખુશીના સ્રોતને પારખે. માણસની મહેનત ફક્ત રહેવાનું ઘર મેળવવા પૂરતી જ સીમિત ન રહેવી જોઈએ, તેમાં એવી મુરાદ પણ સામેલ હોવી જોઈએ કે તેણે બાંધેલા ઘરની બાજુમાં ફૂલો ખીલતાં હોય અને તેને તેમ જ બીજા લોકોને ખુશી બક્ષતાં હોય. માણસે બાળપણથી જ ખુશીના સર્જન માટે કામ કરવું જોઈએ.

બાળકો શાળામાં દાખલ થયાં ત્યાર પછી એક વરસે તેમના માતાપિતાઓની બગીચીઓમાં સુંદરતાના ખૂણાઓ અસ્તિત્વમાં આવી ગયા. લગભગ બધાં બાળકોએ ગુલાબના છોડવાઓ ઉછેર્યા. એ ઉપરાંત દરેક બાળકને ખાસ ફૂલોનો શોખ હતો. વાર્યા, લીદા, પાવલો, સેર્યોઝા, કાત્યા, લારીસા, અને કોસ્ત્યાને ક્રીસેન્થીમમ ફૂલ બહુ ગમતાં. સાન્યા, ઝીના, લ્યુબા, લ્યુદા, અને સાશાએ કાર્નેશન તથા ટ્યુલીપ ફૂલોની ક્યારીઓ બનાવી. વાન્યા, વીત્યા, અને પેત્રીકે લાઈલાક ફૂલના કેટલાક છોડવાઓ રોપ્યા. મે બાળકોને ફૂલના છોડવાઓની સંભાળ રાખતાં, કુમળા ફણગાઓ ઉગાડતાં, અને રોપાઓ માટે સારામાં સારી જગ્યા પસંદ કરતાં શીખવ્યું.

ફૂલો ઉપરના પ્રેમને કારણે કોલ્યા અને તેની મા વચ્ચે બોલાચાલી થઈ ગઈ, નાનકડા બાળકને તાપઘરમાં કામ કરવાનું બહુ ગમતું. મેં તેને ક્રીસેન્થીમમના ત્રણ રોપા આપ્યા અને સમજાવ્યું કે તેમની રોપણી કેવી રીતે કરવી. એ જ વખતે અમે સારી જાતના ટમેટાના રોપાઓ બાળકોને વહેંચી આપ્યા. કોલ્યા ક્રીસેન્થીમમના રોપાઓની સાથે ટમેટાના બાર રોપાઓ ઘેર લઈ ગયો. માએ ટમેટાની અને કોલ્યાએ ક્રીસેન્થીમમની રોપણી કરી. ફૂલના છોડવાઓનાં મૂળિયાં થોડા વખતમાં મજબૂત થઈ ગયાં. બે અઠવાડિયાં પછી એ છોડવાઓ માની નજરે પડયા. તેણે બધાય છોડવાઓને ઉખેડી નાખ્યા અને બહાર ફેંકી દીધા. નાનકડા બાળકે છોડવાઓને વાડ નજીક પડેલા જોયા. તે રડી પડયો અને દોડતો મા પાસે ગયો. પણ બાઈ તો હસવા લાગી: "તને રોપાઓનો અફસોસ થવા લાગ્યો છે? આપણને



એની શી જરૂર છે? આખી જિંદગી એના વગર જીવતાં રહ્યાં છીએ અને હજી જીવતાં રહીશું." કોલ્યાએ ચુપચાપ છોડવાઓ ઉપાડી લઈને કોઠારની પાછળ રોપી દીધા.

થોડા વખત પછી બાળકે આસમાની રંગનાં કેટલાંક ફૂલો માને આપીને કહ્યું: "મા, જો ને, કેવાં સુંદર છે!" બાળકે શબ્દોમાં બહુ અટપટી લાગણી રેડી દીધી હતી. કદાચ તેનો આશય આમ કહેવાનો હતો: "મા, મારા મનની મંછા છે કે આપણા કુટુંબમાં જીવન આ ફૂલો જેટલું સુંદર બની રહે."

બાળકો 'પંખીઓના દવાખાનામાં' બહુ ઉત્સાહથી કામ કરતાં. તોફાન શમી જાય ત્યારે અમે વનમાં જતાં. એવી દરેક વેળાએ અમને માળામાંથી નીચે પડી ગયેલું પંખીનું કોઈ બચ્ચું જરૂર મળી આવતું. 'પંખીઓના દવાખાનામાં' બાળકોના અવાજો લગભગ બધો વખત સાંભળવા મળતા... શિયાળાના સખત ઠારના દિવસોમાં બાળકો વાસણમાં કોળાનાં બી ભરીને તેને દવાખાનાની બારી બહાર ટાંગી રાખતાં. નીલા રંગનાં કેટલાંય ટીટમાઉસ પંખીઓ બી ખાવા આવતાં. ક્યારેક ખોરાક પૂરતો ન હોય તો તેઓ કલબલ કરતાં ખાવાનું માગતાં. બાળકો ટેબલ ઉપર બી વેરી દેતાં, પંખીઓ ઊડતાં અંદર આવીને બી ખાવા લાગતાં. ધીરેધીરે તેઓ બાળકોથી ટેવાઈ ગયાં અને વધારે વાર રોકાવા લાગ્યાં. ક્યારેક રાતની વેળાએ ઠાર બહુ સખત હોય તો તેઓ પાછાં ન જતાં, બાળકોના ખભા, હાથ, અને માથાં ઉપર બેસીને ખુશાલ કલબલ કરતાં રહેતાં. દિવસે તડકો નીકળ્યો હોય તો પંખીઓ ઊડતાં અંદર આવીને બી ખાઈ લેતાં અને પછી તરત પાછાં બહાર ઊડી જતાં. બાળકોને પીંછાંળા દોસ્તોથી વિખૂટા પડવાનું ગમતું નહિ, અને પંખીઓ જાણે તેમની લાગણી કળી જતાં હોય એમ લાગતું: બાળકોને થતું કે પંખીઓ કલબલમાં જાણે માફી માગી રહ્યાં છે, કહી રહ્યાં છે કે અમને માફ કરી દેજો, અમારાથી વધારે રોકાવાય એમ નથી.

કોલ્યા, યૂરા, સાશા, કોસ્ત્યા, અને પાવલો કલાકોના કલાકો સુધી 'પંખીઓના દવાખાનામાં' રહેતા. મેં બાળકોને કહ્યું કે ઘેર પણ પંખીઓને ચણ નાખવાનો બંદોબસ્ત કરો. થોડા વખતમાં તેમનાં ઘરોમાં બારીઓની બહાર નાનકડાં પાટિયાં રંગાઈ ગયાં. બાળકો કોળાનાં બી પાટિયા ઉપર વેરી દેતાં. પાવલોએ નાનકડું પંખીઘર બનાવ્યું.

પહેલી નજરે એમ લાગે ખરું કે આ બાબતને શિક્ષણ સાથે કશો સંબંધ નથી. પરંતુ વાસ્તવમાં જીવતા જીવોની કાળજી રાખવાથી સંવેદનશીલતા અને હૃદયની ઉષ્મા કેળવાય છે.

બાળકો ત્રીજા ધોરણમાં પહોંચ્યાં ત્યારથી લાવરીનો ઉત્સવ શ્રમનો અને કલાત્મક સર્જકતાનો અજોડ તહેવાર બની રહ્યો. એ ઉત્સવનો ઉલ્લેખ હું અગાઉ કરી ચૂક્યો છું. બાળકીઓ ઘઉંની કણકની નાની નાની લાવરીઓ બનાવીને શેકી લેતી. દરેક બાળકી પોતાના સાદા સર્જનમાં પંખીનું વેગીલું ઉડ્ડાન વ્યક્ત કરવાની કોશિશ કરી. બાળકીઓએ પોતાની લાવરીઓ એકબીજીને બતાવી. તેમને આકૃતિઓમાં કેવળ ગતિ જ નહિ પરંતુ ગીત પણ જોવા મળ્યું. એ દિવસે સાંભળવા મળેલી ટકોરોમાં એક આવી હતી: "તારી લાવરી મૂંગી છે. પણ જા, મારી લાવરી મઝાનું ગાન કરે છે."

બાળકો મોટાં થઈને ખેતરોમાં તથા પશુપાલનના વાડાઓમાં કામ શરૂ કરશે, તેઓ હળ ચલાવતા ખેડૂતો, દૂધનું કામ કરતી બાઈઓ, ખેતીવિજ્ઞાનીઓ, અને બાગવાનો બનશે. તેમને જમીનના અથવા ખેતીના સાદા કામની સુંદરતા અનુભવતાં શીખવવું જોઈએ. ખેતીવાડીના સાધારણ કામમાંથી તેમને ખુશી મળવી જોઈએ, એ બાબત મહત્ત્વની છે. રમતો, કામકાજના સંબંધમાં સામૂહિક પ્રેરણા, અને જૂથની અંદરના પારસ્પરિક સંબંધોની સુંદરતા — મિત્રતા, સાથીભાવ, એકબીજાને મદદ — વગર એવી ખુશી અશક્ય બની રહે છે. મારા વિદ્યાર્થીઓને જૂથના કામ અંગે હંમેશાં ઉત્સાહની લાગણી થતી અને તેના પરિણામોની ફિકર રહેતી. અમારા વર્ગનાં બાળકો ભેગાં મળીને કામ કરવાની રીતથી ટેવાઈ ગયાં.

વસંતના આરંભમાં અમે તાન્યાના પિતાને મળવા પશુપાલનના વાડામાં ગયાં. તેણે કોઠારમાં હૂંફાળી જગ્યા પસંદ કરીને ત્યાં ઘેટાંનાં ચાર બચ્ચાં અમારે માટે રાખવાની ગોઠવણ કરી. સૌથી નબળાં બચ્ચાં જુદાં તારવવામાં આવ્યાં હતાં. મેં બાળકોને કહ્યું કે આપણે આ નાનકડા સજીવ પિંડોની સંભાળ રાખવાની છે, દરરોજ આવીને તેમને ખડ નીરવાનું છે તથા ઊનું દૂધ પિવડાવવાનું છે, ધીરેધીરે તેમને તાકાતવાન બનાવી દેવાનાં છે.

ઘણી વાર કહેવામાં આવે છે કે અમુક બાળકો બહુ આળસુ હોય છે, તેમને કોઈ પણ બાબતમાં જરાય રસ નથી પડતો, અને કેટલાંક દિલ બહુ કઠોર હોય છે, તેમની ઉપર કોઈ પણ બાબતની અસર પડતી જ



નથી. પરંતુ એ વાત સાચી નથી. નાનેરાં બાળકોને (દસ વરસથી વધારે ઉંમરનાં નહિ, અગિયાર કે બાર વરસ સુધીમાં તો વધારે પડતું મોડું થઈ જાય) શરૂઆતમાં પશુપાલનના વાડામાં ઘેટાંનાં નાનકડાં બચ્ચાંની સંભાળ રાખવા જેવું કામ કરવાની પ્રેરણા આપો. બાળકોની સાથે મળીને એકબે મહિના કામ કરો. પછી તમને જોવા મળશે કે કઠોરમાં કઠોર દિલ પણ ઓગળવા લાગે છે. બાળકોને ભેગાં મળીને કામ કરવામાં મઝા પડે તો તેઓ મોટાં થઈને સખત મહેનત કરનારાં માણસો બનશે. અમારા વર્ગમાં ઉદાસીન કે આળસુ બાળક એક પણ નહોતું અને તેમાં કારણ એવું હતું કે બાળકો સાદી મહેનતમાંથી પ્રેરણા મેળવતાં હતાં.

અમે ઘેટાંનાં બચ્ચાં માટે ખાણ તૈયાર કરવા સારું ખડ મેળવીને તેનો ભૂકો બનાવતાં. અમે તેમને દૂધ પિવડાવતાં. બચ્ચાં લીલું ઘાસ ખાવા લાગ્યાં ત્યારે બાળકો તાપઘરમાંથી જવ તથા બીજા અનાજના કુમળા છોડવાઓ લાવીને તેમને નીરતાં. તાન્યાના બાપુએ ઘેટાંનાં બચ્ચાંને રમવા માટે કોઠાર નજીક જગ્યા તૈયાર કરી આપી. બચ્ચાં ત્યાં આખો દિવસ રમતાં રહેતાં. એ જગ્યા અમારા 'ઘેટાંના વાડા' જેવી બની રહી.

શાળાના ત્રીજા વર્ષમાં નવી અને વધારે ગંભીર ઉત્કંઠા ઉત્પન્ન થઈ. બાળકોએ વાછરડાં ઉછેરવાની મંછા જાહેર કરી. હવે દૂધના વિભાગમાં એક ખૂણો જુદો તારવવામાં આવ્યો. બાળકો ઘેટાંનાં બચ્ચાં અને વાછરડાં માટે આખા શિયાળા દરમિયાન તાપઘરમાં લીલોતરી ઉગાડતાં રહ્યાં. અમે ઉનાળામાં લીલોતરીને સૂકવીને વાછરડાં માટે ચારો તૈયાર કર્યો. લગભગ દરરોજ બાળકોનાં જૂથો ખેતરમાં જતાં.

વસંતમાં ઘેટાંને બચ્ચાં સહિત ખુલ્લા ખેતરમાં આઘેરાં ખસેડી દેવામાં આવ્યાં ત્યારે બાળકોને એકલતા લાગી. તેમને ખેતરમાં જવાની તાલાવેલી થઈ, ભલે એક જ દિવસ, પણ કુદરતનો ખોળો ખૂંદવાનું મન થયું. અમે રવિવારે ખેતરમાં ગયાં. અમે ઘેટાં અને બચ્ચાંને ચરવા છૂટાં મૂકી દીધાં અને તાજું વઢાયેલું ઘાસ ભેગું કર્યું. વસંતમાં નવું ઊગેલું તાજું ઘાસ બચ્ચાં માટે પૌષ્ટિક ખોરાક બની રહે છે. ઉનાળામાં બાળકો લગભગ દરરોજ શાળાના સમય પછી ખેતરમાં જતાં. જિંદગીનો અનુભવ બતાવે છે કે વ્યક્તિ બાળપણમાં રોજિંદાં કામકાજની સુંદરતાથી પ્રેરિત ન થઈ હોય તો ખેતીવાડીના સાદા કામ અંગેની ઉત્સુકતા કદી ન જ અનુભવે.

કૌતુકપ્રેમની જ્યોતિ શાળાની કામ-અભ્યાસ જમીનમાં બાળકોની કામગીરીને પણ ઉજાળતી રહી. બાળકો પહેલા ધોરણમાં હતાં ત્યારે અમને ૦.૧ હેકટાર જમીન ફાળવવામાં આવી હતી. બાળકોએ મોટેરા વિદ્યાર્થીઓની મદદ લઈને ત્યાં નાનકડું મકાન બાંધ્યું હતું. તેમાં ઈંટોની દીવાલો હતી, નળિયાંનું છાપરું હતું, લાકડાનો ભોંયપટ હતો, ટચૂકડી ભઠ્ઠી હતી, પાણીનો નળ હતો, અને વીજળીની સગવડ હતી. ખરા મકાનમાં હોય એવું બધું હતું. ફરક માત્ર એટલો હતો કે આ મકાન એટલું મોટું નહોતું. બાળકો તેને 'નાનકડું તાપઘર' કહેતાં. એ મકાન વધુ એક મઝાના સગવડદાર ખૂણા જેવું બની રહ્યું. બાળકો ત્યાં પ્રકૃતિને લગતી કહાણીઓ વાંચી અને સાંભળી શકતાં. આગળ જતાં, બાળકો ત્રીજા ધોરણમાં પહોંચી ગયાં ત્યારે, અમે એ મકાનમાં બિયાંના અખતરાઓ કરતાં.

નાનકડું મકાન બાંધવામાં કામ અને રમતની મોજ માણવા મળી. કામ પૂરું થઈ ગયું ત્યાં સુધીમાં બાળકોમાં પોતાની જાતમહેનતના સર્જન અંગે વધારે કાળજીભર્યું વલણ કેળવાયું. તેઓ બરાબર સમજતાં હતાં કે નાનકડા મકાનમાં તેમની પોતાની મહેનતનું સુફળ અંકિત હતું. કોઈ પણ જાતના ખુલાસાઓ જીવનના અનુભવનું સ્થાન કદી ન લઈ શકે.

બાળકને બીજા લોકોની સાથે મળીને કામ કરવાનો વ્યક્તિગત અનુભવ મળવો જોઈએ, જેથી તેના મનમાં સહિયારી મિલકત અંગે જવાબદારીની લાગણી કેળવાય. જે સહિયારું હોય તે વ્યક્તિને પ્યારું બની જાય ત્યારે જ ભૌતિક મૂલ્યોના સારતત્ત્વની સમજણ હાંસલ થતી હોય છે. એ ગુણ બાળપણમાં કેળવાવો જોઈએ. શિક્ષકો ઘણી વાર કહેતા હોય છે કે કિશોરાવસ્થાનાં કોઈ કોઈ બાળકો સામાજિક મિલકતને બરબાદ કરી નાખતાં હોય છે — પરંતુ તેઓ એટલાં લાગણીશૂન્ય કેમ બની જતાં હોય છે? તમારી મંછા હોય કે વ્યક્તિ સગીર ઉંમરમાં તથા યુવાનીના આરંભમાં કરકસરનું તથા આંતરિક શિસ્તનું વલણ ધરાવે, સામાજિક હિતો અંગેની તેની કાળજી નિરાડંબરી સ્વરૂપની હોય, અને તે પોતાની માલિકીની ન હોય એવી વસ્તુઓ અંગે પણ ખરા દિલની કાળજી બતાવે, તો સામાજિક વસ્તુઓના મૂલ્યની સમજણ બાળપણથી જ તેના મનમાં ઉતારવી જોઈએ. બાબતને તેના વ્યક્તિગત સુખ જોડે એકરૂપ બનાવી દેવી જોઈએ.

'નાનકડું તાપઘર' અમારી જમીનની, જેમાં અમે ઘઉં, જવ, બાજરી, બકવ્હીટ, મકાઈ, અને સૂરજમુખીની વાવણી કરતાં એ જમીનની, જોડાજોડ



હતું. અમે મકાનનો ઉપયોગ બિયાંની પસંદગી માટે અને પાક ભરી રાખવા માટે કરતાં. અને ખાતરની ભેળવણી પણ કરતાં. બાળકો અનુભૂતિના ઉલ્લાસની પ્રેરણાના આધારે મહેનત કરતાં. તેઓ વિચારપૂર્વક કામ કરતાં. તેમની સામે પ્રકૃતિના નિયમો અને રહસ્યો પ્રગટ થઈ જતાં. મેં મારા વિદ્યાર્થીઓમાં વ્યક્તિગત અનુભવ મારફત એવી સમજણ સીંચવાની તકેદારી રાખી કે પ્રકૃતિનાં બળોનો ઉપયોગ કરવામાં માનવીને મદદગાર બનતું જ્ઞાન માત્ર કામ થકી જ હાંસલ થાય છે. મેં તેમને ઘઉંના દાણાની વાત કરી અને સમજાવ્યું કે શ્રમ જ તેના જીવનનું નિયંત્રણ કરતો હોય છે. બાળકોએ માટીમાં જીવનનું વિસ્મયજનક જગત શોધી કાઢ્યું. અમે જમીનમાં જૈવ દ્રવ્યો ભેળવ્યાં એટલે જમીન ઉપજાઉ બની ગઈ. દરેક બાળકે ઘઉંના સો સો દાણાની વાવણી કરી અને પછી છોડવાઓના વિકાસનું નિરીક્ષણ ઊંડી ઉત્સુકતાથી કર્યું. બાળકોએ જમીનને 'પોષણ' પૂરું પાડવાના પ્રેરણામય પ્રયત્નો કર્યા, જેથી ઘઉંની ઉંબીઓ વધારે ભરચક અને દાણા વધારે વજનદાર બને. દરેક બાળક પોતાના છોડવાઓને પોષક દ્રાવણો પૂરાં પાડવા ઉત્સુક રહેતું હતું. સાદામાં સાદાં કામ પાર પાડવાની પ્રેરણાથી પ્રોત્સાહિત બાળકો માટે એ પ્રવૃત્તિ ખરી સર્જકતાની હતી. તેમણે ઘઉંની સાંઠીઓ કાળજીથી કાપી અને અનાજનું વજન કરવા માટે એક એક હજાર દાણાઓની ઢગલીઓ કરી. સૌથી વધારે પાક લણનારા બાળકને સૌથી વધારે ગર્વની લાગણી થઈ, અને બાકીનાં બાળકોએ બહેતર કામ કરવાનો નિર્ધાર કર્યો.

મને ખાતરી થઈ ગઈ કે બાળકો છોડવાઓને ચાહવા અને જમીનની જિંદગીને અનુભવવા લાગ્યાં છે. તેમણે ત્રીજા અને ચોથા ધોરણનાં વર્ષોમાં, ખેતરની જમીનની સામાન્ય પેદાશની સરખામણીમાં, બમણી પેદાશ જેટલા ઘઉં પોતાની જમીનમાં ઉગાડયા. અમે શાળાના તાપઘરમાં તેમ જ બાળકોના 'નાનકડા તાપઘર'માં પોષક દ્રાવણોનો ઉપયોગ કરીને કાકડી તથા ટમેટાના પાક ઉગાડયા. બાળકોએ શિયાળામાં કાળી જમીન અને ખાતરનું પોષક મિશ્રણ તૈયાર કર્યું, અને વસંતમાં તેને પોતાની જમીનમાં વેરી દીધું. તેમણે શરદમાં બટેટા અને ટમેટાના સરસ પાક ઉતાર્યા.

કેટલાંક બાળકો 'હરિયાળી પ્રયોગશાળા'માં પણ કામ કરતાં. એ પ્રયોગશાળા વચલાં ધોરણોનાં શાળાબાળકોએ બાંધેલા નાનકડા મકાનમાં હતી. ત્યાં મારા વિદ્યાર્થીઓએ મોટેરા વિદ્યાર્થીઓની દેખરેખ હેઠળ

બાગાયતના તેમ જ વનસ્પતિ ઉછેરવાના રસપ્રદ પ્રયોગો કર્યા. ત્યાં મેં બાળકોને જંગલી બેરીફળોના છોડવાઓ તથા બીજાં ઝાડોમાં ખાસ ફળઝાડોની કલમ કરતાં શીખવ્યું. બાળકો બીજા ધોરણમાં પહોંચ્યાં ત્યાં સુધીમાં તેમણે એ નાજુક પ્રક્રિયાની હથોટી કેળવી લીધી હતી. તેઓ પ્રકૃતિ ઉપર જ્ઞાનના કાબૂનો તેમ જ સિદ્ધાંત અને અમલની એકતાનો અનુભવ કરવા લાગ્યાં હતાં.

નાનકડાં બાળકો કલમોનાં પરિણામો જોવા માટે વસંતની વાટ આતુરતાથી જોતાં રહ્યાં. કલમના ફણગાઓમાં ટચૂકડાં પાંદડાં ફૂટી નીકળ્યાં ત્યારે બાળકોને પારાવાર ખુશી થઈ. અમે સામૂહિક ધરુવાડી બનાવી અને તેમાં દર વરસે નવા રોપાઓ ઉગાડવાનું નક્કી કર્યું. ધરુવાડી પણ કામની વધુ એક માનીતી જગ્યા બની રહી. ઉનાળામાં ત્રીજા ધોરણનો અભ્યાસ પૂરો થઈ ગયો ત્યારે અમે ગીચ ઝાડીમાં જંગલી પ્લમફળનું એક ઝાડ ગોતી કાઢ્યું. અમારામાંથી દરેકે તેમાં કોઈ ને કોઈ જાતની કલમ કરી — કોઈએ જરદાલુની, કોઈએ પ્લમની, કોઈએ પીચફળની. બધી કલમો જીવતી રહી. એક જ ઝાડમાં જુદીજુદી જાતનાં ફળઝાડોની કલમોને ઊગતી જોઈને બાળકો વિસ્મયમાં ગરકાવ થઈ ગયાં. તેમાં બે વરસ પછી ફળો આવ્યાં.

હું જણાવી ચૂક્યો છું કે પ્રકૃતિમાં ચિંતન, સર્જકતા, અને જિજ્ઞાસુ તર્કબુદ્ધિનો વધારેમાં વધારે સમૃદ્ધ સ્રોત અંકિત હોય છે. બાળક તેના નિયમોની સમજણ મેળવતી વેળા વ્યક્તિ બની રહે છે અને એટલે ધીરેધીરે પોતાને પ્રાકૃતિક વિકાસના લાંબા પંથે સર્વોચ્ચ કક્ષા તરીકે પારખવા લાગે છે. પરંતુ પ્રકૃતિ એકલી કંઈ અદ્‌ભુત સર્જનનું, બાળકની કુદરતી શક્તિને વિકસાવવાનું, તેની તર્કબુદ્ધિને તાલીમ આપવાનું, અથવા તેના ચિંતનને સમૃદ્ધ બનાવવાનું કાર્ય ના કરી શકે. પ્રકૃતિમાં સક્રિય રીતે શક્તિનું સીંચન કર્યા વગર, શ્રમ વગર, તેનાં રહસ્યોને પ્રકાશમાં ન આણી શકાય અને આત્મસાત્ ન કરી શકાય. વ્યક્તિ જ્યારે પ્રકૃતિના બળોના ઉપયોગની દિશામાં પહેલું સભાન ડગલું ભરે ત્યારે જ પ્રકૃતિ તેને બદલો આપે છે — પહેલાં થોડો થોડો કરીને, અને પછી માણસ જેમ જેમ વધારે પ્રયાસો કરતો જાય તથા એકીવેળાએ પારખતો અને સર્જન કરતો જાય તેમ તેમ વધારે ઉદારતાથી. બાળકો જેમ જેમ વધારે શ્રમ કરતાં જાય તેમ તેમ તેમનાં મનમાં પ્રકૃતિનાં રહસ્યો વધારે ને વધારે પ્રમાણમાં પ્રગટ થતાં જાય અને



તેમને નવી, હજી ન સમજાયેલી, પરિઘટનાઓનો ભેટો વધારે ને વધારે પ્રમાણમાં થતો જાય. પરંતુ તેમને હજી ન સમજાતી બાબતોનું પ્રમાણ જેમ જેમ વધતું જાય તેમ તેમ તેમનું ચિંતન વધારે સક્રિય બનતું જાય. ગૂંચવણ ચિંતનના ખાતરીબંધ ઉત્પ્રેરકની કામગીરી કરતી હોય છે. હળ વડે ખેડાયેલી જમીનમાં જે ઘડીએ ઘઉંનો દાણો વાવવામાં આવ્યો ત્યારથી લઈને પાક લણવાના વખત સુધીમાં બાળકોએ બસોથી વધારે સવાલો પૂછ્યા કે "કેવી રીતે?" અને "કેમ?" જમીન સંબંધી કામનું — ઝાડો અને અનાજ તથા ઔદ્યોગિક પાક ઉગાડવાનું — ક્ષેત્ર પ્રકૃતિ ઉપર જેટલી અસર પાડે છે એટલી અસર પાડનારું બીજું કોઈ ક્ષેત્ર શોધી કાઢવાનું મુશ્કેલ છે.

બાળકોને તેમની પ્રતિભાઓ અને વૃત્તિઓ પારખી કાઢવામાં મદદ કરવાના આશયે મેં તેમના કામમાં વિવિધતા આણવાની કોશિશ કરી. અમે નાનકડાં બાળકો માટે શાળાના કારખાના નજીક એક ઓરડો બાંધ્યો અને તેમાં ટેબલો તથા સીગરાઓની ગોઠવણી કરી. પછી મેં મારા એક જૂના સ્વપ્નને સાકાર કરી લીધું — મોટેરા વિદ્યાર્થીઓએ તેમને માટે એક શારડી અને બે નાનકડાં લેથ-મશીનો બનાવી આપ્યાં. તેમાં અભરાઈઓ ઉપર અને કબાટોમાં નાનકડા રંધાઓ, કરવતો, અને ધાતુકામનાં ખાસ ખાસ ઓજારોની પેટીઓ રાખવામાં આવી. વળી ધાતુનાં પતરાં તથા તારનો બંદોબસ્ત પણ કરવામાં આવ્યો. યંત્રોની રચના કરવા અને નમૂનાઓ બનાવવા માટે જરૂરી બધો સાધનસરંજામ વસાવવામાં આવ્યો. કેટલાંય નાનકડાં બાળકોને એ કારખાનામાં કામ કરવાની ઉત્સુકતા થઈ. ધીરેધીરે નાનેરા કારીગરોની ક્લબ અસ્તિત્વમાં આવી. બાળકોને નમૂના બનાવવામાં, યંત્રોની રચનામાં, અને લાકડાનાં પાટિયાંના નકશીકામમાં ખાસ રસ હતો.

અમે બપોરે જમી લીધા પછી કારખાનામાં ભેગાં થયાં અને તરત કેટલાક દિલચસ્પ નમૂનાઓ બનાવ્યા — પવનથી ચાલતું વીજળીઘર, અનાજ સાફ કરવાના સંચા, ઊપણવાના સંચા, ખરી ઇમારતો જેવાં દેખાતાં નાનકડાં મકાનો, મેજ, અને ધાતુકામનાં ટચૂકડાં ઓજારો માટે કબાટ. બાળકો સામુદાયિક રીતે કામ કરીને લાકડાની તેમ જ ધાતુની ચીજો બનાવતાં હતાં. નમૂનો જેટલો વધારે નાનો અને જેટલી વધારે ચોકસાઈથી બનાવવાનો હોય એટલા પ્રમાણમાં કામ, બાળકોના શબ્દોમાં તેને "એકદમ આબેહૂબ" ઘડવાનું કામ, વધારે મુશ્કેલ બનતું, અને બાળકો કામમાં એટલા પ્રમાણમાં વધારે રસ લેતાં.

બાળકોને એવી કામગીરીમાં સાંકળી લેવામાં મારું મુખ્ય લક્ષ્ય તેમની પ્રતિભાઓ અને વૃત્તિઓને સક્રિય બનાવવાનું, તેમને સર્જનની પ્રવૃત્તિની ખુશી આપવાનું, અને તેમને ભવિષ્યમાં જરૂરી બને એવી શક્તિઓ તથા કુશળતાઓ તેમનામાં કેળવવાનું હતું. મેં કોશિશ કરી કે હું જે કંઈ બતાવતો હોઉં તેમાં તેમને રસ પડે: હું તેમને કાષ્ઠકામ અને ધાતુકામનાં ઓજારોનો ઉપયોગ કરતાં શીખવતો. શિક્ષકની કાબેલિયત તો એવો તણખો છે કે જે વૃત્તિની જ્યોતિને પેટાવે છે અને પ્રેરણા સીંચે છે. કારખાનામાં અમારી તાલીમની શરૂઆતમાં મેં બાળકોની નજર સામે ઢીંગલીનો ટચૂકડો પલંગ બનાવ્યો. ટચૂકડો પલંગ જેમ જેમ વધારે ને વધારે પ્રમાણમાં ખરા પલંગ જેવો ઘાટ લેતો ગયો તેમ તેમ બાળકોનાં આંખોમાં તેજના ચળકારા વધતા ગયા. નાનકડાં બાળકો કામમાં સામેલ થવાની કોશિશ કરવા લાગ્યાં. ઘણાં બાળકોએ તો એ જ ઘડીએ મદદ કરવાનું શરૂ કરી દીધું: તેઓ પલંગના અલગ અલગ હિસ્સાઓને રંધો મારવા અથવા રેતકાગળ વડે ઘસવા લાગ્યાં. અમે વીજળીઘરનો નમૂનો બનાવવાનું શરૂ કર્યું ત્યારે મને કેવળ મદદનીશો જ નહિ પરંતુ અસલ સાથી કારીગરો પણ સાંપડ્યા. યૂરા, વીત્યા, અને મીશાએ ઓજારોનો ઉપયોગ કરતાં ઝડપથી શીખી લીધું. સૌને કામ કરવાની ઉત્સુકતા હતી, એટલે અમે કેટલાય નમૂનાઓ એકીવેળાએ બનાવવા લાગ્યાં.

અહીંયાં જરાક વિષયાંતર જરૂરી છે. બાળકોની શક્તિ અને પ્રતિભા તેમની આંગળીઓનાં ટેરવાંમાં હોય છે. રૂપકની ભાષામાં કહેતાં, સર્જનાત્મક ચિંતનના સ્રોતમાં રેડાતા ટચૂકડા પ્રવાહો આંગળીઓમાંથી વહેતા હોય છે. બાળકોની આંગળીઓનું હલનચલન જેમ વધારે મક્કમ અને ચતુરાઈભર્યું હોય, તેમના હાથ અને શ્રમના સાધન વચ્ચેની આંતરક્રિયા જેમ વધારે ચોકસાઈભરી હોય, અને એ આંતરક્રિયા માટે જરૂરી સંચલનો જેમ વધારે અટપટાં હોય, તેમ બાળકની વિચારક્રિયાનાં સર્જનાત્મક તત્ત્વો વધારે સ્પષ્ટ બની રહે, એ આંતરક્રિયા માટે જરૂરી સંચલનો વધારે ચોકસાઈભર્યાં, બારીક, અને જટિલ બની રહે. હાથ, પ્રકૃતિ, અને સામાજિક શ્રમ વચ્ચેની આંતરક્રિયા બાળકના આંતરિક જગતમાં જેમ વધારે ઊંડી ઊતરે તેમ બાળક વધારે બાહોશ, એકાગ્ર અને સાવધાન બને તેમ જ વિગતવાર સંશોધન કરવા વધારે શક્તિમાન બને.

બીજા શબ્દોમાં કહેતાં, બાળકના હાથ જેમ જેમ વધારે કુશળ બનતા



જાય તેમ તેમ તે વધારે તેજસ્વી બનતું જાય. પરંતુ કુશળતા કંઈ કોઈ જાતની સહજવૃત્તિના આધારે નથી સાધી શકાતી. તેનો આધાર બાળકની બૌદ્ધિક અને શારીરિક શક્તિ ઉપર હોય છે. કુશળતા જેમ જેમ પરિપૂર્ણ બનતી જાય તેમ તેમ માનસિક શક્તિમાં વધારો થતો જાય છે, પરંતુ કુશળતાનું જોમ વિચારક્રિયામાંથી આવે છે. મેં કોશિશ કરી કે બાળકોને આસપાસના જગતની અનુભૂતિ તેમની ફરતે પથરાયેલાં માધ્યમો સાથે તેમના હાથની આંતરક્રિયા મારફત થાય, બાળક કેવળ પોતાની આંખો વડે જ નહિ પરંતુ હાથ વડે પણ નિરીક્ષણ કરે, પોતાની જિજ્ઞાસાને કેવળ સવાલોમાં જ નહિ પરંતુ શ્રમમાં પણ પ્રદર્શિત કરે તથા વિકસાવે.

મારા વિદ્યાર્થીઓએ આનંદ વિદ્યાલયના આરંભના દિવસોમાં જ વનસ્પતિઘર બનાવ્યું હતું અને તેઓ બીજ તેમ જ જુદીજુદી જાતનાં લાકડાં એકઠાં કરતાં. તેઓ પદાર્થના ગુણધર્મોનું પરીક્ષણ કેવળ નિરીક્ષણની પ્રક્રિયામાં જ નહિ પરંતુ પોતાના હાથની પ્રવૃત્તિઓ મારફત પણ કરતાં. તેમની પાસે સાવ સાદાં ઓજારો — નાનકડી હથોડી, છરી, કાતર, અને ફરશી — હતાં અને તેઓ વિવિધ સામગ્રી ઉપર તેમનો ઉપયોગ કરતાં. બાળકોએ પહેલા અને બીજા ધોરણ દરમિયાન નાનકડી છરીઓ વડે કામ કરતાં શીખી લીધું. તેઓ જુદીજુદી જાતનાં ઝાડોમાંથી — વિલો, ઍશ, પોપલાર, ઓક, પાઈન, પેર, અને ચેરીનાં ઝાડોમાંથી — બારીક તકતીઓ કાપતાં, તેમની ઉપર રેતકાગળ ઘસતાં, તેમની ઉપર કાગળને ચોંટાડી અથવા સીવી લેતાં, અને તેમની કઠિનતા તથા બીજાં લક્ષણોની સરખામણી કરી જોતાં. તેઓ ઍશવૃક્ષોનાં થડોમાં ઊગેલી ગાંઠો ભેગી કરીને તેના વડે અક્ષરોના ઘાટ ઘડતા અને પ્રાણીઓ તથા પક્ષીઓની નાની નાની આકૃતિઓ બનાવતા. એ પોચી સામગ્રી આકૃતિઓ બનાવવા માટે બહુ માફક હતી. બધાં બાળકોએ પોતાને માટે ઍશવૃક્ષના લાકડાના અક્ષરો ઘડી લીધા હતા અને તેમને 'લાકડાની અક્ષરમાળા' નામ આપ્યું હતું. અમારા ગામ નજીક પથ્થરની ગુફા હતી. અમે પથ્થરના નમૂનાઓ ભેગા કરવા ઘણી વાર ત્યાં જતાં. બાળકોએ નાનકડી હથોડીઓ વડે અબરખની કરચો તોડી લીધી હતી, અને વિવિધ રંગોના પથ્થરોનો સંગ્રહ કર્યો હતો. તેમણે માટીની ટચૂકડી ઈંટો બનાવીને તેમને તડકામાં સૂકવી લીધી હતી, અને તેમની ગોઠવણી કરીને ઇમારતોના નાનકડા નમૂનાઓ બનાવ્યા હતા. ઉનાળામાં કાપણીના વખતે અમે જવ અને ઘઉંની સાંઠીઓમાંથી એકસરખી લાંબી

પટ્ટીઓ કાપી લીધી હતી અને તેમને ગૂંથીને ટોપાઓ ફરતે બાંધવાના પટ્ટા બનાવ્યા હતા.

એ કંઈ ઔદ્યોગિક સર્જકતાની ખાલી તૈયારી જ નહોતી. બાળકોના હાથની દક્ષતાને વિકસાવતી વેળા હું તેમની વિચારશક્તિને પણ વિકસાવતો હતો. અમે વીજળીઘરનો નમૂનો બનાવ્યો ત્યારે બાળકોએ સૂચન કર્યું કે ધાતુનાં પાંખિયાને બદલે લાકડાનાં પાંખિયાં ગોઠવવામાં આવે. સેર્યોઝાએ કહ્યું: "બહુ મજબૂત અને હળવા વજનનું લાકડું ક્યાંક જરૂર મળી આવશે, આપણે એનાં પાંખિયાં બનાવીએ. એવા પાંખિયાં પવનથી ફરવા લાગશે ..."

બાળકોએ પ્રાથમિક શાળાનાં ચાર વર્ષો દરમિયાન વિવિધ પ્રમાણની જટિલતાવાળા ત્રીસથી વધારે ગતિશીલ નમૂનાઓ બનાવ્યા. દરેક નમૂનો વીજળીઘરના, ટચૂકડા જનરેટરને ચલાવતા વીજળીઘરના, નમૂના જેટલો જ અટપટો હતો. દર વરસે બાળકોની વ્યક્તિગત વૃત્તિઓ વધારે ને વધારે સ્પષ્ટ રૂપમાં પ્રગટ થતી ગઈ. શુરા, વીત્યા, મીશા, સેર્યોઝા, અને યૂરાને ધાતુનો તથા યંત્રક્રિયાઓનો શોખ થયો. તેઓ સીગરા વડે કલાકો સુધી કામ કરી શકતા, વખત ઝડપથી વીતી જતો અને તેમને ખબર પણ ન પડતી. તેમને પાછા ઘેર મોકલવામાં ક્યારેક બહુ મહેનત કરવી પડતી. નાનકડા છોકરાઓ સીગરાઓનો તથા ટચૂકડાં લેથયંત્રોનો ઉપયોગ કરીને લાકડાની તથા નરમ ધાતુની સાદી વસ્તુઓ બનાવતા હોય ત્યારે તેમનું નિરીક્ષણ કરતી વેળા મને યાદ આવી જતું કે બાળકોએ આનંદ વિદ્યાલયમાં તથા પહેલા ધોરણમાં લાકડાના અક્ષરો બનાવતાં કેવી રીતે શીખી લીધું હતું. એવા બાળસહજ શોખોમાં તેમના ભાવિ વ્યવસાયો અથવા વિશિષ્ટ કુશળતાઓની કોઈ જાતની રૂપરેખા શોધવામાં તો ભોળપણ જ ગણાયું હોત. જીવનનો અનુભવ પુરવાર કરે છે કે કુશળતામાં જટિલ રૂપાંતરો થતો રહે છે. માણસે જે કારકિર્દીનાં સ્વપ્નો બાળપણમાં સેવ્યાં હોય એ કારકિર્દી તેના જીવનમાં સાકાર થવાનું તો જવલ્લે જ બનતું હોય છે.

શારીરિક શ્રમ બૌદ્ધિક કેળવણી જોડે ગાઢ સંકળાયેલો હોય છે. દક્ષતામાં જિજ્ઞાસુ માનસ, તીવ્ર ચતુરાઈ, અને સર્જનાત્મક કલ્પનાનું ભૌતિક મૂર્ત રૂપ અંકિત હોય છે. દરેક બાળકે પોતે કરેલા આલેખનની વસ્તુ પોતાના હાથ વડે બનાવવી જોઈએ, એ બાબત ખૂબ મહત્ત્વની છે.

બાળકોએ ચોથા ધોરણ દરમિયાન ઓજારો—નાનકડા રંધાઓ તથા જૅક-રંધાઓ—પોતે જ બનાવી લીધાં. પરંતુ તેઓ સાદામાં સાદા ઓજારને, નાનકડી છરીને, ભૂલ્યાં નહિ. તેમણે એવી છરીનો ઉપયોગ અગાઉ ઢીંગલાંના તથા પડછાયાના ખેલ માટે પશુપ્રાણીઓની તેમ જ વાર્તાઓના અમર દૈત્ય તથા બાબા-યાગા ડાકણની રમૂજી આકૃતિઓ બનાવવા માટે કર્યો હતો. સેર્યોઝા અને મીશાએ બે એકવેરિયમ બનાવ્યાં—એક વર્ગ માટે અને બીજું વાર્તાના ખંડ માટે.

બીજા એક રસપ્રદ કામમાં બાળકોને ભારે ખુશી સાંપડી: અમે આંતરિક દહન ઍંજિન વડે ચાલતું એક નાનકડું વીજળીઘર બનાવ્યું. તેમાં બહુ ઓછા વોલ્ટેજની, બાળકો માટે સલામત ગણાય એટલા વોલ્ટેજની, વીજળી પેદા થતી હતી.

ત્રીજા અને ચોથા ધોરણમાં બાળકો અઠવાડિયે બે કલાક પોતાને ગમતા કામમાં ગાળતાં. તેઓ 'નાનકડા તાપઘરમાં', કારખાનામાં, શાળાના તાપઘરમાં, અથવા કામ-અભ્યાસના સ્થળે જઈને કામ કરી શકતાં. જે બાળકોને ખેતરનું કામ ગમતું તેઓ ઘેટાંનાં બચ્ચાં તથા વાછરડાંની સંભાળ રાખવા જતાં. એ કલાકો દરમિયાન દરેક બાળક પોતાને વધારેમાં વધારે ગમતું કામ કરતું. હું એક અઠવાડિયે એક જગ્યાએ અને બીજે અઠવાડિયે બીજી જગ્યાએ જતો. દરેક જૂથમાં એવાં બાળકો હતાં કે જેમનામાં ખાસ પ્રકારની પ્રવૃત્તિનું વલણ જોવામાં આવ્યું હોય. તેઓ નાનકડાં કાર્ય જૂથોના સંગઠકો બની ગયા અને તેમણે સાથીઓને પોતાનાં ઉદાહરણો થકી પ્રેરણા આપી. યૂરા કારખાનાની અંદર ચાલતા કામકાજનું સંચાલન કરતો. વાન્યા બાગાયતના શોખીનોનો આગેવાન હતો, અને વાર્યા માળીઓને મોખરે હતી. પશુપાલનનું કામ કરનારાઓની જવાબદારી સાશાને હસ્તક હતી. એ બાળકો ઘણાંબધાં કામ કરી શકતાં, અને પોતાના રમતસાથીઓની સરખામણીમાં નોંધપાત્ર પ્રમાણમાં વધારે જાણકારી ધરાવતાં હતાં. એથી મને ખુશી થતી. બીજાં બાળકો તેમની નકલની કોશિશ કરતાં, અને તેમનું કામ સર્જનાત્મક હરીફાઈનું સ્વરૂપ ધારણ કરી લેતું.

મારા વિદ્યાર્થીઓના જીવનમાં કામ શારીરિક અને માનસિક શક્તિઓની ખુશાલ ગૂંથણી તરીકે, સ્વમાનને વધારે મક્કમ બનાવતી બાબત તરીકે, દાખલ થયું. દરેક વ્યક્તિએ બાળપણમાં જ પોતાને ગમતા કામમાં નોંધપાત્ર સફળતા સાધી લેવી જોઈએ અને પોતાની સર્જનાત્મક શક્તિઓનાં ભૌતિક પરિણામો નીરખી લેવાં જોઈએ. વ્યક્તિએ પોતાને ગમતા કોઈ કામમાં

ઉસ્તાદી હાંસલ કરી લેવી જોઈએ, બેશક બાળક માટે શક્ય બને એટલા પ્રમાણમાં. લોકોએ શાળાનાં વર્ષો દરમિયાન જ કોઈ ને કોઈ કામ સારી અને સુંદર રીતે કરતાં શીખી લેવું જોઈએ. મનગમતી જહેમતમાં સફળતાના સંબંધમાં થતી ગર્વની લાગણી સ્વ-જ્ઞાનનો પ્રથમ સ્રોત બની રહે છે, બાળકના અંતરમાં સર્જનાત્મક પ્રેરણાનો પહેલો તણખો બની રહે છે. પ્રેરણા વગર, સફળતાની ખુશી વગર, તથા પોતાની શક્તિ પૂરી વિકસી હોવાની લાગણી વગર તો વ્યક્તિ જેવું, અને વ્યક્તિનાં જીવનમાં સ્થાન મળવાની ઊંડી ખાતરી જેવું, કંઈ હોઈ જ ન શકે. મેં કોશિશ કરી કે જેનું વ્યક્તિત્વ અને મૌલિકતા શ્રમ મારફત પ્રગટ ન થયાં હોય એવું એક પણ બાળક શાળામાં ન હોય.

હું મારા વિદ્યાર્થીઓના બાળપણને યાદ કરું છું ત્યારે સરસ કામગીરીના ગર્વને કારણે તેજના ચળકારા મારતી આંખો મારી નજર સામે તરવરવા લાગે છે. મને માનસપટમાં સેર્યોઝા અને તેનો નાનકડો રેડિયો દેખાય છે. તેણે એ રેડિયો ચોથા ધોરણમાં બનાવ્યો હતો: ત્રણ મહિનાની ખંતીલી મહેનતના પરિણામે તેને ભારે ખુશી સાંપડી હતી. ફેદ્યા પીચફળના ખીલતા ઝાડ પાસે ઊભેલો દેખાય છે: તેણે જંગલી પ્લમફળના ઝાડમાં પીચફળના ઝાડની કલમ કરી હતી, અને તેમાં મોર તથા ફળ આવવાની વાટ આતુરતાથી જોઈ હતી. વાલ્યા પશુઓના વાડામાંથી ઘેટાના નાનકડા બચ્ચાને લઈને આવી ત્યારે, એ ખુશાલ ઘડીએ, મારા મનમાં અંકિત થઈ ગઈ હતી. તેણે એ માંદલા વામણા બચ્ચાની જવાબદારી સંભાળી લઈને તેને તંદુરસ્ત અને તાકાતવાન બનાવ્યું હતું. તીનાએ પોતાનાં રાતાં ગુલાબોને નીરખતી વેળા સૂરજની સામે તથા નીલા ગગનની સામે હોઠ મલકાવ્યા હતા. તેણે જંગલી ગુલાબના છોડમાં ગુલાબના બીજા ત્રણ છોડવાઓની કલમ કરી હતી, અને તેમાંથી ઊગેલા છોડવાઓની સુંદરતા વિસ્મયજનક હતી. હું સાશાનો વિચાર કરું ત્યારે મારા મનમાં ઘઉંની સાંઠીઓની નાનકડી પૂળી લઈને ઊભેલા બદામી આંખોવાળા છોકરાનું ચિત્ર ઊપસી આવે છે. તેણે ત્રણ ચોરસ મીટર જમીનમાં ઉગાડેલા ઘઉંના વજનના આધારે અમે ગણતરી કરી કે હેકટાર દીઠ એંશી સેન્ટનેરની * પેદાશ થઈ હોત ... શાળાના કૂવા નજીક સફરજનનું એક ઝાડ ઊગેલું છે, તેમાં ઘણીબધી ડાળીઓ છે.

---

* લગભગ ચાળીસ કવીન્ટલ. — સં.



દર વરસે ઝાડમાં મોર આવે ત્યારે ગુલાબી રંગનાં ફૂલોની અજોડ છટાઓને હું અહોભાવથી નીરખું છું. એ વખતે મને લાગે છે કે ઊજળા કેશના ચોટલાઓવાળી નાનકડી છોકરી દોડતી ઝાડ તરફ જાય છે અને કહે છે: "આ મારું ઝાડ છે." સફરજનના ઝાડમાં પહેલી વાર મોર આવ્યા ત્યારે કાત્યાએ એમ કહેલું. મારા મનમાં કોસ્ત્યાની યાદ ગમગીન છે: તેના હાથમાં નાનકું વાછરડું હતું, પરંતુ કોસ્ત્યાના વહાલની કોઈ જાતની અસર તેની ઉપર નહોતી થતી કારણ કે તે માંદું હતું.

એમ બધાં બાળકો મને યાદ છે. કામમાં મશગૂલ થઈ ગયેલાં બાળકોનું ચિત્ર મારી નજર સામે તરવરે છે. પરંતુ એ વખતની તેમની દિલચસ્પીઓએ આગળ જતાં તેમના જીવનના પંથોને કોઈ હદે પૂર્વનિર્ધારિત કરી દીધા હોવાનો ખ્યાલ મારા મનથી બહુ વેગળો છે. બાળક જીવતા જીવોના જગતને હેતની નજરે નીરખતું હોય, ફળવાડીમાં અથવા ખેતરમાં કામ કરવામાં ખુશી અનુભવતું હોય, તો તેનો અર્થ એવો નથી કે તે આગળ જતાં બાગવાન અથવા કૃષિવિજ્ઞાની બને જ બને. પ્રતિભાઓ, શક્તિઓ, અને વૃત્તિઓ તો ગુલાબના ખીલતા છોડ જેવી હોય છે: એક ફૂલ ખીલી ઊઠે છે, અને પછી બીજા ફૂલની પાંખડીઓ ખૂલવા લાગે છે. દરેક બાળક કેટલીય રુચિઓ ધરાવતું હતું. બહુવિધ રુચિઓ વગર તો બાળકના સમૃદ્ધ આંતરિક જગતની કલ્પના અશક્ય બની રહે છે. પરંતુ એક બાબત હંમેશાં વધારે સાફ રૂપમાં જુદી તરી આવતી હતી. બાળક કોઈ પ્રકારના શ્રમમાં નોંધપાત્ર સફળતા ન સાધી લે ત્યાં સુધી કોઈને વ્યક્તિ તરીકે યાદ ન રહે. પરંતુ તેને કામમાંથી ઊંડી વ્યક્તિગત ખુશી મળવા લાગે કે તરત તેનું માનવીય વ્યક્તિત્વ ઊપસી આવે.

વ્યક્તિ જે કામમાં પરિપૂર્ણતા સાધી લે એ કામ પ્રચંડ શૈક્ષણિક શક્તિ બની રહે છે. વ્યક્તિ જ્યારે સર્જક હોવાની લાગણી અનુભવે ત્યારે તેને પોતે જેવી હોય એથી બહેતર બનવાની ઉત્સુકતા થાય છે. વ્યક્તિ બાળપણમાં જ, કિશોરાવસ્થાને ઉંબરે પહોંચે ત્યારે જ, પોતાની સર્જનાત્મક શક્તિઓ તથા પ્રતિભાઓને સમજી લે તો એ હકીકતના મહત્ત્વનું અતિમૂલ્યાંકન મુશ્કેલ છે. વ્યક્તિત્વના ઘડતરનું અસલ સારતત્ત્વ એવી સમજણમાં સમાયેલું હોય છે.

અમે જેનો ઉલ્લેખ કરી ચૂક્યા છીએ એ શૈક્ષણિક અસરોના સુમેળની સમસ્યાના સંબંધમાં અહીંયાં એક બાબતની નોંધ લેવાનું જરૂરી છે. વ્યક્તિત્વ

ઉપર અસર પાડતા તત્ત્વ તરીકે શ્રમ બીજી શૈક્ષણિક અસરોની સાથે સંખ્યાબંધ અવલંબનો તથા શરતી સંબંધો થકી ખાસ ગાઢ સંકળાયેલો હોય છે, અને એ અવલંબનો તથા શરતી સંબંધોને સમજવામાં ન આવે તો શ્રમ નફરત પેદા કરતી ફરજમાં પલટાઈ જાય છે અને માનસ તથા અંતરને કશું જ નથી આપતી. વ્યક્તિત્વની કેળવણીની સમસ્યાઓની ચર્ચાવિચારણાના અમારા મનોવૈજ્ઞાનિક સંમેલનમાં બીજી અસરોની સાથે શ્રમના સુસંવાદી ઉપયોગની બાબત ઉપર પુષ્કળ ધ્યાન આપવામાં આવતું હતું. બૌદ્ધિક કેળવણીમાં હાથની ભૂમિકા સંબંધી અહેવાલની ચર્ચા ખૂબ ઉત્સુકતાથી કરવામાં આવી હતી. શ્રમ અને બીજી શૈક્ષણિક અસરોના પારસ્પરિક અવલંબન તથા પારસ્પરિક શરતી સંબંધોની સમસ્યાનું પરીક્ષણ આપણા શિક્ષકો આજ સુધી કરતા રહ્યા છે.

### નાનેરા લેનિનવાદીઓ — [illegible]

બાળકો પહેલા ધોરણમાં હતાં ત્યારે મને પ્રથમ સહાયકનો લાભ મળ્યો — બાર વર્ષની ઓલ્યા, છઠ્ઠા ધોરણમાં ભણતી બાળા, બાળવીર સંસ્થાની સભ્યા. તેણે બાળવીર સંસ્થાની પરિષદને વિનંતિ કરી કે ઑક્ટોબર સંસ્થાનાં બાળકોને બાળવીર સંસ્થામાં જોડાવા માટે તૈયાર કરવાની જવાબદારી તેને સોંપવામાં આવે. મુખ્ય વાત એમ હતી કે તેને બાળકો બહુ ગમતાં. (અમારી શાળામાં ઑક્ટોબર સંસ્થા અને બાળવીર સંસ્થાના આગેવાનો નીમવામાં નથી આવતા, જેમને બાળકો ગમતાં હોય અને બાળકો જોડે કામ કરવાની મંછા હોય તેઓ આપમેળે આગેવાનીનાં સ્થાનો લઈ લે છે.) ઓલ્યા મને ઘણાંબધાં કામોમાં મદદ કરતી: બાળકો સાથે રમતી, તેમને વનમાં તથા ખેતરોમાં લઈ જતી, અને બાળવીર સંસ્થાના બહાદુર સભ્યો વિશે, તથા મહાન દેશાભિમાની યુદ્ધનાં વર્ષો દરમિયાન સોવિયેત લોકોનાં પરાક્રમો વિશે, તેમને જણાવતી.

ઓલ્યાએ શરૂ કરેલું કાર્ય પંદર વર્ષોથી વધારે સમય દરમિયાન ચાલતું રહ્યું છે અને અમારા નાનેરા લેનિનવાદીઓની વૈચારિક કેળવણીમાં મોટી ભૂમિકા ભજવે છે. તેણે મારી સલાહને અમલમાં મૂકીને મહાન દેશાભિમાની યુદ્ધના શૂરવીરો સાથે બાળકોની પ્રથમ મુલાકાતોનું સંચાલન કર્યું. એ શૂરવીરોની કહાણીઓ એટલી બધી રસપ્રદ હતી કે ઓલ્યાએ બધા કિસ્સાઓ



લખી લીધા. તેની નોંધોમાંથી ધીરેધીરે એક હસ્તલિખિત સંસ્મરણગ્રંથ સાકાર થયો. તેનું નામ 'મહાન દેશાભિમાની યુદ્ધનાં વર્ષોમાં અમારા રાથી ગામવાસીઓ' હતું. પહેલાં ઓલ્યાએ બાળકો સાથે પોતાના કાર્યનાં વર્ષો દરમિયાન, અને પછી બાળવીર સંસ્થાના સભ્યોએ, ગ્રંથમાં એકસોથી વધારે કહાણીઓ લખી અને શૂરવીરોની છબીઓ ગોઠવી. હાલ તેમાં છ સોથી વધારે કહાણીઓ છે. એ ગ્રંથમાં સ્વદેશ અંગે પ્રેમની લાગણી કેળવવાનો અમૂલ્ય સ્રોત અંકિત છે.

બાળકો સાથે સંપર્કની બાબત ઓલ્યાની નજરમાં ફરજના સ્થાને ક્યારેય નહોતી રહી, હંમેશાં આંતરિક આવશ્યકતા બની રહી હતી. હું એ આવશ્યકતાને અદ્ભુત પ્રતિભા, માનવતાના રૂપની પ્રતિભા, ગણું છું. એ પ્રતિભા ધરાવનારાં માણસો સરસ કેળવણીકારો બનશે અને પોતાના કામમાંથી ઊંડા સુખની લાગણી મેળવશે. શાળામાં બાળકોને ધ્યાનથી નીરખશો તો તમને એવા છોકરાઓ અને છોકરીઓ જોવા મળશે કે જેઓ પોતાના નાનેરા મિત્રો ખાતર કંઈક ને કંઈક કર્યા વગર રહી જ નહિ શકતા હોય. એ આવશ્યકતા છોકરાઓમાં ઘણી વાર તોફાન, અડપલાં, અને અટકચાળાંમાં વ્યક્ત થતી હોય છે. નાનકડો છોકરો કોશિશ કરશે કે તે આગેવાન બની જાય, સાથીઓ તેને પગલે પગલે ચાલે, પરંતુ તેને ખબર નથી હોતી કે પોતાની શક્તિઓને કઈ દિશામાં વાળવી. હું શિક્ષકોને સલાહ આપું છું કે એ તરવરતા જોમને દબાવી દેવાની કોશિશ કરશો નહિ. તોફાની અને ખેપાની છોકરાઓ તો તમારા સંભવિત મદદગારો છે. તેમના જોમને સમુચિત દિશાઓમાં વાળવાની આવડત તમારામાં હોવી જોઈએ.

મેં કોશિશ કરી કે નાનેરા લેનિનવાદીઓની કતારોમાં જોડાવાની તૈયારીઓ, અને બાળવીર ટુકડીઓનું સમગ્ર જીવન, બાળકોમાં આપણી પુનિત ભૂમિ અંગે ઊંડા પ્રેમની લાગણી કેળવે. આપણી ભૂમિ તેની આઝાદી અને સ્વતંત્રતાના લડવૈયાઓના પારાવાર લોહીમાં તરબોળ થયેલી છે. સ્વદેશ અંગેના પ્રેમનો આરંભ તેની સુંદરતાના સંબંધમાં અહોભાવથી થાય છે. બાળક જે કંઈ નીરખે એ બધું તેના અંતરનો એક ભાગ બની રહે છે. ઓલ્યાએ અને મેં બાળકોના વતનની ભૂમિની પ્રાકૃતિક સુંદરતાને, અને સોવિયેત લોકોના હાથ વડે થયેલા સર્જનની સુંદરતાને, તેમની આંખો સામે પ્રગટ કરી દીધી.

અમે વગડામાં જતાં અને ટેકરા ઉપર ચડીને બેસતાં. અમે ઘઉંનાં મોટાં મોટાં ખેતરો ઉપર નજર ફેરવતાં, ખીલતી ફળવાડીઓ અને ઊંચાં પોપલાર વૃક્ષો તથા નીલા ગગનને નીરખવાની, તેમ જ લાવરીઓનું ગાન સાંભળવાની મોજ માણતાં જે ભૂમિમાં આપણા પિતાઓ તથા દાદાઓએ જિંદગી ગુજારી હોય, જે ભૂમિમાં આપણે પોતે જિંદગી ગુજારવાનાં હોઈએ, સંતાનો પેદા કરવાનાં હોઈએ, વૃદ્ધાવસ્થાએ પહોંચવાનાં હોઈએ, અને આ પૃથ્વીની વિદાય લેવાનાં હોઈએ, તેની સુંદરતા અંગે અહોભાવની લાગણી સ્વદેશ અંગેના પ્રેમના અત્યંત મહત્ત્વના ભાવાત્મક સ્રોતોમાં સ્થાન ધરાવે છે. આપણાં ખેતરો અને બીડોની સરખામણીમાં જ્યાં પ્રકૃતિ વધારે વિપુલ હોય એવા દેશો દુનિયામાં છે, પરંતુ આપણાં બાળકોને વતનની સુંદરતા સૌથી વધારે પ્યારી હોવી જોઈએ. બાળકો ખાલી જુએ કે વસંતમાં વૃક્ષો ઉપર કેવી રીતે સફેદી છવાઈ જાય છે, સોનેરી બ્લુબેલ ફૂલો ઉપર મધમાખીઓ કેવી રીતે ઊડી રહી છે, સફરજનો કેવી રીતે પાકે છે, અને ટમેટાં કેવી રીતે લાલ થઈ જાય છે — બાળકો એ બધુ ખાલી જુએ એટલું પૂરતું નથી, તેમણે એ બધું પોતાના જીવનની ખુશી અને પૂર્ણતા તરીકે અનુભવવું જોઈએ. તેમને બાળપણ ઝળકતાં અને સૂર્યના પ્રકાશમાં ઝગમગતાં ચિત્રો છલકાવતા સમય તરીકે યાદ રહેવું જોઈએ: પૂરેપૂરી ધવલ પોશાકમાં સોહતી ફળવાડી, બકવ્હીટના ખેતરમાં મધમાખીઓનો અજોડ ગુંજારવ, ગહન, અને શીતળ ગગનમાં ક્ષિતિજે ઊડતાં સારસોનાં ઝુંડો, ઘેરી-નીલી ટેકરીઓ અને રતુમડા સૂર્યાસ્તનું કંપતું ધુમ્મસ, તળાવની દર્પણ સમી સપાટી ઉપર નમેલાં વિલોનાં ઝાડવાં, અને રસ્તાને કોરે ઊગેલાં ઊંચાં પોપલાર વૃક્ષો. બાળકોનાં દિલોમાં બાળપણનાં વર્ષોના જીવનની સુંદરતા તરીકે, સૌથી વધારે પ્યારી યાદ તરીકે, એ સર્વની નિશાની, કદી ન ભૂંસાય એવી નિશાની, અંકિત થઈ જવી જોઈએ.

પરંતુ એ સુંદરતા બાળકના હૃદયમાં એવા વિચારની સાથોસાથ દાખલ થવી જોઈએ કે શિયાળાની એક રાતે ઠારમાં ઓગણીસ વરસનો આલેક્સાંદર માત્રોસોવ દુશ્મનની મશીનગન ઉપર ન કૂદી પડયો હોત, તેને પોતાની છાતી વડે ઢાંકી દઈને તેણે સાથી લડવૈયાઓને ગોળીઓથી ન બચાવી લીધા હોત, નિકોલાઈ ગાસ્તેલ્લોએ ભડકે બળતા પોતાના વિમાનને દુશ્મનની ટેંકો તરફ ન વાળ્યું હોત, અથવા વોલ્ગાથી એલ્બા સુધીના વિસ્તારમાં હજારો ને હજારો શૂરવીરોએ પોતાનું લોહી ન વહેવડાવ્યું હોત, તો ખીલતી ફળવાડી ન હોત, મધમાખીઓ ન હોત, હેતભર્યાં હાલરડાં ન હોત, પરોઢની વેળાએ મા બાળકોના પગ ઉપર કાળજીથી ધાબળો ઓઢાડતી હોય ત્યારે આવતાં મીઠાં સ્વપ્નો ન હોત, કશું જ ન હોત. આપણે એવો વિચાર બાળકોનાં મનમાં ચોક્કસ એવી ઘડીએ રેડવો જોઈએ કે જ્યારે તે અસ્તિત્વનો આનંદ અનુભવતું હોય. મેં મારા વિદ્યાર્થીઓને જણાવ્યું કે સોવિયેત સિપાહીઓ આપણા દેશની આઝાદી અને સ્વતંત્રતા ખાતર બરાબર અહીંયાં આપણા ગામમાં, આ ખેતરોમાં, અને આ વૃક્ષો હેઠળ કેવી રીતે લડેલા.

અસ્તિત્વના આનંદમાં કેવળ વ્યક્તિત્વ સંબંધી આત્મબોધની સ્પષ્ટ અભિવ્યક્તિ જ નહિ પરંતુ આસપાસના જગતનું મૂલ્યાંકન, બાળક પોતાની આસપાસ જે કંઈ જોતું હોય તેની સાથે તેનો સક્રિય સંબંધ, પણ અંકિત હોય છે. સમાજવાદી સમાજમાં જીવનનું તર્કસંગત તારણ એવું છે કે આપણા વિદ્યાર્થીઓ માટે આસપાસના જગતની સુંદરતા બાળપણમાં ખુશીના — અસ્તિત્વના આનંદના — સ્રોતોમાં સ્થાન ધરાવે છે. એટલે કેળવણીકારે કોશિશ કરવી જોઈએ કે દરેક ફૂલ, ઘાસનું દરેક તરણું, બાળકને ખુશી બક્ષે. પરંતુ આસપાસનું જગત શું માત્ર તેની સુંદરતાને કારણે જ બાળકને પ્યારું લાગતું હોય છે? અસ્તિત્વના આનંદમાં બાળકને મોટેરી પેઢીઓ પાસેથી મળતી અટપટી ખુશાલીઓથી વધારે કંઈ નથી હોતું. દાદાઓ અને પરદાદાઓએ સ્વદેશની આઝાદી અને સ્વતંત્રતાને ખાતર આપેલી લોહીની, પરસેવાની, અને આંસુઓની કુરબાનીઓને નાનકા લોકો પારખે તથા અનુભવે ત્યારે આસપાસનું જગત તેમને પ્યારું બની જાય છે. અસ્તિત્વના આનંદમાં નાગરિકતાની લાગણીઓની ભેળવણી લિથુઆનિયન કવિ માર્ત્સીનક્યવીચૂસના 'લોહી અને રાખ' નામે કાવ્યમાં બહુ સરસ રીતે વ્યક્ત થઈ છે:

માતાઓ, કરો સીંચન તમ સંતાનોમાં
માભોમ તરફના પ્યારનું
જેથી એ લાગણીઓ ઉમદા
ભરી દે બાળહૈયે
અધિક શૌર્ય ને ઉમદાઈ.

રેડો બાળદિલોમાં ભાવના એવી કે નિજ ગગન
મધરાતે તારલિયાઓના તેજે ઝગમગતું ગગન
ભલે અન્યથી ના હોય ઊંચું કે સુંદર વધુ
કિન્તુ એ નથી અન્ય સૌનાં ગગન જેવું.
અને તમ સંતાનોને બનશે પ્યારા માનવીઓ એવાં
લાગણીઓ જેની ભળશે ભાવનામાં બાળુડાંની તમારાં.

જ્યારે અસ્તિત્વનો આનંદ એ સુંદરતાને ઉગારી લેનારા લોકો તરફ જવાબદારીની લાગણી સાથે ભળી જાય ત્યારે વતનની ભૂમિ અત્યંત પ્યારી બની રહે છે. નાનેરી પેઢીનું નૈતિક અને રસમૂલક શિક્ષણ લાગણીઓની એવી ભેળવણીમાં વ્યક્ત થાય છે. અસ્તિત્વનો આનંદ કશા અંતરાયો વગરનો હોવાનું જરૂરી નથી. અમુક શિક્ષકો માનતા હોય છે કે બાળપણની ખુશી ઉપર વેદના, દુખ, અને સમાજવાદી સમાજના મુક્ત નાગરિકના સુખને ખાતર આપવામાં આવતાં બલિદાનોની કહાણીઓની ઘેરી છાયા ન પડવી જોઈએ, પરંતુ તેમની એવી માન્યતા ભૂલભરેલી છે.

શરદના આરંભના દિવસોમાં સૂર્ય પ્રકાશ રેલાવતો હોય ત્યારે સફરજનનાં વૃક્ષોની ડાળીઓ ફળોના ભારથી લચી જાય છે, દ્રાક્ષોનાં ઝૂમખાં પાકી જાય છે, ખળામાં ઘઉંના પાકના ઢગલા સોનેરી બની જાય છે, અને કરોળિયાનાં રૂપેરી જાળાં પારદર્શક હવામાં ઊડવા લાગે છે. ઓલ્યા અને હું બાળકોને ગામને સીમાડે લઈ ગયાં. ત્યાં ખડી ઊંચી ટેકરી ઉપરથી દૂર દૂર સુધી સુંદર દેખાવ નજરે પડે છે, નીલાં તરબુચોનો વાડો અને તેની પાર ફળવાડી જોઈ શકાય છે. ફળવાડીની પાછળ ઊંચાં પોપલારવૃક્ષો છે, પછી વગડો, શિયાળુ ઘઉંનાં હરિયાળાં ખેતરો, અને ક્ષિતિજમાં દૂર સુદૂર ઘેરા નીલા ધુમ્મસમાં લપેટાયેલી ટેકરીઓ છે. બાળકોને અનન્ય ઘડીનો અનુભવ થયો. નજર સામે ફેલાયેલી સુંદરતામાં તેમને પોતાના સુખી બાળપણનો અંશ વરતાયો: તેમનાં માતાપિતાઓ દૂર દૂરનાં એ ખેતરોમાંથી સૂર્યપ્રકાશના તણખાઓ આંખોમાં લઈને રાતે પાછાં ઘેર આવતાં. અમે ટેકરી ઉપર બેઠાં અને મેં ઈષ્ટ અને અનિષ્ટની કહાણી કહી સંભળાવી. તેમાં ઈષ્ટનો વિજય જોઈને બાળકો ખુશખુશ થઈ ગયાં.

એક અઠવાડિયા પછી અમે ફરી ટેકરી ઉપર ગયાં, અને બાળકોને પોતાની સામે ફેલાયેલા પ્રકૃતિના અદ્ભુત ચિત્રમાં કશુંક નવું જોવા મળ્યું:



શરદે પોતાના પ્રથમ રંગો ચોમેર વેરી દીધા હતા—સફરજનનાં તથા પોપલારનાં વૃક્ષો સોનેરી રંગે રંગાઈ ગયાં હતાં, શિયાળુ ઘઉંનાં લીલાં ખેતરો વધારે ઊજળાં બની ગયાં હતાં, અને આકાશ વધારે નીલું બની ગયું હતું. એમ દર અઠવાડિયે એકના એક વખતે અમે અમારી એ જગ્યાએ જઈને સુંદરતા માણતાં અને મઝાની લોકકથાઓમાં ઈષ્ટ અને અનિષ્ટ વચ્ચેનો સંઘર્ષ અનુભવતાં, શરદની વેળાના વગડાનું સંગીત સાંભળતાં, નિર્મળ હવા શ્વાસમાં લેતાં, અને વસંતમાં ત્યાં જઈને લાવરીઓને આવકારવાનાં સ્વપ્નો સેવતાં. વગડાનો એ ખૂણો બાળકોના જીવનમાં સામેલ થઈ ગયો અને તેમને ખૂબ પ્યારો બની ગયો. બાળકોનાં દિલોમાં કોતરાઈ ગયેલું વતનનું પ્રથમ ઝળકતું ચિત્ર એવું હતું.

આસપાસના જગતની સુંદરતાની પરખ વગર સ્વદેશ અંગેની લાગણી પેદા ન કરી શકાય. મોટેરી પેઢીઓએ પોતાના ખુશાલ બાળપણ માટે ચૂકવેલા મોંઘા મૂલ્યની વાત કરતાં પહેલાં બાળકો સમક્ષ વતનની ભૂમિની પ્રાકૃતિક સુંદરતા પ્રગટ કરવાનું જરૂરી હોય છે. અતીતમાં સમાઈ ગયેલા બાળપણમાં માણેલા નાનકડા ખૂણાની યાદ બાળકના હૃદયમાં સદા અંકિત રહેવી જોઈએ.

શરદના એક શાંત દિવસે મેં બાળકોને ટેકરીની ટોચે માંડ ધ્યાનમાં આવે એવો છીછરો ખાડો બતાવ્યો અને કહ્યું:

“આ ખાડો જુઓ. વખતના વહેણમાં એ સ્પાટ થઈ ગયો છે અને તેમાં ઘાસ ઊગી નીકળ્યું છે... પણ એક વાર શરદમાં બરાબર આજના જેવો જ દિવસ હતો, તડકો નીકળ્યો હતો, આપણી સેના પીછેહઠ કરતી આ રસ્તે થઈને નીપર નદીની પાર જઈ રહી હતી. મશીનગન ટુકડીનો એક જુવાન સિપાહી આ ટેકરીની ટોચે ચડી ગયો અને દુશ્મનોને રોકી રાખવા, નીપર તરફ જતા અટકાવવા, ટેકરી ઉપર ગોઠવાઈ ગયો. દુશ્મનના મોટરસાઇકલ-સિપાહીઓ રસ્તે નજરે પડયા. મશીનગનવાળા સિપાહીએ તેમને ખતમ કરી નાખ્યા. ફાસીવાદીઓએ ટેકરી ઉપર નાનીમોટી તોપોના ગોળા વરસાવવાનું શરૂ કરી દીધું. જુઓ, ટેકરી દક્ષિણના ભાગમાં ખોદાઈ ગયેલી છે. અહીંયાં જમીનમાં ઘાતક ધાતુ હજી વેરાયેલી પડી છે. ધડાકા બંધ થઈ ગયા, ફરી મોટરસાઇકલવાળા સિપાહીઓ રસ્તે આગળ વધવા લાગ્યા, ફરી ટેકરી ખળભળી ઊઠી, દુશ્મનો સોવિયેત સિપાહીની ગોળીઓથી વીંધાઈને ઢળી પડયા. ફાસીવાદીઓએ એક ટૅંક ટેકરી ઉપર મોકલી.

ટૅંક પણે પેલાં ઝાડવાં નજીક પહોંચી કે તરત તેમાંથી ગોળીબાર શરૂ થઈ ગયા. મશીનગનની તડતડાટી બંધ થઈ ગઈ, અને ફરી મોટરસાઈકલવાળા સિપાહીઓ રસ્તે આગળ વધવા લાગ્યા. ટેકરી વળી પાછી ખળભળી ઊઠી. સિપાહીને હાથમાં, માથામાં, અને છાતીમાં સખત જખમો થયા હતા, પણ એણે લડવાનું ચાલુ રાખ્યું. એની આંખોમાં લોહી ભરાઈ ગયું. એને ખબર હતી કે પોતે વતનની ભૂમિના નીલા ગગનને છેલ્લી વાર નીરખી રહ્યો છે, પણ તોપનો ગોળો એની મશીનગનની બાજુમાં ફાટ્યો ત્યાર પછી જ એના દિલના ધબકારા બંધ થયા. સાંજે ખેડૂતો અહીંયાં આવ્યા અને તેમણે ખાડો ખોદીને સિપાહીના લોહીલોહાણ શબને દફનાવ્યું. સોવિયેત સેનાએ ગામને દુશ્મનના કબજામાંથી છોડાવ્યું ત્યાં સુધી એ સિપાહીના અવશેષો અહીંયાં જ દટાયેલા રહ્યા હતા. જુવાનના લશ્કરી ભાઈબંધોએ ટેકરીને ટોચે જઈને અવશેષો ખોદી લીધા, ગામમાં પહોંચાડયા, અને આદરમાન સહિત સહિયારી કબરમાં દફનાવ્યા. આપણને ખબર નથી કે એ શૂરવીરનું નામ શું છે, અને એની માને ખબર નથી કે પોતાનો પુત્ર ધરતીને ખોળે ક્યાં પોઢેલો છે."

બાળકોનાં દિલોમાં વિષાદ છવાઈ ગયો. જીવનની સુંદરતા અને વતનની ભૂમિના એ ખૂણાની સુંદરતા તેમને વધારે પ્યારી બની ગઈ. તેમણે દુનિયાને એ શૂરવીરની આંખો મારફત નીરખી. જુવાન સિપાહીએ પોતાની જિંદગી એટલા ખાતર કુરબાન કરી દીધી કે બાળકો સુખ અને શાંતિની જિંદગી જીવી શકે, ગગનમાં તારલિયાઓ ટમટમતા રહે, ઘાસમાંથી અને સફરજનનાં વૃક્ષોમાંથી સુગંધ ફેલાતી રહે, તીડોનું હળવું ગુંજન વગડામાં સંભળાતું રહે, અને નૂતન વર્ષની પૂર્વવેળાએ માતા હિમદાદાની ભેટો બાળકોના તકિયા નીચે ગોઠવી શકે... બાળકો શાંત થઈ ગયાં અને એક જમાનામાં લોહીમાં તરબોળ થયેલી ધરતીને નીરખવા લાગ્યાં. તેમનાં મનમાં દરેક ઢેફાંને, ઘાસના દરેક તરણાને, અને દરેક જીવડાને હેત કરવાની મંછા પેદા થઈ.

બનવાજોગ છે કે એ રાતે મારા વિદ્યાર્થીઓમાંથી ઘણાં બાળકોને બહુ મુશ્કેલીથી નીંદર આવી હોય. પહેલાં સૂર્યના પ્રકાશમાં ઝળકતો અને પછી લડાઈના ધુમાડાથી ઘેરો બની ગયેલો વતનનો વગડો તેમની નજર સામે તરવરતો હતો. તેમનાં હૈયાં કકળતાં હતાં: પોતે જે સુંદરતાને એ દિવસે નીરખી હતી, બીજે દિવસે અને એક વરસ પછી પણ નીરખવાનાં



હતાં, એ સુંદરતાને પેલો શૂરવીર કદી નહિ નીરખી શકે. એવા વિચારોને લીધે તેમની આંખોમાં ફરી આંસુ છલકાઈ આવ્યાં, અને તેમને સ્વપ્નમાં માતાના હેત વરસાવતા હૂંફાળા હાથનો અનુભવ થયો.

બીજે દિવસે સવારે શાળામાં વર્ગ શરૂ થાય તે પહેલાં વાર્યા મારી પાસે આવી અને પોતે સાંજે રચેલું કાવ્ય મને સંભળાવ્યું:

વગડાની દિશામાં જતા રસ્તા નજીક
  ઊંચી ટેકરી ખડી છે.
અનેક વર્ષોથી તેની ઉપર પવન
  ફૂંકાતો રહ્યો છે,
ચળકતો સૂરજ તેજ ફેલાવતો રહ્યો છે,
શરદનું ધુમ્મસ તરતું રહ્યું છે.
નિર્દય દુશ્મન અમારા દેશમાં આવ્યો.
બહાદુર જુવાન ઊંચી ટેકરી પર ઊભો રહ્યો.
તેણે દુશ્મનની સામે રસ્તાનું રક્ષણ કર્યું.
યુવાન લડવૈયાએ પુરાતન ટેકરી ઉપર
  જીવન કુરબાન કર્યું.
તેની છાતીમાં તોપના ગોળાની કટકી
  ખૂંતેલી હતી,
ધરતીને ખોળે લોહીતરબોળ હૃદયમાં
  ધ્રુજારી હતી,
નીલું આકાશ ઘેરું થઈ ગયું,
સૂરજ ઉપર તોફાનનું કાળું વાદળ
  છવાઈ ગયું.
અમે તને કદી નહિ ભૂલીએ,
અમારી જિંદગી ખાતર તારા જાનની
  કુરબાનીને નહિ ભૂલીએ.
જ્યાં તારું હૃદય ધરતી પર ઢળી પડેલું,
ત્યાં રોપ્યું છે ઓકનું ઝાડ અમે.

એક અઠવાડિયા પછી અમે ફરી ટેકરી ઉપર ગયાં. બાળકો જાણવા માગતાં હતાં કે એ શૂરવીર કોણ હતો, ક્યાં જન્મેલો હતો, ક્યાં ભણેલો

હતો, અને તેની માતા કોણ હતી. બાળકોએ એ વખતે જે કંઈ જોયું અને સાંભળ્યું એ બધું સ્વદેશને ખાતર જિંદગી કુરબાન કરી દેનારા શૂરવીરની આંખો મારફત પારખ્યું. તેમને પોતાની લાગણીઓ વ્યક્ત કરવા માટે કશુંક કરવાનું મન થયું. ઝાડવાં ઉપરથી પાંદડાં ખરી ગયાં ત્યારે અમે ઓકનું એક નાનકડું ઝાડ ટેકરી ઉપર લઈ ગયાં. બાળકોનાં દિલોમાં માયાળુ લાગણીઓની નાજુક લહેરો કંપતી હોય ત્યારે કોઈ જાતના શબ્દોની જરૂર નથી રહેતી. બાળકોએ એ કાર્ય ઊંડી લાગણીથી કર્યું: અમે કંઈ ટેકરીને ખાલી હરિયાળી બનાવવા ખાતર જ વૃક્ષની રોપણી નહોતાં કરી રહ્યાં, અમે તો એક શૂરવીરનું જીવંત સ્મારક ગોઠવી રહ્યાં હતાં.

બાળકો જાણતાં હતાં કે ટેકરી ઉપર ઓકના ઝાડને ઉછેરવામાં મુશ્કેલીઓ પડશે, પરંતુ તેમને કોઈ પણ મુશ્કેલીની બીક નહોતી લાગતી. અમે શિયાળામાં ઝાડને હિમ વડે ઢાંકી દઈને ટાઢા પવન સામે તેનું રક્ષણ કર્યું. વસંતમાં ટેકરી ઉપર કુમળું ઘાસ છવાઈ ગયું ત્યારે બાળકો દરરોજ દોડતાં જઈને તપાસ કરી આવતાં કે ઝાડમાં કૂંપળો ફૂટવા લાગી છે કે નહિ. તેમાં ખાલી ઝાડનો ઉછેર જ અંકિત નહોતો, એ તો શૂરવીર સાથે મિલન હતું. ઓકનું નાનકડું ઝાડ લીલુંછમ બની ગયું. બાળકોને તેના દરેક ટચૂકડા પાંદડામાંથી પેલા ભયાનક દિવસનો પડઘો સંભળાતો હતો. સિપાહીને દફનાવનારા ઘરડા માણસોએ અમને તેના પરાક્રમની તારીખ નક્કી કરવામાં મદદ કરી. અમે દર વરસે એ તારીખે ઝળકતા ગૌરવનો, યાદનો, અને ગમગીનીનો દિન મનાવીએ છીએ. બાળકો સવારે વહેલાં શાળામાં પહોંચી જાય છે, દરેક બાળક ફૂલો લઈને આવે છે. તેઓ જીવંત હાર બનાવે છે, અને કહાણી મુજબ જ્યાં શૂરવીર ઢળી પડયો હતો ત્યાં ગોઠવીને પુષ્પાંજલિ અર્પણ કરે છે.

ટેકરીની ટોચે જમીનનો એ નાનકડો ટુકડો બાળકોની નજરમાં સ્વદેશની આઝાદી અને સ્વતંત્રતાનું રક્ષણ કરનારી મોટેરી પેઢીઓના પરાક્રમનું પ્રતીક બની રહ્યો. મેં બાળકોને જણાવ્યું કે "મોટેરી પેઢીઓએ પોતાનું લોહી વહેવડાવીને આ દેશની રક્ષા કરી છે, આ દેશના સ્વામીઓ તમે છો, તમારે આપણા દેશને સમૃદ્ધ અને સમર્થ બનાવવાનો છે."

એક દિવસે હવામાં ગરમી હતી ત્યારે ઓલ્યા અને હું બાળકોને "શૂરવીરોના ઉદ્યાન"માં લઈ ગયાં. એ સ્થળ શાળાના વિદ્યાર્થીઓએ સર્જેલું ગૌરવનું સ્મારક હતું. ફાસીવાદી કબજા દરમિયાન ૧૯૪૧ની શરદના



અંતમાં એ જગ્યાએ ખરા પરાક્રમ અને આત્મબલિદાનને અંકિત કરતી કરુણ ઘટના બની હતી. ફાસીવાદીઓએ ત્યાં સામૂહિક ખેતરની ફળવાડીનાં વૃક્ષો કાપી નાખીને યુદ્ધકેદીઓ ઉપર અત્યાચાર વરસાવવાનો કારાવાસ બાંધ્યો હતો. કાંટાળા તારની વાડની પાછળ ખુલ્લી જગ્યામાં સોવિયેત સેનાના છ હજાર જખમી, ભૂખમરાના શિકાર, અરધા નાગા સિપાહીઓ તથા અફસરોને મોતના ખપ્પરમાં હોમી દેવા માટે ગોંધી રાખવામાં આવ્યા હતા. એ લોકોને પાણી નહોતું આપવામાં આવતું. તેઓ શરદની રાતની ટાઢમાં ઠરી ગયેલી ધરતી ઉપરથી જામી ગયેલી ઝાકળ ભેગી કરીને તરસ છિપાવતા અને ઘાસ ખાતા. દરરોજ ડઝનબંધ કેદીઓ મોતના શિકાર બની જતા. ફાસીવાદીઓ પાશવી ક્રૂરતાથી વાટ જોતા રહેતા કે તમામ કેદીઓ એવી રીતે મરી જાય, જેથી તેઓ કારાવાસ નજીક આવેલા દારૂગોળાના ગોદામને ધડાકો કરીને ઉડાવી દઈ શકે, અને સોવિયેત સેનાએ વિમાનોમાંથી બૉંબો વરસાવીને પોતાના જ લોકોને હણી નાખ્યા હોવાનો દોષ તેને માથે લાદી શકે.

સોવિયેત દેશભક્તોએ કારાવાસમાં ગુપ્ત સંગઠન સ્થાપ્યું અને સામુદાયિક રીતે છટકી જવાની તૈયારી કરી. પછી રાતની વેળાએ સખત ટાઢમાં, હજારો ઇન્સાનો વરસાદ અને પવનમાં ધ્રૂજતા હતા ત્યારે, સિપાહીઓ અને અફસરો સરકતા જઈને વીસ જગ્યાઓએ કાંટાળા તારની વાડ ઉપર ચડી ગયા. તેમણે જિંદગી કુરબાન કરી દીધી, કાંટાળા તાર ઉપર ગોઠવાઈને જીવતા પુલો રચી દીધા, ઘણાબધા લોકો તેમની કાયાઓ ઉપર થઈને વગડામાં ભાગી ગયા. એ રાતે ખેડૂતોએ ચાર હજારથી વધારે માણસોને આશરો આપીને છુપાવી દીધા, કોઈ તેમને શોધી ન શક્યું — જર્મન જાસૂસી સિપાહીઓ પણ નહિ અને તેમના ખાંધિયાઓ પણ નહિ. ચાર સો શૂરવીરોએ જિંદગી કુરબાન કરી દીધી, જેથી મોતના ખપ્પરમાં હોમી દેવા માટે ગોંધી રાખવામાં આવેલા ચાર હજાર ઇન્સાનો ફરી હાથમાં હથિયાર લઈ શકે અને સ્વદેશની આઝાદીને ખાતર લડનારાઓની કતારોમાં સામેલ થઈ શકે.

ગામને ફાસીવાદીઓના કબજામાંથી છોડાવવામાં આવ્યું ત્યારે શાળાબાળકોએ નક્કી કર્યું કે એ પુનિત સ્થળને ખીલતા ઉદ્યાનમાં, શૂરવીરોના જીવંત સ્મારકમાં, પલટાવી નાખવું. તેમણે જગ્યા સાફ કરી, ખાઈઓ પૂરી દીધી, અને ઓકનાં ચાર સો વૃક્ષોની, પોતાના સાથીઓને બચાવી લેવા માટે પોતાની જિંદગી કુરબાન કરી દેનારા બહાદુરોનાં ચાર સો જીવંત

સ્મારકોની, રોપણી કરી. ઓકવૃક્ષો દર વરસે વધારે ઊંચાં બને છે, અને પરાક્રમની ગાથા એક પછી એક પેઢીને સુપરત થતી રહે છે. ઓકવૃક્ષોના ઉદ્યાનની રોપણી પછી કેટલાંક વરસે વિદ્યાર્થીઓની નવી પેઢીએ બાળવીર સંસ્થામાં દાખલ થતી વેળા એ ઉદ્યાન નજીક પોતાનાં ઓકવૃક્ષો રોપ્યાં. જ્યાં કાંટાળા તાર ઉપર શૂરવીરોનું લોહી રેડાયું હતું, જ્યાં તેમનાં દિલોની રાખ માટીમાં ભળી ગઈ હતી, ત્યાં ઊગતું વૃક્ષ સૌથી વધારે ઊંચું બની રહો! દરેક વિદ્યાર્થી બાળવીર સંસ્થામાં દાખલ થતી વેળા પોતાનું આગવું વૃક્ષ રોપે છે. બાળવીર સંસ્થામાં દાખલ થતા દરેક વિદ્યાર્થી તરફથી શૂરવીરોના ઉદ્યાનમાં ઓકવૃક્ષ રોપાવાની પરંપરા બની ગઈ છે.

ઓલ્યા અને હું બાળકોની સાથે ત્યાં ગયાં. ઓલ્યાએ તેમને શૂરવીરોની કુરબાનીની વાત કરી અને પોતે રોપેલું ઓકવૃક્ષ બતાવ્યું. બાળકો બાળવીર સંસ્થામાં જોડાવાના દિવસની વાટ આતુરતાથી જોવા લાગ્યાં.

વસંત આવી. લેનિનના જન્મદિવસને* માત્ર થોડાંક જ અઠવાડિયાં બાકી રહ્યાં. એ દિવસે બાળવીર સંસ્થામાં નવા નાનેરા લેનિનવાદીઓના પ્રવેશના પ્રસંગે ઉત્સવનો સમારંભ આયોજવામાં આવ્યો હતો. અમે ફરી શૂરવીરોના ઉદ્યાનમાં ગયાં. દરેક બાળકે ઓકનો કુમળો રોપો, નાનકડો પાવડો, અને ખાતરનો ટોપલો ભેગો લીધો. તેમણે વૃક્ષો રોપ્યાં અને રોપાઓને પાણી પાયું. ત્યાં, પરાક્રમી કૃત્યની પુનિત જગ્યાએ, એપ્રિલની ૨૨મી તારીખે, બાળકોના મોટેરા દોસ્તોએ, બાળવીર સંસ્થાના રૂમાલો તેમને ગળે બાંધ્યા. ત્યાં નાનેરા લેનિનવાદીઓએ સમાજવાદી સ્વદેશના ખરા ભક્તો બની રહેવાના ગંભીર શપથ લીધા.

અમે વરસ દરમિયાન કેટલીય વાર શૂરવીરોના ઉદ્યાનમાં જતાં. વસંતના આરંભમાં અમે વૃક્ષોમાંથી સૂકાં ડાળપાંદડાં તોડી નાખ્યાં. અને જે વૃક્ષોને ટાઢથી નુકસાન થયું હતું તેમના બદલામાં વધુ વૃક્ષો રોપ્યાં. શરદના અંતમાં જે દિવસે શૂરવીરોએ પરાક્રમ કરી દાખવ્યું હતું એ તારીખે અમે ત્યાં બાળવીરોની સભા ભરી. કાંટાળા તારની વાડની જગ્યાએ ઓકવૃક્ષો ઊગી રહ્યાં હતાં. બાળકોએ ચુપચાપ જઈને પોતપોતાનાં વૃક્ષો નીચે ફૂલો ગોઠવ્યાં—એ યાદગાર રાતે જ્યાં ધરતી લોહી વડે રંગાઈને લાલ

---

* લેનિનનો જન્મ ૧૮૭૦ના એપ્રિલની ૨૨મી તારીખે થયો હતો. તેમની યાદમાં એ દિવસને તહેવાર તરીકે ઊજવવામાં આવે છે.—સં.



બની ગઈ હતી ત્યાં એસ્ટર અને ક્રીસેન્થીમમ ફૂલો રંગોના ઝબકારા મારી રહ્યાં હતાં.

અમે એકદમ ખુશીના દિવસોએ, ઉનાળાની રજાઓની શરૂઆતમાં અથવા લાંબા પર્યટન પહેલાં, પણ શૂરવીરોના ઉદ્યાનમાં જતાં. એ પુનિત સ્થળે હંમેશાં ગંભીર શાંતિ જાળવવામાં આવતી. કોઈ દોડતું નહિ, રમતું નહિ, કે દેકારા કરતું નહિ: એ તો પ્રકૃતિની સુંદરતા માણવાનું, આરામ કરવાનું, અને વાંચવાનું સ્થળ હતું. જે બાળકોના પિતાઓ મહાન દેશાભિમાની યુદ્ધમાં ખપી ગયા હતા તેઓ ત્યાં જતાં. એ સ્થળે પુત્ર એવા પિતાની કબર સામે માથું નમાવી શકતો કે જેણે સુદૂર ઉત્તર ધ્રુવીય મહાસાગરને કિનારે અથવા કાર્પેથિયન પર્વતોના પ્રદેશમાં જાન કુરબાન કરી દીધો હોય. પોતે ખપી જઈને સોવિયેત જનતા માટે સૂર્યપ્રકાશ, ફૂલો, તથા મુક્ત શ્રમને જાળવી રાખનારા શૂરવીરોની કહાણી એક પછી એક પેઢીને સુપરત થતી રહે છે.

ટેકરીની ટોચે રોપવામાં આવેલું ઓકવૃક્ષ વધારે ને વધારે ઊંચું બનતું ગયું. પુખ્ત ઉંમરનો કોઈ ઇન્સાન વૃક્ષને ડાળીઓ ગગનમાં ઊંચે લંબાવતું જુએ ત્યારે તેના હૈયાના ધબકારા વધારે વેગીલા બની જતા અને તેને સ્વદેશ વધારે પ્યારો લાગતો.

દાયકાઓ વીતી જશે, યુદ્ધમાં લડેલા માનવીઓ આ દુનિયામાંથી પ્રસ્થાન કરી જશે, અને અભૂતપૂર્વ લડાઈમાં લડીને માનવજાતિને ફાસીવાદી ગુલામીના જોખમથી ઉગારી લેનારા બહાદુરોના પરાક્રમને નવી પેઢીઓ પ્રશંસા અને અહેસાનની લાગણીથી યાદ કરતી રહેશે.

આપણે યુદ્ધની ભયાનકતાઓને, યુદ્ધે લાદેલી આફતોને, આગના ભડકાઓના ઝબકારાઓને, બૉંબોના ધડાકાઓમાં મોતના શિકાર બની જતા ઇન્સાનોના ઊંહકારાઓને, ફાસીવાદી જર્મનીમાં ગુલામીની દશામાં ધકેલાઈ ગયેલાં માણસોનાં ડૂસકાંઓને, મોરચે રવાના થતી વેળા સખત બાથ ભરીને ભેટતા પિતાઓને, અને પતિઓ અથવા પિતાઓના મોતની ખબર મેળવનારી સ્ત્રીઓનાં આંસુઓને કદી ન ભૂલવાં જોઈએ... નાનેરી પેઢીએ ખપી ગયેલા બહાદુરોના સનાતન સ્મારકનો પાયો નાખવો જોઈએ. આપણે હાલ જે શાળામાં અભ્યાસ કરી રહ્યાં છીએ ત્યાં, દુશ્મનોના કબજા દરમિયાન, દાસતાની સજા પામેલાં યુવાન સોવિયેત નરનારીઓને રાખવાનું ફાસીવાદી સંક્રમણ કેદખાનું હતું. બાળકો, તમારે એ વાત કદી ન ભૂલવી

જોઈએ. તમે મોટાં થશો, તમારે પોતાનાં બાળકો હશે, તમારે દુશ્મન તરફની નફરત મશાલની જેમ એ બાળકોનાં દિલોમાં સંચારિત કરવી જોઈએ.

અમારા ગામમાં યુદ્ધ પહેલાં ૫૧૦૦ માણસો હતાં. મહાન દેશાભિમાની યુદ્ધ દરમિયાન અમારા ૮૩૭ સાથી ગામવાસીઓ — ૭૮૫ પુરુષો અને ૫૨ સ્ત્રીઓ — મોરચે શૂરવીરોના મોતને ભેટયા હતા. મોરચેથી પાછાં ન આવેલાં ૮૩૭ માણસો ઉપરાંત બીજાં ૬૯ માણસો ફાસીવાદીઓની મોતની છાવણીઓમાં ભૂખમરાને લીધે તથા અમાનુષી હાલતને કારણે મરી ગયાં હતાં. તેમની ઉપર અત્યાચાર વરસાવવામાં આવ્યો હતો, તેમને મારી નાખવામાં આવ્યાં હતાં, અને દાહઘરોમાં બાળી નાખવામાં આવ્યાં હતાં. ફાસીવાદીઓએ તેમનાં અસ્થિઓનું વેચાણ કર્યું હતું, તમારાં ભાઈબહેનો તથા માતાપિતાઓનાં અસ્થિઓનો ઉપયોગ બુખેનવાલ્ડના ફાસીવાદી કારાગાર નજીક વેઈમારની સીમમાં ખેડૂતોની જમીનમાં ખાતર તરીકે કરવામાં આવ્યો હતો. બાળકો, આપણાં ભાઈબહેનો, પિતાઓ, તથા દાદાઓનાં અસ્થિઓ તમારી છાતીઓ ઉપર પછડાતાં રહો, તમારાં બાળકોની અને પૌત્રપૌત્રીઓની છાતીઓ ઉપર પછડાતાં રહો! કદી ભૂલશો નહિ કે આપણા ગામમાંથી ૨૭૯ કિશોર તથા તરુણ નરનારીઓને પકડીને જર્મનીમાં ફાસીવાદી કારાગારોમાં લઈ જવામાં આવ્યાં હતાં. તેમાંથી ૧૯૪ માણસો મોતની છાવણીઓમાં ભૂખમરાને લીધે તથા બેહદ મહેનતને લીધે મરી ગયાં હતાં, અને કેટલાંકને દાહઘરોમાં બાળી નાખવામાં આવ્યાં હતાં. પાવેલના ભાઈને બોખુમ શહેર લઈ જવામાં આવ્યો હતો અને ભાંગફોડ બદલ તેની આંખોમાં તપતા લાલચોળ સળિયા ભોંકીને આંધળો બનાવી દેવામાં આવ્યો હતો. પછી તેને થડિયા ઉપર ખીલાઓ વડે જીવતો જડી દેવામાં આવ્યો હતો. તાન્યાની બહેનને સામ્યવાદી પ્રચાર બદલ જીવતી દફનાવી દેવામાં આવી હતી. કોસ્ત્યાના કાકાને લોખંડના પાંજરામાં પૂરી દેવામાં આવ્યા હતા, અને તેમાં કેટલાય દિવસ નગ્ન દશામાં યાતના વેઠતા વેઠતા તે મરી ગયા હતા. યૂરાના પિત્રાઈ ભાઈએ ભાગી જવાની કોશિશ કરેલી એટલે તેની ઉપર કૂતરાઓને છૂટા મૂકી દેવામાં આવ્યા હતા, અને કૂતરાઓએ તેને જીવતો જ પીંખી નાખ્યો હતો. વાલ્યાની પિત્રાઈ બહેનનું બાળક ઝૂંટવી લેવામાં આવ્યું હતું, અને પછી ફાસીવાદી અફસરે તેની નજર સામે જ બાળકનું માથું પથ્થર ઉપર



અફાળ્યું હતું. લુસ્યાની કાકીને, છવ્વીસ વરસની બાઈને, તેનાં બે બાળકો સહિત ઓશ્વેન્ચીમની ફાસીવાદી અત્યાચાર કારાવાસમાં મોકલી દેવામાં આવી હતી. તેને ચાર વરસની દીકરી હતી અને ત્રણ વરસનો દીકરો હતો. કારાવાસમાં માને બાળકોથી વિખૂટી પાડી દેવામાં આવી. બાઈએ ફાસીવાદી અફસરને કહ્યું: "બચ્ચાં માંદાં છે, આજીજી કરું છું કે મારી ભેગાં રહેવા દો." ફાસીવાદીએ બરાડો પાડયો: "માંદાં હોય તો અમે સાજાં કરી દઈશું..." અને બેબાકળી માની નજર સામે જ બાળકોને પથ્થર ઉપર અફાળવામાં આવ્યાં તથા તેમની કાયાઓને બૂટ નીચે કચડવામાં આવી...

મેં બાળકોને કહ્યું: "આપણે એ બધું પોતે યાદ રાખવાનું છે એટલું જ નહિ પરંતુ માનવીય અંતરાત્માની એ યાદ બધી ભાવિ પેઢીઓને સુપરત પણ કરવાની છે." અમે ભેગાં મળીને ગ્રામ કીર્તિમંદિર — સોવિયેત સ્વદેશની આઝાદી અને સ્વતંત્રતા ખાતર ખપી ગયેલા શૂરવીરોની છબીઓનું પ્રદર્શન — સ્થાપવાનું નક્કી કર્યું. બાળકોએ શાળાના ત્રીજા ધોરણના અંતના અને ચોથા ધોરણના આરંભના સમય દરમિયાન ગામના બધા પરિવારોની મુલાકાત લીધી.

માતાઓએ અમને લડાઈમાં ખપી ગયેલાં અને ફાસીવાદીઓની મોતની છાવણીઓમાં યાતનાઓના ભોગ બનેલાં સંતાનોની છબીઓ આપી, અને અમે એ છબીઓ ગૌરવ અને વિષાદના ખંડમાં ગોઠવી. કીર્તિમંદિરની શરૂઆત એવી રીતે થવાની હતી, અને તે શાળાબાળકોની નવી પેઢીઓના પ્રયાસોના પરિણામે ધીરેધીરે પરિપૂર્ણ બનવાનું હતું. અમે અમારે માટે એવું કર્તવ્ય નિર્ધારિત કર્યું. અમારી ફરજ હતી કે અમે એ કર્તવ્યને પાર પાડીએ, જેથી ફરી ક્યારેય યુદ્ધ ન થાય, પ્રજાઓ વચ્ચે ભાઈભાંડુ જેવા સંબંધો બની રહે, બાળકો યુદ્ધ અને મોત માટે નહિ પરંતુ શાંતિ અને સુખ માટે જન્મે. તેમાં આખી દુનિયાની પ્રજાઓ સમક્ષ અમારી ફરજ અંકિત હતી — અમારે કશુંયે નહોતું ભૂલવાનું અને કશાનીયે માફી નહોતી આપવાની, જેથી ફાસીવાદની ભયાનકતાઓનું પુનરાવર્તન કદી ન થાય.

અમે શિબિર-પ્રવાસ દરમિયાન નીપર નદીને ઊંચે કાંઠે રાત ગાળી. બાળકોને પાણી લઈ આવવા માટે કોતરને ઝરણે કેટલીય વાર જવું પડયું, અને દરેક વેળા ચકરાવો લઈને જવું પડયું કેમ કે બરાબર માર્ગની વચ્ચોવચ મોટી ગોળ શિલા પડી હતી.

"આ શિલા અહીંયાં કેમ પડી છે?" બાળકોએ અચરજમાં પૂછ્યું. "લોકોને ઝાડીઝાંખરાંમાં ચકરાવો લઈને જવું પડે એવી હાલત કેમ છે?" "આપણે એને માર્ગમાંથી આઘી ધકેલી દઈએ તો કેમ?" તેમણે મનમાં નેક ઈરાદા બાંધીને શિલાને માર્ગમાંથી આઘી ગબડાવી દીધી. સવારે એક ઘરડો માછીમાર અમારી પાસે આવ્યો. તેને પૂછ્યું કે શિલા ક્યાં ગઈ. બાળકોને આશા હતી કે વખાણ સાંભળવા મળશે, પણ ઘરડા આદમીએ માથું હલાવતાં કહ્યું: "શિલા લાંબા વખતથી અહીંયાં પડી રહી છે, એની જગ્યા અહીંયાં જ છે..." પછી તેણે ત્રણ સોવિયેત બાતમીદાર સિપાહીઓની વાત જણાવી. નીપર નદીની મોટી લડાઈ દરમિયાન તેઓ નદી પાર કરીને આવેલા, મશીનગનો ભેગી રાખીને શિલાની પાછળ છુપાઈ ગયેલા, ત્રણ દિવસ રહેલા, તેમનાથી ઘણી વધારે મોટી સંખ્યાના દુશ્મનો સામે રાતદિવસ લડેલા. ફાસીવાદીઓએ નાનીમોટી તોપો આણીને તેમની ઉપર ગોળા વરસાવેલા. તેમની આસપાસ સુરંગો અને તોપગોળાઓના ધડાકા કેટલાય કલાકો સુધી થતા રહેલા, પરંતુ શિલાએ અભેદ્ય કિલ્લાની કામગીરી બજાવી હતી. એ રાતે સોવિયેત સૈન્ય નદી પાર કરીને આવી પહોંચ્યું અને તેણે બાતમીદાર સિપાહીઓને બચાવી લીધા. સિપાહીઓ ગોળીઓથી અને તોપગોળાઓના કટકાઓથી ઘવાઈને લોહીમાં તરબોળ દશામાં શિલાની પાછળ પડયા હતા, પરંતુ નાહિંમત નહોતા થયા. બાતમીદારોને નીપરની પાર લશ્કરી હૉસ્પિટલમાં મોકલી દેવામાં આવ્યા હતા. તેમનાં નામોની ખબર કોઈને નથી. માત્ર પથ્થરની આ શિલા જ શૂરવીરોના પરાક્રમના સ્મારક તરીકે રહી છે. બાળકો શિલા પાસે ગયાં અને તેની સામે કેટલીય વાર સુધી ઊભાં રહ્યાં. તેમણે શિલાને ઝાડીઝાંખરાંમાંથી ગબડાવીને પાછી મૂળ જગ્યાએ ગોઠવી દીધી. ત્યારે જ તેમના ધ્યાનમાં આવ્યું કે ગોળીઓ અને તોપગોળાઓના કટકાઓ અફળાવાથી શિલામાંથી કરચો ઊડી ગયેલી હતી. અમને પથ્થરની ઘણીબધી કટકીઓ જમીન ઉપર મળી આવી. દરેક બાળકે એક એક નાનકડી કટકી યાદગીરી તરીકે લઈ લીધી.

ત્યારથી નાનેરા પર્યટકોનો માર્ગ એ પુનિત શિલા પાસે થઈને જાય છે. ટેકરીની ટોચે ઊગેલા ઓકવૃક્ષ અને શૂરવીરોના ઉદ્યાનની જેમ જ ભૂખરા પથ્થરની એ શિલા પણ બહાદુરીનાં કૃત્યોની સુંદરતાનું પ્રતીક, નાનેરાં હૃદયોમાં ઊંડી દેશાભિમાની લાગણીઓ પેદા કરતું પ્રતીક, બની રહી છે.



વ્યક્તિના નૈતિક દૃષ્ટિકોણનો, સામાજિક હિતો તરફ તેના વલણનો, અને સ્વદેશના કલ્યાણ ખાતર તેના શ્રમનો આધાર બાળપણનાં વર્ષો દરમિયાન તેના મનમાં પૂર્વજોનાં પરાક્રમી કૃત્યો અંગે બંધાયેલી લાગણીઓ ઉપર હોય છે. મેં બાળકોને જણાવ્યું કે આપણે આજે જ્યાં કામ કરી રહ્યાં છીએ એ ટેકરી ઉપર શૂરવીરોએ પોતાનું લોહી વહેવડાવ્યું છે, અને વાત કરતી વેળા મેં કોશિશ કરી કે એવા ખ્યાલથી બાળકોનાં દિલોના ધબકારા વધારે વેગીલા બની જાય. લાગણીઓ એવી સમજણને વધારે મક્કમ બનાવે છે કે સ્વદેશના કલ્યાણ ખાતર વતનની જમીનમાં કરવામાં આવતી મહેનતમાં મોટું સુખ અંકિત હોય છે, અને એ સુખને ખાતર લોકો મોત સુધીનો સંઘર્ષ લડયા છે. બાળકના હૃદયના અંતરતમ ખૂણાઓમાં અંતરાત્માનો અવાજ રણકી ઊઠે છે: તું ઝળકતા સૂર્યપ્રકાશમાં ચાલવાની અને નીલા ગગનને નીરખવાની મોજ કેવળ એવા કારણસર જ માણી રહ્યું છે કે તારે માટે પ્રકાશ અને જીવનને જાળવી રાખવા ખાતર જિંદગી કુરબાન કરી દેનારાઓ પોપલાર તથા બર્ચ અને સફરજન તથા ઓકનાં વૃક્ષો તળે દફનાયેલા પડયા છે.

એ અવાજ નાનેરા લેનિનવાદીઓને યાદ કરાવે છે કે પોતે વતનની ભૂમિના ભાવિ સ્વામીઓ છે. પુખ્ત નાગરિકતાનું મૂળ મોટેરી પેઢીઓએ સર્જેલાં ભૌતિક અને માનસિક મૂલ્યોના સંબંધમાં સ્વામિત્વની લાગણીમાં હોય છે. મેં અને ઓલ્યાએ વિચાર કર્યો ક ઝળકતા સૂર્યને અને નીલા ગગનને બાળકો માટે જાળવી રાખનારાઓ તરફ તેમની ફરજના નામે મહેનત કરવાની પ્રેરણા તેમને કેવી રીતે આપવી. એક દિવસે બાળકો ખેતરમાં પહોંચ્યાં. તેમને કેટલાક મણ ખાતર બિનઉપજાઉ જમીનના નાનકડા પ્લૉટમાં પહોંચાડવાનું હતું, જેથી અગાઉ કશુંયે પેદા ન કરતી જમીનમાં ઘઉંનો પાક ઊપજે. કામ મુશ્કેલ અને નીરસ હતું. કામ શરૂ થાય તે પહેલાં ઓલ્યાએ બાળકોને ઉક્રાઈનાની કોમ્સોમોલ સંસ્થાના સભ્ય મિખાઈલ પાનીકાકોની વાત કહી સંભળાવી. એ બહાદુર જુવાને ૧૯૪૩માં વોલ્ગાકિનારાની મોટી લડાઈના કારમા દિવસોમાં ભારે પરાક્રમ કરી દાખવ્યું હતું.

ઓગણીસ વસ્સનો જુવાન ફાસીવાદી ટૅંકનો માર્ગ રોકીને ખાઈમાં ખડો હતો. દુશ્મનની ટૅંક ખાઈ નજીક પહોંચી. સિપાહીએ વિસ્ફોટક મિશ્રણની બાટલી ફેંકવા હાથ ઊંચો કર્યો. તેનો ઈરાદો બાટલી ટૅંક ઉપર

ફેંકીને તેને ઉડાવી દેવાનો હતો. તેણે ઊંચી કરેલી બાટલી ઉપર બરાબર એ જ ઘડીએ ગોળી ટકરાઈ. બાટલી ફૂટી ગઈ, મિશ્રણનો ધડાકો થયો, અને આગના ભડકા તેનાં કપડાં તથા ચહેરા ફરતે લપેટાઈ ગયા. જીવતી મશાલ જેવો જુવાન આગના ભડકા અને ધુમાડાના ગોટા પોતાની પાછળ છોડતો ખાઈમાંથી ઉપર ચડીને ટૅંક પાસે પહોંચી ગયો. મિખાઈલના હાથમાં વિસ્ફોટક મિશ્રણની આખરી બાટલી હતી. તે દુશ્મનની ટૅંકના લોખંડી બખતર ઉપર ચડી ગયો. તેણે બાટલી ટૅંકની મિનારી ઉપર ફટકારી દીધી. ટૅંકને આગ લાગી અને તે ગોળગોળ ફરવા લાગી. ટૅંકમાં ધડાકો થાય તે પહેલાં આખરી ઘડીએ મિખાઈલ ટટ્ટાર ખડો થઈ ગયો, અને બળતો હાથ ઊંચો કરીને તેણે હાકલ કરી. સિપાહીઓ તેની રણહાક સાંભળીને ખાઈમાંથી બહાર ધસી આવ્યા, અને તેમણે દુશ્મનોને સાફ કરી નાખીને સડક કબજે કરી લીધી.

બાળકો મિખાઈલની વાત સાંભળીને પ્રભાવિત થઈ ગયાં. એ ઘડીઓ દરમિયાન જાણે જીવંત અને અમર શૂરવીર તેમની જોડાજોડ ઊભો હતો અને કહી રહ્યો હતો: "આપણા વતનની પુનિત જમીનના બરાબર આવા જ ટુકડા ખાતર મેં મારી જિંદગી કુરબાન કરી દીધી. તેમાં ઘઉં ઊગે કે કાંટાળા છોડવાઓ ઊગે, એ બાબત વિશે કોઈ ઉદાસીન કેવી રીતે રહી શકે?" એ ઘડીએ દરેક બાળકના હૃદયમાં અંતરાત્માનો અવાજ રણકી ઊઠયો હતો: મારાથી ઉદાસીન કોઈ રીતે ન જ રહેવાય.

હું નથી માનતો કે બાળકો કામ શરૂ કરે ત્યારે દરેક વેળા તેમને પરાક્રમી કૃત્યોની વાત કહી સંભળાવવી જોઈએ. બાળકને એવો સંકેત ન કરવો જોઈએ કે તે આળસુ હોય અને જરૂર મુજબનું કામ ન કરતું હોય તો સ્વદેશ તરફની ફરજ નથી બજાવતું. ફરજની લાગણી તો પુનિત લાગણી હોય છે, અને તેને બાળકના હૃદયમાં સલામત રહેવા દેવી જોઈએ. પરંતુ સાથોસાથ જરૂરી છે કે પરાક્રમી કૃત્યોનાં વર્ણનો તેને જિંદગી જીવતાં શીખવે, બાળકના મનમાં નાગરિકતાના પ્રથમ ખ્યાલો પેદા કરે. મેં ઓલ્યાને સલાહ આપી કે બાળકોને મિખાઈલ પાનીકાકોના કૃત્યની વાત કહી સંભળાવે, પરંતુ બાળકોએ કરવાના કામ સાથે તેને કોઈ રીતે સાંકળી લીધા વગર, કોઈ જાતના ઉપદેશ વગર, જેથી બાળક વતનની જમીનના એ નાનકડા ટુકડાને નાગરિકની નજરે જુએ.



૧૯૫૫ની વસંતમાં, ત્રીજા ધોરણના અંતને ઝાઝી વાર નહોતી ત્યારે, બાળકો વ્લાદીમિર ઇલ્યીચ લેનિન બાળવીર સંસ્થામાં દાખલ થયાં. કોમ્સોમોલ સમિતિએ તેમની આગેવાની માટે ઓલ્યાની નિમણૂક કરી. એ વખતે ઓલ્યા આઠમા ધોરણમાં ભણતી હતી.

ઝોયા કોસ્મોદેમ્યાન્સ્કાયા બાળવીર ટુકડીનો ગંભીર સમારંભ પરંપરા મુજબ એપ્રિલની ૨૨મી તારીખે, લેનિનના જન્મદિવસે, આયોજવામાં આવતો. બાળકોને બાળવીરોની કતારોમાં સામેલ થવા માટે તૈયાર કરવાનું કામ ઓલ્યા અને તેના સાથીઓએ એથી ઘણા વખત પહેલાં શરૂ કરી દીધું હતું. આઠમા ધોરણના વિદ્યાર્થીઓએ લેનિનવાદી પાર્ટી, કોમ્સોમોલ, અને બાળવીર સંસ્થાનો પરાક્રમી ઇતિહાસ બાળકોને જણાવ્યો.

ઓલ્યાએ તેમને કહ્યું: "તમારી ટુકડીને એવા ઇન્સાનનું નામ આપો કે જેનાં કૃત્યો તમને સૌથી વધારે પ્રેરણા આપતાં હોય." બાળકોએ સર્વાનુમતે નક્કી કર્યું કે પોતાની ટુકડીને સ્તાલીનગ્રાદની લડાઈના શૂરવીર મિખાઈલ પાનીકાકોનું નામ આપવું. અમારી ટુકડીનો મુદ્રાલેખ આવો હતો: "લેનિનની જેમ સંઘર્ષ લડવો અને ફતેહ હાંસલ કરવી." પ્રાકૃતિક વાતાવરણને વધારે સમૃદ્ધ બનાવવાના અમારા સંઘર્ષ માટે અમે ઓકવૃક્ષનાં પાંદડાં અને ફળોનું પ્રતીક અપનાવ્યું.

બાળવીર સમારંભમાં કેવળ વિદ્યાર્થીઓએ જ નહિ પરંતુ માતાપિતાઓ, મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિમાં ભાગ લેનારાઓ, છાપામાર આંદોલન તથા આંતરવિગ્રહના લડવૈયાઓ, અને ગામમાં ૧૯૧૯માં પ્રથમ કોમ્સોમોલ સંગઠન સ્થાપનારા પ્રથમ કોમ્સોમોલ સભ્યોએ પણ ભાગ લીધો.

સમારંભ હરિયાળા ઘાસના મોટા ચોગાનમાં ભરવામાં આવ્યો હતો. આઠમા ધોરણની બાળવીર ટુકડી ત્રીજા ધોરણનાં બાળકોની સામે, ભાવિ નાનેરા લેનિનવાદીઓની સામે, ખડી રહી હતી. આઠમા ધોરણની ટુકડીની સમિતિના આગેવાને કહ્યું કે તેમની ટુકડીની કામગીરી એ દિવસથી બંધ થઈ જશે અને તેઓ મશાલ ત્રીજા ધોરણના નાનેરા લેનિનવાદીઓને સુપરત કરી દેશે.

બાળકોને રાતા બાળવીર રૂમાલો આપવાની ગંભીર પળ આવી પહોંચી. અમારી શાળાની પરંપરા મુજબ, પોતાની પ્રવૃત્તિઓને સમેટી લેનારી

બાળવીર ટુકડી પોતાના રૂમાલો બાળવીર સંસ્થામાં જોડાઈ રહેલાં ઑક્ટોબર બાળકોને આપી દેતી. એટલે મોટાં બાળકોએ પોતપોતાના બાળવીર રૂમાલો છોડી નાખીને નાનેરા દોસ્તોના ગળા ફરતે બાંધી દીધા. દરેક મોટા બાળકે પોતાનો રૂમાલ એવા નાના બાળકને આપ્યો કે જેની સાથે તેણે દોસ્તી રાખી હોય. આઠમા અને ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓમાં ભાઈબહેનો પણ હતાં. એવા દાખલાઓમાં, મોટેરા વિદ્યાર્થીઓએ પોતપોતાના રૂમાલો નાનેરા વિદ્યાર્થીઓને અતિ પ્યારી વંશપરંપરાગત કૌટુંબિક વસ્તુ તરીકે આપ્યા. નાનાં બાળકોએ રાતા રૂમાલો લેતી વેળા નાનેરા લેનિનવાદીઓના ગંભીર શપથ લીધા. તેમણે મિખાઈલ પાનીકાકો જેટલા જ અડગ અને હિંમતવાન દેશભક્તો બની રહેવાનું અને "લેનિનની જેમ સંઘર્ષ લડવા અને ફતેહ હાંસલ કરવાના" મુદ્રાલેખને વફાદાર રહેવાનું વચન આપ્યું. દરેક બાળકને બાળવીર સંસ્થામાં પ્રવેશના પ્રતીક તરીકે ભેટ મળી—નામાંકિત વ્યક્તિના જીવન અને કાર્ય સંબંધી પુસ્તક.

એ સમારંભ મારા વિદ્યાર્થીઓનાં દિલોમાં સદાને માટે અંકિત થઈ ગયો. એવા સમારંભમાં મુખ્ય બાબત રાતો રૂમાલ નાનેરા લેનિનવાદીઓની એક પછી એક પેઢીને સુપરત કરવાનો હોય છે. રાતો રૂમાલ ક્રાંતિકારી સંઘર્ષના પ્રતીકના સ્થાને હોય છે અને તેને કાળજીથી જાળવી રાખવો જોઈએ.

## લેનિનની જેમ સંઘર્ષ લડવો અને ફતેહ હાંસલ કરવી

લેનિને શીખવ્યું છે કે સામ્યવાદ માટેનો સંઘર્ષ તો રોજિંદો મામલો છે. મેં અને ઓલ્યાએ વિચાર કર્યો કે બાળકોની આસપાસ જે કંઈ બનતું હોય તેને મનમાં ઉતારી લેવાની, લોકોની માલેકીનાં ભૌતિક મૂલ્યોના અંજામની ફિકર રાખવાની, કેળવણી તેમને કેવી રીતે આપવી. ઓલ્યાએ ટુકડીની અંદરથી પ્રકૃતિના નાનેરા રક્ષકોના જૂથની સંઘટના કરી. શાળા નજીક એક રક્ષિત વન હતું. બાળકોએ તેનું નિરીક્ષણ શરૂ કર્યું. તેમણે વનની કોરે કોરે ફરીને તપાસ કરી તો જોવા મળ્યું કે કોઈએ કેટલાંક વૃક્ષોનાં થડો ફરતે કાપા કરીને છાલનાં ચકરડાં કાપી લીધાં હતાં. વાત સાફ હતી કે કોઈ માણસ વૃક્ષોને નિર્જીવ બનાવી દેવા માગતું હતું, જેથી તેમને



પાડી નાખવાનું કારણ મળી જાય. વૃક્ષો મરી ગયાં હોય તો પછી તેમને શા માટે ખડાં રહેવા દેવાં? બાળકો ખીજે ભરાઈ ગયાં: આમ બન્યું જ કેવી રીતે? આપણે વૃક્ષોને રોપીએ તથા ઉછેરીએ, અને કોઈ તેમને ખતમ કરી નાખે! ગમે તેમ કરીને ગોતી કાઢવું જ જોઈએ કે કોનું કરતૂત છે.

એ દિવસથી પ્રકૃતિના નાનેરા રક્ષકોના દરોડાઓ શરૂ થઈ ગયા. તેઓ સાંજે રક્ષિત વન તરફ રવાના થઈ જતા અને ગુનેગારોની વાટ જોતા. કેટલાક દિવસો પછી ગુનેગારો ગુનો કરતી વેળા જ પકડાઈ ગયા—બે ખેડૂતો વૃક્ષોને કાપીને પાડી નાખવા કરવત લઈને આવ્યા હતા. બાળકોએ સામૂહિક ખેતરના વહીવટી વિભાગને બાતમી પહોંચાડી કે વૃક્ષોને ખતમ કરી નાખનારા માણસો કોણ છે. ગુનેગારોને પોતે ખતમ કરી નાખેલા એક એક વૃક્ષના બદલામાં દસ દસ વૃક્ષો રોપવા પડયાં. બાળકો ખુશ થઈ ગયાં: ઈનસાફની ફતેહ થઈ હતી. એ બાબત સફળ નૈતિક કેળવણીની અનિવાર્ય શરતના સ્થાને છે. નાનેરા લેનિનવાદીઓ ઈનસાફની ફતેહ થતી જુએ ત્યારે સામ્યવાદી આદર્શો માટેનો સંઘર્ષ ઉમદા લાગણીઓનો સ્રોત બની રહે છે. ફતેહમાંથી તેમને પ્રેરણા મળે છે અને મુશ્કેલીઓને પહોંચી વળવા માટે જરૂરી નવી શક્તિ હાંસલ થાય છે.

નાનેરા રક્ષણવાદીઓ એક રસપ્રદ રમતથી રંગમાં આવી ગયા. એ રમત સુંદરતા અને ખંતની ઝુંબેશ ઉપર આધારિત હતી. બાળકોએ એક દરોડા દરમિયાન જોયું કે કેટલાક ખેડૂતોના વાડાઓમાં નકામા છોડવેલાઓ ઊગી રહ્યા હતા. બાળકો સફરજનના રોપાઓ લઈને એ ખેડૂતો પાસે ગયાં અને તેમને કહ્યું કે છોડવેલાઓ ખોદી કાઢીને આ વૃક્ષો રોપી દો. ત્રણ ખેડૂતો વધારે પડતા આળસુ નીકળ્યા, તેમણે એ કામ ન કર્યું. બાળવીર સંસ્થાએ પ્રકૃતિના નાનેરા રક્ષકોની યાદીઓ લખી. તેમાં બેદરકાર લોકોને અપીલ કરવામાં આવી હતી: "તમારા વાડાઓમાં નકામા છોડવેલાઓ ઊગતા જોઈ રહેવાનું અમારે માટે, પ્રકૃતિના નાનેરા રક્ષકો માટે, બહુ મુશ્કેલ બને છે. સંભવ છે કે તમારી કાંટાળી ઝાડીઓમાં થોડા વખતમાં વરુઓ નજરે પડવા લાગશે. તમે આવી કચરાપટ્ટીમાં જિંદગી કેવી રીતે ગુજારી શકો છો? અમે તમને વીનવીએ છીએ કે નકામા છોડવેલાઓને ખોદી કાઢો અને તેમની જગ્યાએ સફરજનનાં વૃક્ષો તથા દ્રાક્ષના વેલાઓની રોપણી કરો અને ફૂલો ઉગાડો. અમે પાંચ વૃક્ષોના તથા ત્રણ દ્રાક્ષવેલાઓના રોપાઓ તમારા ઘર નજીક મૂકી રાખ્યા છે.

તેમને કાલે રોપી દેવાના છે. રોપી દેજો અને સરખી રીતે પાણી પાજો. તમને એવું કામ કરવાની બહુ આળસ થતી હોય તો અમે આવીશું, નકામા છોડવેલા ઉખેડી નાખીશું, ખાડા ખોદીશું, અને ફળોનાં વૃક્ષો તથા વેલાઓ રોપી દઈશું. ફળવાડી જરૂર બની જશે, પરંતુ એ તમારી માલિકીની નહિ હોય, બાળવીર સંસ્થાની માલિકીની હશે."

યાદીઓ મૌલિક રીતે પહોંચાડવામાં આવી હતી, ઉઘાડી બારી વાટેથી ટેબલ ઉપર સરકાવી દેવામાં આવી હતી. રોપાઓ સાંજના વખતે પહોંચાડવામાં આવ્યા હતા. તેમાં આશય એવો હતો કે તેઓ કોઈની નજરે ન પડે. એ બધું બાળકો માટે તો મનગમતી રમત જેવું હતું. તેઓ બીજા દિવસની વાટ અધીરાઈથી જોવા લાગ્યાં: બેદરકાર લોકો શું કરશે? શાળાનો સમય પૂરો થયા પછી બાળકોએ રસ્તામાં આંટો માર્યો. તેઓ અગાઉના વાડાઓને ઓળખી જ ન શક્યા: નકામા છોડવેલાઓની જગ્યાએ ફળઝાડો રોપી દેવામાં આવ્યાં હતાં... ખબર ઝડપથી આખી શાળામાં ફેલાઈ ગઈ. અમારી ટુકડીએ બાળવીર સંસ્થાની અંદર નાનેરા રક્ષણવાદીઓનાં બીજાં જૂથો રચવાનું શરૂ કરી દીધું. સામૂહિક ખેતરના વહીવટી વિભાગે મોટેરા બાળવીરોને વિનંતિ કરી કે શેતૂરની વાડીની રખેવાળીનું કામ પોતાને હસ્તક લઈ લે: કેટલાક સામૂહિક ખેડૂતો નિષ્ઠુરતાથી ડાળીઓ તોડી નાખતા હતા. બાળવીરોએ થોડાક દરોડા પાડયા, અને ડાળીઓ તોડી નાખવાનું બંધ થઈ ગયું.

ટુકડીએ સંકર પાકની પ્રયોગશાળામાં અખતરાઓ માટે ખાસ વીણી કાઢેલા સરસ ઘઉંનું વીસ કીલોગ્રામ બિયારણ ઉનાળામાં તૈયાર કરવાની જવાબદારી લીધી. બાળકોએ એકદમ સારામાં સારી ઉંબીઓ તોડી લીધી, શાળાના એક મકાનમાં સૂકી જગ્યા શોધી કાઢીને શિયાળા પૂરતી ત્યાં સંઘરી રાખી, અને વસંતમાં તેમને ઝૂડીને અનાજ કૃષિવિજ્ઞાનીને સુપરત કરી દીધું. એ કામમાં એટલી બધી કાળજી અને ઉત્તેજના સંકળાઈ ગઈ હતી કે વાવણી શરૂ થઈ ત્યારે, એ વખતે ચોથા ધોરણમાં પહોંચી ગયેલાં બાળકો, પોતાના અનાજની વાવણી નજરે જોવા માટે ખેતરમાં પહોંચી ગયાં. પછી ફણગાઓ ફૂટયા ત્યારે તેઓ ફરી વાર ખેતરમાં ગયાં. કાપણીનો વખત આવ્યો ત્યારે બાળવીરોએ પોતાના મોટેરા શાળાસાથીઓને પાક લણવામાં મદદ કરવાનું નક્કી કર્યું. હું ખુશીભરી નજરે નીરખતો રહ્યો કે તેઓ પોતાની શક્તિનો એક હિસ્સો બીજા લોકોને ખાતર વાપરતા હતા



અને તેમની આસપાસની બધી ઘટનાઓને વધારે ને વધારે પ્રમાણમાં સમજી રહ્યા હતા. અમને જાણવા મળ્યું કે અમે તૈયાર કરેલાં બિયાંમાંથી સરસ ફણગા ફૂટયા હતા. એથી ખુશ થઈને અમે ખેતરમાંથી નીકળ્યાં અમે સામૂહિક ખેતરની ફળવાડી પાસે થઈને જતી વેળા સફરજનનાં નાનકડાં ઝાડો ઉપર ઈયળો જોઈ. બાળકો ફિકરમાં પડી ગયાં. એ ઘડીઓમાં બાળવીરો સમાજ તરફની પોતાની ફરજનો વિચાર નહોતાં કરતાં, વાત એમ હતી કે ખાતમાના જોખમમાં અટવાઈ ગયેલી જીવંત વસ્તુને ઉદાસીન નજરે જોતાં જોતાં રસ્તેથી નીકળી જવાનું તેમને માટે સમજો કે અશક્ય બની ગયું હતું. બાળકો ફળવાડીમાં ગયાં અને તેમણે ઈયળોને સાફ કરી નાખી. તેમણે સફરજનનાં ઝાડોને ઉગારી લીધાં, અને બાજુનાં બીજાં ઝાડોમાં પણ જંતુઓની તપાસ કરી લીધી.

પોતાના વતનની ભૂમિના સ્વામી હોવાની લાગણી અત્યંત મહત્ત્વની દેશાભિમાની લાગણીઓમાં સ્થાન ધરાવે છે, અને નાનેરાં હૈયાંઓમાં તેને વધારે ઊંડી બનાવવાનું આવશ્યક છે. જે લોકોને સગીર ઉંમરનાં વર્ષોમાં સહિયારાં ખેતરોના ઘઉંની દરેક ઉંબીના, સહિયારી ફળવાડીના દરેક વૃક્ષના, અને સામૂહિક ખેતરના ખળામાં પડેલા ઘઉંના દરેક દાણાના અંજામની બાબત ઊંડામાં ઊંડી વ્યક્તિગત ખુશીઓ — માતા અથવા પિતાએ આપેલું રમકડું, માનીતું સચિત્ર પુસ્તક, સ્કેટ અથવા સ્કીની જોડી — જેટલી જ મૂલ્યવાન લાગતી રહી હોય તેઓ ખરા દેશભક્તો બને. જ્યારે બાળક મહેનતમાં અંતરનો ઉત્સાહ રેડી દે, લોકો માટે કશાકનું સર્જન કરે, તેના પોતાના હાથ વડે સર્જાયેલું ભૌતિક મૂલ્ય તેના મનમાં ઊંડી વ્યક્તિગત ખુશી પેદા કરે, અને એ ખુશીના પંથમાં ફિકર તથા કાળજી ગૂંથાયેલી હોય અને ક્યારેક ક્યારેક નિષ્ફળતાઓ પણ આવતી હોય ત્યારે સમાજની મિલકતની બાબત તેને માટે ઊંડી વ્યક્તિગત બાબત બની રહે છે. બાળકોના દુખ અને વિષાદનાં મૂળોની ફિકર કરવાનું મેં કદી બંધ નથી કર્યું. બાળકને જે પ્યારું હોય તે શું વ્યક્તિગત ખુશી જોડે જ સંકળાયેલું હોય છે કે તેમાં બીજા લોકોને પણ લક્ષમાં રાખવામાં આવ્યા હોય છે? એ સવાલનો જવાબ હંમેશાં બાળકના નૈતિક ગુણોનો માપદંડ રહ્યો છે. સખત વરસાદને લીધે શાળાની જમીનમાં ઘઉંની સાંઠીઓને નમી ગયેલી જોઈને કોલ્યા અથવા વાલ્યા દુખમાં ડૂબી જાય ત્યારે મને ખુશી થતી. જ્યાં સુધી બાળકને એવા દુખ, પીડા, અને વેદનાની લાગણી ન થતી હોય ત્યાં સુધી કેળવણીકારને

કોઈ રીતે ચેન પડે જ નહિ કારણ કે તેનો વિદ્યાર્થી કદાચ ઉદાસીન નિરીક્ષક તરીકે જીવનમાં પ્રવેશ કરે.

આપમતલબી અને અહંકારી માણસો એવા લોકોમાંથી આવતા હોય છે કે જેમણે બાળપણ બીજા લોકોની કશી ફિકર વગર ગુજાર્યું હોય અને ફક્ત ખુશી જ માણી હોય. મારા વિદ્યાર્થીઓ વલોદ્યા અને સ્લાવાને માથે એવું જોખમ તોળાતું જોઈને હું ફિકરમાં પડી ગયો. તેમને પોતપોતાનાં કુટુંબોમાં બેહદ લાડ લડાવવામાં આવતાં. માતાપિતાઓ તેમને કશુંક નવું અને સરસ ન ખરીદી આપે ત્યારે જ તેમને દુખની લાગણી થતી. એવી આપમતલબી ફિકરોનું ખંડન બીજી જાતની કાળજી અને ગમગીની — ભૌતિક અને માનસિક દૃષ્ટિએ જે કંઈ લોકો માટે મૂલ્યવાન હોય તેની ફિકર — થકી કરવું જોઈએ.

ઉનાળાની ગરમીના દિવસોમાં મેં જોયું કે અમે આનંદ વિદ્યાલયમાં રોપેલું લીંડનવૃક્ષ બહુ કરમાઈ ગયું હતું. મેં વલોદ્યા અને સ્લાવાને કહ્યું કે "આપણા દોસ્તને વધારે ભેજની જરૂર છે." હું તેમને કશુંક દિલચસ્પ બતાવવા માટે બગીચામાં લઈ ગયો હતો અને એ વખતે મેં તેમનું ધ્યાન તાપમાં કરમાઈ ગયેલા વૃક્ષ તરફ ખેંચ્યું. મેં બાળકોને કહ્યું: "આ લીંડનવૃક્ષને આપણી મદદની જરૂર છે, અને આપણને મરજી હોય તો આપણે મદદ કરી શકીએ એમ છીએ. આવી જાતના ઝાડને, ખાસ કરીને તો હજી કુમળું હોય ત્યારે, ભીની હવા તથા ભેજ અને શીતળ છાંયડો બહુ માફક આવે છે. ચાલો, આપણા નાનકડા દોસ્તને મદદ કરીએ! પેલા નળેથી આપણે નાનકડી નળી અહીંયાં પહોંચાડી શકીએ એમ છીએ. અંતર ઝાઝું નથી, આપણે નળીને લીંડનના ઝાડ સુધી પહોંચાડીને તેને માટે ટચૂકડો ફુવારો બનાવી શકીએ એમ છીએ. એથી ઝાડને એકધારી ઠંડક મળતી રહેશે." છોકરાઓ શરૂઆતમાં તો મારા શબ્દો અંગે ઉદાસીન રહ્યા, પરંતુ કામચલાઉ ફુવારાની વાત સાંભળીને તેમનાં મનમાં કુતૂહલ પેદા થયું. કામ બાળકો માટે કોઈ મઝાની રમતની જેમ શરૂ થયું, અને એવું બાળક ક્યાંય હોય જ નહિ કે જેને રમવાનું ન ગમતું હોય. તેમણે રમત શરૂ કરી દીધી, અમે નાનકડી નળી ઝાડ સુધી પહોંચાડી દીધી, નળીને છેડે ફુવારાની ઝારી ગોઠવી દીધી, અને પાણીનાં ટચૂકડાં ટીપાંઓનાં માંડ ધ્યાનમાં આવે એવાં ઝૂમખાં ઝાડની ઉપર બંધાવા લાગ્યાં. છોકરાઓ બપોરની ગરમીના વખતે ફુવારો ચાલુ કરી દેતા અને સાંજ પડતાં પહેલાં



તેને બંધ કરી દેતા. ધીરેધીરે બાળકોનાં મનમાં ઝાડની ફિકર ઘાટ લેવા લાગી: નાનકડા ફુવારાથી એને કેવું લાગતું હશે? જે ડાળીઓમાં નવાં પાંદડાં ઊગી નીકળ્યાં હતાં એ ડાળીઓ સીધી થઈ ગઈ. એથી બાળકોને ખુશી થઈ. એ રીતે, છોકરાઓના જીવનમાં એવી દિલચસ્પી ઉદય પામી કે જે તેમની વ્યક્તિગત ખુશી જોડે સંકળાયેલી નહોતી.

પરંતુ એ તો માત્ર શરૂઆત જ હતી. ઝવેરી જેમ કાચા હીરાને ચળકાવતો હોય છે, દરેક પાસાની ઉપર બારીક ધ્યાન આપતો હોય છે, મૂલ્યવાન પથ્થરમાંથી સારામાં સારો હીરો બનાવવાની રીતનો વિચાર કરતો હોય છે, એમ જ કેળવણીકારે બાળકના હૃદયના અંતરતમ ખૂણાઓમાં પહોંચવાની રીતનો વિચાર કરવો જોઈએ. વલોદ્યા અને હું સ્વીટબ્રાયરનાં સારામાં સારાં ફળો ભેગાં કરવા કેટલીય વાર વનમાં ગયા. પછી અમે બી વાવ્યાં અને લીલા ફણગાઓને પાણી પાયું. કલમ કરવાનો વખત આવ્યો ત્યારે અમે સફેદ ગુલાબની ડાળખીઓ કાપીને સ્વીટબ્રાયરના છોડવાઓમાં કલમ કરી. તેમાં ખાલી કામ નહિ પરંતુ બાળકના હૃદયને કાળજીભર્યો સ્પર્શ અંકિત હતો. વલોદ્યા ધીરેધીરે એવા બિંદુએ પહોંચી ગયો કે જ્યારે તેની ખુશીઓ અને ગમગીનીઓના સ્રોતો માત્ર તેના વ્યક્તિગત સુખમાં નહિ પરંતુ આસપાસના જગતમાં હતા.

મારે સ્લાવાની ઉપર પુષ્કળ ધ્યાન આપવું પડ્યું. તેણે અને ઓલ્યાએ મળીને પશુઓના વાડામાં એક માંદા લવારાને સાજું કર્યું. જીવતા જીવની સારવાર કરવાનું કામ પહેલાં તો રમત જેવું હતું, પરંતુ પછી તેમાંથી કામ અંગેની રુચિ વિકસી, અને સ્લાવા ધીરેધીરે સખત મહેનત કરતો નાનેરો પશુચાહક બની ગયો. શિયાળાની ટાઢના એક દિવસે તે મારી પાસે આવ્યો ત્યારે તેની આંખોમાં આંસુ છલકાઈ રહ્યાં હતાં. એ દૃશ્ય હું કદી નહિ ભૂલું. તેણે ફરિયાદ કરી કે તેના માનીતા વાછરડાને ઓટની લીલી સાંઠીઓ બહુ ભાવે છે પણ તાપઘરમાં બાર્લીની સાંઠીઓ સિવાય બીજું કંઈ જ નથી. પોતે ઓટની સાંઠીઓ વગર વાડામાં કેવી રીતે જાય? એટલે અમે ઓટ પણ ઉગાડવા લાગ્યા.

જેને વ્યક્તિગત જરૂરતો સાથે કશો સંબંધ ન હોય તેની કાળજીમાં બાળકોના આપમતલબી વલણની સરસ દવા અંકિત હોય છે. જો બાળકને સમાજના કલ્યાણની ફિકરમાં વ્યક્ત થતી વ્યક્તિગત ઉત્સુકતા હોય તો સ્વ-દયાનો અવગુણ તેના દિલમાં કદી મૂળ નહિ છાલે. એ આપમતલબી

લાગણી તો માત્ર એવાં બાળકોનાં દિલોને જકડી લેતી હોય છે કે જેમની જિંદગી સર્વશક્તિમાન "હું" ફરતે ચકરાવા લેતી હોય.

### બહાદુર [illegible]

મારા વિદ્યાર્થીઓના શારીરિક અને નૈતિક વિકાસમાં એવો સમય આવ્યો કે જ્યારે તેમની અંદર જોમ છલકાવા લાગ્યું, છલકાઈને વહેવા લાગ્યું. એ જોમ પહેલી નજરે જોતાં વિચિત્ર અને સમજાવી ન શકાય એવાં કૃત્યોનું રૂપ ધારણ કરવા લાગ્યું. મારી નજર સામે જબરજસ્ત પરિવર્તન થવા લાગ્યું: શરમાળ બાળકો હતાશ બની ગયાં અને બીકણ બાળકો બહાદુર તથા દૃઢનિશ્ચયી બની ગયાં.

એક દિવસે અમે ખેતરમાં ગયાં. અમારે જોવું હતું કે મોટેરા વિદ્યાર્થીઓ અને સામૂહિક ખેડૂતો ખડની ગંજીઓ કેવી રીતે બનાવે છે. ટ્રૅક્ટર ચલાવનારાએ જાડો તાર ટ્રૅક્ટર સાથે જોડી દીધો હતો, અને એ તાર ખડની આખી ગંજીને ખૂબ ઊંચી ઉપાડી લેતા હતા. તાર હવામાં લગભગ પંદર મીટર જેટલી ઊંચાઈ સુધી લંબાયેલો હતો. બાળકોને એ બધું જોવામાં બહુ મઝા પડી. અમે ખડની ગંજીઓ પાસેથી કાપણીના સંચા પાસે ગયાં. એ વખતે મારી નજરે પડ્યું કે એક છોકરાએ તારને હાથમાં પકડી લીધો હતો, અને તાર તેને હવામાં ઊંચે ને ઊંચે ઉપાડી રહ્યો હતો. મેં આસપાસ જોયું તો શુરા ગાયબ હતો. હા, શુરા જ હવામાં પંદર મીટરની ઊંચાઈએ લટકી રહ્યો હતો. બાળકો શુરાને જોઈને ખુશીના દેકારા કરતા ખડની ગંજી પાસે દોડી ગયાં. કદાચ તેમને સૌને પણ એટલી ઊંચાઈએ, માથું ભમાવી દેતી ઊંચાઈએ, ચડવાની મોજ માણવાનું મન થતું હશે. હું અધીરાઈથી વાટ જોવા લાગ્યો કે શુરા ક્યારે ખડની ગંજી ઉપરથી ઊતરી જાય, પણ એ તો જાણે હાથગાડીમાં સરકતો હોય એવી રીતે નીચે આવી ગયો. મને સમજણ ન પડી કે શું કરવું—એવી અસાધારણ સફરનો સુખદ અંત જોઈને ખુશ થવું કે બાળકોને બને એટલા વેગે ત્યાંથી આઘાં લઈ જવાં.

મેં બાળકોને જેમતેમ કરીને શાંત કર્યાં અને એવું કશું કરતાં અટકાવ્યાં. પરંતુ મેં જોયું કે મારી ચેતવણીથી તેઓ બહુ નારાજ થઈ ગયાં હતાં. હું સમજી ગયો કે મારે એવી સફરની મનાઈ કરવાને બદલે તેમાં સલામતીનો



બંદોબસ્ત કરવો જોઈએ. અમે તાર હેઠળ ખડની ગંજી બનાવી, પછી પહેલાં છોકરાઓએ અને ત્યાર બાદ છોકરીઓએ એક પછી એક ઉડાનની મોજ માણી.

એ વરસોમાં અમારે ત્યાં વીજળીનો કાયમી બંદોબસ્ત હજી નહોતો થયો. મોટેરા વિદ્યાર્થીઓએ એક વીજળીઘર બાંધ્યું હતું. તે પવનથી ચાલતું અને બૅટરીઓમાં વીજળી ભરતું. પવનથી ચાલતું ચકરડું બાર મીટર ઊંચા મિનારાની ટોચે ગોઠવેલું હતું. મિનારાની ટોચે લાકડાનાં પાટિયાં વડે બનાવેલી સપાટ જગ્યા હતી. તેમાં નાનકડી બારી હતી. વીજળીનો કારીગર એ બારી વાટેથી ઍન્જિન પાસે જઈ શકતો. એક દિવસે સખત પવન ફૂંકાઈ રહ્યો હતો. અને બાળકો પતંગો ઉડાડી રહ્યાં હતાં. દરેક બાળક પોતાની પતંગને બીજા સૌની પતંગોથી વધારે ઊંચે ઉડાડવાની કોશિશ કરતું હતું. વાન્યાએ પડકાર કર્યો: "મારી પતંગ બાકીની બધીયે પતંગોથી વધારે ઊંચે ઊડવાની!" નાનકડો છોકરો મિનારા ઉપર ચડી ગયો અને સપાટ જગ્યા ફરતા લાકડાના કઠેરા ઉપર નમીને દોર વહેતો મૂકવા લાગ્યો. ત્યાં નજર નાખતાં જ હું દહેશતમાં ગરકાવ થઈ ગયો. વાન્યાએ બારીનું પાટિયું બાજુએ ખસેડી દીધું હતું અને તે સપાટ જગ્યાની કોરેથી સરકીને નીચે ભોંયે પડી ગયું હતું. બાળક ઉઘાડી બારી ફરતે દોડાદોડી કરતું હતું પણ એકધારું ધ્યાન નહોતું રાખતું કે પગ નીચે શું છે. તેની નજર તો પતંગ ઉપર મંડાયેલી હતી. સદ્ભાગ્યે સંજોગો એવા રહ્યા કે અકસ્માત ન થયો.

બાળકો ઊંચી જગ્યા તરફ અદમ્ય રીતે ખેંચાતાં હોય છે. ઊંચાઈની મીઠી લાગણી બાળકોને ખુશી બક્ષે છે. પરંતુ અમને, શિક્ષકોને, તો એવા છોકરવાદી ભાવાવેગો જોઈને ખાલી ફિકર જ થતી હોય છે. બાળકોનાં જે કૃત્યો મને ફિકરમાં નાખી દેતાં તેમાંથી સમજો કે લગભગ બધાં ઊંચી જગ્યાઓના ચુંબકીય ખેંચાણ સાથે સંકળાયેલાં હતાં...

શાળા નજીક એક પુરાણું દેવળ હતું. વીસ મીટર ઊંચા ઘંટમિનારાની ટોચે ગોળ ઢળતો ઘુમ્મટ હતો. વસંતમાં એક દિવસે મઝાનો તડકો નીકળ્યો હતો. મેં ઊંચે જોયું તો ઘુમ્મટ ઉપર ક્રૉસ નજીક ઊભેલાં ત્રણ બાળકોની આકૃતિઓ નજરે પડી. મેં તેમને ઓળખી લીધાં. સેર્યોઝા, કોલ્યા, અને શુરા હતા. મારું દિલ જાણે થીજી ગયું. બાળકોએ મને જોઈ લીધો અને છુપાઈ જવાની કોશિશ કરી, તેઓ ઘુમ્મટ ઉપર એક તરફથી બીજી તરફ

દોડી ગયાં. તેમને સાદ પાડીને બોલાવવામાં ડહાપણ નહોતું. એથી કેવળ નુકસાન જ થયું હોત. મેં શાળામાં જઈને શિક્ષકોને કહ્યું કે બધાં બાળકોને વનમાં અથવા ખેતરમાં ફરવા લઈ જાય, અને મોટેરા વિદ્યાર્થીઓને ઘેર મોકલી દે, ટૂંકમાં એવાં પગલાં લે કે દેવળને છાપરે ચડેલાં બાળકો કોઈના ધ્યાનમાં ન આવે, અને કોઈ ભયની રાડારાડી ન મચાવી દે. હું કારખાનામાં જઈને બારી પાસે બેસી ગયો, અને બેઉ હાથમાં માથું ગોઠવીને બાળકોને જોતો રહ્યો. ત્યાંથી ઘંટમિનારો સાફ નજરે પડતો હતો. મેં બાળકોને ખડની ગંજીની રમત રમવાની છૂટ આપીને કદાચ તેમનાં મનમાં ઊંચાઈઓ માણવાની ઝંખના પેદા કરી હોય. પછી મેં જોયું કે બાળકો દેવળના ઘુમ્મટ ઉપરથી એક જૂની તથા કટાઈ ગયેલી અને ક્યાંક ક્યાંક લગભગ સાવ ટેકા વગરની નળી ઝાલીને સરકતાં સરકતાં નીચે ઊતરી ગયાં...

ઉનાળામાં એક વાર વરસાદના ઝાપટા પછી તળાવના પુલ નીચેથી પાણીનો ધોધ વહેતો હતો. એક ઘરડી બાઈ શાળામાં આવી અને તેણે મને કહ્યું કે જઈને જુઓ તો ખરા, છોકરાં શું કરે છે. હું તળાવે ગયો. મને બંધ ઉપરથી તો કોઈ ન દેખાયું પરંતુ પુલ નીચેથી બાળકોના ખિખિયાટા કાને પડ્યા. તોલ્યા અને વીત્યાએ પુલને કઠેરે લાંબું દોરડું બાંધીને હીંચકો બનાવ્યો હતો. તેઓ વેગીલા ધોધમાં હીંચકાની મોજ માણતા હતા અને ખુશીના ખિખિયાટા કરતા હતા...

પેત્રીક, વીત્યા, અને કોલ્યા ક્યાંથી લાકડાનું પીપડું છેક તળાવના ઊંચા કાંઠા સુધી લઈ આવ્યા. પીપડાનું તળિયું અરધું તૂટી ગયેલું હતું. એક છોકરો પીપડામાં ભરાઈ જતો અને બાકીના બેઉ છોકરાઓ પીપડાને હળવેથી હડસેલી દેતા. પીપડું ઢોળાવે દડવા લાગતું અને પાણીથી થોડાક મીટરોના અંતરે અટકી જતું. છોકરાઓ ચોકસાઈથી વારા મુજબ એક પછી એક મોજ માણતા હતા કેમ કે પોતાના ભાગની મઝા જતી કરવા કોઈ તૈયાર નહોતું. મને આજ સુધી સમજાતું નથી કે તેઓ એવી રમત કોઈ જાતના માઠા અંજામ વગર કેવી રીતે રમી શક્યા હશે. એવા બનાવોના સુખદ અંત મોટે ભાગે તો કેવળ બાળકોની બાબતમાં જ શક્ય હોય છે.

એક વાર અમે વનમાં ફરતાં હતાં ત્યારે કેટલાક કઠિયારાઓને કામ કરતા જોયા. તેઓ સામૂહિક ખેતર માટે ઇમારતી સરંજામ તૈયાર કરી રહ્યા હતા. બાળકો કપાતાં ઝાડોને ભોંયે પછડાતાં અદ્ધર શ્વાસે જોતાં રહ્યાં. અમે પાછાં ઘર તરફ રવાના થઈ ગયાં. કોઈને ખ્યાલ ન આવ્યો



કે શુરા અને દાન્કો ગાયબ થઈ ગયા છે. અમે રસ્તામાં ખુલ્લી જગ્યાએ વિસામો લેતાં હતાં એટલામાં એક ઘરડો કઠિયારો બેઉ છોકરાઓને લઈને અમારી પાસે આવ્યો. તેણે વાત કરી કે છોકરાઓએ ઝાડ ઉપર ચડવાની કોશિશ કરેલી, એવા ઇરાદે કે ઝાડ પડે ત્યારે પોતે પણ ઉપલી ડાળીઓમાંથી ઊડતા ભોંયે પડવાની મોજ માણે.

એ બધા બનાવો ત્રીજા અને ચોથા ધોરણ દરમિયાન લગભગ છ મહિનાના ગાળામાં બનેલા. મને લાગ્યું કે કશો માઠો અંજામ ન આવવાની ખાતરી ઊભી કરવા માટે બાળકોને એવાં કૃત્યો કરતાં અટકાવવાનો ઉપાય ઠીક નથી. તેમના જોમના જોરદાર વહેણનો તકાદો ખાલી પ્રવૃત્તિ પૂરતો જ સીમિત નથી હોતો, તેમને જોખમની સામે પોતાની નીડરતાની કસોટી કરવાની તાલાવેલી હોય છે. બહાદુરીનાં કૃત્યો કરવાનો તલસાટ એવી હકીકતની સાબિતી પેશ કરતો હતો કે હિંમતની રોમાંચક લાગણી મારા વિદ્યાર્થીઓની જિંદગીનાં બારણાં ખખડાવી રહી હતી. બાળકોના જોમને સમુચિત દિશામાં વાળવાનું આવશ્યક હતું.

વાંચકના ધ્યાનમાં આવી ગયું હશે કે પહેલી નજરે અવિચારી સાહસો લાગતાં કૃત્યો મોટે ભાગે તો છોકરાઓ તરફથી જ થતાં. વર્ગમાં એક પણ છોકરો એવો નહોતો કે જેણે મને ફિકર ન કરાવી હોય. હું દાન્કોને અનિશ્ચિત અને બીકણ ગણતો હતો, પરંતુ તેણે પણ ૧૯૫૫ની શરદના અંતમાં મને હેરતમાં ગરકાવ કરી દીધેલો. તળાવમાં જામી ગયેલું બરફનું પડ બહુ પાતળું હતું, પણ તેણે હિંમતથી તેની ઉપર ચાલીને તળાવ પાર કર્યું. પાણીમાં પડી જવાની શક્યતાને ઓછી કરવા માટે તે પહેલાં પુસ્તકોને આગળ હડસેલતો હતો. બરફમાં તિરાડો પડતી હતી, પડ નમી જતું હતું, અને વધારેમાં વધારે ઊંડી જગ્યાઓએ તો પડની ઉપર પાણી છવાયેલું હતું. પરંતુ જાણે ચમત્કાર થયો હોય એમ પડ ક્યાંય તૂટ્યું નહિ, અને છોકરો સહીસલામત શાળામાં પહોંચી ગયો. તેની પાછળ પાછળ તેના બે શાળાસાથીઓ પણ આવ્યા. તેમના દાખલામાં પડ સામેથી તૂટી ગયું, પરંતુ સારા નસીબે સાવ કોર નજીક તૂટ્યું હોવાથી કશું નુકસાન ન થયું.

એવા બનાવોની બાબતમાં સાવચેતી બેશક રાખવી જ જોઈએ. પરંતુ એટલું પૂરતું નથી. સામે ચાલીને જોખમનો મુકાબલો કરવો જોઈએ અને તેને પહોંચી વળવું જોઈએ.

'બહાદુર અને નીડર માનવીઓના' એકમનો ઉદય એવી રીતે થયો. બધા છોકરાઓ તેમાં સામેલ થઈ ગયા, અને થોડા વખત પછી કેટલીક બાળકીઓ પણ તેમાં જોડાઈ ગઈ. હું એવી રમતો અને રમૂજો ઘડી કાઢતો કે જેમાં મનોબળ, બહાદુરી, અને નીડરતા જરૂરી બને. અમે તળાવને કાંઠે એક ઊંચી ભેખડ શોધી કાઢી. ત્યાં પાણીનું તળિયું તપાસી જોતાં સલામતી લાગી. જુલાઈની ગરમીના એક દિવસે બાળકો તરવાની મોજ માણવા ત્યાં પહોંચી ગયાં. મેં તેમને ભેખડ ઉપરથી ઠેકડો મારતાં અને ઉડાનનું સંચાલન કરતાં શીખવ્યું. મેં ઠેકડો માર્યો ત્યાર પછી તરત શુરા, સેર્યોઝા, કોલ્યા, વીત્યા, અને ફેદ્યા પણ કૂદી પડયા. બીજે દિવસે યૂરા, કોસ્ત્યા, અને પેત્રીકે હિંમત કરીને પાણીમાં ઝંપલાવ્યું. ત્રીજે દિવસે તોલ્યા, મીશા, સાશા, અને વાન્યાએ પાણીમાં ઠેકડા માર્યા. માત્ર ચાર છોકરાઓ બાકી રહી ગયા — પાવલો, વલોદ્યા, દાન્કો, અને સ્લાવા. તેમના સાથીઓ તેમની ઠેકડી કરવા લાગ્યા. નીચે તરતી બાળકીઓ પણ તેમને પાનો ચડાવવા લાગી. તીના ભેખડ ઉપર ચડી ગઈ. તેને ઠેકડો મારવાનું મન હતું. તેણે ઉપરથી બહુ સુંદર રીતે પાણીમાં ડૂબકી મારી. તેને પગલે પગલે લારીસા અને વાર્યાએ પણ ડૂબકી મારી. છોકરાઓને શરમ આવી. આખરે પાવલો, દાન્કો, અને સ્લાવાએ ઉપરથી પાણીમાં ઝંપલાવ્યું.

માત્ર વલોદ્યા ઠેકડો મારવાની હિંમત ન કરી શક્યો. મેં જોયું કે નાનકો છોકરો પોતાની બીકને કારણે બેચેન બની ગયો હતો, પરંતુ કોઈ રીતે બીકથી છુટકારો નહોતો મેળવી શકતો. અમારે વલોદ્યા માટે નીચી ભેખડ ગોતી કાઢવી પડી. તેણે બાળકીઓની સાથે ત્યાંથી ઠેકડો માર્યો, પરંતુ તે ઊંચી ભેખડેથી કૂદકો ન મારી શક્યો. તેને હિંમતનાં કામ કરાવવામાં મારે પુષ્કળ સમય લગાવવો પડયો. વસંતમાં બાળકો સ્ટાર્લીંગ પંખીઓ માટે ટચૂકડાં ઘરો ઝાડોમાં ટાંગતાં હતાં ત્યારે હું તેને એક ઊંચા ઝાડ ઉપર ચડાવવામાં સફળ થઈ ગયો. તેમાં બીક ઉપર તેની પહેલી ફતેહ અંકિત હતી. બાળકોએ મને ખાનગીમાં વાત કરી કે વલોદ્યા એકલો ભેખડે ગયેલો, કપડાં કાઢીને કેટલીય વાર સુધી બેસી રહેલો, તેણે દોટ મૂકીને ઠેકડો મારવાની કોશિશ પણ કરેલી, પરંતુ પાણીમાં ઝંપલાવવામાં તેને લાગતી બીક ચાલુ જ રહી હતી. સૌથી બહાદુર પ્રથમ ત્રણ બાળકીઓને પગલે પગલે વાલ્યાએ પણ ભેખડ ઉપરથી ઠેકડો માર્યો. તેની બાબતમાં



એવી ધારણા કોઈને નહોતી. વાલ્યાની હિંમત જોઈને વલોદ્યા ગૂંચવણમાં અટવાઈ ગયો. છોકરો આંખો સખત મીચી દઈને પાણીમાં કૂદી પડયો. વાલ્યાએ ઠેકડો માર્યો ત્યાર પછી તેની પાછળ પાછળ નીના, ગાલ્યા, લુસ્યા, ઝીના, કાત્યા, અને સાશાએ પણ ભેખડ ઉપરથી પાણીમાં ડૂબકી મારી, અને તેમની પાછળ પાછળ બાકીની બધી બાળકીઓ પણ કૂદી પડી. મને ખાતરી થઈ ગઈ કે બાળકીઓમાં છોકરાઓ કરતાં નોંધપાત્ર પ્રમાણમાં વધારે મનોબળ હોય છે. તેઓ ભારે હિંમતથી બીક અને અનિશ્ચિતતાને ખંખેરી નાખી શકે છે, અને બહાદુરીનું કામ કર્યા પછી છોકરાઓ જેવી શેખી મારતા હોય છે એવી શેખી ક્યારેય નથી મારતી.

અમે ત્રીજું ધોરણ પૂરું કરી લીધા પછી કુદરતના ખોળામાં રજા માણી રહ્યા હતા ત્યારે બાળકોએ ધ્રુવપ્રદેશના શોધયાત્રીઓની રમત ઘડી કાઢી. રમતની શરતો મુજબ, ધ્રુવપ્રદેશના શોધયાત્રીઓનું વહાણ ખરાબે ચડી જવાથી તેઓ દૂરના એક ટાપુમાં — ચોમેર પાણીથી ઘેરાયેલી હિમશિલા ઉપર — સપડાઈ ગયા હતા. આખા ટાપુમાં ગીચ ઝાડીઓ ફેલાયેલી હતી. અમે અફાટ ધરતીના વિસ્તારમાં હતાં. અમારે ધ્રુવપ્રદેશના શોધયાત્રીઓને પુરવઠો (રોટી અને બટેટાં) પહોંચાડવાનો હતો. હિમશિલા અને અફાટ ધરતી વચ્ચે નાનકડું સરોવર હતું. રમતનો નિયમ એવો હતો કે પુરવઠો ધ્રુવપ્રદેશની કપરી રાતના અંધારામાં પહોંચાડવામાં આવે.

બહાદુર અને નીડર માનવીઓના એકમમાંથી સ્વયંસેવકો આગળ આવ્યા. બાળકોને થોડીક બીક લાગતી હતી: સાંભળવામાં આવ્યું હતું કે કોઈએ ટાપુમાં વરુની બખોલ જોયેલી. પરંતુ શુરા અને સેર્યોઝા રાતની સફરે નીકળી પડયા. અમે એક થેલામાં રોટી, બટેટાં, દીવાસળી, અને ચરબી ભરીને તેને પાઈનના લાકડાના જાડા પાટિયા સાથે બાંધી દીધો. અમે રબરની બે જૂની ટ્યૂબો — એટલે રમતમાં હોડી — પાણીમાં ઉતારી. સૂરજ આથમી ગયો, સરોવર અને નાનકડા ટાપુ ઉપર ધુમ્મસ છવાઈ ગયું. આકાશમાં તારાઓ ટમટમવા લાગ્યા. છોકરાઓએ કપડાં કાઢીને પાટિયા જોડે બાંધી લીધાં. પછી તેઓ રવાના થઈ ગયા. તેઓ એક મિનિટમાં અદૃશ્ય થઈ ગયા. થોડીક મિનિટો બાદ પાણીમાંથી આછો છબકારો કાને પડયો. પછી તેનો અવાજ પણ શમી ગયો. બહાદુર અને નીડર માનવીઓના એકમના બધા સભ્યો અમારા નાનકડા કૂતરા ત્રાવકા ભેગા કાંઠે બેસી રહ્યા... એક કલાક વીતી ગયો. ઘોર અંધારું હતું. નહોતો ટાપુ

દેખાતો કે નહોતું સરોવર દેખાતું. એકાએક અંધારામાં જ્યોતિ ઝબકવા લાગી. નાનેરા ધ્રુવીય શોધયાત્રીઓ ખરાબાની જગ્યાએ પહોંચી રહ્યા હતા. તેઓ સંકેત પાઠવી રહ્યા હતા કે બીજી જોડી હોડીમાં રવાના થઈ જાય.

અમે ફરી રોટી, બટેટાં, ચરબી, અને ડુંગળીનો થેલો પાટિયા જોડે બાંધ્યો અને ટ્યૂબો પાણીમાં ઉતારી. વીત્યા અને યૂરા તૈયાર થઈ ગયા. એક બાળકીએ જણાવ્યું કે પુરાણા જમાનામાં સરોવરમાં મોટી મોટી પાઇક માછલીઓ રહેતી હતી, કદાચ હજી રહેતી હોય... વાત દેખીતી રીતે જ વીત્યા અને યૂરાને ડરાવવા માટે કહેવામાં આવી હતી. અંધારઘેરા પાણીની સફર કરવામાં છોકરાઓને બીક તો બેશક લાગતી જ હતી, પરંતુ હવે તેઓ પોતાનો ફેંસલો બદલવા તૈયાર નહોતા, કોઈ વાતે નહિ. જે ઘડીએ યૂરા અને વીત્યાએ પગ હૂંફાળા પાણીમાં ઉતાર્યા એ જ ઘડીએ જરાક આઘેથી જોરદાર છબકારો કાને પડ્યો. એ તો બેશક કોઈ માછલીની રમત જ હોય, પરંતુ છોકરાઓ પાઇક માછલીની વાત ભૂલ્યા નહોતા. વળી એક કલાક વીતી ગયો અને અંધારામાં બીજી જ્યોતિ ઝબકવા લાગી. પછી બન્ને જ્યોતિઓ ઓલવાઈ ગઈ. તેનો અર્થ એવો હતો કે ધ્રુવીય શોધયાત્રીઓની બે જોડીએ ભેગી થઈ ગઈ હતી. અમે આડાં પડ્યાં, પરંતુ નીંદર કોઈને ન આવી.

ટાપુ ઉપર તાપણું સળગીને ભડકા કરવા લાગ્યું: છોકરાઓ સૂર્યોદય સુધી આખી રાત જાગતા રહીને ગાળવાના હતા. તેઓ કૂંડાળામાં અડોઅડ બેસીને આતુરતાથી પૂર્વમાં નજર ઠેરવી રાખશે, આકાશમાં અજવાળું ફેલાવાની વાટ જોતા રહેશે. બીજે દિવસે સૂર્યનાં પ્રથમ સોનેરી કિરણો વૃક્ષોની ટોચ ઉપરથી ત્રાંસી નજરો નાખવા લાગે ત્યારે છોકરાઓ પાણીમાં તરીને પાછા આવી જશે. બીકને ખંખેરી નાખવાથી મળતી ખુશીનો અનુભવ હજી ન પામેલાં બાળકોને તેમની ઈર્ષા થશે. અને દહેશતની ઉપર ફતેહ હાંસલ કરી ચૂકેલાં બાળકો માનવીને છાજતો સંયમ દાખવીને જવાબ આપશે: "અરે, એમાં ડરવા જેવું કંઈ બિલકુલ નહોતું!"

અમે બધા છોકરાઓને, વલોદ્યાને પણ, રાતના અંધારામાં બહાર મોકલ્યા. રમત પુરજોસમાં હતી ત્યારે છોકરીઓ પૂછવા લાગી કે ખાલી છોકરાઓ જ કેમ જાય, અમે પણ કેમ ન જઈએ. મેં તો એવા સવાલની ધારણા પહેલેથી રાખી હતી, એટલે તીના કોલ્યાની સાથે અને વાર્યા તોલ્યાની



સાથે ટાપુએ ગઈ. છોકરાઓએ ટાપુમાં સૂકું ખડ ગોતી કાઢ્યું અને બાળકીઓ માટે પથારીઓ બનાવી.

રાત, નીરવતા, અને એકાંત — બાળકોને એ બધું બહુ ગમે છે કારણ કે તેમાં મુશ્કેલીઓને પહોંચી વળવાના રોમાંચનો અનુભવ થાય છે. બાળકોએ બીજી એક દિલચસ્પ રમત ઘડી કાઢી — ભૂસ્તરવિજ્ઞાનીઓ. વનની અંદર દૂર અભેદ્ય ઝાડીમાં, વનની કોરથી લગભગ પાંચ કિલોમીટરના અંતરે, બાળકીઓએ એક ઝૂંપડું બાંધ્યું અને ત્યાં દિવસ દરમિયાન મુકામ કર્યો. એ ભૂસ્તર-અન્વેષણ જૂથનું મુખ્ય મથક હતું. રમતના નિયમો એવા હતા કે ભૂસ્તરવિજ્ઞાનીઓના એક જૂથે — છોકરાઓએ — રાતના અંધારામાં તાઇગાવનને પાર કરીને મથકે પહોંચવાનું હતું... ભૂસ્તરવિજ્ઞાનીઓ પાસે ખનીજના નમૂનાઓના થેલા હતા. બહાર અંધારું થવા લાગ્યું ત્યારે છોકરાઓ શાળામાંથી રવાના થયા અને એક કલાકમાં વનની કોર સુધી પહોંચી ગયા. તેમને અંધારામાં માર્ગ કાપવાનો હતો, અને વધુમાં તાઇગાવનની તોફાની નદી તથા પર્વતમાળા પાર કરવાની હતી. બાળકીઓને છૂટ નહોતી કે તેઓ કોઈ જાતના સંકેતો કરીને છોકરાઓને મદદ કરે. વનનો માર્ગ કાપવામાં પૂરા બે કલાક લાગી ગયા. છોકરાઓ મધરાત પછી મુખ્ય મથકે પહોંચ્યા. તેઓ બહુ થાકી ગયા હતા, પરંતુ ખુશખુશાલ અને ઉત્તેજિત હતા.

ઑગસ્ટના ધોધમાર વરસાદમાં ચૌદ વાછરડાં સામૂહિક ખેતરના ધણની પાછળ રહી ગયાં. પશુઓ પૂરમાં ડૂબેલા બીડને પાર કરીને ક્યાંક ભાગી ગયાં. મોટેરાં માણસોએ બહુ તપાસ કરી પણ વાછરડાં ક્યાંય મળ્યાં નહિ. શુરા અને વીત્યાએ મને કહ્યું કે "ચાલો આપણે તપાસ કરીએ!" એટલે બહાદુર અને નીડર માનવીઓના એકમમાંથી નવ બાળકો, છ છોકરાઓ અને ત્રણ છોકરીઓ, મારી સાથે તપાસ કરવા નીકળી પડ્યાં. અમે ખોરાક, કંપાસ, પૂરના પાણીને પાર કરવા બે ટ્યૂબ, વગેરે ભેગું લઈ લીધું. બાળકો ખુશમિજાજમાં હતાં. પૂરના પાણીમાં ડૂબેલા બીડને અમે એક એક હિસ્સો કરીને તપાસી જોયું. અમે કેટલીક જગ્યાઓએ બબ્બે અને ત્રણ ત્રણનાં જૂથોમાં વહેંચાઈને તપાસ કરી. ચાર દિવસમાં અમે વનની ઝાડીઓમાંથી અગિયાર વાછરડાં ગોતી કાઢ્યાં. બાકીનાં કદાચ તણાઈને મરી ગયાં હશે. ધોધમાર વરસાદ દરમિયાન વેગીલાં વહેણો વહેવા લાગ્યાં હતાં. તપાસના દિવસો બાળકોની યાદમાં અંકાઈ ગયાં. અંધારાથી, દેડકાંથી, અને ઘાસના સાપોથી ડરતી નાનકડી બાળકીઓ

ગાલ્યા, લુસ્યા, અને સાન્યાને એ દિવસો ખાસ યાદ રહી ગયા કેમ કે તપાસ દરમિયાન તેમને લોંકડીઓ તથા ઘુવડોનો ભેટો થઈ ગયો હતો.

ચોથું ધોરણ પૂરું થયું ત્યાર પછી ઉનાળામાં અમે પહાડો ચડનારાઓની રમતની મોજ માણી. અમે અગાઉથી ભેખડ ઉપર બાંધી રાખેલી દોરડાની સીડી નીચે કોતરમાં ઉતારી. અમારો પહાડી મુકામ નીચે હતો. અમે પહાડ ચડનારાઓ બનવાની રમત શરૂ કરી દીધી. કામગીરીમાં પહેલાં લગભગ સીધું દીવાલ જેવું ચઢાણ ચડીને ભેખડ ઉપર પહોંચવાનું હતું, અને પછી પાછું કોતરમાં ઊતરવાનું હતું. કેટલાય છોકરાઓની ઊંચાઈની બીક ક્યારની ખતમ થઈ ચૂકી હતી, પરંતુ આ કામગીરીમાં તો તેમને પણ થોડીક બીક લાગતી હતી. સૌથી પહેલો વીત્યા ઉપર જઈને પાછો આવ્યો, અને તેમની પાછળ પાછળ શુરા અને સેર્યોઝા ઉપર જઈ આવ્યા. યૂરા અરધું ચઢાણ ચડીને જ પાછો વળી ગયો. બાકીનાં બાળકો માટે અમારે એવી ભેખડ ગોતી કાઢવી પડી કે જેનું ચઢાણ એટલું બધું સીધું ન હોય. અમે ત્યાં કેટલાય દિવસો સુધી એવી રમત રમતાં રહ્યાં. છોકરીઓએ છોકરાઓની સાથે હરીફાઈ કરી. તીના, લારીસા, અને કોસ્ત્યા સૌથી વધારે બહાદુર અને ઓછામાં ઓછાં બીકણ બાળકો સાબિત થયાં. તેમણે વલોદ્યા અને સ્લાવાની ઠેકડી ઉડાડી. એ બે છોકરાઓને ત્રણ મીટરની ઊંચાઈએ ચક્કર આવી જતાં. આખરે બધા છોકરાઓ અને છોકરીઓએ ભેખડ ઉપર ચડવામાં કામયાબી હાંસલ કરી લીધી.

બાળકોને પોતાની હિંમત અને નીડરતા પ્રદર્શિત કરવામાં ઊંડી ખુશીની લાગણી થઈ. બહાદુરી અને હિંમત દરેક વ્યક્તિ માટે કેવળ અસાધારણ સંજોગોમાં જ નહિ પરંતુ રોજિંદી જિંદગી તથા મહેનતમાં પણ આવશ્યક નૈતિક લક્ષણો છે.

પ્રાથમિક શાળાનો ગાળો પૂરો થવામાં જેમ જેમ ઓછો ને ઓછો સમય બાકી રહેતો ગયો તેમ તેમ મારી ફિકર વધતી ગઈ: બાળકો થોડા વખતમાં કિશોરાવસ્થામાં કદમ માંડવાનાં હતાં. તેમનાં મનમાં તેમને પોતાને વિશેના સવાલો ઘોળાવા લાગ્યા હતા, તેઓ વિચાર કરવા લાગ્યાં હતાં કે "હું કેવી જાતની વ્યક્તિ છું, મારામાં સારું શું છે અને ખરાબ શું છે, મારા સાથીઓનાં મનમાં મારા વિશે કેવા ખ્યાલો છે."

જેમ જેમ કિશોરાવસ્થા નજીક આવતી જાય તેમ તેમ સ્વ-શિક્ષણની વેળા પણ નજીક આવતી જાય. મેં બાળકોના ભવિષ્યને, જ્યારે તેમનું



મનોબળ અને ખંત અત્યંત મહત્ત્વની શૈક્ષણિક શક્તિ બની રહેવાનાં હતાં એ સમયને, લક્ષમાં રાખીને તેમનાં મનમાં સ્વ-શિક્ષણ અંગેની રુચિ પેદા કરવાની કોશિશ કરી. દરેક બાળક માટે કામ અને રમતનો સમય નક્કી કરી લેવામાં આવ્યો હતો. બાળકો રોજ સવારે છ વાગ્યે ઊઠી જતાં અને કસરત કરતાં, ટાઢા પાણી વડે નહાતાં, નાસ્તો કરતાં, અને લેસન કરી લેતાં. દરેક બાળક શાળાએ જવા નીકળતાં પહેલાં ઓછામાં ઓછા એક કલાક વાંચન કરતું. મેં કોશિશ કરી કે નિયત ક્રમનું પાલન સ્વ-શિક્ષણનું માધ્યમ બની રહે. વલોદ્યા અને સ્લાવાને સવારે ઊઠવામાં મુશ્કેલી પડતી કારણ કે માબાપ તેમને રાતે વહેલા સુવડાવી નહોતાં શકતાં એટલે સવારે વહેલા જગાડવામાં અચકાતાં. મેં કેવળ છોકરાઓ જોડે જ નહિ પરંતુ માતાપિતાઓ સાથે પણ વાતચીત કરી. સ્લાવાને સ્વ-શિક્ષણનું આકર્ષણ થયું અને તેણે આત્મસંયમ કેળવી લીધો. પરંતુ વલોદ્યા હજી એટલુંયે નહોતો શીખી શક્યો. તેનું કુટુંબ તેનામાં એશઆરામના વલણને વધારે ઉત્તેજન આપતું હતું.

### [illegible]

મારા બધા વિદ્યાર્થીઓ, સોળ છોકરાઓ અને પંદર છોકરીઓ, ચોથું ધોરણ પૂરું કરીને પાંચમા ધોરણમાં દાખલ થયા. બાર વિદ્યાર્થીઓને બધા વિષયોમાં ઉત્તમ માર્ક મળ્યા હતા, એટલે શાળા તરફથી તેમને સંમાનનાં પ્રમાણપત્રો આપવામાં આવ્યાં. તેર વિદ્યાર્થીઓને અમુક વિષયોમાં સારા તથા અમુક વિષયોમાં ઉત્તમ માર્ક મળ્યા હતા, અને બાકીનાં છ બાળકોને જુદાજુદા વિષયોમાં સાધારણ, સારા અને ઉત્તમ માર્ક મળ્યા હતા.

મારી દૃષ્ટિમાં મારા શૈક્ષણિક કાર્યની મુખ્ય સફળતા એ હતી કે બાળકો માનવતાની કેળવણી પામ્યાં હતાં અને બીજા લોકોની ખુશીઓ તથા ગમગીનીઓને પોતાનાં દિલોમાં અનુભવતાં, સ્વદેશને ચાહતાં, અને દુશ્મનોને ધિક્કારતાં શીખ્યાં હતાં. તેમણે મહેનતની રૂપાંતરકારી ભૂમિકાને સમજી લીધી હતી, વતનની ભાષાની સરસ જાણકારી હાંસલ કરી લીધી હતી, અને પાંચ કામગીરીઓ શીખી લીધી હતી: નિરીક્ષણ કરતાં, વિચાર કરતાં, વાંચતાં, લખતાં, અને વિચારોને શબ્દોમાં વ્યક્ત કરતાં શીખી લીધું હતું. મને ખાતરી થઈ ગઈ હતી કે બાળકોને સાત વરસની ઉંમર

પહેલાં, એટલે કે તેઓ પહેલા ધોરણમાં દાખલ થાય તે પહેલાં, વાંચતાં અને લખતાં શીખવવાનું શક્ય છે. આ લક્ષ્ય એક વાર સાધી લેવામાં આવે એટલે બાળકની બૌદ્ધિક શક્તિઓને ચિંતન અને સર્જન માટે મુક્ત કરી શકાય.

બાળકો મુશ્કેલ અવસ્થામાં, કિશોરાવસ્થાનાં વર્ષોમાં, પ્રવેશ કરવા માટે નૈતિક રીતે તૈયાર હોવાં જોઈએ, અને મારી દૃષ્ટિમાં એ બાબત જરાય ઓછા મહત્ત્વની નહોતી. પ્રાથમિક શાળાનાં વર્ષો દરમિયાન હું એવા સમયનો વિચાર કરતો રહ્યો હતો કે જ્યારે બાળકો અદૃશ્ય રેખા નજીક, બાળપણને કિશોરાવસ્થાથી નોખું પાડતી રેખા નજીક, પહોંચી જવાનાં હતાં. કેટલાંક બાળકો એ રેખાને પાર કરી ચૂક્યાં હતાં. કિશોરાવસ્થાની મુશ્કેલીઓ ચોથા ધોરણમાં શરૂ થઈ ચૂકી હતી.

ઑગસ્ટની એક શાંત સંધ્યાએ અમે ઉનાળાને વિદાય આપવા સુંદરતાના ખૂણામાં ગયાં.

સૂર્યનાં છેલ્લાં કિરણો વૃક્ષોની ટોચે ગેલ કરી રહ્યાં હતાં, ચાર વરસ પહેલાં અમે રોપેલા ઝાડમાં ગફરજનો પાકી રહ્યાં હતાં. વેલાઓમાં દ્રાક્ષનાં ઝૂમખાંઓ ઉપર એક ભમરી ચકરાવા લઈ રહી હતી. ખેતરમાં ટ્રૅક્ટરના ખડખડાટનો અવાજ હવામાં તરતો આવી રહ્યો હતો. બાળકીઓ ઘઉંની સાંઠીઓની પૂળીઓ લઈ આવી અને તેમને સ્નોબૉલ બેરીફળના છોડવાની ડાળખીઓ સાથે ગૂંથવા લાગી. અમે ઉનાળાની શાંત સંધ્યાનું ગીત ગાયું. ગીતના સૂર શમી ગયા અને બાળકોએ સંધ્યાના ગગનમાં મીટ માંડી. પ્રકૃતિનું સંગીત, અમે જેને વિદાય આપી રહ્યાં હતાં એ ઉનાળાની યાદો — બાળકોનાં દિલોમાં એ સર્વના પડઘા ગુંજવા લાગ્યા. આસપાસનું જગત — સંધ્યાનું ગગન, કેસરિયો સૂર્યોસ્ત, સોનેરી બેરીફળો, દ્રાક્ષનાં ઝૂમખાં, હૉપના છોડવાઓની લીલી વાડ, સફેદ ક્રીસેન્થીમમ ફૂલો, અને ભમરીનો ગુંજારવ — ચમત્કારી વાદ્ય જેવું આખું જગત અમારી નજર સામે પથરાયેલું હતું, અને બાળકોએ તેના તારોને આંગળીઓ અડાડી ત્યારે જાદુઈ સંગીતના, ભાષાના સંગીતના, સૂર રેલાવા લાગ્યા. એ સંગીત ખુશીઓનું અને ગમગીનીઓનું હતું. હુંયે ખુશ પણ હતો અને ગમગીન પણ હતો. મારાં બાળકો, તમે કિશોરાવસ્થામાં પહોંચી ગયાં છો! તમારું ભવિષ્ય કેવું હશે? હું દરરોજ તમારા સંગાથમાં રહીશ, તમને પુખ્ત વયમાં દોરી જઈશ. હું પાંચ વર્ષ તમારો ભોમિયો રહ્યો છું, મેં મારું દિલ તમને દીધું છે. મારું



દિલ ક્યારેક ક્યારેક થાકી જતું. બાળકો, મારું દિલ સાવ થાકી જાય ત્યારે હું તમારી પાસે દોડી આવતો. તમારો ખુશાલ કલબલાટ મારા દિલમાં નવી તાકાત રેડી દેતો, તમારા મલકાટમાંથી જોમની નવી સરવાણીઓ ફૂટી નીકળતી. તમારી કુતૂહલભરી નજરો મારા મનમાં વિચારોનો જુવાળ પેદા કરતી... મારાં બાળકો, હું તમને મારાં સ્વપ્નોમાં મોટેરા માનવીઓ તરીકે નીરખું છું. તમારામાંથી દરેકમાં મને હિંમતવાન સોવિયેત દેશભક્ત, પ્રમાણિક અને જોમદાર હૈયું તેમ જ સ્પષ્ટ વિચારો અને સોનાના હાથ ધરાવતો માનવ, દેખાય છે.

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ, તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)